પાસે મલિકંબરના સૈન્યને પરાજિત કર્યું, મલિકંબરના સૈન્યને જીતતાં સર્વ શક્તિ ખલાસ થઇ જવાથી પુન: મલિકંબર શાહનબાજખાનને ધકેલતો ધકેલતો બાલાપુર લાવ્યો.

ઈ. સ. ૧૬૨૦માં જહાંગીરે કાશ્મીર તરફ સ્વારી કરી, ત્યારે મોગલ સૈન્ય તેમાં ગુંથાયેલ જોઇને મલિકંબરે મોગલોના કિલ્લેદાર ખંજરખાનને બાલાઘાટના કિલ્લામાં પૂરી ચારે બાજુ ઘેરી લીધો. દરાબખાને મલિકંબર પર–અહમદનગર પર સ્વારી કરી અને હરાવ્યો; પણ તેની સેનાને જોઇએ તેટલો ખોરાક ન મલવાથી પાછો બાલાપુર આવ્યો.

ઇ. સ. ૧૬૩૬માં ઔરંગજેબ દક્ષિણના સુબાઓ ઉપર નિયુક્ત થયો, ત્યારે કર્ણાટકની લડાઇમાં શાહજીએ બીજાપુરની સેના સાથે સેવા બજાવી હતી માટે, કોલ્હાર ( બાલાપુરથી ૬ માઇલ ), બંગલોર અને બાલાપુર એ ત્રણ ગામો જાગીરમાં આપ્યાં હતાં.[૧૦] આ શાહજી તે જ કે જેમને ત્યાં નરરત્ન શિવાજી મહારાજનો જન્મ થયો હતો. આ શિવાજીનું એક રાજસ્થાની કવિએ સાત સવૈયામાં બહુ રોચક વર્ણન કરેલ છે. મૂળ પ્રત મારા સંગ્રહમાં છે.

સન્ ૧૭૨૮ જૂન માસમાં નિજામ અલીખાન અને અલ્લઅલીખાન [ અહમદનગર વાસી ] સાથે બાલાપુર પાસે ભયંકર યુદ્ધ થયાનું ઇતિહાસ પરથી જણાય છે. તેમાં અલ્લઅલીખાન તથા ઘણા મરાઠા સૈનિકો મરણ પામ્યા. ખંડેરાવ દાભાડે, દામાજી ગાયકવાડના ઉદયનો મૂળ પાયો બાલાપુરની લડાઇ જ છે.[૧૧] સુપ્રસિદ્ધ બાજીરાવ પેશવા પણ યુદ્ધ સમયે બાલાપુર હતા.

ઔરંગજેબનો પૌત્ર અજમશાહ બાલાપુરનો હોદ્દેદાર હતો. ઇ. સ. ૧૭૨૧માં[૧૨] નિજામસુલ્મુલ્ક તથા દેહલીના લશ્કર સાથે લડાઇ થઇ હતી. ઇ. સ. ૧૭૫૭માં એલિચપુરના[૧૩] પહેલા નવાબ ઇસ્માઇલખાને બાલાપુરનો કિલ્લો બનાવ્યો હતો, અને તેમાં કાંગરા બનાવી તે આજસુધી વિદ્યમાન છે. અત્યારે કિલ્લામાં તહસીલ, કચેરી, નિશાળ તથા સાર્વજનિક ઇમારતો છે પણ નિબંધ લાંબો થઇ જવાથી આમાં તેનું વર્ણન જતું કર્યું છે.

સંવત ૧૭૬૯માં ભોંસલે અને પેશવાઓ વચ્ચે યુદ્ધ થયુ હતું, ત્યારે પરસ્પર આપસમાં સમજી ગયા તેમાં પ્રસ્તુત કલમ હતી કે ભોંસલેએ દર વર્ષે ૫ હજાર રૂપીઆનુ કાપડ, વાસીમ અને બાલાપુરનું પહેરવાને મોકલવું. વાસીમ કરતાં બાલાપુરનુ કાપડ ઘણું

---

નહિતર ન વ ચાય, આ વાત મારા અનુભવની છે. ત્યાં ઔરંગઝેબની છોકરીની કબર છે. પહેલાં આ ગામનુ નામ "રોહણાબાદ" હતું. ત્યા કિલ્લો હજુ સુધી છે, તે ગામમાં એક ખેતરમાં ૫ ફીટની ૧ જૈન મૂર્તિ (શ્વેતામ્બર) તથા ૧ ચૌમુખો સ્તૂપ તથા અંબિકાની અને વિષ્ણુ શેષશયનની પ્રાચીન મૂર્તિઓ પડેલ છે. આ ગામ ધામણગાંવથી મલકાપુરને રસ્તે ૭ા માઇલ છે. આ પણ હાલ દુરવસ્થામાં વિદ્યમાન છે.

૧૦ જુઓ "રાજપુતાને કા ઇતિહાસ" વો. ૧ પૃ. ૨૮૧.

૧૧ "સમશેર બહાદુર" આ લડાઇ વખતે દામાજીને ખિતાબ આપ્યો તે આજ સુધી ચાલ્યો આવે છે. વર્તમાનમાં ગાયકવાડની રાજધાની વડોદરામાં છે.

૧૨ આ ૧૦૪ વર્ષની વયે મરણ પામ્યો હતો.

૧૩ એલિચપુર અમરાવતીથી ૩૨ માઇલ છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ ગામ મહત્ત્વનુ છે. અહી સન ૧૩૪૭ની સુલતાન કમાદુલ્મુલ્કની કબર છે. પુરાતન કાળમાં અત્રે ૫૪ પરા હતા. ૩૫ છે, આ ગામના નામ સબધી વિદ્વાનોમા એકમત નથી. એની ચર્ચા "અંતરીક્ષ પાર્શ્વનાથ વિષયક સાહિત્ય"ના નિબંધમા કરીશુ.

મજબુત અને ટકાઉ ગણાય છે. શેત્રંજી અહી ઘણી સુંદર બનતી અને હાલ પણ બને છે.

બાલાપુરમાં 'મન' નદીના કિનારાપર સ્મશાન પાસે એક છત્રી જોવાય છે. તે છત્રી જયપુરના રાજા સવાઈજયસિંગે બનાવી છે. આ જયસિંગ તે જ કે જેણે આંબેરથી સં ૧૭૨૮માં પોતાની રાજધાની જયપુરમાં વસાવી. આ નરેશ વૈજ્ઞાનિક જ્ઞાન અને કળાનો જાણકાર હતો. તેણે ગણિતના ઘણા ગ્રંથો સંસ્કૃતમાં ઉતરાવેલ ઉપલબ્ધ થયા છે, તથા જ્યોતિષ્ય ચક્રના જયપુર, કાશી, ઉજ્જેન વગેરે ગામોમાં બનાવેલાં મકાનો આજસુધી વિદ્યમાન છે. ઉપરના સુકૃત્યો ઉપરથી સાફ જણાઇ આવે છે કે તે રાજા બહુ વિદ્વાન હોવો જોઈએ. રાજસ્થાનના ઇતિહાસમાં આ રાજાનું શુભાભિધાન સુવર્ણાક્ષરથી અંકાયેલ છે.

ઔરંગઝેબ જયારે ગાદીપર આવ્યો ત્યારે તરત જ જયપુરના રાજા સવાઇજયસિંગની દક્ષિણના મુખ્ય સુબા તરીકે નિમણુંક કરી, ત્યારે છત્રી બનાવી હતી. વચગાળામાં છત્રી ટૂટી ગઇ હતી, ત્યારે જયપુરના રાજા સાસેથી ત્રણ હજાર રૂપિયા લઇ સુધરાવેલ, હાલ સારી સ્થિતિમાં છે. છત્રી પરથી બાલાપુરનું પ્રાકૃતિક સૌંદર્ય અપૂર્વ જણાય છે. પૂર્વ દિશામાં છત્રી આવેલ છે. ડાક બંગલા પાસેની સડક પરથી જણાય છે કે શિલ્પની દૃષ્ટિએ આ છત્રી જરાય મહત્ત્વની નથી. એકાંત હોવાથી અભ્યાસીને બહુ જ ઉપયોગી છે. આ લેખકે પણ છત્રી જોઇને જ વર્ણન કરેલ છે,

ઇ. સ. ૧૮૪૫માં જ્યારે વરાડ ખાલી થવાનો હુકમ થયો હતો ત્યારે બાલાપુર પર હુમલો થયો હતો. પૂર્વના કાળમાં બાલાપુરમાં કાગળો ઉતમ પ્રકારના બનતા હતા. આખાય વરાડમાં જેમ હાલમાં વિલાયતી કાગળો વપરાય છે તેમ પહેલાં આખાય પ્રાંતમાં બાલાપુરના કાગળો વપરાતા હતા. બાલાપુરના કાગળો પરનાં લખાણો હજુસુધી દૃષ્ટિ-ગોચર થાય છે.

બાલાપુરની નદી પાસેના પાષાણો પર સારુ કલાકૌશલ્યવાળું કાર્ય થતું હતું. આ લખાણપરથી પાઠક, પાઠિકાઓના ખ્યાલમાં જરૂર આવ્યું હશે કે બાલાપુરનું વરાડના ઇતિહાસમાં શું સ્થાન છે?

પ્રાચીન તીર્થમાલામાં બાલાપુરનો ઉલ્લેખ મળતો નથી. શ્રી. શીલવિજયજીએ જે તીર્થમાળા બનાવી છે, તેમાં પણ ઉક્ત નગર માટે કશું જ નથી. તેઓ મલકાપુરનો અંતરિક્ષ પાર્શ્વ-નાથનો ઉલ્લેખ કરે છે એ ઉપરથી અનુમાન ન કરવું કે ત્યારે બાલાપુરમાં જૈનોની વસ્તી ન હતી, કારણ કે સં. ૧૬૭૭ માં બાલાપુરમાં બનેલું સ્તવન મલી આવે છે. કદાચ એમ પણ હશે કે તેઓ બીજે માર્ગે ગયા હશે. હવે આપણે બાલાપુરમાં જે જૈન સાહિત્ય નિર્માણ થયું તથા લખાયું તે હવે પછી જોઈશું. [ ચાલુ ]

---

૧૪ આ ગામમાં આચાર્ય વિજયદેવસૂરિએ સંવત્ ૧૭૦૦ના બીજા ચૈત્રમાં આદિનાથ ભગવાનના બિંબની પ્રતિષ્ઠા કરી હતી, તે હાલ માતરમાં વિદ્યમાન છે. પણ લેખ ઉતારનારે મલકાપુરને બદલે મલકીપુર વાંચ્યુ છે. વાસ્તવિક રીતે મલકાપુર જોઈએ. બીજું એ પણ કારણ છે કે વિજયદેવસૂરિ ૧૭૦૨ના ફાગણમાં અંતરિક્ષજી—સીરપુરમાં હતા, મલકાપુર તથા એક ચોમાસુ વચમાં કરીને યાત્રાર્થે આવ્યા હોય તે બનવા જોગ છે. કદાચ બાલાપુર પણ આવ્યા હોય. વિવેકહર્ષે મલકાપુરમાં મુલા નામના મુનિને વાદમાં જીત્યા હતા. સન ૧૮૪૯માં ઉક્ત નગરમાં હિન્દુ મુસલમાન વચ્ચે વ્યક્તિગત યુદ્ધ થયું હતું.

# સ્વીકાર

શ્રીલબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા–વ્યવસ્થાપક શ્રી. ચંદુલાલ જમનાદાસ શાહ–મુ. છાણી પ્રકાશિત ગ્રંથો—

૧. **શ્રીવૈરાગ્યરસમઞ્જરી** કર્તા આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિસૂરિજી.

૨. **મૂર્તિમંડન** કર્તા–આચાર્ય મહારાજ શ્રી. વિજયલબ્ધિસૂરિજી. મૂલ્ય ચાર આના.

૩. **તત્ત્વન્યાયવિભાકર**–કર્તા–આચાર્ય મહારાજશ્રી વિજયલબ્ધિસૂરિજી. મૂ. આઠ આના.

૪. **કવિકુલકિરીટ યાને સૂરિશેખર**—કર્તા કૂમાટી. મૂલ્ય આઠ આના.

શ્રી મુક્તિકમલ જૈન મોહનમાળા–કાર્યવાહક શાહ લાલચંદ નંદલાલ ઠે. કોઠીપોળ વડોદરા પ્રકાશિત ગ્રંથો—

૫. **શ્રીબૃહત્સંગ્રહણીસૂત્રમ્ (અનુવાદસહિતમ્, સચિત્રમ્** યાને જૈન ખગોળ અનુવાદક—મુનિમહારાજ શ્રી યશોવિજયજી. મૂલ્ય ૭ રૂપિયા.

૬. **શ્રી લઘુક્ષેત્રસમાસ–સવિસ્તરાર્થ [સચિત્ર-સયન્ત્ર]** યાને **જૈન ભૂગોલ** સંશોધક–ઉપાધ્યાય શ્રી પ્રતાપવિજયજી (વર્તમાનમાં આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરિજી) તથા પ્રવર્તક (વર્તમાનમાં પંન્યાસ) શ્રી ધર્મવિજયજી. મૂલ્ય ચાર રૂપિયા.

૭ **શ્રી શતકનામા પંચમ કર્મગ્રન્થ (ગાથાર્થવિશેષાર્થ સહિત)** સંપાદક પંન્યાસ શ્રી ધર્મવિજયજી ગણી. મૂલ્ય બે રૂપિયા.

૮. **વિધિયુક્તસ્નાત્ર પૂજા** (ગુજરાતી અનુવાદ સાથે) અનુવાદક પંન્યાસશ્રી ધર્મવિજયજી

૯ **ચૈત્યવંદન સ્તુતિ ચોવીશી**

**નવતત્ત્વપ્રકરણમ્ (સુમંગલાટીકાસહિતમ્)** ટીકાકાર—પ્રવર્તક (વર્તમાનમાં પંન્યાસ) શ્રી. ધર્મવિજયજી

**પ્રશ્નોત્તરમોહનમાળા**–કર્તા આચાર્ય મહારાજ શ્રી વિજયમોહનસૂરિજી. સંગ્રાહક પંન્યાસ શ્રી ધર્મવિજયજી. મૂલ્ય સવારૂપિયો.

૧૨. **પ્રાકૃતવિજ્ઞાનપાઠમાલા** કર્તા પંન્યાસ શ્રી કસ્તૂરવિજયજી ગણિ. પ્રકાશક સંઘવી જીવણભાઇ છોટાલાલ. ડોસીવાડાની પોળ, અમદાવાદ મૂલ્ય સવા બે રૂપિયા.

---

**લવાજમ**

| | | |
|---|---|---|
| સ્થાનિક ૧–૮–૦ | બહારગામ ૨–૦–૦ | છૂટક અંક ૦–૩–૦ |

---

મુદ્રક : નરોત્તમ હરગોવિંદ પંડયા, પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રીન્ટરી સલાપોસ ક્રોસ રોડ અમદાવાદ, પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઇની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे, संमीलिय सव्वसाहुसंमइयं ।
पत्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसयं ॥ १ ॥

# श्री जैन सत्य प्रकाश

वर्ष ६ ] क्रमांक ६२ [ अंक २

विक्रम संवत १९९६ : वीर संवत २४६६ : ईस्वीसन १९४०
आसो शुद १४ : मंगळवार : ओक्टोबर १५

## वि—ष—य—द—र्श—न



### અમદાવાદના ગ્રાહકોને

અત્યાર સુધી અમદાવાદના ગ્રાહકો પાસેથી 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના વાર્ષિક લવાજમ તરીકે દોઢ રૂપિયો લેવામાં આવતો હતો, પણ અમદાવાદમાં અંક પહોંચાડવા તથા લવાજમ ઉઘરાવવાના મહેનતાણા અંગે લગભગ બહારગામ જેટલું જ ખર્ચ આવે છે. વળી લડાઈ અંગે કાગળ વગેરેના ભાવોમાં પણ અણધાર્યો વધારો થયો છે. આ બધાનો વિચાર કરીને હવે પછી અમદાવાદના ગ્રાહકો પાસેથી લવાજમ તરીકે બે રૂપિયા લેવાનો અમારે નિર્ણય કરવો પડયો છે. આશા છે—અમદાવાદના ઉદાર ગ્રાહક બંધુઓ પોતાનું નવા વર્ષનું લવાજમ અમારો માણસ લેવા આવે ત્યારે આપીને આભારી કરશે. વ્યવ૦

। वीराय नित्यं नमः ।

# श्री जैन सत्य प्रकाश

માસિક પત્ર : વર્ષ ૬ : અંક ૨ : ક્રમાંક ૬૨

श्री जिनहर्षसूरिविरचितम्

# श्रीजीरापल्लीपार्श्वजिनस्तवनम्

संग्राहक : मुनिराज श्री जयन्तविजयजी

जिनं नौमि जीरापुरीसुन्दरीये, ललाटे ललामोपमानं दधानम् ।
वरामेयभावेन वामेयदेवं, परं किञ्चिदेवं चिदानन्दरूपम् ॥ १ ॥
चिरं चेतसा चिन्तितातीतदायी, जिनो यो बुधानां च मेधाविधायी ।
पयोदोपमानं तमानन्दकन्देऽभिवन्देत मन्देतरः को न देवम् ॥२॥
दधानं सदम्भोजशोभो विभो ! ते, मुखं नाशिताऽशेषदोषानुषङ्गम् ।
नवीनेन्दुबिम्बायमानं जनानां, न जायेत तोषपोषाय केषाम् ॥३॥
सकलं कमलोपशोभितं जिन !, वायेय ! मुखं तवाश्रितम् ।
सकलं कमलेन निन्दितः, कथमेषोऽनुकरोतु शीतगुः ॥४॥
विदधाति सुधाऽतिशायिनी, तव वाणी बहुधा सुमेधसाम् ।
अजरामरतां सतां सती, विनिपीता तरसा रसाधिका ॥५॥
भृतकाममनन्ततेजसं हतकामेन तथान्धकारिणा ।
अभवं च भवेन शम्भुना कथमेवोपमीमहे विभुम् ॥६॥
शुभभावनयाऽनया सततं सातिशयं निषेवते ।
जनता जिन ! तावकं पदं लभते सा तु कुतः परं पदम् ॥७॥
भवतो न नतो यदतारुचेरिह नामवशेन समेति शमम् ।
पथि संमुखमापतितोऽपि विभो ! वनदावभरो जलदेव यथा ॥८॥
तव नाम चिरं परिचिन्तयतो न भुजानुमतं गजतोऽभिभवः ।
न च किञ्चिदथापि च पञ्चमुखादपि संभवतीह भयं भविनः ॥९॥
अहिनाऽपि हि नामजपादपि ते कुपितेन समापतताऽपि सता ।
भविनामथ नाथ ! भयं न भवेदिह माहमहाविषदोषहर ! ॥१०॥

अपरे च परेतपिशाचमहोरगभूतगणा अपि भीतिकराः ।
न भवन्ति भवन्तमनन्तशिवं सुचिरं शुचि चेतसि चिन्तयताम् ॥११॥
तवैवाभिधानैकजापादपापा अपाये पयःपूररूपेऽपि केऽपि ।
न सीदन्ति नूनं महापोतलाभादिनाऽमी परं पारमासादयन्ति ॥१२॥
यदीयानुभावेन भूयो जनानां भृशं जायते भूरिरोगादिशान्तिः ।
महावारिवाहागमेनेव नानावनानामिहानेकदावोपशान्तिः ॥१३॥
दलिताखिलमोहमहातमसं तमसङ्गमभङ्गुरशान्तरसम् ।
विनुवामि ममामितकामितदं जिननाथमथो मदितोरुमदम् ॥१४॥
जय जय जिनपुङ्गव ! देवदेव ! सुरदानवमानवविहितसेव ! ।
शिवदाशयसंशयतिमिरपूरपूरितजनमानसगगनसूर ! ॥१५॥
कुमुदाकरशीतलकलविशाल ! शमपूरितदूरितदूरितजाल ! ।
करुणावरुणालयलयनिधान ! जय जय शिवसाधनसावधान ! ॥१६॥
विपुलामलगुणगणमणिसुखानि समहे समतामय ! कुरु सुखानि ।
सुवशीकृतशान्तरसातिरेक ! जगदीश ! विकासितवरविवेक ! ॥१७॥
कलिना मलिनीकृतजीवलोकमखिलं विमलीकुरु वीतशोक ! ।
सुन्दरवामोदर सरसिहंस ! जय भव–भय–भञ्जन जिनावतंस! ॥१८॥
कमठऋषिरोषबहुदोषविषभेषजं विषमतरमानतरुभञ्जनेऽवरगजम् ।
कुटिलमायातागहनदहने दवं भूरि गुरुलोभगिरिभेदभिदुरं नवम् ॥१९॥
बहुलभावेन भुजगेश ! संसेवितं तं जिनाधीशमनिशं सुरैरञ्चितम् ।
एवमानौमि महनीयमहिमाऽऽलयं केवलालोकपरितुलितजगदाशयम् ॥२०॥

इत्येवं तव देव ! संस्तवमसंयुक्ताक्षरं सुन्दरं
कृत्वा मोक्षमनन्तकर्मभिरसंयुक्तं सदैवाक्षरम् ।
याचे पार्श्वजिनेश ! चेतसि धृतानान्तार्थचिन्तामणे !
पूज्यश्रीजिनहर्षसूरिविदितः त्रैलोक्यचूडामणे ! ॥२१॥

इति श्रीपार्श्वनाथस्तवनं केवलाक्षरमयम् । सं० १६४४ वर्षे ।

આ સ્તવન પાટણની પૂજ્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું છે. સ્તવનના છેડે જે ' केवलाक्षरमयम् ' લખ્યું છે તેનો અર્થ એ છે કે આ સ્તવનમાં ક્યાંય પણ જોડાક્ષર નથી આવતો. અનુસ્વારના બદલે જોડાક્ષર જરૂર આવે છે પણ તે જોડાક્ષર ન ગણાય. આ સ્તવનની આ વિશેષતા છે.

# નિહ્નવવાદ

લેખક-મુનિરાજ શ્રી ધુરંધરવિજયજી

[ ક્રમાંક ૬૦ થી ચાલુ ]

## બીજા નિહ્નવ તિષ્યગુપ્તાચાર્ય–આત્મવાદ

## સ્યાદ્વાદી અને ચાર્વાકનો સંવાદ

**પૂર્વાનુસંધાન**—સ્યાદ્વાદીએ ચાર્વાકને આગમપ્રમાણથી આત્મા સિદ્ધ છે અને આગમ-પ્રમાણ માનવું આવશ્યક છે વગેરે સમજાવ્યું, છતાં ચાર્વાક આગમપ્રમાણ સિવાય આત્મા સિદ્ધ થાય તો જ માનવાનું કહે છે. હવે સ્યાદ્વાદી ચાર્વાકને આગમ સિવાયનાં બીજાં પ્રમાણોથી આત્મા છે એ સાબીત કરી બતાવે છે.

**ઉપક્રમ–શરદ્દતુ વર્ણન ને સ્યાદ્વાદીની સભા**—સ્યાદ્વાદી અને ચાર્વાકને પ્રથમ સમાગમ થયા બે માસ થઈ ગયા. શરદ્દઋતુનો સમય છે. ધરતી લીલીછમ થઈ ગઈ છે. આકાશમાં વાદળાંઓ જગત ઉપર ઉપકાર કરીને જાણે વિશુદ્ધ યશ કમાયા હોય તેમ ઉજ્જવ-ળતા ધારણ કરીને વિચરી રહ્યાં છે. તે વાદળાંને ભેદીને ઉત્તરા ચિત્રાનો તાપ જનતાને ખૂબ આકુળ વ્યાકુળ કરી રહ્યો છે. આ તાપથી અત્યન્ત ઉદ્વિગ્ન થઈ કૃષિ કર્મ કરતાં કૃષિબળોને પણ ગૃહસંસારથી વિરક્ત થવાની ભાવના થઈ આવે છે. એવે સમયે સ્યાદ્વાદી ઉપવનમાં તરુની શીતળ છાયા તળે અનેક વિચારક મનુષ્યોની સાથે વિવિધ વિચાર કરતાં બેઠા છે. સમયની અનુકૂળતા જોઇને ચાર્વાકે કહ્યું કે–તમે તે સમયે આગમ સિવાય બીજાં પ્રમાણોથી આત્મા સિદ્ધ કરવાનું કહ્યું હતું તો આજ સમય અનુકૂળ છે. તમને સમય હોય તો તે વિષયપર ચર્ચા ચલાવીએ.

**સ્યાદ્વાદી–અનુમાન પ્રમાણનું સ્થાપન**—આત્માના વિષયમાં અમે આગમથી સિદ્ધ કરી બતાવ્યું હતું કે આત્મા છે. પરંતુ તે તું માન્ય ન કરતો હો તો આત્મા છે એ અનુમાન નામના પ્રમાણથી પણ સિદ્ધ છે. જંગલમાં ફરતાં ફરતાં દૂરથી પર્વત ઉપર ધૂમ જોવાથી જ્ઞાન થાય છે કે આ પર્વતમાં અગ્નિ છે. રસોડામાં લુહાર વગેરેની ભઠ્ઠીમાં વારંવાર જોવાથી એવો નિશ્ચય થાય છે કે જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં અવશ્ય અગ્નિ હોય છે. આ પ્રમાણે અમુક વસ્તુ જ્યાં હોય ત્યાં અમુક વસ્તુ રહેવી જ જોઈએ એવા નિયમને વ્યાપ્તિ કહે છે. આ વ્યાપ્તિથી જે જ્ઞાન થાય તે અનુમાન કહેવાય છે. પર્વતમાં અગ્નિ છે, તેનું પ્રત્યક્ષ દર્શન થતું નથી માટે તે અગ્નિનું જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન નથી ને જ્ઞાન થાય છે તે સત્ય છે. માટે તે જ્ઞાન જે પ્રમાણથી થાય છે તેને અનુમાન પ્રમાણ કહેવામાં આવે છે.

**ચાર્વાક–અનુમાનનું ખંડન**

विशेषेऽनुगमाभावात् सामान्ये सिद्धसाधनात् ॥
तद्वतोऽनुपपन्नत्वा-दनुमानकथा कुतः ॥ १ ॥

જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં અગ્નિ હોય છે એ પ્રમાણે નિયમ છે ને તેથી પર્વતમાં અગ્નિનું જ્ઞાન થાય છે, માટે પ્રત્યક્ષ પ્રમાણ સિવાય અનુમાન પણ પ્રમાણ છે એમ તમે કહો છો, પરંતુ જ્યાં ધૂમ હોય ત્યાં અગ્નિ હોય છે એવો નિયમ કયે સ્થળેથી જાણ્યો છે. રસોડામાંથી કે ભઠ્ઠીમાંથી જાણ્યો છે તે પણ ઠીક નથી. રસોડામાંથી નીકળતો ધૂમ રસોડાનો ધૂમ કહેવાય ને ભઠ્ઠીમાંથી નીકળતો ધૂમ ભઠ્ઠીનો ધૂમ કહેવાય. તે રસોડાના ધૂમથી ને ભઠ્ઠીના ધૂમથી રસોડાના અગ્નિનું ને ભઠ્ઠીના અગ્નિનું જ જ્ઞાન થાય, પરંતુ પર્વતના અગ્નિનું જ્ઞાન ન થાય. અર્થાત્ પર્વતના ધૂમનો અને પર્વતના અગ્નિનો નિયમ કોઈ સ્થળે જાણ્યો નથી એટલે તે અગ્નિનો નિશ્ચય તે ધૂમથી ન થઈ શકે. વળી ધૂમથી અગ્નિ સામાન્યની સિદ્ધિ જો કરાતી હોય તો તેમાં કંઈ લાભ નથી, કારણ કે જગત્‌માં અગ્નિ છે એમ અમે માનીએ છીએ. ઉપર બતાવેલ દોષોને કારણે ધૂમવાળો પ્રદેશ જે હોય તે પ્રદેશમાં અગ્નિ હોય છે, એમ સામાન્ય, વિશેષ, ઉભયની પણ સિદ્ધિ નહિ થઈ શકે. માટે અનુમાન પ્રમાણ માની શકાય નહિ.

**સ્યાદ્વાદી–પુનઃ અનુમાનની સ્થાપના**—પર્વતમાં દૂરથી ધૂમ જોવાથી અગ્નિનું જ્ઞાન થાય છે એ નિઃશંક છે. એ જ્ઞાનને જો ધૂમ ને અગ્નિના નિયમજન્ય ન માનીએ તો તે જ્ઞાનને માટે નવી કલ્પના કરવી જરૂરી થશે. બીજી સર્વ કલ્પનાઓ કરતાં ધૂમને અગ્નિના નિયમથી એ જ્ઞાન થાય છે એમ માનવામાં ફાયદો ને ઓછી મહેનત છે. વળી રસોડાના ધૂમને અને રસોડાના અગ્નિને નિયમ માનીએ તો તે નિયમમાં રસોડાને નાખવું તદ્દન નકામું થઈ પડે છે. એટલે ધૂમ અને અગ્નિનો નિયમ માનવામાં જ સ્હેલાઇ છે. વળી રસોડાના ધૂમનો ને રસોડાના અગ્નિનો વિશેષ નિયમ ગુરુકલ્પનાએ પરાણે માનવામાં આવે તો પણ અનુમાનનું ખંડન તો થતું જ નથી, કારણ કે ફરીથી કોઈ જગાએ રસોડામાંથી નીકળતા ધૂમને દૂરથી જોઈને એવું જ્ઞાન થાય છે કે આ રસોડામાં અગ્નિ છે, એ સ્થળે અગ્નિનું પ્રત્યક્ષ નથી ને નિયમથી સત્ય જ્ઞાન થાય છે, માટે અનુમાન માનવું જોઇએ. નિયમ તેનો હોય છે કે જે પદાર્થ સિવાય બીજો પદાર્થ ન રહી શકતો હોય, પરંતુ તે સિવાયના બીજા પદાર્થને નિયમમાં નાખવાની જરૂર રહેતી નથી, એટલે કે ધૂમ અગ્નિ સિવાય રહી શકતો નથી. પરંતુ રસોડા સિવાય નથી રહી શકતો એવું નથી. એટલે રસોડું ધૂમ અને અગ્નિ સિવાય જુદો પદાર્થ થયો. માટે નિયમ તો ધૂમ અને અગ્નિનો જ બને પણ વચમાં રસોડાને નાખવાની જરૂર નથી. હવે પર્વતમાં પણ ધૂમ ને અગ્નિના નિયમથી જ અગ્નિનું જ્ઞાન થાય છે, એટલે અનુમાન પ્રમાણ છે.

**ચાર્વાક–અનુમાનથી આત્મા સિદ્ધ કેવી રીતે થાય છે?**—અમારી માન્યતા પ્રમાણે અનુમાન પ્રમાણ સંભવતું નથી. પરંતુ તમારો એવો આગ્રહ છે કે અનુમાન પ્રમાણ માનવું જોઈએ તો તમારું અનુમાન હો, પરંતુ તેથી આત્મા સિદ્ધ કેવી રીતે થાય છે?–તે બતાવો.

**સ્યાદ્વાદી–અનુમાન પ્રમાણથી આત્માની સિદ્ધિ**—કુહાડીથી કાષ્ઠ કપાય છે. કાષ્ઠને કાપનાર કુહાડી છે, પરંતુ એકલી કુહાડીમાં કાષ્ઠને કાપવાનું સામર્થ્ય નથી, પરંતુ તેને વાપરનાર ચલાવનાર કોઈ માણસ જોઇએ છે. એ પ્રમાણે ચામડીથી શીત, ઉષ્ણ વગેરે સ્પર્શનું જ્ઞાન થાય છે, જીભથી તીખા મીઠા સ્વાદ જણાય છે, નાસિકાથી સારો નરસો ગંધ પરખાય છે, આંખથી કાળું ધોળું રૂપ દેખાય છે ને કાનથી નાનો મોટો શબ્દ સંભ-

ળાય છે. એ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો પોતપોતાનાં કાર્યો કરે છે, પરંતુ એકલી ઇન્દ્રિયોમાં એ સર્વ જાણવાની તાકાત નથી. માટે જેમ કુહાડીને વાપરનારની જરૂર છે તેમ આ ઇન્દ્રિયોનો પણ વાપરનાર ઉપયોગ કરનાર કોઇક માનવો જોઈએ. અને તે ઇન્દ્રિયોનો જે ઉપયોગ કરનાર તે જ આત્મા. તેનું અનુમાન આ પ્રમાણે થાય છે. ઇન્દ્રિયોથી થતું જ્ઞાન આત્માની મદદથી થાય છે. ઇન્દ્રિયો સ્વયં જ્ઞાન કરવાને અશક્ત હોવાથી, કુહાડીથી કપાતા કાષ્ઠની માફક.

**ચાર્વાક—ઇન્દ્રિયોથી જ્ઞાન થાય તો આત્માની જરૂર નથી**—તમે કુહાડીનું ઉદાહરણ આપીને ઇન્દ્રિયોને જ્ઞાન કરવામાં સ્વતંત્ર રીતે અશક્ત માનો છો, ને તેથી આત્મા માનવો જોઈએ એમ સિદ્ધ કરો છો. પરંતુ ઇન્દ્રિયોને જ સ્વતંત્ર જ્ઞાનમાં કારણ માનીએ તો પછી આત્મા માનવાની જરૂર રહેતી નથી, એટલે તમે જે અનુમાનથી આત્મા સિદ્ધ કરો છો પણ તેથી આત્મા સિદ્ધ થઈ શકતો નથી.

**સ્યાદ્વાદી—ઇન્દ્રિયોથી સ્વતંત્ર જ્ઞાન થઈ શકે, મરેલ શરીરથી નથી થતું**—આત્માની મદદ સિવાય ઇન્દ્રિયોથી સ્વતંત્ર જ્ઞાન થાય છે એમ માનીએ તો જીવતા શરીરમાં જે ઇન્દ્રિયો છે તે જ ઇન્દ્રિયો મરેલ શરીરમાં પણ છે. એટલે જીવતા શરીરમાં રહેલ ઇન્દ્રિયોથી જેમ જ્ઞાન થાય છે, તે જ પ્રમાણે મરેલ શરીરમાં રહેલ ઇન્દ્રિયોથી પણ જ્ઞાન થવું જોઈએ. પરંતુ મરેલ શરીરમાં રહેલ ઇન્દ્રિયોથી જ્ઞાન થતું નથી માટે ઇન્દ્રિયો જ્ઞાનમાં સ્વતંત્ર કારણ નથી, પણ તેમાં આત્માના સહકારની જરૂર છે એમ માનવું જોઈએ. એટલે પૂર્વે બતાવેલા અનુમાનથી આત્મા સિદ્ધ થાય છે. વળી नान्यदृष्टं स्मरत्यन्यः॥ બીજાએ અનુભવેલું બીજાને યાદ આવતું નથી. દેવદત્તે કંઈ પણ જોયું હોય તે કંઈ જિનદત્તને યાદ આવતું નથી, તેમ જો જ્ઞાનમાં ઇન્દ્રિયોને જ સ્વતંત્ર કારણ માનીએ તો જે ઇન્દ્રિયને જ્ઞાન થયું છે તેની યાદ તે ઇન્દ્રિયને આવવી જોઈએ પણ બીજાને આવે નહિ. પણ તેમ બનતું નથી. ચામડીથી જે સ્પર્શનું જ્ઞાન થયું છે તે ચામડી જૂદી પડી ગયા પછી, જીભથી જે સ્વાદો લીધા છે તે જીભ છેદાયા પછી, નાસિકાથી જે સૂંઘ્યું છે તે નાસિકા નિરુપયોગી થયા પછી આંખે જે જોયું છે તે અંધાપો આવ્યા પછી, કે કાને જે સાંભળ્યું છે તે બહેરાશ આવ્યા પછી–આ રીતે પૂર્વે અનુભવેલ સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દનું સ્મરણ થાય છે. જે ઇન્દ્રિયોએ અનુભવ કર્યો હતો તે ઇન્દ્રિયો તો નાશ પામી ગઈ છતાં જે યાદ આવે છે તેથી ઇન્દ્રિયો સાથે અન્ય કોઈ અનુભવ કરનાર છે તેમ માનવું જોઈએ, ને જે તે અનુભવ કરનાર તે જ આત્મા સમજવો.

**ચાર્વાક—પ્રાણવાયુથી આત્માની જરૂરિયાત રહેતી નથી**—જીવતા શરીરમાં રહેલ ઇન્દ્રિયોથી જ્ઞાન થાય છે ને મરેલ શરીરમાં રહેલ ઇન્દ્રિયોથી નથી થતું, તેમાં પ્રાણવાયુ કારણ છે. જ્યાં સુધી શરીરમાં પ્રાણવાયુ છે ત્યાંસુધી ઇન્દ્રિયોથી જ્ઞાન થાય છે ને પ્રાણવાયુ ચાલ્યો જાય છે એટલે ઇન્દ્રિયોથી જ્ઞાન થતું નથી, માટે આત્મા સિદ્ધ થતો નથી. વળી ઇન્દ્રિયોએ અનુભવેલ, ઇન્દ્રિયો નાશ થયા પછી પણ, જે યાદ આવે છે તેમાં ઇન્દ્રિયોની સાથે પ્રાણવાયુને પણ અનુભવ થાય છે. એટલે ઇન્દ્રિયોના નાશ થયા પછી જે યાદ આવે છે તે પ્રાણવાયુને આવે છે, ને પ્રાણવાયુના નાશ થયા પછી યાદ આવતું નથી. માટે આત્મા માનવાની જરૂર નથી.

**સ્યાદ્વાદી—બાળકરૂદન ને સ્તન્યપાનપ્રવૃત્તિથી આત્મસિદ્ધિ**—જન્મતાંની સાથે જ બાળક રૂદન કરવા લાગે છે ને ભૂખ લાગતાં તરત જ સ્તન્યપાન કરવા પ્રયત્ન કરે છે. આ પ્રમાણે કરવાનું કોઈએ પણ બાળકને શિક્ષણ આપ્યું નથી છતાં પ્રવૃત્તિ કરે છે. આ પ્રવૃત્તિમાં કંઈ પણ કારણ હોવું જોઈએ. નહિ તો દુઃખથી હસવું ન આવતા રૂદન શા માટે થાય છે. ભૂખ લાગતાં બીજી કોઈ વસ્તુ પ્રત્યે ન જતાં સ્તન્યપાનમાં પ્રવૃત્તિ શા માટે થાય છે ? કહેવું પડશે કે પૂર્વજન્મમાં એવા સંસ્કારો ગ્રહણ કર્યા છે માટે એ પ્રમાણે થાય છે ? હવે એ સંસ્કારો ગ્રહણ કરનાર કોણ ? આત્મા. જો આત્માને તે સંસ્કારો ગ્રહણ કરનાર ન માનીએ ને પ્રાણવાયુને માનીએ તો પૂર્વ શરીરમાં જે પ્રાણવાયુ હતો તે તો ચાલ્યો ગયો. આ શરીરમાં જે પ્રાણવાયુ છે તે જુદો છે. માટે પ્રથમ પ્રાણવાયુએ ગ્રહણ કરેલ સંસ્કાર આ પ્રાણવાયુને યાદ આવે નહિ. માટે સંસ્કાર ગ્રહણ કરનાર આત્મા જ માનવો જોઈએ. પૂર્વ જન્મના શરીરમાં જે આત્મા હતો તે જ આત્મા આ શરીરમાં આવેલ છે ને સંસ્કારોનું સ્મરણ થતાં બાળક રૂદન સ્તન્યપાન વગેરેમાં પ્રવૃત્તિ કરે છે. એ પ્રમાણે જેમ જેમ તેને જે જે વસ્તુની જરૂરીઆત થતી જાય છે, તેમ તેમ તે ગ્રહણ કરેલ સંસ્કારોના સ્મરણ પ્રમાણે પ્રવૃત્તિ કરતો જાય છે ને નવા અનુભવ પણ ગ્રહણ કરતો જાય છે, માટે આત્મા માનવો જોઇએ,

**ચાર્વાક—ભૂતોના વિચિત્ર સ્વભાવથી જ સર્વ પ્રવૃત્તિઓ ચાલે છે—अग्निर्दहति नाकाशं कोऽत्र पर्यनुयुज्यते** । અગ્નિ કાષ્ઠને બાળે છે ને આકાશને બાળતો નથી એમાં આકાશને ન બાળવાનું અગ્નિને કોણે ફરમાન કર્યું છે ? કહેવું પડશે કે અગ્નિનો સ્વભાવ કાષ્ઠને બાળવાનો છે, પણ આકાશને બાળવાનો નથી અને બળવાનો સ્વભાવ પણ કાષ્ઠનો જ છે પણ આકાશનો નથી. એટલે ભૂતો અચિન્ત્ય શક્તિવાળાં ને વિચિત્ર સ્વભાવવાળાં છે. એટલે બાળક રૂદનમાં કે સ્તન્યપાન વગેરેમાં પ્રવૃત્તિ કરે છે તે પણ ભૂતોનો જ સ્વભાવ છે, પરંતુ પરભવ છે ને તેમાં આત્માએ સંસ્કાર ગ્રહણ કર્યો છે ને તેનું સ્મરણ થવાથી પ્રવૃત્તિ થાય છે વગેરે માવું નકામું છે, માટે આત્મા સિદ્ધ થતો નથી.

**સ્યાદ્વાદી—જાતિસ્મરણથી આત્માની સિદ્ધિ**—જો ભૂતોના સ્વભાવથી જ સર્વ પ્રવૃત્તિ થાય છે ને આત્માની જરૂર નથી એમ માનીએ તો કાર્યકારણની વ્યવસ્થા જ નહિ રહે. કારણ કે સર્વ સ્થાને સ્વભાવથી જ ચાલશે. પરંતુ તેમ કરતાં વ્યવહાર ને વ્યવસ્થાનો લોપ થશે એટલે એમ માની શકાય નહિ. માટે જ્યાં કોઇ પણ ઉપાય કે કારણ ન મળતું હોય ત્યાં જ સ્વભાવને કારણ માની શકાય છે ને તે પણ તેવી રીતે કે તેનાથી બીજી આપત્તિ ન આવતી હોય તો જ, માટે સ્વભાવ કારણ નહિ માની શકાય, એટલે પૂર્વે બતાવ્યા પ્રમાણે આત્માને માનવો પડશે. વળી કેટલી વિશિષ્ટ વ્યક્તિઓને કેટલાક સ્થળ વગેરે પૂર્વ અનુભૂત વસ્તુ જોવાથી પૂર્વ ભવનું સ્મરણ થાય છે, ને તેથી તે આ જન્મમાં નહિ અનુભવેલ અને નહિ જોયેલ સર્વ હકીકતો કહે છે કે અમુક સ્થળે મેં મૂકેલ ધન છે, અમુક સ્થળે અમુક ચીજ છે, અમુક વ્યક્ત છે, વગેરે. તપાસ કરતાં તે સર્વ સત્ય હોય છે, એથી પૂર્વજન્મ છે. તે જન્મમાં સંસ્કારગ્રહણ કરનાર છે. એ સંસ્કારગ્રહણ કરનાર જ આ જન્મમાં આ શરીરમાં છે, તે જે છે એ જ આત્મા. માટે આત્મા માનવો જોઈએ.

**ચાર્વાક—જાતિ સ્મરણ વગેરે મિથ્યા છે**—તમે પૂર્વ જન્મનું સ્મરણ થાય છે માટે આત્મા માનવો જોઈએ એમ જે કહો છો તે અમારી માન્યતા પ્રમાણે માની શકાય નહિ. અમે તો કહીએ છીએ કે એક આંધળો માણસ ગોખલામાં ઘણા પત્થર ફેંકે તેમાં ઘણાખરા તો નીચે જ પડે ને કોઈ એક પત્થર ગોખમાં પડી જાય. તેથી તે કંઈ દેખતો છે એમ કહી શકાય નહિ. એ પ્રમાણે કેટલીક વ્યકિતઓ પોતાનું માહાત્મ્ય વધારવા માટે મને પૂર્વજન્મનું સ્મરણ થયું છે એમ કહે છે. તેમાં કોઈ એક વ્યકિતની કેટલીક હકીકતો મળતી આવે તેથી પૂર્વજન્મ છે, આત્મા છે એમ માની શકાય નહિ. માટે તમારા અનુમાન પ્રમાણથી સિદ્ધ થતો આત્મા તમારી પાસે રાખો. મને તો પ્રત્યક્ષ પ્રમાણથી આત્મા સિદ્ધ થતો હોય તો સમજાવો.

**સ્યાદ્વાદી–પ્રત્યક્ષ પ્રમાણથી આત્માની સિદ્ધિ**—આ વસ્તુ મારી છે, એમ જે કહેવામાં આવે છે ત્યાં વસ્તુ અને મારી છે એમ કહેનાર એ બન્ને જુદા હોય છે એટલે આ શરીર મારું છે એ સ્થાને પણ શરીર અને મારું છે એમ કહેનાર જુદાં જ માનવા જોઈએ, માટે આત્મા શરીરથી જુદો પદાર્થ છે. દરેક વ્યકિતને હું છું એવું જ્ઞાન પ્રત્યક્ષ થાય છે તેમાં હું એ કોણ ? એ શરીર નથી માટે હું એ જ આત્મા. તેથી સૌને પોતાના આત્માનું પ્રત્યક્ષ થાય છે અને અદ્વિતીય જ્ઞાનથી બીજાના આત્માઓનું પણ પ્રત્યક્ષ થાય છે. અવગ્રહ,[૧] ઈહા, અપાય ને ધારણા એ ચાર જ્ઞાનની ભૂમિકાઓ છે. જ્ઞાન સ્વસંવેદ્યને પ્રત્યક્ષ જ હોય છે. એટલે અવગ્રહ વગેરે પણ પ્રત્યક્ષ ને સ્વસંવેદ્ય છે. વળી અવગ્રહ વગેરે ધર્મો છે. કારણ કે ધર્મો સ્વતંત્ર ઉપલબ્ધ થતા નથી. જેમ રૂપ એ ધર્મ છે, રૂપ સ્વતંત્ર ઉપલબ્ધ થતું નથી, પણ ઘટપટ વગેરેની પરતંત્રતાથી જ ઉપલબ્ધ થાય છે, તેમ અવગ્રહાદિ પણ પરતંત્રપણે જ ઉપલબ્ધ થાય છે. માટે અવગ્રહાદિ ધર્મોને રાખનાર કોઇક ધર્મી છે ને તે આત્મા સિવાય બીજો સંભવતો નથી. જે ધર્મો પ્રત્યક્ષ હોય છે તેનો ધર્મી પણ પ્રત્યક્ષ જ હોય છે. જેમ રૂપ પ્રત્યક્ષ છે, એટલે રૂપી ઘટ વગેરે પણ પ્રત્યક્ષ છે, એ પ્રમાણે અવગ્રહાદિ ધર્મોનો ધર્મી આત્મા પણ પ્રત્યક્ષ છે. એ રીતે આત્મા પ્રત્યક્ષ હોઇ પ્રત્યક્ષપ્રમાણથી પણ સિદ્ધ છે.

એ પ્રમાણે આગમ, અનુમાન અને પ્રત્યક્ષ એમ ત્રણે પ્રમાણોથી આત્મા છે એ સ્યાદ્વાદીએ સિદ્ધ કરી બતાવ્યું એટલે ચાર્વાક તો ચૂપ જ થઇ ગયો. એટલે શ્રવણ કરતા મંડળમાંથી બૌદ્ધ આગળ આવીને સ્યાદ્વાદીને કહેવા લાગ્યો કે આત્મા તો સિદ્ધ થયો પરંતુ તેનું સ્વરૂપ શું છે તે કહ્યું નહિ. આનો સ્યાદ્વાદીએ જે જવાબ આપ્યો તે હવે પછી જોઈશું.

(ચાલુ)

૧ જેનો નિર્દેશ કરી શકાય નહિ એવું સામાન્ય જ્ઞાન તેને અવગ્રહ કહે છે. વસ્તુમાં નહિ રહેલ ધર્મો ગ્રહણ ન કરવા અને તેમાં રહેલા ધર્મો ગ્રહણ કરવા એવું જે જ્ઞાન થાય છે તેને ઈહા કહે છે. વસ્તુમાં રહેલ ધર્મો જે ગ્રહણ થયા છે તે બરોબર જ છે તેમાં નહિ રહેલ ધર્મો નથી જ, એવું જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય તેને અપાય કહે છે. ધારણાના ત્રણ ભેદ છે. અવિચ્યુતિ, વાસના અને સ્મૃતિ. તેમાં અપાય થયા પછી અન્તર્મુહૂર્ત સુધી તે જ્ઞાનનો જે ઉપયોગ રહે તે અવિચ્યુતિ કહેવાય છે. સંખ્યાતા કે અસંખ્યાતા કાળ સુધી તે જ્ઞાનનો જ સંસ્કાર રહે તેને વાસના કહે છે. જે જ્ઞાન થયું છે તેના સદૃશ પદાર્થનું દર્શન વગેરે થવાથી સંસ્કારનો ઉદ્બોધ થઇને જ્ઞાન થાય તેને સ્મૃતિ કહે છે.

# मूलाचार

[ दिगम्बर मुनिओं का एक प्राचीन और प्रधान आचारशास्त्र ]

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

( गतांक से क्रमशः )

आगमों की अर्थयोजना के लिए चतुर्दश पूर्ववित् अन्तिम श्रुतकेवली श्री भद्रबाहुस्वामीजी ने १० निर्युक्तियां बनाई हैं। उनमें उन्होंने श्री शय्यंभवसूरि-रचित श्री दशवैकालिक सूत्र का पांचवां अध्ययन 'पिण्डैषणा' की अर्थयोजना के निमित्त पिण्डनिर्युक्ति का भी निर्माण किया है ( आ. नि. गा. ८४-८५-८६ )

पिण्डनिर्युक्ति में ६७१ गाथा हैं, जिसके उपर ४६ गाथाओं का भाष्य है, और ७००० श्लोक प्रमाण आ. श्री मलयगिरिजीकृत टीका है। यह सारा शास्त्र देवचन्द्र लालभाई जैन पुस्तकोद्धार फंड-सूरत ने प्रकाशित किया है।

मूलाचार में गाथा ६२ तक का ६ ठा परिच्छेद पिण्डनिर्युक्ति और उसके भाष्य से बना है। अन्त की २१ गाथाएं दिगम्बरों की विशेषता बतलाने के लिए जोडी हुई हैं।

मैं यहां पिण्डनिर्युक्ति और मूलाचार की गाथाओं के नम्बर आमने सामने रख देताहूं, कि पाठक स्वयं ही इस का निर्णय करलें।

| पिण्ड गा. | मू. गा. |
|---|---|
| १ ... | २ |
| ९२ ... | ३ |
| ९३ ... | ४ |
| १४२, १४३ ... | ७ |
| १६७, १७१ ... | ८ |
| २४८, २५०, (२५५) ... | ९ |
| २४५ ... | १० |
| २७७, ३४(भा.) ... | ११ |
| २८५ ... | १३ |
| २९८, ३०३, ३०४ ... | १५ |
| ३०६, ३०७ ... | १६ |
| ३१६ ... | १७ |

| पिण्ड गा. | मू. गा. |
|---|---|
| ३३० ... | १८ |
| ३२९ ... | १९ |
| ३३३ ... | २० |
| ३४३ ... | २१ |
| ३४७, ३५२ ... | २२ |
| ३५७ ... | २३ |
| ३६६ ... | २४ |
| ४०८ ... | २६ |
| ४०९ ... | २७ |
| ४१०, ४११ ... | २८ |
| ४२८ ... | २९ |
| ४३७ ... | ३१ |
| ४४३, (४५४), (४४६), ४५५ ... | ३२ |

| पिण्ड गा. | मू. गा. |
|---|---|
| ४६१ सः ४८३ | ३४ |
| ४६१ ... | ३५ |
| ४९० ... | ३६ |
| ४९२ ... | ३७ |
| ४९४ ... | ३९ |
| ५०० ... | ४१ |
| ५०६, ५०७ ... | ४२ |
| ५२० ... | ४३ |
| ५३६, ५३७, ५३८, ५५२ ... | ४५ |
| ५४१, ५४० ... | ४६ |
| ५५८ ... | ४७ |
| ५६५, ५७० ... | ४८ |

| पिण्ड गा. | मू. गा. |
|---|---|
| ५७२ से ५७७ .. | ४८ |
| ५४१, ६०५ ... | ५३ |
| ६२८ ... | ५६ |
| ६३८, ६४४ ... | ५७ |
| ६५५ ... | ५८ |
| ६६१ ... | ५९ |
| ६६२ ... | ६० |
| ६६६ ... | ६१ |
| ६९, ७० ... | ६२ |
| उ.सु.गा. | मू.प.२गा. |
| २६-३३ | ६-६० |
| २६-३५ | ६-६१ |

इनमें से कतिपय गाथाओं का नमूना भी देख लीजिए:—

पिण्डे उग्गमउप्पाय-णेसणासंजोयणा पमाणं च ।
इंगालधूमकारण, अट्ठविहा पिंडनिज्जुत्ती ॥ पिं० १ ॥
उग्गम उप्पादण एसणं, च संजोजणं पमाणं च ।
इंगालधूमकारण, अट्ठविहा पिण्ड सुद्धी दु ॥ मू० २ ॥
जावंत देवदत्ता ॥ पिं० १४२ ॥
पासंडीसु एवं, मीसामीसेसु होइ हु विभासा ।
समणेसु संजयाण, उ विसरिस नामाणवि न कप्पे ॥ पिं० १४३ ॥
जावदियं उद्देसो, पासंडोति हवे समुद्देसो ।
समणोत्ति य आदेसो, णिग्गंथोत्ति यहवे समादेसो ॥ मू० ७ ॥
सट्ठाण परट्ठाणे दुविहं, ठवियं तु होइ नायव्वं ॥ पिं० २७७ ॥
चूल्ली अवचूल्लो वा ठाण सठाणं तु भायणं पिढरे ।
सट्ठाण ट्ठाणं मिय भायणट्ठाणेय चउभंगा ॥ पिं० भा० ३४ ॥
पागादु भायणाओ अण्णम्हि य भायणम्हि पक्खविय ।
सघरे व परघरे वा, णिहिदं ठविदं वियाणाहि ॥ मू० ११ ॥
पाहुडिया विहुदुविहा बायरसुहुमाय होइ नायव्वा ( दुविहमेकेकं )
ओसक्कण मुस्सक्कण ॥ पिं० २८५ मू० १३ ॥
धाई दुइनिमित्ते आजीव विणिमगे तिगिच्छाय ।
कोहे माणे मायालोभे अ हवन्ति दस ए ए ॥ नि० ४०८ ॥ मू० २६ ॥
पुव्विं पच्छा संथवविज्जा—मंते य चुन्नजोगे य ।
उप्पायणाइ दोसा, सोलसमे मूलकम्मे य ॥ नि० ४०९ ॥ मू० २७ ॥
संखिय मक्खिय निखित्त—पिहिय साहयरिय दायगुम्मीसे ।
अपरियणलित्त छड्डिय एसणदोसा दस हवन्ति ॥ पिं० ५२० ॥
संकिद मक्खिद णिक्खिद—पिहिदं संववहरण दायगुम्मिसे ।
अपरिणद लित्त छोडिद एशणदोसाइं दस एदे ॥ मू० ४३ ॥
संजोयणाए दोसो जोसंजोएइ भत्तपाणं तु ॥ नि० ६३८ ॥ मू० ५७ ॥
पगामं च निगामं च, पनोयं भत्तपाणमाहरे ।
अइवहुयं अइवहुसो पमाणदोसो मुणेयव्वो ॥ पिं० ६४४ ॥
अदिमत्तो आहारो पमाणदोसो हवदि एसो ॥ मू० ५७ ॥
तंहोइ स-इंगालं, जं आहारेइ मुच्छिओ संतो ।
तं पुण होइस-धूमं, जं आहारेइ निंदंतो ॥ पिं० ६६५ ॥ मू० ५८ ॥
वेयणवेयावच्चे, इरियट्ठाए य संजमट्ठाए ।
तहपाणवत्तियाए, छट्ठं पुण धम्मचिंताए ॥ पिं० ६६२ ॥
वेणयवेज्जावच्चे, किरियाठाणे य संजमट्ठाए ।
तध पाणधम्मचिंता, कुज्जा एदेहिं आहारं ॥ मू० ६० ॥
पिंडनि० गा० ६६२, मू० प० ६ गा० ६०, उत्तराध्ययनसूत्र उ० २६ गा० ३३ ॥

आयंके उवसग्गे—तितिक्खया बंभचेरगुत्तीसु।
पाणिदयातवहेउं, सरीरवोच्छेयणट्ठाए ॥ पिं० ६६६ ॥

आदंगे उवसग्गे, तिरक्खणे बंभचेरगुत्तीओ।
पाणिदया तवहेऊ सरीरपरिहारवोच्छेदो ॥ मू० ६१ ॥
उत्त० सू० अ० २६ गा० ३५, पिं० नि० गा० ६६६ मू० प० ६ गा० ६१ ॥

निव्वाणं खलु कज्जं, नाणाइतिगं च कारणं तस्स।
निव्वाणकारणाणं च, कारणं होइ आहारो ॥ पिं० ६९ ॥

नाणाइ तिगस्सेवं आहारो मोक्ख ने मस्स ॥ पिं० ७० ॥
धम्मं नाइक्कमे भिक्खू, धम्मझाणरओ भवे ॥ पिं० वृत्ति ६ ॥

श्री वीराचार्यकृत पिं० नि० गाथा ६६९ की वृत्ति की छट्ठी गाथा।
णाणट्ठं संजमट्ठं झाणट्ठं चेव भुंजेज्जो ॥ मू० ६२ ॥

श्रीमद् वट्टेरक आचार्य ने पिंड निर्युक्ति की सरासर नकल कर डाली है। हां! इतना निर्णय कर लिया था कि जहां दिगम्बर के खिलाफ कथन है वहां बड़ी सफाई से दिगम्बर तत्त्व भरदेना जिससे नकल का कार्य फूटे ही नहीं। उपधि व पात्र का अधिकार तो सर्वथा छोड़ ही दिया। और जहां जहां छोटा भेद मालूम हुआ वहां वहां कुछ शब्द-परिवर्तन कर दिया। पिं० नि० गा० ३१६ और मू० प० ६ गा० १७ में साम्प्रदायिक शब्दों का ही अन्तर है, उसमें वस्त्र शब्द को उडाकर सवृद्धिक-अवृद्धिक शब्द दाखल कर दिए हैं। यहां और भी अनेक गाथाएं इस शकल की हैं।

टीकाकार आ० श्री वसुनन्दीजी ने भी मूलाचार की टीका म गुप्त रीति से सटीक पिंडनिर्युक्ति का कुछ न कुछ सहारा लिया है। जैसा कि पिं० नि० गा० ३०३ व ३०४ का कथन मू० प० ६ गा० १५ की टीका में ठीक संगृहीत कर लिया गया है। कुछ भी हो इस पिंडविशुद्धि की जड़ श्री पिंडनिर्युक्ति ही है।

( क्रमशः )

---

## સ્વીકાર

१ श्रीकल्पसूत्रम्-श्रीसमयसुन्दरगणिकृत-कल्पलताव्याख्यायुक्तम्
२ श्रीसामाचारीशतकम्-कर्ता-श्रीसमयसुन्दरगणि.

ઉપરના બન્ને ગ્રંથો-શ્રી જિનદત્તસૂરિ જ્ઞાન ભંડારના કાર્યવાહક ઝવેરી મૂળચંદ હીરાચંદ, ઠે. મહાવીર સ્વામીનું દેરાસર, પાયધુની, મુંબઈથી પ્રકાશિત થયા છે. પહેલાંની ૫૦૦ અને બીજાની ૩૭૫ પ્રત ભેટ તરીકે કાઢી છે.

३ आदर्श जैन दर्शनचोविशी तथा अनानुपूर्वी (त्रिरंगी चित्रमय) પ્રકાશક પં. ભગવાનદાસજી જૈન. ઠે. મોતિસિંહ ભોમિયાકા રાસ્તા જયપુર સીટી. મૂલ્ય-દોઢ રૂપિયો.

# વિવિધતીર્થકલ્પાન્તર્ગત
# વૈભારગિરિકલ્પ તથા ઉજ્જયન્તસ્તવ

અનુવાદક—શ્રીયુત **અંબાલાલ પ્રેમચંદ શાહ**, વ્યાકરણતીર્થ

[ ૧ ]

## શ્રી વૈભારગિરિકલ્પ

સંક્ષિપ્તરુચિ ( ટૂંકા વર્ણનને વાંચવામાં રસ લેનારા )ના આનંદ માટે શ્રી જિનપ્રભસૂરિ હવે આ વૈભાર કલ્પને સ્તવનરૂપે વિસ્તારે છે. [૧]

વૈભારગિરિના ગુણના વિસ્તારમાં દેદીપ્યમાન સરસ્વતીએ બુદ્ધિને ખૂબ લગાડી ( તો પછી ) તેમાં આપણે કોણ ? ( અર્થાત્—સરસ્વતી પોતે જેના વર્ણન માટે અશક્ત છે તેના વર્ણનમાં આપણી શક્તિ ક્યાંથી ?) [૨]

તીર્થભક્તિથી પ્રેરાઇને પ્રસરેલા ગુણોવડે શોભતા તે તીર્થરાજ ( વૈભારગિરિ )ને જડ ( બુદ્ધિવાળા ) હોવા છતાં અમે કાંઇક સ્તવીએ છીએ. [૩]

અહીં દારિદ્રનો નાશ કરવાના સ્વભાવવાળી રસકૂપિકા—રસની વાવડીઓ, ગરમ અને ઠંડા પાણીના કુંડો કોને આશ્ચર્ય નથી પમાડતા ? [૪]

આ (પર્વત)નાં ત્રિકૂટ અને ખંડિકા વગેરે શિખરો, રક્ષણ કરાયેલાં બધાં કરણગામનાં વનો, અનેક પ્રકારના રોગોને નાશ કરવામાં શક્તિશાળી ઔષધિઓ અને પવિત્ર તેમજ સુંદર પાણીવાળી સરસ્વતી વગેરે નદીઓ શોભે છે. [ ૫–૬ ]

ઘણી રીતે મગધ અને આલોચન વગેરે લૌકિક તીર્થો છે; જ્યાં વિપ્લવનો નાશ કરનાર શ્રી. અરિહંત પ્રભુનાં બિંબો છે. [૭]

મેરુ પર્વતના ચાર ઉદ્યાનોનાં પુષ્પોની સંખ્યા જેઓ જાણે છે, તે અહીં બધાં તીર્થોનું પ્રમાણ જાણે છે. [૮]

અહીં ધગધગતી શિલા ઉપર શ્રીશાલિભદ્ર અને ધન્ના—એ બે ઋષિઓ મનુષ્યોના પાપને દૂર કરતાં શરીરનો ત્યાગ ( કાયોત્સર્ગ—કાઉસગ્ગ ) કરતા દેખાયા. [૯]

કૂતરાઓ, સિંહ, વાઘ, રીંછ, જંગલી પાડો, વગેરે અહીં તીર્થના મહિમાથી જલદી ઉપદ્રવ કરતા નથી. [૧૦]

અહીં પ્રત્યેક દેશમાં બૌદ્ધોના વિહારો જોવાય છે. તે (બૌદ્ધ) મહર્ષિઓએ આ (ગિરિ)ની ઉપર ચડી મોક્ષ મેળવ્યું [૧૧]

પહેલાં રોહિણેય વગેરે વીરોના નિવાસસ્થાનથી પ્રસિદ્ધ થયેલ અને અંધકારના સમૂહથી પ્રવેશ કરવાને પણ અશક્ય એવી ગુફાઓ અહીં એકત્રિત થયેલી છે. [૧૨]

આ પર્વતની નીચેની ભૂમિમાં રાજગૃહ નામનું નગર શોભે છે; જે તે વખતે ક્ષિતિપ્રતિષ્ઠ વગેરે નામોથી પ્રસિદ્ધ હતું. [૧૩]

(એ નગરનું) ક્ષિતિપ્રતિષ્ઠ, ચણકપુર, ઋષભપુર, કુશાગ્રહપુર અને અનુક્રમે રાજગૃહ નામ થયેલું છે. [૧૪].

અહીં આંખને શીતળ કરનારું ગુણશીલ નામનું ચૈત્ય હતું; જ્યાં શ્રીવીર ભગવાન ગણ સાથે સમોસર્યા હતા. [૧૫].

જેમાં મેતાર્ય મુનિવરે સુવર્ણનો કિલ્લો બંધાવ્યો હતો. અને પહેલાંના મિત્રદેવતાએ તેના કાંગરામાં મણિઓ મૂક્યાં હતાં. [૧૬]

જગતને આશ્ચર્ય કરાવનારી અને ભોગો વડે શોભતી લક્ષ્મીવાળા શ્રી શાલિભદ્ર વગેરે અનેક ધનાઢયો જ્યાં ઉત્પન્ન થયા હતા. [૧૮]

જ્યાં વાણિયાઓનાં છત્રીશ હજાર ઘરો હતાં. તેમાં શ્રાવક સંજ્ઞાવાળાઓમાં બૌદ્ધોનાં અડધા (ઘરો) હતાં. [૧૮]

જેના મહેલોની શ્રેણિની અતિશયવાળી લક્ષ્મી જોઇને, માન છોડી દઇ દેવતાનાં ગૃહો વિમાન [વિ–માન=વિગત માન; એટલે માન–મહત્ત્વ-વિનાનાં] એવા પ્રકારના નામને પ્રાપ્ત થયાં, એમ હું માનું છું. [૧૯]

જ્યાં સુમિત્રના કુળકમળમાં જગતના મિત્ર સૂર્ય સમાન અને અશ્વાવબોધના વ્રતથી યુક્ત (મુનિ) સુવ્રત જિનેશ્વર ભગવાન થયાં. [૨૦]

જ્યાં લક્ષ્મીવાળા જરાસંધ, શ્રેણિક, કૂણિક, અભયકુમાર, મેઘવાહન, હલ્લ, વિહલ્લ અને શ્રીનંદિષેણ પણ થયા. [૨૧]

જ્યાં જંબૂસ્વામી, કૃતપુણ્ય, શય્યંભવ વગેરે મોટા ઋષિઓ અને નન્દા વગેરે પતિવ્રતા સ્ત્રીઓ થઈ. [૨૨]

જ્યાં મહાવીરસ્વામીના અગિયાર ગણધરોએ વૃક્ષની પાસે રહીને એક માસ સુધીમાં મોક્ષ નિવાસને પ્રાપ્ત કર્યું. [૨૩]

ગણધરોના સ્વામી શ્રીવીર પ્રભુના અગિયારમા ગણધર પ્રભાસ ગણધરે જેનું નામ પોતાના જન્મથી પવિત્ર કર્યું હતું. [૨૪]

નાલંદા શોભાવવા માટે જ જ્યાં ચૌદ વર્ષના ચતુર્માસ સુધી શ્રીવીરપ્રભુ રહ્યા તે કેમ પવિત્ર ન હોય ? [૨૫]

જેમાં અનેક તીર્થો આંખની શોભાને વધારે છે અને ભવ્યોને આનંદ ઉત્પન્ન કરનારી નાલંદા નગરી છે તે અમને પવિત્ર કરો. [૨૬]

રણક્ષેત્રમાં શત્રુઓને માટે સ્ફુરાયમાન નાદવાળા અને ક્ષેત્રપાલના અગ્રેસર એવા મેઘનાદ મનુષ્યોની કઈ કઈ કામનાઓ પૂરતા નથી ? [૨૭]

કલ્યાણકારી સ્તૂપની પાસેનું શ્રી ગૌતમસ્વામીનું મંદિર જોવા માત્રથી પણ નમસ્કાર કરનારાનીઓની પ્રીતિને પુષ્ટ કરે છે. [૨૮]

હે કલ્પવૃક્ષ ! વિક્રમના ૧૩૬૪મા વર્ષે તીર્થ શિખરની સેવામાં રસિયા મનુષ્યોની સિદ્ધ થયેલી લક્ષ્મી વિસ્તારો; અને ભક્તિવાળા તથા ધીરબુદ્ધિવાળા મનુષ્યો, દેવતાથી વંદાયેલા વૈભારગિરિના સ્વામીના ગુણ સમૂહ કહેવામાં લાગેલી, નમ્ર અને સ્પષ્ટપદવાળી શ્રીજિનપ્રભસૂરિની આ સૂક્તિ ભણો. [૨૯–૩૦]

## ઇતિ શ્રી વૈભારગિરિમહાતીર્થકલ્પ

[ ૨ ]

## શ્રીઉજ્જયન્તસ્તવ

રૈવતક, ઉજ્જયન્ત વગેરે નામો વડે પ્રસિદ્ધિ પામેલ અને નેમિનાથ પ્રભુએ પવિત્ર કરેલ, પર્વતોમાં શ્રેષ્ઠ એવા ગિરિનારને હું સ્તવું છું. [૧]

ત્રણ ભુવનમાં આ દેશ સુરાષ્ટ્રના નામને ધારણ કરે છે તે યોગ્ય જ છે, કેમકે ભૂમિ-રૂપી સ્ત્રીના લલાટમાં આ પર્વત વિશેષતા કરનારો છે. [૨]

શ્રી ઋષભદેવ વગેરે ખંગારદુર્ગ–કિલ્લાને શોભાવે છે અને શ્રીપાર્શ્વનાથે એની ઉપત્યકા ભૂમિ–પર્વતની નીચેની ભૂમિ–ના તેજલપુરને શોભાવ્યું છે. [૩]

આ (પર્વત)ના બે યોજન પ્રમાણુ ઊંચા શિખરમાં શરદૃઋતુના ચંદ્રનાં કિરણોની માફક નિર્મલ–સ્વચ્છ એવી જિનેશ્વર પ્રભુઓના મંદિરોની શ્રેણિ જાણે પુણ્યરાશિની માફક જ શોભે છે. [૪]

આ (પર્વત)ની ઉપર સુવર્ણના દંડ, કલશ, અને અમલસારક વડે શોભાયમાન શ્રી **નેમિનાથ** પ્રભુનું સુંદર ચૈત્ય શોભે છે. [૫]

અહીં શ્રી શિવામાતાના પુત્ર (શ્રી નેમિનાથ પ્રભુ)ની પાદુકાનાં દર્શન, સ્પર્શન અને પૂજન સજ્જન પુરુષોનાં પાપનો સમૂહ નાશ કરે છે. [૬]

ભગવાને વિશાળ રાજ્યને, પાકેલા તરખલાની માફક, તજી દઈ તેમજ સ્નેહાળ બંધુઓને છોડી દઇ અહીં (આ તીર્થમાં) મહાવ્રતને અંગીકાર કર્યું. [૭]

જગતના બધા મનુષ્યોના હિતૈષી એવા પ્રભુએ અહીં જ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને મોક્ષ પણ અહીં જ મેળવ્યું. [૮]

આથી જ અહીં ભવ્ય પુરુષોનાં હૃદયને આશ્ચર્યાન્વિત કરનાર મંત્રીશ્વર શ્રી વસ્તુપાલે કલ્યાણકારી ત્રણ મંદિરો બંધાવ્યાં. [૯]

અહીં જિનેશ્વર પ્રભુના બિંબરૂપી પૂર્ણચંદ્રમાવાળા મંડપમાં રહેલા શ્રી નેમિનાથ પ્રભુને સ્નાન કરાવતાં મનુષ્યો ઇન્દ્રની માફક શોભે છે. [૧૦]

આ (પર્વત)નો અમૃત જેવા પાણીથી ભરેલો અને સ્નાન કરનારા શ્રી અરિહંત પ્રભુના સ્નાનને માટે યોગ્ય ગજેન્દ્રપદ નામનો કુંડ શિખરને શોભાવે છે. [૧૧]

વસ્તુપાલે અહીં શત્રુંજયનો અવતાર કર્યે છતે શ્રી ઋષભદેવ, પુંડરીક, અષ્ટાપદ નંદીશ્વર તથા સિંહના વાહનવાળી, સુવર્ણ, સિદ્ધ અને બુદ્ધ નામના પુત્રોથી યુક્ત, સુંદર આમ્રફળથી ભરેલા હસ્તવાળી, અને સંઘનાં વિઘ્નને હરણ કરનારી શ્રી **અંબાદેવી** છે. [ ૧૨–૧૩ ]

શ્રી નેમિનાથ પ્રભુના ચરણ કમળથી પવિત્ર થયેલ અવલોકન નામનું શિખર જોનારા ભવ્ય પુરુષો કૃતાર્થપણાને પામે છે. [૧૪]

શામ્બવતીથી ઉત્પન્ન થયેલ શાંબ અને કૃષ્ણથી ઉત્પન્ન થયેલ અત્યંત કાંતિવાળા પ્રદ્યુમ્ન (કુમાર) આ (પર્વત)ના ઊંચા શિખરમાં દુષ્કર તપસ્યા કરી હતી.

( જુઓ પાનું ૬૬ )

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક-શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

કુમારપાળના જીવનમાં પલટો થયો તે પૂર્વે એ શિવધર્મી હતો અને માંસ મદિરા પણ વાપરતો. જ્યારથી એણે જૈનધર્મના ચુસ્ત ઉપાસક એવા મંત્રીશ્વર ઉદાયન અને તેમના પુત્રો આંબડ, વાહડ અને ચાહડ આદિનો ચડાઇવેળા પૂર્ણ સહકાર સાધ્યો ત્યારથી એના મનમાં એ વિચારનો ઉદ્ભવ થઈ ચૂકયો હતો કે 'દયાધર્મી તરીકે ઓળખાતા અને જૈનધર્મના ચુસ્ત ઉપાસક લેખાતા આ વણિકવીરો એક તરફ ધર્મનું પાલન પણ કરી શકે છે અને બીજી બાજુ સમય પ્રાપ્ત થયે પરાક્રમ બતાવી સમરાંગણ શોભાવે છે. ત્યારે એ જૈનધર્મનાં તત્ત્વોમાં કંઇ વિલક્ષણતા અવશ્ય હોવી જોઈએ. દયા અને શૂરવીરતાનો મેળ ન બેસે એમ કહેનારા જરૂર ભ્રમમાં છે.' આ વિચાર-પ્રવાહમાં જ્યારે એ પોતાના પૂર્વજીવન પ્રતિ દૃષ્ટિપાત કરતો ત્યારે એને સ્પષ્ટ જણાતું કે પોતે સિદ્ધરાજના ભયથી ભ્રમણમાં હતો ત્યારે રાજવીનો ખોફ વહોરીને પણ જેમણે મને સ્હાય કરી એમાં જૈન-ધર્મ પાળનાર વર્ગનો ફાળો અગ્રપદે આવે છે. સૌ સ્હાયકોમાં શ્રીમદ્ હેમચંદ્રસૂરિએ અપાવેલી સ્હાય મોખરે જણાતી, કારણકે વર્ષોની અથડામણ અને હાડમારીમાં એ એટલી હદે નિરાશ થઈ ગયો હતો અને જીવન વેડફી દેવાની તૈયારીમાં હતો, તેવી અણીની વેળાઓ ય પ્રાપ્ત થઈ હતી.

નિષ્કારણ બંધુસમા આ મહાત્માની સ્હાય એના અંતરમાં એટલી હદે જડાઈ ગઈ હતી કે એ ગમે તેવા સંયોગોમાં કાયમને માટે ભૂલાઇ જાય તેમ હતું જ નહીં. રાજ્યાસન પર આવ્યા પછીનાં પ્રારંભનાં વર્ષો સ્થિર થવામાં ગયાં અને થોડા સમય માટે શ્રી હેમચંદ્ર-સૂરિએ વિસ્મૃતિનો વિષય થઈ ગયા! છતાં શાંતિ સ્થપાતાં ને નિમિત્ત મળતાં જ ખંભાતના મેળાપની સ્મૃતિ તાજી બની અને તરત જ આચાર્ય મહારાજને બહુમાનપૂર્વક અણહિલપુર પાટણમાં બોલાવવામાં આવ્યા. રાજવીનો ગુરુદેવ સાથેનો પરિચય વધી ગયો. દેશ દેશના પાણી પીનાર અને હજારો ભિન્નભિન્ન પ્રકારનાં ભેજાઓના પરિચયમાં આવનાર મહારાજા કુમારપાળ એટલો ભોટ ન હતો કે માત્ર આચાર્યશ્રીના કહેવાથી વંશઉતાર આવેલ શૈવધર્મને છોડી દે. તેમ આચાર્ય મહારાજ શ્રી હેમચંદ્રસૂરિ પણ આવા પ્રકારના ઉપરછલ્લા પરિ-વર્તનમાં જૈનધર્મની પ્રભાવના માનતા નહોતા. વર્તમાન યુગના કેટલાક લેખકો 'પિંડે તેવું બ્રહ્માંડે' કલ્પી લઈ શ્રીમદ્ હેમચંદ્રના જીવન-ઉલ્લેખ ટાણે મનગમતા વાઘા સજાવવાની ધૃષ્ટતા કરી ચૂકયા છે અને હજુ કરે રાખે છે, પોતાના જેવી જ નબળાઈઓ એ વીરલ સંતમાં હતી એમ દર્શાવવા કલ્પનાના ઘોડાઓ દોડાવે છે! અરે, કલ્પિત પાત્રો સર્જી જે વસ્તુ બની નથી એવા વિષય પૂરી ચિત્રણ આલેખે છે અને ઐતિહાસિક પાત્રોને-એક ઉદાર અને ઉમદા ધર્મના જબરદસ્ત ને પ્રાભાવિક આચાર્યને અને તેમના અનુયાયી એવા કીર્તિશાળી પ્રધાનોને-મન-કલ્પિત ગુંથણીઓ દ્વારા એવા મિશ્રણમાં મૂકી દે છે કે જેથી સાચા ઇતિહાસનું તો ખૂન થાય છે જ પણ એ ઉપરાંત ઉગતી પ્રજામાં ચારિત્રશૈથિલ્યની

ખોટી છાપ બેસે છે અને જે યુગમાં ભિન્નભિન્ન ધર્મી પ્રજાઓ વચ્ચે ગાઢો સંપર્ક સાધવાની ખાસ આવશ્યકતા છે તેવા બારીક સમયે આવા પ્રખર ને પ્રતાપી પુરુષો સામે ચેડા કહાડી અંતર વધારે છે !

કુમાળપાળ રાજાને જૈનધર્મી બનાવવામાં જાણે શ્રી હેમચન્દ્રસૂરિએ કોઈ મુસદ્દીગીરીના દાવ ન ફેંકયા હોય કિંવા ચાણક્યનીતિનું અવલંબન ન ગ્રહ્યું હોય તેવો ભાસ ખડો કરે છે ! કલ્પિત મંજરીના પ્રણેતા હજુ પોતાના મંતવ્યનું પૂર્ણપણે પ્રમાર્જન કરી નથી રહ્યા ત્યાં તો બીજા એક સાક્ષરે પરમઆર્હત કે પરમમાહેશ્વરનો વંટોળ ઉભો કર્યો છે અને શ્રી મેઘાણી જેવા લેખક જે ભાષામાં શ્રી હેમચંદ્રસૂરિના ચિત્રનું એક વાતમાં આલેખન કરે છે એ જોતાં દુઃખ ઉપજે છે ! મનમાં ઘડીભર એ પ્રશ્ન ઊઠે છે કે ઇતિહાસના નામે બડી બડી વાતો કરનારા આ સાક્ષરો સાચે જ સત્યના પક્ષપાતી છે કે કેવલ માની લીધેલા મંતવ્યના ?

પ્રાસંગિક આટલી વિચારણા પછી મૂળ વાત પર આવતાં કહેવાનું કે રાજવી અને ગુરુદેવની ચર્ચાઓમાં કંઇ કંઈ તત્ત્વો કંઇ કંઇ ધર્મો અને જાત જાતના પ્રશ્નોની છુટથી છતાં દલીલપુરસ્સર છણાવટ થઈ. એનો વિસ્તાર કરવાનું આ સ્થળ નથી. એ વાતની વાનગી પીરસતાં સંખ્યાબંધ પુસ્તકો ઉપલબ્ધ થાય છે. એ પર ચઢેલા અતિશયોક્તિ કે સ્વધર્મ પ્રશંસાના વધુ પડતા પડળો દૂર કરીને પણ જિજ્ઞાસુ નિતરૂં સત્ય શોધી શકે તેમ છે. એનું પરિણામ એ જ આવે છે કે માત્ર સૂરિ મહારાજ પ્રત્યેનો ઉપકાર વાળવાના દૃષ્ટિબિન્દુથી પ્રેરાઈને નહીં પણ જૈનધર્મના ઉમદા સિદ્ધાંત– એમાં સમાયેલ ઉદાર ભાવ અને અહિંસામાં રહેલી અદ્‌ભુત શક્તિની પિછાન કરી મહારાજા કુમાળપાળે જૈનધર્મ સ્વીકાર્યો. એ બધું કંઈ એક દિવસમાં નથી બની ગયું ! તેમ નથી તો એ સારૂ શ્રી હેમચંદ્રસૂરિને કોઇ જાતની કુટિલતા ચલાવવાની કે કોઈ પ્રકારની ભૂરકી નાંખવાની જરૂર પડી. અલબત્ત જૈનધર્મના પ્રખર અભ્યાસી અને વિદ્વાન્ જ્ઞાતા તરીકે શ્રીમદ્ હેમચન્દ્રસૂરિએ જૈનધર્મનાં તત્ત્વોનું અહિંસા અને અનેકાંત જેવા તત્ત્વજ્ઞાનનું, આચરણમાં ઉતારવા જેવા શ્રાવક ધર્મ ઉચિત બાર પ્રકારનાં વ્રતોનું વિસ્તારથી સ્વરૂપ સમજાવવા યોગ્ય પ્રયાસ સેવ્યો છે, પોતાનામાં રહેલી વિદ્વત્તાનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે. જરૂર પડયે ચમત્કાર બતાવવા પણ ચુક્યા નથી. મહારાજા કુમારપાળે પણ એ બધામાં નવીન અભ્યાસક તરીકે પ્રવેશ કરી, શ્રદ્ધાવંત આત્મા તરીકે એનો તાગ મેળવી, પૂર્ણ જિજ્ઞાસુ તરીકે એ સર્વને પચાવી, અંતે અંતરના ઉમળકાથી એનો સ્વીકાર કર્યો છે. એક પ્રબળ પ્રતાપી રાજવી તરીકે જે જે કાર્યો કર્યાનો ઉલ્લેખ ઉપલબ્ધ થાય છે એમાં જૈનધર્મના જળહળતા સિદ્ધાંતની છાયા દૃષ્ટિગોચર થાય છે. તેથી જ પરમાર્હતના બિરૂદની પ્રાપ્તિ થાય છે. પાટણની ગાદીપર પૂર્વે થઈ ગયેલા રાજાઓની કાર્યપ્રણાલીથી જુદી રીતે મહારાજા કુમારપાળે પ્રજાપાલન કર્યું અને જનતાનો ઉત્કર્ષ સાધ્યો. ઇતિહાસની નોંધ કહે છે તેમ સન ૧૧૫૯ માં તે પૂરેપૂરા જૈન-ધર્મી તરીકે પ્રગટ થયા અર્થાત્ શ્રાવકનાં બાર વ્રત તેમણે લીધાં. ત્યારપછી બનારસના રાજા જયચંદ્ર પર તેના રાજ્યમાં ચાલતી હિંસા બંધ કરવાનું સૂચવવા સારૂ પ્રતિનિધિ મંડળ મોકલ્યાનો ઉલ્લેખ કુમારપાળ–પ્રબંધમાં મળે છે. જૈનધર્મના અભ્યાસ અને પાલનથી તેમના પોતાના જીવનમાં જે ફેરફાર થયા તેની નોંધ નીચે પ્રમાણે ટૂંકમાં લઇ શકાય.

મહારજા કુમારપાળે માંસભક્ષણ સદંતર છોડી દીધું. માત્ર મદિરાપાન ત્યજી દીધું એટલું જ નહિં પણ સાતે વ્યસનનો ત્યાગ કર્યો. પોતાના પડોશી રાજ્યો સાથે સ્નેહસંબંધ વધાર્યો. નબળાં રાજ્યોને ઘટતી મદદ આપી ઉભાં રાખ્યાં અને ખાસ કારણ વિના કેવળ રાજ્ય વિસ્તારના લોભથી કે પોતાના ગર્વને પોષવાની વૃત્તિથી લડાતી લડાઈઓ બંધ કરી. ફાંસી કે મૃત્યુ જેવી ભયંકર સજાઓ બંધ કરી. બળતણ પર અને ગાડા પર લેવાતા કરો રદ કર્યા. અપુત્રીયાનું ધન રાજ્યમાં લેવાતું તે કહાડી નાખ્યું. દારૂબંધી સખત રીતે કરી. જુગાર પર અંકુશ મૂકી ને અટકાવ્યો અને દેશ ભરમાં અહિંસાનું વાતાવરણ પ્રગટાવ્યું.

આ જાતના સુધારાના મૂળ જૈનધર્મના સિદ્ધાંતોમાં મળી આવે છે. મહારાજા કુમારપાળના જીવન પર એ તત્ત્વજ્ઞાનની જે ઊંડી અસર પડી તે આપણને ઉપરના સુધારામાં જોવાની મળી આવે છે. એ સુધારણાના પ્રતાપે જ રાજવીને 'પરમઆર્હત' નું બિરુદ પ્રાપ્ત થયું. અર્હંત પ્રભુના અનુયાયીમાં સાધુ અને શ્રાવકો અને એ વર્ગ અંતર્ગત સાધ્વી અને શ્રાવિકાનો સમાવેશ થાય છે અને એ ગણમાં જે વ્યક્તિનાં કાર્ય ધર્મની શોભામાં વૃદ્ધિ કરનાર હોય છે તે પરમ યાને અગ્રેસર મનાય છે. આમ આ બિરુદ પાછળ જે ભાવ સમાયેલો છે તેનો જૈનેતર લેખકોએ વિચાર કરવાનો છે.

(ચાલુ)

---

( ૬૩ મા પાનાનું અનુસંધાન )

અહીં રાત્રિમાં અનેક પ્રકારનો ઔષધિ સમૂહની જાજ્વલ્યમાન દેખાય છે. વળી ઊંચે ઘંટાક્ષરઅત્રશિલાઓ પણ શોભે છે. [૧૬]

અહીં સહસ્રામ્રવન અને લાક્ષારામ તથા મોર, કોયલ અને ભમરાના ગાનથી શોભતા બીજાં પણ અનેક વનો છે. [૧૭]

ઇતિહાસના જાણકાર વિદ્વાનો અહીં શોધખોળ માટે લાગે તો એવું એકે વૃક્ષ, વેલડી, ફુલ કે ફળ (દુનિયામાંનું) બાકી નથી જે (અહીં) ન દેખાય. [૧૮]

અહીંની ગુફાની અંદર રહેલી શ્રી રાજીમતી કે જે રથનેમિ ( નેમિનાથના ભાઈ) ને ઉન્માર્ગથી સન્માર્ગમાં લાવી, તે કોને વંદન કરવા યોગ્ય નથી?

અહીં કરેલાં પૂજા, સ્નાન, દાન અને તપ વગેરે ભવ્ય પુરુષોને મોક્ષસુખનાં સાધન બને છે. [૨૦]

કોઈ પણ માર્ગે જતો મનુષ્ય દિશા ભૂલીને આ પર્વતનાં મંદિરની જિનેશ્વર પ્રભુની પૂજાને મૂર્તિઓને સ્નાન પછી પૂજાયેલી જૂએ છે. [૨૧]

કાશ્મીર દેશથી આવેલ રત્નવડે અને કૃષ્માંડયા દેશથી શ્રી નેમિનાથ પ્રભુની પત્થરની મૂર્તિ લાવીને લેપ્ય બિંબના સ્થાને મૂકવામાં આવી. [૨૨]

અહીં નદી, ઝરણાં, કુંડો, ખાણો અને લતાઓની ગણતરી કરનાર કોણ છે? [૨૩]

સિંચવાના સ્વરૂપવાળા, રક્ષણ કરનાર અને ચૈત્યોથી શોભાયમાન શિખરવાળા મહાતીર્થ શ્રી રૈવતપર્વતને નમસ્કાર થાઓ. [૨૪]

એ પ્રકારે મારા (**શ્રી જિનપ્રભસૂરિ**) વડે સ્તુતિ કરાયેલ અને મોટા સુરિઓએ વર્ણવેલ સંકટ વિનાના (સુખી કરનાર) શ્રી **ગિરનાર** પર્વતની વિસ્તારવાળી સુવર્ણ સિદ્ધિવાળી ભૂમિ તમારા આનંદ માટે થાઓ. [૨૫]

**ઈતિશ્રી ઉજ્જયંતસ્તવ**

# जैनधर्म की ऐतिहासिकता

**लेखक: इतिहास प्रेमी मुनिराज श्री ज्ञानसुन्दरजी**

वर्तमान युग में प्रत्येक बात इतिहास की कसोटी पर कसकर उसका तथ्य निकाला जा रहा है। पौर्वात्य एवं पाश्चात्य पुरातत्त्व विशारदोंने अनेक ऐतिहासिक साधन उपलब्ध कर दिये हैं कि जिससे इतिहास-क्षेत्रपर बहुत अच्छा प्रभाव पडा और पडता जा रहा है। जिन घटनाओं का हम नाम तक नही जानते थे आज ऐतिहासिक साधनों से सेंकडों हजारों वर्ष पूर्व की घटनाएं जानने लग गये हैं. जैसे उडीसा प्रान्त की हस्ती गुफा से मिले हुए शिला-लेख से महामेघवाहन चक्रवर्ती महाराजा खारवेल और उनके साथ मगध के राजा नन्द एवं पुष्पमित्रादिको जीवन तथा जिन नन्दवंशी एवं मौर्यवंशी: राजाओ को जैनधर्मोपासक मानर्ने में लोग हिचकिचाते थे वे पूर्वोक्त साधनों से जैनधर्मके उपासक ही नहीं पर कट्टर प्रचारक सिद्ध हो गये हैं। इसी प्रकार कई लोंग जैनधर्म को बौद्धधर्म की शाखा कहकर अर्वाचीन बतला रहे थे पर ऐतिहासिक साधनों से भगवान महावीर के पुरोगामी भगवान पार्श्वनाथ भी ऐतिहासिक पुरुष साबित हो चुके हैं। इतना ही क्यो काठियावाड़ के प्रभासपट्टन से मिले हुए ताम्रपत्र से भगवान् नेमिनाथ जो श्री कृष्ण और अर्जुन के समकालीन हुए वे भी ऐतिहासिक पुरुष सिद्ध हो गये हैं। साथ में यह भी पता मिल गया है कि भगवान महावीर के समय जैनियों में भगवान ऋषभदेव की मूर्तियां तीर्थंकर के नाम से पूजी जा रही थी इससे यह अनुमान लगाया जाता है कि ऋषभदेव कोई पुरुष जरूर हुए हैं। उनका समय बहुत दुरका है, ज्यों ज्यों इतिहास की शोध खोज आगे बढती जायगी त्यों त्यों वह समय नजदीक आता जावेगा इत्यादि इतिहास ने पुरातत्त्व पर अच्छा प्रभाव डाला है।

बडे ही खेद के साथ लिखना पडता है कि इस प्रकार ज्ञानभानूकी किरणों का चारों ओर प्रकाश हो जाने पर भी अभी ऐसे लेखकों का सर्वथा अभाव नहीं हुआ है जो बिना किसी प्रमाण के एक प्राचीन धर्मको अर्वाचीन बतलाने को उतारु हो जाते हैं। इसके लिये मुख्य दो कारण होने चाहिये-एक इतिहास की अनभिज्ञता, दूसरा हृदय का द्वेष! यदि यह कारण नहीं होता तो जैनधर्म जैसे स्वतंत्र और प्राचीन धर्म को विक्रम की छठी सातवीं शताब्दी में जन्मा ('किससे हिन्द'); बौद्धधर्म के साथ जैनधर्म को नास्तिक लिखना ('सत्यार्थ प्रकाश' पृष्ट २६५); इनके अनुकरण रूप में कई अज्ञ लोग जैनधर्म को बौद्धधर्म की शाखा ही बतला रहे हैं। क्या यह लेखकों की अज्ञानत नही है? हमें अधिक दुःख इस बात का है कि

'सत्यार्थ प्रकाश' के विद्वान लेखक ने इस प्रकार धोखा क्यों खाया होगा ? कदाचित् स्वामीजीने किसी कारण से लिख भी दिया हो पर पिछले संशोधकों ने अन्यान्य आवृत्तियों में कई प्रकार के संशोधन किये हैं फिर जैनधर्म विषयक गलत लेख की ओर उनका लक्ष क्यों नही पहुंचा ? इससे पाया जाता है कि यह केवल अनभिज्ञता ही नहीं पर इसमें द्वेषभाव का अंश भी शामिल है। योंतो ऐसे भ्रातिपूर्ण लेखों के प्रतिकार के लिये अनेक ऐतिहासिक प्रमाण उपलब्ध हैं परन्तु मैं आज खास बौद्ध ग्रन्थों के एक दो प्रमाण पाठको की सेवा में पेश करदेता हुं कि जिससे पाठक स्वयं निर्णय कर लें कि जैनधर्म और बौद्धधर्म एक हैं या पृथक् पृथक् हैं ?

बौद्ध-साहित्य त्रिपिटक के नाम से मशहुर है जैसे-१ विनय पिटक २ सुत्त पिटक ३ अभिधम्मपिटक। जिसमें सुत्त पिटक के पांच निकाय हैं, उसके दूसरे मज्झियनिकाय ग्रन्थ में स्वयं महात्मा बुद्ध अनेकवार जैन निग्रन्थों से मिले, उनसे वार्तालाप कर अपने भाव प्रदर्शित भी किये, जैसे-

"एकमिदाइ महानाम समयं राजगहे विहरामि गिज्जकुटे पव्वते ते नखोपन समयेन संवदूला निगण्ठा इसिगिलियस्से कालसेलायं उब्भत्थकाहान्ति आसनपटि क्खिता ओपमिका दुक्खतिप्पा कटुका वेदना वेदयन्ति अयखोहं महानाम ! सायण्हं समयं पटि सल्लाणा बुट्टितो येन इसि गिलिपस्सम कायसिला येन ते निगण्ठा तेन उपसंक्कपिम उपसंक्कमिचा ते निगण्ठो ए तदवोचम किन्नु तुम्हें आवुसो तुठभदुका आसनपटि क्खिता आपक्कमिक्का दुक्ख तिप्पा कटुका वेदना वेद यथाति एवं बुते महानाम ते निगण्ठा एतदवोचु। निगण्ठो आवुसो नायपुत्तो सव्वन्नु सव्वदस्सी वी अपरिसेसं ज्ञाणदस्सन परिजानंति चरतो च मे तिट्ठतो च सुतस्स च जागरस्स च सततं समितं नाणदस्सनं पच्चुपहितंति सां एवं आह अत्थि खोवो निगण्ठा पूर्व्वं पापकम्मं कत्तं तइमाया कटू कायदुक्करिकारि कायनिज्जर थपने एतरहि कायेन संवुता वाचापसंवुतो मनसां सवुता तं आयति पापस्स कम्मस्स अकरणं इति पुराणानं कम्मानं तपसाव्वन्ति, भावानवानकम्मं न अकरणा आयतं अनवस्स वो आयतिं अनवस्स वो कम्मक्खयो कम्मक्खया दुक्खयो दुक्खया वेदनाक्खयो सव्वं दुक्खनिज्जरणं भविस्स तितं च पन् अम्हकं रुचति चेव खमति च ते न च अम्हा अत्तमानति"

P. T. D. Majjhim Vol. 181 pp. 92-93

**भावार्थ**-महात्मा बुद्ध अपने महानाम भिक्षुक को कहते हैं-महानाम ! मैं एक समय राजगृह गया था और गुद्धकुट पर्वत पर विहार कर रहा था उस समय ऋषिगिरि के पास कालशील पर्वत पर बहुत से निर्ग्रन्थ (जैनमुनि) आसन छोडकर उपक्रम और कठोर

तपस्या कर रहे थे। महानाम ! मैं सायंकाल के समय उन निर्ग्रन्थों के पास गया और उनको कहा कि–अहो निर्ग्रन्थो ! तुम आसन छोड उपक्रम कर ऐसी घोर तपस्या कर वेदना का अनुभव क्यों कर रहे हो ? महानाम ! जब मैंने उनसे ऐसा कहा तब वे निर्ग्रन्थ कहने लगे कि–अहो निर्ग्रन्थ ज्ञातपुत्र सर्वज्ञ और सर्वदर्शी हैं वे अशेष ज्ञान एवं दर्शन के ज्ञाता हैं हमारे चलते ठहरते सोते जागते समस्त अवस्थाओ में सदैव उनका ज्ञान दर्शन उपस्थित रहता है। उन्होंने कहा है कि निर्ग्रन्थो ! तुमने पूर्व जन्म में पापकर्म किया है उनकी इस घोर दुष्कर तपस्या से निर्ज्जरा करो क्योंकि तपस्या से पुराने कर्मोंका क्षय होता है कर्मक्षय से दुःखक्षय होता है दुःखक्षय से वेदनाक्षय और वेदनाक्षय से सर्व दुःखों की निर्ज्जरा होती है। इस पर बुद्ध कहता है कि यह कथन हमारे लिये रुचिकर प्रतीत होता है और हमारे मन को ठीक जचता है।

यदि भगवान महावीर और महात्मा बुद्ध तथा जैनधर्म एवं बौद्धधर्म एक ही होता तो महात्मा बुद्ध यह क्यों कहते कि निर्ग्रन्थकी तपस्यादि हमको रुचिकर एवं हमारे दिल में जचती है ? अतः ये दोनों धर्म पृथक् पृथक् हैं।

एक दूसरा प्रमाण भी बौद्ध ग्रन्थो में मिलता है जैसे कि–

" एकं समयं भगवा सक्खेसु विहरति सामगामे तेन खोपन समयेन निगन्थे ज्ञातपुत्तो पावायं अधुना कालकतों होति तस्स कालकिरियाय भिन्न निगण्ठे दोवधिक जाता, भंडन जाता कलह जाता विवाद पन्ना अण्णमण्ण मुक्खसेति हीं विदुदत्ता विहंरति ( मज्झिमनिकाय ग्रन्थ )

**भावार्थ**–एक समय भगवान् बुद्ध शाक्यदेश के साम ग्राम में विहार करते थे तब सुना कि पावा में निर्ग्रन्थ–ज्ञातपुत्र (महावीर) ने काल किया और उनके निर्ग्रन्थों में दो पार्टी बन गई इतना ही नहीं, पर वे आपस में लडते झगडते और मुख से एक दूसरे को भले बुरे भी कहते हुए फिरते हैं–इत्यादि।

इस प्रमाण से स्पष्ट सिद्ध हो जाता है कि महावीर और बुद्ध अलग अलग थे और बुद्धकी मौजूदगी में ही महावीर का निर्वाण हो गया था।

डाक्टर फहरार, स्टीवेन्सन भाण्डारकर आदि विद्वानों का मत है कि महात्मा बुद्ध का घराना (कुटुम्ब) जैन धर्मोपासक था और महात्मा बुद्ध को सब से पहली शिक्षा जैन निर्ग्रंथों से ही मिली थी। अब जरा निम्न लिखित तालिका की ओर ध्यान लगाकर देखिये।

| | **भगवान महावीर** | **महात्मा बुद्ध** |
|---|---|---|
| जन्म स्थान– | क्षत्री कुण्ड नगर | कपिल वस्तु |
| माता | त्रिशलादेवी | गोमति |

[ देखो पृष्ठ ७२ ]

# शाह केसरीचंदजी सुराणा

**लेखकः-श्रीयुत हजारीमलजी बांठिया, बीकानेर**



शाह केसरीचंदजी सुराणा, स्वनामधन्य वीरशिरोमणि दीवान राव शाह अमरचंदजी सुराणा के कनिष्ठ पुत्र थे। आप भी अपने दो ज्येष्ठ भ्राताओं और पिता की तरह रणकुशल सेनापति थे। आपने बीकानेर नरेश महाराजा रत्नसिंहजी के राज्यकाल में बीकानेर की अच्छी सेवाऐं की, जो इस राज्य के पुनित इतिहास में चिरस्मरणीय रहेगी। शेरां के शेर ही पैदा होते हैं, यह कहावत आपके जीवन-चित्रण से स्पष्ट मालूम होती है।

आपके जन्म और स्वर्गवास की तिथि अभीतक निश्चित नहीं हो पाई है। आप निःसंतान ही स्वर्गवासी हो गये थे।

## राजनैतिक और सैनिक क्षेत्र—

वि. सं. १८९४ (इ. स. १८३७) के दिनों में चरला का बीदावत कान्हसिंह जोधपुर एवं जयपुर से मदद लेकर बीकानेर इलाके में लूंट मार कर प्रजा को अत्यधिक कष्ट देने लगा। उसे पकडने के लिये बीकानेर की ओर से शाह केसरीचंदजी सुराणा भेजे गये। आपने इस बागी सरदार को सुजाणगढ़ में गिरफतार कर बीकानेर भिजवा दिया।

इन्हीं दिनों में ठाकुर खुमाणसिंह, करणीसिंह, अहड़ वाधा आदि ने जो इस समय जोधपुर इलाके में रहते थे, बीकानेर के गांव साधासर और जसरासर लूंट लिये और कितनेक गांवों के ऊँट पकडे ले गये। ये सब लुटेरे गांव झरड़िया में रहते थे। नागौर के हाकिम के लिखने पर सुराणा केसरीचंदजी ने एवं ठा. हरनाथसिंहने उन लुटेरां पर चढाई की। इन लुटेरां ने कई दिन तो भागते भागते सुराणाजी का सामना किया और अंत में वे सीवा भाग गये।

जब अंग्रेज सरकार की ओर से मि० कप्तान विलियम फार्स्टर साहेब बहादुर ज्वारजी, डूंगजी आदि लुटेरों को गिरफतार करने के लिये बीकानेर आये तो महाराजा रत्नसिंहजी ने उनकी मदद के वास्ते शाह केसरीचंदजी को उनकी (फार्स्टर की) सेवा में भेजा। डूंगरसिंह ज्वारसिंह आदि लुटेरे भागकर अपने साथीयों के साथ बीकानेर आये। इसकी सूचना मिलते ही केसरीचंदजी ने उनका पीछा किया और उनमें से कइयों को गिरफतार कर लियी।

वि. सं. १९०२ (ई. स. १८४५) में तत्कालीन बीकानेर नरेश ने आपकी खीदमतों पर प्रसन्न होकर शाह केसरीचंदजी को रतनगढ़ के हाकिम के पद पर सुशोभित किया। इसी बावत आपको स्टेट की ओर से मोतीयों के चौकड़ों के रुपये मिले। यह बात एक रुक्के में इस प्रकार है:—

"रु. ३०० शाह केसरीचंद को रतनगढ की हाकमी इनायत की मोतीयों को चौकड़ा का दिया खजानची भालचंद्र से दरवाया सं. १९०२ कार्ती वदि ५ ।"

महाराजा रतनसिंहजी ने आपकी सेवाओं पर बहुत खुश होकर आपको कई गांव प्रदान किये थे । उनका नाम, संवत, मितिवार इस प्रकार सिक्कों में लिखा है ।

॥ गांव खोथड़ी साह केसरीचंद का पटे, था सो वहाल रखा सं. १८९८ आसाड वदि १

॥ गांव दांकर साह केसरीचंदको पटे दिया सं. १९०० फागण वदि ९

॥ गांव धाकर साह केसरीचंद को पटे दिया सं. १९०७ माघ वदि ९

आपके घर जो धान, मूंग, गेहूं, घी आदि आता था उस पर जकात नहीं लगती थी । यह बात एक रुक्के में है । इन सब बातों से पता चलता है कि महाराजा रत्नसिंहजी की आप पर असीम कृपाथी ।

कप्तान विलियम फार्स्टर बहादुर आपका बहुत सम्मान करते थे ।

वि. सं. १९०४ में मि. फार्स्टर ने आपको एक पत्र दिया था, जो विशेष महत्त्व का होने की वजह से उसकी अविकल नकल यहां दी जाती है । यह पत्र शाह श्री सेंसकरणजी जतनलालजी सुराणा के पास सुरक्षित है ।

**श्री रामजी......**

सिघ श्री सर्वोपमान साहब श्री केसरीचन्दजी जोग लिखतु कप्तान विलियम फास्तर साहब बहादुर केन मुजरा बंचजो । अठैका समाचार भला छै तुम्हारा सदा भला चहीजै । अप्रंच कागद तो पहली वारते आगे तुमारे को गांव बरजू में जोधसर का डेरां लिखा था सो थे बरजू आया हो होगा और हम भी धाड़्यां के खोज की लार बागड़सर आज पहुँचे हैं.

और खबर आइ कि कुछ घोडे असवार आदमी धाड़्यां का हमारे असवारां ने राणासर की तरफ पकड़े और धाड़वी आगाने खेरखूसर की तरफ गए सो हम कल गुदे गांव जावेंगे और उठे जाकर तजबीज करवा में आवेगी । थे बाँचतां कागद गुढा गांव में कल हमारे पास पहुँचा जरूर रहियो और जो आदमी घोडा उंठ धाड्यां का थे पकड़्या छै सो हमारे पास लेता आयो जहन जाबता सु वासुं अहवाल धाड़्यां का आछी तरै सु पाय । जासी सु ढील ना करीजो जरूर आजो । चैत्र सुदी १५ सं. १९०४+

विलियम फास्टर बहादुर के..
अंग्रेजी में हस्ताक्षर

---

+ अगले अंको में शा माणिकचंदजी लालचंदजी का जीवन चित्रण प्रकाशित करने की भावना है ।

## राव अमरचंदजी सुराणा का वंशःवृक्ष-÷




१ लालचंदजी, हुकुमचंदजी के दत्तक गये ।
२ पूनमचंदजी, फतेहचंदजी के दत्तक गये ।
३ जयचंदलालजी, उत्तमचंदजी के दत्तक गये ।
\+ आपका जीवन चरित्र इसी पत्र के अगले अंको में प्रकाशित करने की भावना है ।
÷ यह वंश वृक्ष मुझे शाहजी के वंशधर शाह सेंसकरणजी की कृपा से प्राप्त हुआ है ।

[ पृष्ठ ६९ से चालु ]

| | | |
|---|---|---|
| पिता | सिद्धार्थ राजा | शुद्धोदन |
| सिद्धान्त | स्याद्वाद् | क्षणिकवाद् |
| जन्म | इ. स. पूर्व ५९९ | इ. स. पूर्व ६०१ |
| निर्वाण | इ. स. पूर्व ५२७ | इ. स. पूर्व ५२१ |

इससे भगवान महावीर और बुद्धको तथा जैनधर्म एवं बौद्धधर्म को एक माननेवालों की भ्रान्ति दूर हो जायगी और जैनधर्म को प्राचीन एवं स्वतंत्र समझने में किसी प्रकार की आपत्ति नहीं आवेगी, क्योंकि वेद और पुराणों के समय भी जैनधर्म का काफी प्रचार था इस बात को वेद और पुराण साबित कर रहे हैं। लेख बढ़ जाने के भय से वे प्रमाण यहां उद्धृत नहीं किये जाते हैं ! यदि किसीको देखना हो तो मेरी लिखी "जैन जाति महोदय" नामक पुस्तक को देखे। इस लेख लिखने में मेरा लक्षबिन्दु उन भ्रांतात्माओं का भ्रम मिटाने का ही है जोकि जैनधर्म और बोद्धधर्म को या भगवान महावीर और महात्मा बुद्ध को एक बतलाते हैं। अतः मेरे इस लेख से प्रत्येक व्यक्ति जैनधर्म को स्वतन्त्र एवं प्राचीन ही मानेगा।

# બાલાપુર ત્યાં નિર્માણ થયેલ તથા લખાયેલ સાહિત્ય

લેખકઃ--મુનિરાજ શ્રી કાંતિસાગરજી. નાગપુર.

( ગતાંકથી ચાલુ )

ગયા અંકમાં આપણે બાલાપુરમાં બનેલ ઐતિહાસિક ખાસ ખાસ ઘટનાઓ તપાસી. હવે આ અંકમાં આપણે બાલાપુરમાં જે સાહિત્યનું નિર્માણ થયું તેમજ જે સાહિત્ય લખાયું તે સંબંધી જે ઉલ્લેખો મળે છે તે જોઈશું.

## બાલાપુરમાં નિર્માણ થયેલ જૈન સાહિત્ય

(૧) બાલાપુરમાં સંવત ૧૬૭૭ ભાદરવા સુદ ૮ મંગલવારે લોંકાગચ્છીય જીવરાજે એક સ્તવન રચ્યું :

"સંવત સોલસી તોતેરા વરષિ, ભાદ્રવા સુદી આઠમસારએ,
મંગલવારે સ્તવન કીધું, **બાલાપુર** મોઝાર રે;
ભલ ભાવ આણી ભવતી જાણી, તવન ભણે જે એકમના,
કરજોડી મુનિ જીવરાજ બોલે, કાજ સરસે તેહનાં.

ઉક્ત મુનિના અન્ય જે સ્તવનો મારા સંગ્રહમાં છે તેમાં બે સ્તવનોમાં સંવત અને ગામનું નામ સૂચવેલ હોવાથી ઐતિહાસિક દષ્ટિએ મહત્ત્વનાં હોવાથી તેની નોંધ અહીં ટાંકુ છું.

૧૬૧૯ વિજયાદસમીને સોમવારે [૧]બહાદરપુરમાં રઘુનાથસ્વામીનું સ્તવન બનાવ્યું તથા ૧૬૭૨ શ્રાવણુ સુદ ૫ વાવેલમાં આદિનાથ સ્વામીનું સ્તવન બનાવ્યું અને ૧૬૭૫ આસો સુદિ ૧૦ શુક્રવારે [૨]જેતપુર (કાઠીઆવાડ) માં મહાવીર સ્વામીનું સ્તવન નિર્માણુ કર્યું.

(૨) બાલાપુરના સંઘની વિનંતીથી રવિમુનિએ સંવત ૧૭૮૧ માં ગુરુભાસની રચના કરી. આની મૂળ પ્રત મારા સંગ્રહમાં છે–

સંવત સતરશશિ વસુ સૂમઈરે, **રવિમુનિ** કહઈ ઉલ્લાસ,
**બાલાપુરની** રે સંઘની, વીનતીઈ કીધી ભાસ રે ॥ ૮ ॥

(૩) ઉક્ત રવિમુનિએ લોંકાગચ્છીય શ્રી. કેશવજીનો ભાસ બાલાપુરમાં બનાવ્યો હતો. તેમાં રચના સંવત આપેલ નથી. આ રાસ મારા સંગ્રહમાં છે. એ ગ્રંથના અંતમાં આ પ્રમાણે ઉલ્લેખ છે–

શ્રી બાલાપુર મનરંગ તો રવિમુનિ ભાસ બનાઈ સાધુ. ૧૧.

"ઇતિ ભાસ સંપૂર્ણં લિખતં ૠષિ રવજી. સંવત ૧૮૧૮ વર્ષે સા. અમરસી પુત્ર સા. અખયરાજ સા. વિજયરાજ. પઠનાર્થમ્ બાલાપૂરે"

લોંકાગચ્છીય અન્ય સાહિત્ય વિપુલ પ્રમાણમાં મારા સંગ્રહમાં છે. તે કવિઓમાં જીવરાજ તેજસિંગ મુખ્ય છે. તેની નોંધ નિબંધ લાંબો થઈ જવાના ભયથી આપી શકતો નથી. એ તો સ્વતંત્ર નિબંધ જ માગી લે છે.

---

૧ આ બહાદુરપુરનો સં. ૧૫૩૦ નો લેખ શ્રીનાહરજીના સંગ્રહ (ભા. ૧, પૃ. ૧૧૫) માં મળે છે.

૨ જેતપુરના લેખો શ્રીનાહરજીના સંગ્રહમાં ( ભા. ૨ પૃ. ૬૧ ) સં. ૧૫૨૩, તથા બુદ્ધિસાગર ( ભા. ૧ પૃ. ૧૪) ના સંગ્રહમાં ૧૫૨૪નો તથા ઉક્ત સંગ્રહમાં (ભાગ ૨ પૃ. ૨૬૫) ૧૫૨૬, તથા ૧૫૭૬

ઉપરોક્ત ત્રણે કૃતિઓ લૌંકાગચ્છીય મુનિઓએ નિર્માણ કરેલી છે. વિ. સં. ૧૫૦૮ માં લૌંકાશાહે પ્રતિમા ઉત્થાપી નવો મત ઉપસ્થિત કર્યો માટે લૌંકામત કહેવાય છે. ચૌરાસી ગચ્છોમાં લોકાગચ્છ કોઈ છે જ નહિ પણ લૌંકામત છે. તે સમયમાં લૌંકામત તરીકે જ તેની ખ્યાતિ હતી એમ હર્ષસાગરના શિષ્ય રાજસાગરે (૧૬૫૦ પહેલાં) બનાવેલ "લુંકામતની સાઝ્યાય" પરથી સ્પષ્ટ જણાય છે. મૂળ પ્રત મારા સંગ્રહમાં છે. (વિ. જૂઓ "શ્રીમાન લૌંકાશાહ")

## બાલાપુરમાં લખાયેલ જૈન સાહિત્ય

(૧) **ઋષિદત્તા રાસ** કર્તા–જયવંતસૂરિ વડગચ્છીય ૧૭૩૮. એ ગ્રંથની પુષ્પિકા આ પ્રમાણે છે:

**इति श्री ऋषिदत्तारास ढाल ३ सम्पूर्ण शुभं भवतु आसो शुदी ५ गुरुवार संवत १७३८ वरिषे बालापुर मध्ये लिखितं अमीचंद सा लखी आप्यो. आर्या जीवी तसू सीषणी आर्या हसा बालापुर मध्ये ॥ छ ॥ छ ॥**

(૨) **શાલિભદ્ર ચઉપઈ**–કર્તા મતિસાર (ખરતરગચ્છ) લખ્યા સં. ૧૭૪૪. પુષ્પિકા:

**संवत १७४४ भाद्रवा सुदि १३ दिने लिखितं पूज्य पंडित सिरोमणी निरमल गात्रपूज्य ऋषि ५ दामाजी तत् शिष्य ऋषि मनोहर वजा पाठनार्थे साह अखाय तत्पुत्र सां. धनपाल वाचनार्थे बालापुर ग्रामे शुभं भवतु शुभं भूयात्"**

(૩) **છૂટક સ્તવનો**–કર્તા પ્રીતિવિમળ (તપગચ્છ). લખ્યા સંવત ૧૭૪૯. પુષ્પિકા:

**संवत १७५९ मृगशिर वदि ८ म्यां तिथौ सोमे सकल पंडितोत्तम पंडित श्री ५ अनंतविमल गणि त. शिष्य मानविमल गणि त. शि. पं. केसरविमल गणि त. शिष्य भोजविमल गणि त. शिष्य पंडित श्रीरुचि गणि तत् शिष्य ईसर (ईश्वर) विमलेन लिपिकृतं सु. श्राविका पूज्यप्रभाविका देवगुरुभक्तिकारिका द्वादशव्रत-धारिका अनेक ओपमांओ (यो) ग्य कुंअरबाई वाचनार्थे लेखक पाठक्योः चिरं जीयत् बालापुरे**

(૪) **બ્રહ્મચર્યનવવાડસ્વાધ્યાય**–કર્તા જિનહર્ષ (ખરતરગચ્છ) સં. ૧૭૭૪ પુષ્પિકા–

**संवत १७७४ वर्षे महावदि ११ बुधे बालापुर ग्रामे लिखीतं सूखा वाचनार्थे सा. लालदास श्रीरस्तु "कल्याणमस्तु"**

(૪) **શ્રીપ્રિયમેલકતીર્થપ્રબોધસિંહલસુત** ચઉપઈ, કર્તા સમયસુંદર (ખરતરગચ્છ) ૧૭૮૪. પુષ્પિકા.

**संवत १७८४ वर्षे श्रावण सुदि २ रवौ दिने लिखीतं ऋषि हरजी ऋषि सूखा बालापुर ग्रामे सुश्रावक पूज्यप्रभावक साह जयराज तत्पुत्र साह मीठाजी पठनार्थे शुभं भवतु कल्याणमस्तु–**

(૬) **વૃદ્ધશાંતિ** ૧૭૯૬ પુષ્પિકા–

**संवत १७९६ वर्षे आश्विन मास शुकल पक्षे सप्तमी शुक्रवासरे सकलपंडित शिरोमणि ॥ पूज्यऋषि श्री ५ सुखाजी चिरंजीवी तस्य शिष्य लपिकृतं मुनि माणचंद ॥ पठनार्थे सकलसंघशिरोमणि संघनायक सा. श्री ५ बाबूजी शुभं भवतु बालापुरे ॥**

(૭) **વિચાર ચોસઠી**, કર્તા–નન્નસૂરિ (કોરંટ ગચ્છ), ૧૭૯૬. પુષ્પિકા:

लः ॥ पूज्यऋषि श्री ५ सूखाजी चिरंजीवी तत्‌शिष्य लपिकृतं मुनि भागचंद ॥ सा. बाबुजी देवराज शुभं वालापुरे ॥

(૮) અજીતવીર્ય જિન સ્તવન, કર્તા યશોવિજયજી ( તપગચ્છ ) ૧૭૯૭ પુષ્પિકા.

संवत १७९७ भाद्रवा शुदि १० रवौ लिखित ऋषिनानग बालापुर मध्ये. ॥

(૯) જિન ચૌવીસી, કર્તા માનવિજયજી ( તપાગચ્છ ) ૧૭૯૭. પુષ્પિકા.

लिखितं पूज्य ऋषि श्री ५. देवचंदजी लि. नानग संवत १७९७ वर्षे श्रावण शुदि १५ रवौ बालापुर नगरे

ઉપરની બન્ને પ્રતો એક જ વ્યક્તિના હાથે લખેલ છે.

(૧૦) દાનશીલતપ ભાવના સંવાદ. કર્તા સમયસુંદર (ખરતરગચ્છ) ૧૭૯૯ પુષ્પિકા.

संवत १७९९ वर्षे आषाढ वदि १४ वार भोमे (मंगले) श्री बालापुर नगरे लिखितं पूज्य ऋषि जसराजजी त. शिष्यऋषि पूज्य प. श्री. देवचंदजी तत् सेवक नानजी लिपिकृतं पठनार्थं बाइ लालकुंअर ( पठनार्थं ) शुभं भवतु

આની એક સચિત્ર પ્રત મારા સંગ્રહમાં છે.

(૧૧) શોભનસ્તુતિ. કર્તા શોભનમુનિ, ૧૮૮૦. પુષ્પિકા.

संवत १८८० वर्षे आसोज वदि ४ गुरूवारे सम्पूर्ण बालापुरे दक्षिण (?वरार) देशे अमृतविजे. लि. गोडीजी प्रसादात्

(૧૨) રાત્રિભોજનરાસ. કર્તા ધર્મસમુદ્ર ( ખરતરગચ્છ) ૧૮૮૪. પુષ્પિકા.

संवत १८८४ प्रवर्तमाने पोष मासे कृष्णपक्षे द्वादशी शनीवासरे पं. सुखविजयजी लिपिकृतं बालापुर नगरात् (?) चिरंजीवी बाई लालकुंअर पठनार्थं.

(૧૩) અરણિકમુનિરાસ. કર્તા મહિમાસાગર ૧૮૮૪. પુષ્પિકા.

महामाहोपाध्याय भावविजयगणि तत्पट्टालंकार सकलशिरोमणि पं. श्री लालविजयगणि. तत्‌शिष્य पं. मानविजयगणि. तत्‌शिष्य चरणरज सुखविजय गणि, बालापुरनगर वास्तव्यः ॥

'પ્રસ્તુત હસ્ત પ્રતમાં ૭ રાસ છે તેની સૂચિ પ્રતાન્તે આપી છે. યદ્યપિ આ ઉપરની પ્રતમાં લખ્યા સંવત સૂચવ્યો નથી પણ ૧૨ મા નંબરની પ્રતના એક જ સરખા અક્ષરો હોવાથી અત્રે નોંધવામાં આવી છે. રાસનાં નામ આ પ્રમાણે છે.

"પ્રથમ દાનશીલરો રાસ, ( ૧૩ પત્ર ) રાત્રીભોજન રાસ ( ૧૩-૨૨ ) અંજનાનો રાસ ( ૨૨-૪૭ ) શાંબપ્રદ્યુમ્ન રાસ ( ૪૭-૮૫ ) રતનકુમારનો રાસ ( ૮૫-૧૦૮ ) થુલભદ્રનો રાસ ( ૧૦૮-૧૩૦ ) એ સર્વ રાસ સાત જાણવા.

संवत १८८४ प्रवर्तमाने मासोत्तममासे शुकल पक्षे फाल्गुण मासे रविवारे पूर्ण..., श्रीरस्तु कल्याणमस्तु इति मंगलं ॥ वाइ लालकुंअरे पुस्तिका लखावी, बालापुर मध्ये"

(૧૪) શાલિભદ્રચરિત્ર ( જૂની ગૂજરાતી ભાષામાં ). ૧૮૮૫. પુષ્પિકાઃ–

संवत १८८५ ना वर्षे मिति फाल्गुण वदि ३० दिने सम्पूर्ण लिखितं अमृतविजये बालापुर मध्ये. श्रीगोडीपार्श्वनाथजी प्रसादात् आत्मार्थे लख्युं छे."

(૧૫) શિઘ્રબોધ સટિક–કર્તા કાશીવિશ્વનાથ ભટ્ટાચાર્ય, ૧૮૮૬. પુષ્પિકા.

संवत १८८६ मिति आ. शु. ५ लिखितं बालापुर मध्ये श्री जगत अंबाजी प्रासादात् गुरुजी अमृतविजेजी पठनार्थं श्रीरस्तु रामजी ज्योतिषी"

(૧૬) **નવતત્ત્વ પ્રકરણ** ( આ પ્રતના અક્ષર સુંદર છે ) ગજસારમુનિ. ૧૮૮૭. પુષ્પિકા

संवत १८८७ वर्षे पोष वदि ८ गुरौ लिखितं ऋषि धनजी सिवचंदजी श्रीबालापुर नगरे बराड देशे, पहनी लखावणी खरी आपे ते खरो छे. मैनत खरी करावी झाणबुझने न आपे ते धर्मठग जाणवा ॥ इति भावार्थ-

(૧૭) **મહાવીર સ્તવન.** કર્તા ઉદયરત્ન ( તપગચ્છ ) ૧૮૮૭. પુષ્પિકા.

संवत १८८७ ना वरसे महा सुद १५ आदितवारे वालापुरे अमृतविजे लख्युं छे.

(૧૮) **ચંદરાજાનો રાસ** કર્તા મોહનવિજય ( તપગચ્છ ) ૧૮૯૧ પુષ્પિકા.

संवत १८९१ वरसे वैशाख शुदि २ बुधवारे लखी दक्षणदेश मध्ये वराडदेशे. गाम बालापुर मध्ये श्री गोडीपार्श्वनाथजी प्रसादात् भट्टारकश्री १०८ विजयप्रभसूरि तस्य शिष्यमुनि सुमवियेजी (?विजयजी) तस्य शिष्य गजविजेजी, तस्य शिष्य रूप विजयजी, तस्य शिष्य हेमविजयजी, तेहनो दास मुनि अमृतविजयजी, आत्मार्थे पुस्तिका लखी छे "जे वांचे तेहने पुन्य"

(૧૯) **લીલાવતી સુમતિવિલાસ રાસ,** કર્તા ઉદયરત્ન ( તપગચ્છ ) ૧૮૯૮ પુષ્પિકા.

संवत १८९८ ना वर्षे फागुण मासे बुधवासरे ली. मुनि अमृतविजेजी दक्षणदेश मध्ये वराडदेशे गाम बालापुर मध्ये श्री (गोडी) पार्श्वनाथ प्रसादात् ए पोथी आत्मार्थे लखी छे.

(૨૦) **ચૌબોલી લીલાવતી વિક્રમ રાસ,** અભયસોમ. (ખ. ગ.) ૧૮૯૮ પુષ્પિકા.

संवत १८९८ ना वर्षे चैत्र मासे कृष्णपक्षे लिखितं मुनि अमृतविजय, श्रीरस्तु"

(૨૧) **દિવાળીકલ્પ ટબો,** કર્તા જિનસુંદરસૂરિ ( તપગચ્છ ) ૧૯૦૦. પુષ્પિકા.

संवत १९०० वरसे मींती (? मिति) वैषाख शुद ११ बुधवारे ली. मुनि अमृतविजय आत्मार्थे, श्रीगोडीपार्श्वनाथ प्रसादात् दक्षणदेशे वराडदेशे गाम बालापुर मध्ये लख्युं छइं जयणाइ वांचजो. ( अन्य अक्षरोवळे ) प्रत पं. तिलोकसौभाग्यजी वाचनार्थं तपगच्छके आदेसी. उदेपुर चोमासो ठा. ३.

(૨૨) **કનકઠીઆનો રાસ.** કર્તા માનવિજય ( તપગચ્છ ) ૧૯૦૦. પુષ્પિકા.

संवत १९०० ना वर्षे मगशीर मासे कृष्णपक्षे तिथी १० थावर वारे (?शनिवारे) दक्षण वराडदेशे. गाम बालापुरमें गोडीपार्श्वनाथ प्रसादें ली. मुनि अमृतविजे."

(૨૩) **વિક્રમ ખાપડાચોરની વાત** આ કથાની ભાષા રાજસ્થાની છે. ૧૯૦૩. પુષ્પિકા.

संवत १९०३ ना वरसे वैशाख वदि ३ गुरुवारे लिखितं. मुनि अमृतविजेजी आत्मार्थे

(૨૪) **હુંજરાજ વચ્છરાજનો રાસ** કર્તા સમયસુંદર (ખરતર) ૧૯૧૧ પુષ્પિકા.

संवत १९११ वरसे चैत्र शुद १५ गुरुवासरे लि. मुनि, आत्मार्थे,

આ સિવાય પણ અમૃતવિજયજીના હાથના લખેલા પાનાઓ ત્યાં ઘણા પડેલા છે. ઉપરની પુષ્પિકાઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે બાલાપુરમાં પૂર્વના કાળમાં જૈનોની વસ્તી વિશેષ પ્રમાણમાં હતી. તથા સાહિત્યની પણ સારામાં સારી સેવા ત્યાંના જૈનોએ બજાવી હતી. (ચાલુ)

# તિલકમંજરી

[ મહાકવિ ધનપાલકૃત એક ગ્રંથનો ટૂંક પરિચય ]

લેખક--**મુનિરાજ શ્રી સુશીલવિજયજી**

આર્યાવર્તના ઈતિહાસમાં સરસ્વતીના ઉત્કર્ષના જે જે યુગો નોંધાયા છે તેમાં માલવ-પતિ મહારાજા ભોજનો યુગ પણ એક મુખ્ય યુગ ગણાય છે. તે સમયે અનેક વિદ્વાનોએ સરસ્વતીની શોભા વધારી હતી. તે કાળમાં રચાયેલ અનેક ગ્રંથો આજે ભારતીય સાહિત્યમાં બહુમૂલ્ય રત્ન જેવા ગણાય છે. મહારાજા ભોજ સ્વયં મહાવિદ્વાન હતા અને અનેક વિદ્વાનોને તેઓ આશ્રય આપતા હતા. આ રાજ્યાશ્રયના પરિણામે જ તે કાળની સરસ્વતી-પૂજા ઈતિહાસમાં અમર થઈ ગઈ છે.

મહારાજા ભોજની રાજસભાના જે પંડિતો રત્નસમાન લેખાતા તેમાં પરમાર્હત મહાકવિ ધનપાળ પણ એક હતા. મહારાજાનો તેમના ઉપર પૂરો સદ્ભાવ હતો અને તેમની પ્રેરણાથી જ મહાકવિ ધનપાળે અનેક ગ્રંથો ી રચના કરી હતી.

સંસ્કૃત ગદ્ય સાહિત્યમાં મહાકવિ બાણુની કાદંબરીની હરોળમાં બેસી શકે એવી કોઈ કૃતિનું નામ લઈ શકાય તો તે મહાકવિ ધનપાળની તિલકમંજરી. આ ગ્રંથની રચનામાં મહારાજા ભોજની પ્રેરણાએ ઘણો ભાગ ભજવ્યો છે એમ એ ગ્રંથરચનાનો ઈતિહાસ તપાસતાં લાગ્યા વગર નથી રહેતું.

આ ટૂંકા લેખમાં એ તિલકમંજરી સંબંધી કંઈક વિચાર કરીશું.

**કથાનું મૂળ**

સૌથી પહેલાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કવિ ધનપાલે આ કથાનું મૂળ શામાંથી લીધું? શું પોતાની મતિકલ્પનાથી એ કથા ગોઠવી કહાડી? અથવા તો અન્ય ગ્રંથોમાંથી તેને ઉદ્ધરિત કરી? આ બાબતમાં કવિ સ્વયં તિલકમંજરીના મંગલાચરણમાં ૫૦ મા શ્લોકની અન્દર જણાવે છે-' **जिनागमोक्ताः** " [૧] અર્થાત્-"જિનેશ્વર ભગવંતના સિદ્ધાંતમાં પ્રતિપાદન કરેલી કથા સાંભળવાની અભિલાષાવાળા રાજા ભોજને વિનોદ આપવા અદ્ભુત રસવાળી આ કથા રચી." આથી આપણને સ્પષ્ટ જણાઈ આવે છે કે કવિ ધનપાલે પોતાની મતિકલ્પનાથી નહીં પણ જિનેશ્વર ભગવંતે પ્રતિપાદન કરેલા તત્ત્વજ્ઞાનને અવલંબીને આ કથા રચી.

**ગ્રંથના મંગલાચરણના શ્લોકો**

ગ્રંથનું મંગલાચરણ કવિએ ઘણા જ વિસ્તારપૂર્વક કર્યું છે. જુદા જુદા છંદોમાં નાના મોટા એકંદર ૫૩ શ્લોકોમાં બહોળો ઉપોદ્ઘાત પૂર્ણ કર્યો છે. જેનું કંઇક બ્યાન નીચે પ્રમાણે છે.

---

૧-આ બાબતમા "તિલકમંજરી કથા સારાંશ'માં પં. પ્રભુદાસ બેચરદાસ જણાવે છે-"આ સ્થળે **जिनागमोक्तत्व**" નો શો અર્થ કરવો? જિનાગમમાં કહેલી કે જિનાગમમાં કહેલા તત્ત્વજ્ઞાન પ્રમાણે (જૈન શૈલીથી) બનાવેલી? પહેલો અર્થ લેવાનું આપણી પાસે હાલ કંઇ પ્રમાણ જણાતું નથી. એટલે બીજો અર્થ લેવો વધારે ઠીક લાગે છે"

સુંદર રચના, સરલ શબ્દ, ગંભીર અર્થ યુક્ત આ મંગલાચરણનો પ્રારંભક " **स वः पातु जिनः** " એ શ્લોકથી કર્યો છે. અને દ્વિતીય શ્લોક સુધી સામાન્ય જિનની સ્તુતિ કરી છે. પછીના ત્રણ શ્લોકમાં વર્તમાન કાલિન પ્રથમ તીર્થંકર શ્રી. આદીશ્વર ભગવંતની, અને છઠ્ઠા શ્લોકમાં ચરમ તીર્થંકર શ્રી. મહાવીર ભગવંતની સ્તુતિ કરી છે. સાતમા શ્લોકમાં શ્રુતદેવી-સરસ્વતીની સ્તુતિ છે. ત્યારપછી આઠમા શ્લોકથી અઢારમા શ્લોક સુધી સુકવિઓની પ્રશંસા, ખલ પુરુષોની નિંદા, સુકાવ્યનું સંકીર્તન અને કુત્સિત કાવ્યનું દોષોદ્‌ઘાટન કરવામા આવેલ છે.

૧૯ મા શ્લોકમાં પ્રભુ મહાવીરના પ્રથમ ગણધર " **त्रिपदी** " ( **उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा** )ના ધારક શ્રી. ઇન્દ્રભૂતિ ( ગૌતમસ્વામી )ની સ્તુતિ કરી છે. ત્યારપછી સ્વમતમાં તથા પરમતમાં થઈ ગયેલા મહાકવિઓની તથા તેમની કૃતિઓની કથાકારે ઘણી જ પ્રશંસા કરી છે. ૨૦ મા શ્લોકમાં આદિ કવિ તથા રામાયણ અને મહાભારતના રચયિતા વાલ્મીકિ અને વેદવ્યાસને વંદન કરવામાં આવેલ છે.

૨૧ મા શ્લોકમાં શ્રી ગુણાઢ્ય કવિની " **वृहत्कथा** "ની પ્રશંસા કરી છે. ૨૨ મા શ્લોકમાં શ્રી. પ્રવરસેનના " **सेतुबंध** " મહાકાવ્યની પ્રશંસા કરવામાં આવી છે. ૨૩ મા શ્લોકમાં શ્રીમાન્ પાદલિપ્તાચાર્યકૃત " **तरंगवती** " કથાને વર્ણવેલી છે. ૨૪ મા શ્લોકમાં જીવદેવસૂરિના પ્રાકૃત પ્રબન્ધોની પ્રશંસા કરી છે. ૨૫ મા શ્લોકમાં આસન્નવર્તિ કવિ કાલિદાસની, ૨૬-૨૭ મા શ્લોકમાં બાણકવિ અને તેના પુત્ર પુલિંદની, ૨૮ મા શ્લોકમાં માઘકવિ અને ભારવિની પ્રશંસા છે. ૨૯ મા શ્લોકમાં શ્રીમાન્ હરિભદ્રસૂરિકૃત " **समरादित्य** " ચારિત્રની પ્રશંસા છે. ૩૦ મા શ્લોકમાં ભવભૂતિની ભારતિને ઘણી જ ખુબીથી વર્ણવેલી છે.

૩૧ મા શ્લોકમાં વાક્‌પતિરાજના " ગૌડવધ "ની પ્રશંસા છે. ૩૨ મા શ્લોકમાં શ્વેતાંબરશિરોમણિ શ્રીમદ્ બપભટ્ટી-ભદ્રકીર્ત્તિસૂરિકૃત " તારાગણ " નામના કાવ્યનું સંકીર્તન છે. ૩૩ મા શ્લોકમાં યાયાવર રાજશેખર કવિની વાણીને વખાણી છે. ૩૪ મા શ્લોકમાં સ્વગુરુ શ્રી. મહેન્દ્રસૂરિની સ્તુતિ કરી છે. ૩૫ મા શ્લોકમાં રૂદ્રકવિની " ત્રૈલોકયસુંદરી "ની તથા ૩૬ મા શ્લોકમાં રૂદ્ર કવિના પુત્ર દુર્દમરાજની " સૂક્તિઓ "ની પ્રશંસા કરેલી છે. બાદ કવિ ૩૭ મા શ્લોકમાં કહે છે કે-કોઇ વાણીમાં, કોઇ માત્ર કથારસમાં અને કોઈ પ્રસાદાદિ ગુણોમાં ચડે છે, પણ ત્રણે ગુણો જેનામાં હોય તેઓને તો ધન્ય છે. ૩૮ મા શ્લોકમાં શ્રી. અર્બુદગિરિ ( આબુ પર્વત )નું વર્ણન છે. ૩૯ મા શ્લોકમાં શ્રી પરમાર ભૂપાલનું, ૪૦ મા શ્લોકમાં શ્રી. વૈરસિંહનું, ૪૧ મા શ્લોકમાં શ્રી. સીયકનું, અને ૪૨ મા શ્લોકમાં શ્રી. વાક્‌પતિ ભૂપતિનું વર્ણન છે. ત્યારબાદ ૪૩ મા શ્લોકથી માંડી ૪૯ મા શ્લોક સુધી મહારાજ ભોજનું કવિએ ખૂબખૂબ વર્ણન કરેલું છે. ૫૦ મા શ્લોકમાં પ્રસ્તુત કથાની ઉત્પત્તિનું વર્ણન છે. ૫૧ અને ૫૨ મા શ્લોકમાં કવિએ પોતાના પિતામહ ( દેવર્ષિ નામના ) અને પીતા ( સર્વદેવ )ની પ્રશંસા પૂર્વક સ્વવંશનું કીર્ત્તન, પોતાના નિવાસસ્થાન વગેરેનું વર્ણન કરેલું છે. અને છેલ્લા ૫૩ મા શ્લોકમાં આ કથાના કર્ત્તા ( પરમાર્હત મહાકવિ ધનપાલ ) કોણ છે તે સૂચવેલ છે.

આ પ્રમાણે ૫૩ શ્લોકના બહોળા મંગલાચરણ પૂર્વક પીઠીકા પૂર્ણ કરવામાં આવી છે. તિલકમંજરીના મંગલાચરણરૂપે રચાયેલા આ ૫૩ શ્લોકોનું કાવ્ય કે સાહિત્યની દૃષ્ટિએ જે મહત્ત્વ છે તે તો છે જ પણ તેનું ખરેખરું મહત્ત્વ તો તેની ઐતિહાસિક ઉપયોગિતાનું છે. એ મંગલાચરણ ઉપરથી ધનપાલની પૂર્વના અનેક કવિઓ અને તેમથી અનેક રચના-

એનાં નામનો એક સામટો ઉલ્લેખ આપણને મળી જાય છે. સૌથી વિશેષ ખૂબીની વાત તો એ છે કે આ નામોનો ઉલ્લેખ કરવામાં કોઈ પણ પ્રકારની સાંપ્રદાયિકતા કે એક પક્ષતાનો જરા પણ આશ્રય લીધા વગર કેવળ એક સાચા સરસ્વતી ઉપાસકને છાજે તે રીતે જૈન–જૈનેતર દરેક વિદ્વાન અને તેમની કૃતિનો, લેશ પણ સંકોચ અનુભવ્યા વગર ઉલ્લેખ કર્યો છે. કવિની આ મહત્તા ખરેખર અભિનંદનીય છે.

આટલા લાંબા અને અર્થપૂર્ણ મંગલાચરણ પછી " **अस्ति रम्यतानिरस्तसकल-सुरलोका** " ઈત્યાદિ વાકયથી ગદ્યમય કથાનો પ્રારંભ કરવામાં આવ્યો છે. વચમાં વચમાં કવિએ ચમત્કારિ એવા પદ્ય શ્લોકો પણ મૂકેલા છે અને છેવટે કથાકારે " આનંદ " " આનંદ " " આનંદ "ની ઉદ્ઘોષણા પૂર્વક કથાની પૂર્ણતા કરી છે.

**પ્રાચીન પ્રત**

તિલકમંજરીની તાડપત્રની પ્રાચીન પ્રત સં. ૧૧૩૦ માં લખાયેલી જેસલમેર ભંડારમાં છે ( જે. પૃ. ૪ )

" જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ [ વિ ૩; પ્ર૦ ૧ ] પૃ. ૨૦૪

**તિલકમંજરી પર સંસ્કૃત ટિપ્પણ તથા ટીકાઓ**

તિલકમંજરી પર પૂર્ણતલગચ્છીય શ્રી. શાંતિસૂરિવિરચિત એક લઘુ ટિપ્પણ મળે છે. આ ટિપ્પણ દુર્બોધ સ્થળોનું સારું સ્પષ્ટીકરણ કરે છે, અને તે ઘણું જ ઉપયોગી છે. તેની પ્રતો અમદાવાદ તથા પાટણના ભંડારોમાં મળી આવે છે.

—" તિલકમંજરી કથા સારાંશ "માંથી પૃ. ૪૦

પદ્મસાગરગણિકૃત એક વિસ્તૃત ટીકા પણ ઉપલબ્ધ થાય છે. લગભગ આઠ કે નવ હજાર શ્લોક પ્રમાણ ગ્રંથ છે. કંઈક અશુદ્ધ વધારે જણાય છે. તેની મૂળ પ્રતિ શ્રી. હંસ-વિજયજી મહારાજ પાસે છે અને ઉતારો અમારી પાસે છે. એવું માનવામાં આવે છે કે આ ટીકા કરતાં ઉપરનું ટિપ્પણ વધારે વજનવાળું છે.

—" તિલકમંજરી કથા સારાંશ " પૃ. ૪૧

પૂજ્યપાદ પ્રગુરુરાજ શ્રીમદ્ વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ સાહેબે તિલકમંજરી ઉપર " પરાગ " નામની સંસ્કૃત ટીકા લખેલી છે, જેનો અમુક ભાગ અમદાવાદવાળા શેઠ શ્રી. માણેકલાલ મનસુખભાઈ તરફથી બહાર પડેલ છે. હજુ સુધી સંપૂર્ણ બહાર પડેલ નથી. સંપૂર્ણ તૈયાર છે. થોડા સમયમાં તે પણ બહાર પડશે. આ ટીકાનું લગભગ પ્રમાણ ૨૦૦૦૦ ઉપરાંત પહોંચે એટલું છે.

**તિલકમંજરીના સારસંગ્રાહક**

(૧) દિગંબર પંડિત ધનપાલકૃત તિલકમંજરી કથાસાર.

(૨) શ્વેતાંબર પંડિત લક્ષ્મીધરકૃત તિલકમંજરી કથાસાર.

(૩) પદ્મસાગર ગણિકૃત તિલકમંજરી કથાસાર.

(૪) શ્રીરંગમાં છપાયેલ તિલકમંજરી (સંક્ષેપ)

આમાંનો પહેલો સાર ૧૨૬૧ માં કાર્તિક માસમાં બન્યો છે. એના કર્તા ધનપાળ પલ્લિપાળ જ્ઞાતિના અને અણહિલપુર પાટણના વતની દિગંબર જૈન વણિક છે. મૂળ તિલકમંજરીકાર કવિ ધનપાળ શ્વેતાંબર સંપ્રદાયને માન આપનાર છે. સારકર્તા ધનપાળ દિગંબર છતાં સાર રચવા માટે તૈયાર થયા તેમાં કવિ ધનપાળની આકર્ષક શકિત પ્રગટ થાય છે. આ સારની રચના બીજા નંબરના સાર કરતાં કેટલેક અંશે ઉત્તમ છે. તેમાં પ્રકરણો પાડેલા છે. ( આત્માનંદ પ્રકાશ ૧૯૭૨ માઘ. )

નંબર બીજો—આ સાર શ્વેતાંબર પંડિત લક્ષ્મીધરે ૧૨૮૧ માં રચ્યો છે. આ ગ્રંથ આ સંસ્થા તરફથી છપાઈ બહાર પડી ચૂકયો છે. તે વાંચવાથી જ તેની હકીકત વાચકો જાણી શકશે એટલે અહીં તેની સમાલોચના આપી નથી.

નંબર ત્રીજો—આ સાર પૂનામાં ડૅક્કન કૉલેજના ભંડારમાં કે ભાંડારકરના ગ્રંથ સંગ્રહાલયમાં પ્રાપ્ય છે.

નંબર ચોથો—મદ્રાસ પાસે આવેલ શ્રીરંગમાં વાણીવિલાસ પ્રેસમાં છપાયેલ તિલકમંજરી છે. પ્રથમ તો અભિનવ બાણુ કૃષ્ણુમાચાર્યના આધિપત્ય અને તંત્રીપણા નીચે નીકળતાં "सहृदया" માસિકમાં ક્રમશઃ પ્રગટ થતી હતી અને પાછળથી અખંડ પુસ્તકાકારે પણ બે રૂપિયાની કિંમતે મળતી હતી. આમાં તિલકમંજરી ગ્રંથ અક્ષરે અક્ષર લેવામાં નથી આવ્યો, પણ કેટલાંક વર્ણનો છોડી દઈ કથા ભાગ સંસ્કૃત એનાએ શબ્દોમાં ગદ્ય બદ્ધ લીધેલ છે. જેમને જરૂર હોય તેઓએ તે સ્થળે તપાસ કરાવવી.

"તિલકમંજરી કથા સારાંશ" પૃ. ૪૧-૪૨

**તિલકમંજરીના ભાષાના લેખકો—**

"તિલકમંજરી કથા સારાંશ અથવા સુકૃત સંયોગ" લેખક પંડિત પ્રભુદાસ બેચરદાસ પારેખ.

"શ્રી. તિલકમંજરી પદ્યાનુવાદ" લેખક 'મનોનંદન' (ભગવાનદાસ મનસુખભાઈ) તે "શ્રી. જૈન ધર્મ પ્રકાશ" છાપામાં છપાયેલ છે. તે સંપૂર્ણ છપાયેલ છે કે નહીં તેની માહિતી નથી. પ્રાયઃ અપૂર્ણ છે.

**તિલકમંજરીની કથા અને તે સંબંધી અભિપ્રાયો—**

આ સંબંધમાં બીજા અભિપ્રાયો કરતાં સાક્ષર શ્રી. જિનવિજયજીના શબ્દો પૂરતા છે—"બાણુની કાદંબરી જેવી વિસ્તૃત ગદ્યમાં અને આખ્યાયિકાના આકારમાં થયેલી છે. પાત્ર અને વસ્તુ બન્ને કવિના કલ્પેલા હોવાથી સંસ્કૃત સાહિત્યનું તે એક અપૂર્વ નૉવેલ જ કહી શકાય. અયોધ્યા નગરીના મેઘવાહન રાજાનો હરિવાહન કુમાર કથાનો મુખ્ય નાયક અને વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા રથનૂપુર ચક્રવાલ નામક નગરના ચક્રસેન વિદ્યાધરની કુમારી તિલકમંજરી મુખ્ય નાયિકા છે. આ બન્ને દંપતીને અગ્ર કરી કવિએ કથાની વિચિત્ર અને રસભરી ઘટના કરી છે. મધ્યમાં સમરકેતુ અને મલયસુંદરીનો વૃત્તાંત સાંધી કથાની વિસ્તૃતિ અને પ્રકૃતિમાં વૃદ્ધિ અને સમૃદ્ધિ આણી છે. ધર્મ સંબંધી જાતીયતા જણાવવા માટે સ્થાને સ્થાને જૈનવિચારો અને સંસ્કારો કથાના પાત્રોમાં પૂર્યા છે. શક્રાવતાર તીર્થ, યુગાદિજિન મંદિર, જ્વલનપ્રભ નામા વૈમાનિક દેવ, વિદ્યાધર મુનિ, નંદીશ્વર દ્વીપ, વૈતાઢ્ય પર્વત, અષ્ટાપદ પર્વત, મહાવીર નિર્વાણ મહોત્સવ, અને સર્વજ્ઞ એવા જયંતસ્વામી દ્વારા પૂર્વજન્મ કથન-ઈત્યાદિ પ્રબંધોથી જૈન-જગતની રૂપરેખા આલેખી છે. એ સિવાય કાવ્યનાં વર્ણનીય અંગો—જેવાં કે નગર, ઉદ્યાન, પર્વત, અરણ્ય, સમુદ્ર, સરિત્, સરોવર, પ્રાતઃકાલ, સાયંકાલ, નિશા, આલોક, અંધકાર, સમય, વર્ણન, યુદ્ધ અને નૌકા આદિનાં વર્ણનો,—અતિ આશ્ચર્યકારક રીતે વર્ણવ્યાં છે. પ્રાકૃતિક દશ્યો અને વસ્તુ સ્વભાવો બહુ જ સુંદર અને સૂક્ષ્મ દૃષ્ટિથી આલેખવામાં આવ્યા છે. પ્રત્યેક વર્ણન રસ અને અલંકાર દ્વારા પૂર્ણ પોષવામાં આવ્યું છે.

'**प्रभावक चरित्र**'ના લેખક કહે છે કે—"**रसान् नव परां कोटिं प्रापिता कविचक्रिणा**"—તેમાં અત્યુક્તિનો લેશ પણ સહૃદય વાચકને જણાતો નથી. કાવ્ય

મધુલોલુપ રસિક-ભ્રમરોના ચિત્ત-વિનોદ માટે ષડ્ઋતુના પુષ્પોથી સુગંધિત નંદનવન સમાન નવરસથી પૂરિત આ કમનીય કાવ્ય છે. કાદંબરીનાં વિસ્તૃત વર્ણનો અને દીર્ઘસમાસો કાવ્યમર્મજ્ઞના કોમલાન્તઃકરણને જ્યારે કટંકિત કરે છે ત્યારે તિલકમંજરીના સંક્ષિપ્ત વૃત્તાન્તો અને સરલ વાકયો સ્મરણ સૂત્રોની માફક હૃદયપટ ઉપર સુંદર રીતે અંકિત થઈ વારંવાર સ્મૃતિપથમાં આવ્યા કરે છે. શબ્દની લાલિત્યતા અને અર્થની ગંભીરતા મનોજ્ઞતા મનને મોહિત કરે છે. સ્થાને સ્થાને નીતિ અને સદાચારના ઉચ્ચારિત ઉલ્લેખોથી વિવેકી વાચકની વૃત્તિ સન્માગસેવન તરફ આકર્ષાય છે. સંસારની સ્વાભાવિક ક્ષણભંગુરતાના સ્વરૂપને પ્રકટ કરનારા માર્મિક ઉપદેશોથી તત્ત્વજ્ઞના હૃદયમાં નિર્મદના અંકુરો ઉદ્ગમે છે. યથોચિત સ્થાને આવેલા પ્રસંગોથી વાચકની વિચારશ્રેણિ ક્ષણમાં શૃંગારરસમાં ડૂબે છે, તો ક્ષણમાં કરુણ રસમાં નિમગ્ન થઈ જાય છે. ક્ષણમાં સાક્ષાત્ ધર્મસ્વરૂપ એક મહાત્માને જોઈ ચિત્ત ભક્તિ તલ્લીન થાય છે, તો ક્ષણમાં અતિ ભયાનક એક વેતાલને જોઈ સમગ્ર શરીર ભયથી રોમાંચિત થઈ જાય છે.

આવી રીતે "**अस्ति**"ત્વના મૂળમાંથી શરૂ થતો રસપૂરિત વાકયપ્રવાહ હિમાલયના ગર્ભમાંથી નીકળેલા ભાગિરથીના સ્રોતસની માફક ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો અંતે "**आनन्द्**"ના ઉદધિમાં અંતરિત થઈ જાય છે.

ભોજન કરતી વખતે એકલા મિષ્ટાન્નથી જેમ મનુષ્યનું મન કંટાળી જાય છે અને તેનાથી વિરક્ત થઈ વચમાં વચમાં તીખા કે ખાટા સ્વાદવાળી સ્વાદીષ્ટ વસ્તુ ખાવાની ઈચ્છા થાય છે, તેમ કથાના રસાસ્વાદન સમયે પણ કેવળ ગદ્યથી વાચકની વૃત્તિમાં વિરક્તતા આવવા ન પામે તે હેતુથી કવીશ્વરે ઉચિત પ્રસંગે મોગરાની માળામાં ગુલાબના પુષ્પોની માફક મધુર આલ્હાદક અને સુંદર વર્ણવિશિષ્ટ નાના જાતિનાં પદ્યો સ્થાપન કરી સુવર્ણમાં સુગંધ ભેળવ્યું છે.

કવિની પૂર્વે કાદંબરી આદિ કથાઓ વિદ્યમાન હતી અને તેમનો આદર પણ વિદ્વાનોમાં અતિ હતો. પરંતુ તેઓમાંથી કોઈ કથા જ્યારે કેવળ શ્લેષોમય હતી તો કોઈ કેવળ ગદ્યમય. ત્યારે કોઈ પદ્યપ્રાધાન્ય જ. એ કથાઓ સર્વગુણ સંપન્ન હોવા છતાં પણ તેમની એ એકાંતતા ગુલાબના ફુલમાં કાંટાની માફક સહૃદયોના હૃદયમાં ખટકતી. તેમના વાચન વખતે રસિકોના મનમાં વહેતી રસની ધારાનો વેગ સ્ખલાતો. તેમનો એ દોષ સાહિત્યકારો પોતાના નિબંધોમાં સ્પષ્ટપણે પ્રકટ કરતા. ધનપાલથી પણ એ સંબંધમાં મૌન નહિ રહેવાયું. પોતાના પૂર્વના મહાકવિઓના ગુણો મુક્તકંઠે ગાવા છતાં પણ તેમની તે દુષિત કૃત માટે ટકોર કરી જ દીધી છે. તિલકમંજરીની પ્રસ્તાવનામાં કહે છે કે--

"वर्णयुक्तिं दधानापि स्निग्धाञ्जनमनोहराम्।।
नातिश्लेषघना श्लाघां कृतिर्लिपिरिवाश्नुते ।।१६।।
अश्रान्तगद्यसन्ताना श्रोतॄणां निर्विदे कथा।।
जहाति पद्यप्रचुरा चम्पूरपि कथारसम् ।।१७।।"

તાત્પર્ય એ છે કે, જનોના મનને હરણ કરનારાં એવાં મધુર વર્ણનો યુક્ત હોવા છતાં પણ અતિ શ્લેષવાળી કવિની કૃતિ પ્રશંસા પામતી નથી. સતત ગદ્યવાળી કથા પણ શ્રોતાઓને આનંદ આપી શકતી નથી. તેમજ મધુર પદ્યોવાળી ચમ્પૂકથા પણ રસ પોષી શકતી નથી. કવિના આ ત્રણ આક્ષેપો ક્રમથી સુબંધુ કવિની 'વાસવદત્તા,' બાણકવિની

'કાદંબરી' અને ત્રિવિક્રમભટ્ટની 'નવલકથા' ઉપર થયેલા જણાય છે. પ્રથમનીનું શ્લેષ-કાઠિન્ય, બીજીનું ગદ્યપ્રાધાન્ય, અને ત્રીજીનું પદ્યપ્રાચુર્ય સુપ્રસિદ્ધ જ છે. સાહિત્યકોની દૃષ્ટિમાં, આ કૃતિઓ, તેમની લોક પ્રિયતાને લીધે, કાંઈક હીનગુણવાળી જણાવેલી હોવાથી ધનપાલે પોતાની કૃતિને એ ત્રણે માર્ગોથી દૂર રાખી, નવીન માર્ગે દોરવી છે. આમાં નથી સઘન શ્લેષો કે નથી કઠિન પદો. તેમજ સતત ગદ્ય પણ નથી અને પ્રચુર પદ્ય પણ નથી. સમગ્ર કથા, સરલ અને સુપ્રસિદ્ધ પદો દ્વારા પ્રસાદ ગુણ વડે અલંકૃત થયેલી છે. થોડા થોડા અંતર પછી પ્રસંગોચિત સ્થાને એકેક, બબ્બે કે તેથી વધારે ભાવદર્શક પદ્યો પણ આપેલાં છે. ગદ્યની માફક તિલકમંજરીનાં પદ્યો પણ બહુ રમણીય અને પ્રૌઢ છે.

"તિલકમંજરી કથા સારાંશ" પૃ. ૩૩-૩૫

૨૭૬. સંસ્કૃત પદ્યકાવ્ય સાહિત્ય વાલ્મિકી, કાલિદાસ આદિ અગણ્ય કવિઓથી મહત્તા પામ્યું છે, પરંતુ ગદ્યકાવ્ય સાહિત્ય તો સુબંધુ, બાણ, દંડી, ત્રિવિક્રમભટ્ટ ને સોઢલ જેવા પાંચદશ કવિઓની સુકૃપાથી વાસવદત્તા, કાદંબરી, દશકુમાર ચરિત, નવલકથા અને ઉદયસુંદરીની કથાથી પોતાનું અસ્તિત્વ સાચવી રહ્યું છે, તેમાં ધનપાલની તિલકમંજરીનું અવશ્ય સ્થાન છે, ને તેથી તેમાં વૃદ્ધિ થઈ છે. કવિ અને કાવ્ય સંબંધી તથા કથા કેવી હોવી જોઈએ એ સંબંધીના ધનપાલના વિચાર આની મથાળે જ મૂકયા છે. કથા શ્લેષ-કાઠિન્ય, ગદ્યપ્રાધાન્ય અને પદ્યપ્રાચુર્ય એ ત્રણે દોષો 'વર્ણયુક્તિ' એ શ્લોકમાં બતાવ્યા છે ને સુબંધુની વાસવદત્તા, બાણની કાદંબરી, અને ત્રિવિક્રમભટ્ટની નવલકથા ઉપર અનુક્રમે કરેલા આક્ષેપ લાગે છે. ગદ્યમાં લાંબા લાંબા સમાસોવાળા દંડકો અને અક્ષરોમાં પ્રાચુર્યથી જનસમૂહ વિમુખ થાય છે. એ પણ પોતે એક શ્લોકમાં જણાવ્યું છે. આ સર્વ દોષ—આક્ષેપથી મુકત થઈ ધનપાલે જનસમૂહમાં સર્વ રીતે પ્રિય થઈ પડે તેવી પોતાની કૃતિ તિલકમંજરી બનાવી છે. તેમાં નથી સઘન શ્લેષો કે નથી કઠિન પદો, તેમ જ નથી તેમાં સતત ગદ્ય કે પ્રચુર પદ્ય. સમગ્ર કથા સરલ અને સુપ્રસિદ્ધ પદો દ્વારા પ્રસાદ ગુણ વડે અલંકૃત થયેલી છે. થોડા થોડા અંતરે પ્રસંગોચિત સ્થાને એકેક બબ્બે કે તેથી વધારે ભાવ પ્રદર્શક પદ્યો પણ આપેલાં છે. ગદ્યની માફક પદ્યો પણ બહુ રમણીય અને પ્રૌઢ છે, રસ અને ધ્વનિથી પૂરિત છે.

હેમચંદ્રાચાર્ય જેવા વિદ્વાને પણ તિલકમંજરીનાં પદ્યો ઉચ્ચકોટિના માન્યાં છે અને પોતાના કાવ્યાનુશાસનમાં 'શ્લેષ'ના ઉદાહરણ તરીકે, તેમજ છંદોનુશાસનમાં 'માત્રા' નામક છંદના ઉદાહરણમાં તિલકમંજરીમાંથી કાવ્યો ચુંટી મૂકયાં છે.

જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૨૦૩-૨૦૪ માંથી.

**તિલકમંજરી છપાવનાર**

તિલકમંજરી મૂળ ગ્રંથ સંપૂર્ણ નિર્ણયસાગર તરફથી અમૂક વર્ષ પહેલાં છપાં છે. જેની કિંમત રૂ૦ ૨॥ છે. આ ગ્રંથ સંપૂર્ણ સંસ્કૃત ટીકા તથા ટીપ્પણ ઈંગ્લીશ ફુટનં સહિત શુદ્ધ રીતે જો બહાર પાડવામાં આવે તો યુનિવર્સીટીમાં કાદંબરીના સ્થળે પાઠ્ય પુસ્તક તરીકે રાખી શકાય એમ ઘણા વિદ્વાનોના અભિપ્રાયો છે. અને સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને તેમાંથી નવું જાણવાનું ઘણું જ મળી શકે. આ બાબતમાં સમર્થ વિદ્વાનોએ ધ્યાન આપવાની જરૂર છે.

તિલકમંજરી સંબંધી ભિન્ન ભિન્ન વિદ્વાનોએ જે કંઈ લખ્યું તે બધાનો એક સ્થળે સંગ્રહ મળે એ આશયથી આ ટુંકો લેખ તૈયાર કર્યો છે. આશા છે આ પ્રયાસ વિદ્વાનોને ઉપયોગી લાગશે.

# जैनदर्शन का कर्मवाद

लेखक–आचार्य महाराज श्रीविजयलब्धिसूरिजी

[ गतांक से क्रमशः ]

दर्शनावरणीय कर्मके चक्षुदर्शनावरणीय, अचक्षुदर्शनावरणीय, अवधिदर्शनावरणीय केवलदर्शनावरणीय, निद्रा, निद्रानिद्रा, प्रचला, प्रचलाप्रचला और स्त्यानर्द्धि ये नव भेद हैं। नेत्र संबन्धी ज्ञानमें और शेष इन्द्रियके ज्ञानमें सामान्य बोधको रोकनेवाले अनुक्रमसे चक्षुदर्शनावरणीय व अचक्षुदर्शनावरणीय कहे जाते हैं। रूपी पदार्थ के सामान्य अवबोधको रोकनेवालेका नाम अवधिदर्शनावरणीय है। सामान्यकी प्रधानता और विशेषकी गौणतात्मक बोधको आच्छादित करनेवाला केवलदर्शनावरणीय कहा जाता है। सोता हुआ सुखसे जागे उसे निद्रा कहते हैं, और बैठे बैठे या खडे खडे निन्द लेनेका नाम प्रचला, और चलते हुए निन्द लेनेका नाम प्रचलाप्रचला, और दिनमें कोई भी कार्य चिन्तवन किया हो, उसे रातको निद्रामें कर डाले वह स्त्यानर्द्धि निद्रा कहलाती है। निन्द उडजाने पर निन्दवाला नहीं जानता कि मैंने यह काम किया है। इस निदमें बडी जबरदस्त शक्ति आ जाती है। अगर हिंसात्मक परिणाम आ जाय तो इस निन्दमें वह मांसाहारका अभ्यासी हो, और दिनमें मांस खानेका इरादा हों जावे, परन्तु किसी रुकावटसे वह कार्य न कर सके, और रात्रिको सोते हुए को स्त्यानर्द्धि नामकी निन्दका उदय हो आवे तो जिस भैंसेके मांसको वह चाहता हो; रातको ही उठकर निंदमें उसे फाड डालता है। यह प्रकृति भी पूरी अज्ञानता की द्योतक है। ऐसी बेहोश दशाको देनेवाला दर्शनावरणीय कर्मको ही मानना उचित है।

हमारे अनन्त–ज्ञान–दर्शन–वीर्यवाले हितकारी वीतराग प्रभु ऐसी हालत कैसे प्राप्त करा सकते हैं? ये नव पापकी प्रवृत्ति ही ऐसा कराती हैं।

इस कर्मके बन्ध उदय और सत्ताकी प्रकृति बराबर है। इसकी स्थिति तीस कोटीकोटी सागरोपमकी है। तीन हजार वर्षका अबाधाकाल है। एक सागरोपम असंख्यात वर्षोंका होता है, ऐसे तीस कोटीकोटी सागरोपम तक यह कर्म अपना प्रभाव दीखाता है। और हट जाता है। इतने में दूसरा इसके दूसरे समयमें बन्धा हुआ तैयार रहता है, जब तक संपूर्ण यथावत् श्रद्धा ज्ञान और चारित्रसे मुक्ति या तेरहवां गुणस्थान या क्षपक श्रेणिसे दशवां और बारहवां गुण-

स्थान न प्राप्त हों वहांतक यह कर्म सदैव जारी रहता है। इसका स्वभाव पहेरेदार जैसा है, मतलब–कोई मनुष्य नृपतिका दर्शन करना चाहे, पर पहेरेदार इससे बरखिलाफ हो तो नहीं करने देता, इसी तरह आत्मामें चक्षु, अचक्षु, अवधि और केवलदर्शनसे जगत भरके पदार्थोंका सामान्य बोध हो सकता है मगर इनके आवरण नहीं करने देते। और पांच निद्रा भी इसीकी रुकावट करती है। भेद सिर्फ इतना ही है कि प्रथम के चार भेद दर्शनलब्धि को रोक देते हैं और पीछे की पांच निद्रा दर्शनोपयोग को रोकती हैं।

तीसरे वेदनीय कर्मके दो भेद हैं–एक साता वेदनीय और दूसरा असातावेदनीय। यह कर्म सुख–दुःखको उत्पन्न करता है, इस लिये इस विषयमें भी परमात्माको दखल नहीं है, और दखल मानी जावे तब वह, दुःखदाता है, ऐसा भी मानना पडेगा, और ऐसी मान्यता में परमकृपालु प्रभुका करुणासागर विशेषण किस तरह टीक सकेगा, यह विचारनेकी आवश्यकता है। अगर कहा जावे कि उसने वैसा ही कर्म किया उसका फल प्रभु देता है, तब तो कर्म ही दुःखदाता हुआ और वह पुद्गल स्वरूप होनेसे सुखदुःखका जलवा स्वयं दिखा सकता है, यह सिद्ध हुआ और प्रभुको दाता मानने में सर्व शक्तिमान् सकल चराचरका ज्ञाता प्रभु कर्म करते ही क्यों नहीं रोकते, और फल देनेको तैयार रहते हैं, यह सवाल भी पेश नहीं हो सकता। वेदनीयकर्मसे ही सुख दुःख प्राणिके उपर अपना प्रभाव जमा सकता है याने सुख दुःखका होना यह इस तृतीय कर्मका कार्य हुआ। सातावेदनीय कर्मकी १५ कोटीकोटी की और असाताकी ३० कोटीकोटीकी स्थिति है, अनुक्रमसे १५०० और ३००० वर्षका अबाधाकाल है। यह कर्म मधुलिप्त तलवार की धारके आस्वाद जैसा माना जाता है, तात्पर्य यह हुआ कि जैसे तलवारकी धार पर रहे हुए मधुके आस्वादसे, स्वल्प सुख है और जिह्वा पर धारके लगजानेसे बडा भारी कष्ट है, ऐसे इस वेदनीय कर्ममें सातावेदनीयका सुख बहुत स्वल्प है और असातावेदनीयका दुःख जगतमें थर रूपसे जमा हुआ है।

असातावेदनीय पाप प्रकृति समजी जाती है और सातावेदनीय पुण्यप्रकृति है। यह कर्म परावर्तनीय है। साता बांधता हो तो असाता नहीं बांध सकता, और असाता बंधी जाती हों तो साता नहीं बांध सकता। एक दूसरेके परावर्तन होनेके सबबसे यह कर्म परावर्तनीय कहा जाता है।

अब चौथा कर्म मोहनीय है। उसका स्वभाव मोह उत्पन्न करनेका है, और इसकी २६ प्रकृति बन्धमें और २८ उदय और सत्तामें हैं। यह सब पापप्रकृति है इसलिये इसके बंध आश्रित २६ भेद पापप्रकृति है। इसमें कोई पुण्यप्रकृत्ति नहीं है।

अनन्तानुबन्धी क्रोध, मान, माया और लोभ–जिस आदमीका गुस्सा, अभिमान, कपट और लालच जीवन पर्यंत एक रूपसे जारी रहे वह अनन्तानुबन्धी कषाय चतुष्क कहलाता है। वह सर्वज्ञ भगवानके कहे हुए सच्चे धर्म की प्राप्ति को रोकता है, मतलब जब तक ये चार और उनका सहायक मिथ्यात्व नहीं मिटता तब तक सम्यक्त्व नहीं हो सकता। अप्रत्याख्यानीय क्रोध, मान, माया और लोभ देशविरति गृहस्थ–धर्मको रोकते हैं। ये चारों वर्षकी स्थितिवाले हैं, याने एक रूपसे एक वर्ष तक जारी रहकर हटते हैं। प्रत्याखानीय, क्रोध, मान, माया और लोभ चार महिनेकी मर्यादावाले हैं और चारित्रको रोकते हैं, अर्थात् आत्मामें साधुधर्म नहीं आने देते। संज्वलन क्रोध, मान, माया, लोभ यथाख्यात नामके चारित्रको रोकते हैं। उस चारित्रका नाम वीतराग–चारित्र कहा जाता है, और इसके आनेसे ही केवलज्ञान हो सकता है। ये सोलह प्रकृति हुई। हास्य, रति, अरति, भय, शोक, जुगुप्सा ये छे भेद—पुद्गल संबन्धि हांसी खुशी, रंज, भय, शोक और घृणाके जनक हैं। स्त्रीवेद, पुरुषवेद और नपुंसक वेद, ये तीन वेद अनुक्रमसे पुरुष, स्त्री और उभय के संयोगजन्य सुखकी अभिलाषाको उत्पन्न करते हैं। ये नौ प्रकृति सोलह में मिलानेसे २५ भेद हुए और २६ वा मिथ्यात्व जो विपरीत श्रद्धाका कारण हैं। बन्धमें ये २६ प्रकृति होती हैं। मिथ्यात्व के पुद्गलको उपशम सम्यक्त्वद्वारा सफा करनेसे जो शुद्ध पुद्गल हों वे समकितमोहनीय और अर्धशुद्ध हों वे मिश्रमोहनीय कहलाते हैं। ये दो प्रकृति के उदय और सता होते हैं, बन्ध नहीं होता, कारण कि बन्ध तो मिथ्यात्व का ही होता है। पीछे से आत्मगत मिथ्यात्व का शुद्ध परिणाम सफा करता है, इससे समकितमोहनीय और मिश्रमोहनीय बनते हैं। इनके कार्य अनुक्रमसे सम्यक्त्वमें कुछ एक कमी और सर्व धर्मकी समानता या वीतराग धर्मका अद्वेष है। सत्ता और उदयमें ये हो सकते हैं इसलिये २८ भेद हुए। गुस्सा, गर्व, फरेब, तमाह, मैथुन, व्यभिचार, हसना, रुसना, रोना आदि सब आफतें इस मोहनीय कर्मसे होती हैं। धर्मीयों की यही भावना रहती है कि प्रभु इससे बचावे। दूसरे सब कर्मका यह राजा है, इसके हननसे सर्वका हनन अतीव सुकर हो जाता हैं। इसकी उत्कृष्ट स्थिति सत्तर कोटीकोटी और अबाधाकाल ७००० वर्षका है। यह मदिरा जैसा स्वभाववाला कर्म चेतनको भानभुला बना देता है। ( **क्रमशः** )

—◆■◆—

# समाधिकुलकम् ।

कर्ता-आचार्य महाराज श्री विजयपद्मसूरिजी

( गतांकथी पूर्ण )

रयणी वड्ढइ तिमिरं, जहेव तण्हा तहेव भोगाणं ॥
रागाइदोसविंदं, णिसाणिहा भोगतण्हाओ ॥ १६ ॥
जेसिं हियए होज्जा, एसा ते दुट्ठपावकम्मेसुं ॥
नियमाउ पयट्टंते, अकज्जपरिवड्ढिणी तण्हा ॥ १७ ॥
सद्दाइयभोगेहिं, समिउं कंखंति बालिसा तण्हं ॥
जलगयससहरबिंबं, गहिउं कंखाइ सरिसं तं ॥ १८ ॥
अहमा मोहा तण्हं, किच्चा उण वल्लहं परिभमंते ॥
वियडदुरंतभवम्मि, जम्मजरामरणदुक्खसए ॥ १९ ॥
दोसनियाणं णच्चा, तण्हं णिस्सारिऊण तणुगेहा ॥
मणदारत्थगणं जे, कुणंति सब्भाविया भव्वा ॥ २० ॥
ते संणासियविग्घा, वियलियपावा लहंति मुत्तिमुहं ॥
किच्च प्पाणं सुद्धं, एयं मुहजीवणं सिवयं ॥ २१ ॥
कोहा निरयावासो, माणा कुलबलसुयाइपरिहाणी ॥
मायाए इत्थित्तं, तिरियत्तं णेव पुरिसत्तं ॥ २२ ॥
लोहा धम्मविणासो, विसयकसाया बलिट्ठतेणनिहा ॥
संजमकरवालेणं, हणिज्ज खिप्पं जया जीओ ॥ २३ ॥
ता णिब्भयसब्भावो, संपाउणए सकज्जसंपत्ती ॥
पज्जंतसमाहीए, मरणं होज्ज प्पसंतिदयं ॥ २४ ॥
सम्मद्दंसणनाणं, वरचरणं दुल्लहं वियाणित्ता ॥
तिण्हं हु साहणेणं, सहलो निभवो न यण्णेहिं ॥ २५ ॥
एयस्स भावरंगा, पढणाय़ण्णणविसुद्धजोगेहिं ॥
संसाहियसीयविही, हवंति संतालगा भव्वा ॥ २६ ॥
जिणसासणम्मि णिच्चं, सिरिगोयमजंबुथूलिभद्दमुणी ॥
संघगिहे सुहणंदी, रिद्धिपवुड्ढी कुणंतु सया ॥ २७ ॥
एयं समाहिकुलगं, गुरुवरसिरिणेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं, कप्पडवाणिज्जवरणयरे ॥ २८ ॥
रसणिहिणवससिवरिसे, सिरिणेमिजिणंदजम्मजच्चदिणे ॥
विहियं सपरहियट्ठं, कुणउ सयलसंघकल्लाणं ॥ २९ ॥

( समाप्त )

'पंजाब में जैनधर्म' शीर्षक लेख में

# संशोधन

लेखक—श्रीयुत पन्नालालजी दुगड



श्री 'जैन सत्य प्रकाश' के क्रमांकों ५३-५४ (संयुक्त) ५५, ५६ में विद्वद्वर मुनिराज श्री दर्शनविजयजी की उक्त लेखमाला प्रगट हुई है। मै पिछले दो अंकों में वर्णित विषय के बारे में कह सकता हूं कि उनमें अनेकों ऐतिहासिक स्खलनाएं हुई हैं जिनपर सप्रमाण लिखने के लिए स्थानाभाव है। अतः मैं यहाँपर केवल १७ वीं शताब्दी की ही कुछ मुख्य मुख्य स्खलनाओं पर संक्षेप में प्रकाश डालने का प्रयत्न करता हूं:—

(१) जगद्गुरु श्री हीरविजयसूरिजी की विद्यमानता में सम्राट् अकबर ने जो हिंसा बंद की थी वह १०६ दिन की थी। यथाः-१२ दिन पर्युषणा के, ४८ दिन रविवार के, १८ दिन फर्वर्ददीन महीने के प्रारंभिक दिन और २८ दिन अकबर के जन्ममास आवान महीने के (वैराट की प्रशस्ति और बदायुनी की तवारीख)। शेष हिंसा उपाध्याय श्री शान्तिचंद्रजी के प्रयत्न से बंद हुई थी (जैन ग्रन्थ, आइने अकबरी, बदायुनी की तवारीख)। ईद की हिंसा बंद होने के विषय में यह समझलेना चाहिए कि वह रोजों की ईद थी न कि बकराईद।

(२) जगद्गुरुजी के चार चौमासे आगरा, फतहपुरसीकरी, अभिरामाबाद (इब्राहीमाबाद) और आगरा में हिं. सं. १६४० से १६४३ तक हुए थे (देखो पट्टावली समुच्चय पृ. ७५, श्रीविजयप्रशस्ति-काव्य सर्ग ११ काव्य पहले की टीका)। 'सूरीश्वर और सम्राट्' में सं. १६४२ के उल्लेख को गुजराती गणना का समझकर कुछ का कुछ लिख दिया उसीका अनुकरण आपने भी किया परन्तु श्री हीरविजयसूरिरास से भी इसी क्रम से चौमासे हुए थे ऐसा प्रतीत होता है।

## उपाध्याय श्री भानुचन्द्रजी के विषय में।

(३) सम्राट् अकबर के पास से श्री हीरविजयसूरिजी गए उसका वर्णन करते हुए आपके चरित+ में निम्न प्रकार का उल्लेख है:—

"वर्षाश्चितस्रस्तद्देशे प्रविधाय प्रतस्थिरे।
शान्तिचन्द्रमुपाध्यायं तत्र मुक्त्वाऽथ सूरयः ॥ १२५ ॥

---

+ श्रीयुत मोहनलाल दलीचन्द देसाईजी ने "उपाध्याय श्रीभानुचन्द्रचरित" के छपे हुए फर्मे मेरे पास मेरी प्रार्थना से भेजे हैं उसके आधार से ही इस लेख में सब जगह लिखा है।

बोधयन्तः प्रतिग्रामं भव्यलोकांश्च भूरिशः।
गूर्जरं पावनीचक्रुः क्रमात् श्री हीरसूरयः ॥ १२६ ॥ ”

( प्रथमसर्ग )

इसके पश्चात् श्री हीरविजयसूरिजी ने आपके मिलनेपर आपको योग्य जानकर सम्राट् अकबर के पास भेजा तब आप लाहोर में आकर सम्राट् से मिले हैं और आपका प्रभाव ठीक जमजानेपर उपाध्याय श्री शान्तिचंद्रजी रजा लेकर आने आदि का वर्णन दूसरे प्रकाश में है। आपने इस चरित के सार पर से सं. १६३९ से १६६२ तक २३ वर्ष निश्चित किया है (पृ. २८० ) वे भला ठीक कैसे हो सकते हैं? क्यों कि श्री हीरविजयसूरिजी गुजराती सं. १६३९ जेठ वदि १३ को फतहपुर पहुंचे थे उनके साथ के साधुओं के भी २५-३० नाम मिलते हैं परन्तु आप जैसे प्रसिद्ध दक्ष कार्यकर्ता का नाम लिखने की उपेक्षा कोई भी लेखक नहीं कर सकता था। बल्कि सब ग्रन्थों में एक समान उल्लेख है कि श्री जगद्गुरुजी ने उपाध्याय श्री शान्तिचन्द्रजी को सम्राट् के पास छोडकर हिंदी सं० १६४२ का चौमासा इब्राहीमाबाद में किया था। अतः उस समय तक भी श्री भानुचन्द्रजी श्री जगद्गुरुजी को न मिले थे। तब फिर आपने यह कैसे लिख दिया कि जगद्गुरुजी सम्राट् को उपदेश देने का कार्य इन दोनों के सुपुर्द करके गुजरात पधारे थे ( पृ० २२७ )।

ऐतिहासिक अनुसंधानों से जान पड़ता है कि सं० १६४४ हिंदी का चौमासा श्री जगद्गुरुजी ने नागोर में किया था या तो वहांपर से अथवा चौमासे के बाद विहार करके पीपाड होकर जब वे सिरोही ( सं० १६४४ जाडों में) पधारे थे तो गुजरात से श्री विजयसेनसूरिजी आनकर उनसे मिले तब उन्होंने आपको सम्राट् के पास लाहोर भेजा (आपके चरित के उल्लेखानुसार श्री हीरविजसूरिजी फिर भी गुजरात में तो नहीं पहुंच सके थे परन्तु उसकी हद के पास तो पहुंच ही गए थे)। अकबरनामा भा० ३ से भी यह समय ठीक जान पडता है, क्यों कि उसमें उल्लेख है कि सम्राट् अकबर ता० ११ शहरीवर सन् ३० इलाही (२४ अगस्त १५८५ ई०, विक्रम हिं० १६४२ भादों सुदि ९) को फतहपुरसीकरी से रवाना होकर पंजाब में गए और वहां का दौरा लगाने के बाद १५ खुर्दाद सन् ३१ इलाही (२५ मई १५८६ ई०, विक्रम हिं० १६४३ आषाढ वदी ४) को लाहोर में पहुंचे थे। अतः लाहोर में पहुंच ने से पहिले आपका सम्राट् से मिलने का अनुमान करना सर्वथा अप्रामाणिक है।

'श्री जैन साहित्य संशोधक' खं० १ अ० ४ पृ० १५२ में श्री विजयसेनसूरिजी का सं० १६६७ का मेवात देश का क्षेत्रादेश पट्टक उपलब्ध है उसमें साफ लिखा है कि “ उपाध्याय श्री भानुचन्द्र ग० आगरामध्ये ”। अतः सं० १६६७ में आप आगरा में चातुर्मास अवश्य रहे। और सं० १६६७ माघ सुदि ६ को श्री चन्दु संघवी के नवीन मंदिर में किए हुए प्रतिष्ठोत्सव के बाद आप विहार

करके गुजरात गए, क्यों कि आगरे के श्री चिन्तामणिपार्श्वनाथजी के भूमिगृह में उक्त संवतादि की श्री शीतलनाथजी की एक मूर्ति है जिसपर आपका भी नाम है। इन प्रमाणों से यह सिद्ध होता है कि उ० श्री भानुचंद्रजी सं० १६४४ से १६६७ तक सम्राट् के दरबार में रहे।

टिप्पणी–श्री हीरविजयसूरिरास पृ० १६२ कडी ४४ में उल्लेख है कि उ० श्री शान्तिचंद्रजी श्री जगद्गुरुजी की सेवा में सिद्धपुर में उपस्थित हुए ( सं० हिंदी का प्रारंभकाल) किन्तु फिर हबीबला खोजे के उपद्रव के कारण हिं० सं० १६४७ के चतुर्मास के समय में श्री जगद्गुरुजी को खंभात से विहार कर जाना पड़ा। इसके दमन के लिए मुनि श्री धनविजयजी को सम्राट् के पास भेजा, वहां वे श्री शान्तिचंद्रजी से मिले (पृ० १६५ कडी १३ से १८ तक,) जिस प्रकार यहां पर शान्तिचन्द्रजी का नाम लिखना भूल है (क्यों कि वे तो इससे पहिले ही आ चुके थे) इसी प्रकार से इस रास के पृ०१४६ कड़ी ८ में शान्तिचन्द्रजी के साथ भानुचन्द्रजी का नाम भी होना भूल है (क्यों कि श्री भानुचन्द्र चरित के उल्लेखानुसार उस समय तक सम्राट् के पास पहुंचे ही न थे इस संबंध में चरित से अधिक महत्त्व रास को नहीं दिया जा शकता)। उक्त स्थानों में शान्तिचन्द्रजी के नाम के स्थान में तो भानुचन्द्रजी का नाम चाहिए, किन्तु भानुचन्द्रजी के नाम के स्थान में किनका नाम होना चाहिए कहा नहीं जा सकता। यदि वास्तव में यहां पर भी किसी साधु का ही नाम होना चाहिए तो श्री शान्तिचन्द्रजी के साथमेंके किसी साधु के नामके भानुचन्द्रजी का नाम लिखने की भूल हुई है।

(४) उपाध्याय श्री भानुचन्द्रजी अपने शिष्य खुश्फहम विरुदधारी श्री सिद्धिचंद्रजी के साथ में आगरे से विहार करके गुजरात में आए और हिंदी सं १६६८ का चौमासा अहमदाबाद में किया। फिर सं० १६६९ का चौमासा पाटन में विहार कर रहे थे तब जहांगीर का फर्मान बुलाने का पहुंचा अतः विहार करके सं० १६६९ के जाड़ों में गुरु शिष्य आगरे आए ( क्यों कि तुझुके जहांगीरी में रामदास का आगरे में आनेका यही समय लिखा है ) पश्चात् श्री सिद्धिचंद्रजी की परीक्षा जहांगीर द्वारा लिए जानेके कारण उनको निकाल दिया अतः वे मालपुरे में आनकर चौमासा रहे साथ में जहांगीर ने अन्य साधुओं को भी बाहर निकल जानेका हुकम दिया जिससे बड़ी अशांति हुई। फिर वे उपाध्यायजी के ऊपर जहांगीर का प्रेम होने से बुलाए गए अतः समहोत्सव उनका आगरे में प्रवेश हुआ। जब वे जहांगीर से मिले तो अन्य साधुओं पर से भी निकल जानेका हुकम रद्द कराया। यह सारी घटना हिं० सं० १६७० आश्विन सुद २–३ से पहिले घट चुकी थी क्योंकि उक्त तिथि को जहांगीर आगरे से अजमेर चला गया था। श्री विजयतिलकसूरिरास ( कड़ी १०६९ ) सं० १६७२ चैत्र की अमावस से पहिले उ० श्री सोमविजयजी ने ३६ बोल प्रकट किए थे। उन बोलों की सूचना उपाध्याय

श्री मेघविजयजी के शिष्य श्रीइंद्रविजयजी ने आपको अजमेर में जाकर दी थी (कड़ी ११३६-३७)। इससे सिद्ध होता है कि आप सं० १६६९ के जाड़ों से संवत १६७२ के जाड़ों तक फिर सम्राट् जहांगीर के दरबार में रहे। इसके पश्चात् विहार करके मालपुर, मारवाड होकर हिं० सं० १६७३ का चौमासा जालोर में रहे थे जिसका विस्तृत वर्णन मालपुरे के लेख में दिया है। यह बात पाठकों के ध्यान में रहनी चाहिए कि सम्राट् जहांगीर उस समय में तीन वर्ष तक अजमेर में रहा था।

टिप्पणी—उपाध्याय श्रीभानुचन्द्र चरित में २३ वर्ष के अन्त में विहार करके जानेके बाद पांच चौमासे किए जाने का उल्लेख ठीक नहीं मालूम होता क्यों कि एक तो २३ वर्ष का मीजान ठीक नहीं बैठता, दूसरे उपर्युक्त केवल दो चौमासों का तो विस्तृत वर्णन है, शेष का कुछ भी हाल नहीं है।

(५) ऊपर में दी हुइ एक टिप्पणी से यह बात साफ हो गई है कि रामकल्याण के उपद्रव का दमन उपाध्याय श्री शान्तिचन्द्रजी ने ही कराया था अतः साथ में आपका नाम लिखना भूल है।

(६) 'सूरीश्वर और सम्राट'का अनुकरण करके यह लिखा जाना ठीक नहीं है कि उपाध्याय श्री भानुचन्द्रजी ने शान्तिस्नात्रमहोत्सव करवाया उसमें खरतरगच्छ के मानसिंहजी (श्रीजिनसिंहसूरि) भी सहयोगी थे, क्योंकि श्रीयुत मो. द. देसाईजी की खोज के अनुसार खरतर गच्छ के साहित्य में इसका कहीं भी उल्लेख नहीं है। प्रत्युत श्रीहीरविजयसूरिरास पृ० १८३ कड़ी ४२ में मानसिंह का नाम लिखने या पढ़ने की भूल है, वास्तव में यह 'थानसिंह' नाम होना चाहिए।

(७) सं० १६५३ में श्री हीरविजयसूरिजी के अग्निसंस्कार के स्थान में १० बीघे जमीन दिए जानेका लिखना ठीक नहीं है क्योंकि उनके निर्वाण का संवत सब लेखकों ने हिन्दीगणना से ही लिखा है (विजयप्रशस्ति-काव्य सर्ग १३-१४ तथा शत्रुंजय तीर्थ पर उनकी तत्कालीन पादुका का लेख) अतः यह घटना गुजराती सं० १६५१ और हिन्दी १६५२ की है।

## सूचना दें।

जिन जिन विद्वानों के पास श्री हीरविजयसूरिजी की तत्कालीन प्रतियां हों वे मुझे उपर्युक्त भूलों के विषय में तलाश करके शीघ्र सूचना देने की कृपा करें। एवं उपाध्याय श्री भानुचन्द्र चरित की तत्कालीन प्रति की विद्वानों के बीच में सत्य परीक्षा अवश्य होनी चाहिए, अतः इस का भी उत्तर लिखें।

## નીચેના ત્રણ અંકો દરેક જૈન ઘરમાં અવશ્ય જોઈએ

### શ્રી જૈન સત્ય પ્રકાશનો

## શ્રી પર્યુષણ પર્વ વિશેષાંક

૨૨૫ પાનાના આ દળદાર સચિત્ર અંકમાં ભગવાન મહાવીર સ્વામીના પછીના એક હજાર વર્ષના જૈન ઇતિહાસ ઉપર પ્રકાશ પાડતા અનેક વિદ્વાનોના વિદ્વત્તભર્યા લેખો આપવામાં આવ્યા છે. સાથે ભ. મહાવીરસ્વામીનું સુંદર ત્રિરંગી ચિત્ર આપવામાં આવ્યું.

**મૂલ્ય–ટપાલ ખર્ચ સાથે એક રૂપિયો**

## 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો ક્રમાંક ૪૩ મો

૬૦ પાનાના આ દળદાર અંકમાં જૈન દર્શન ઉપર કરવામાં આવતા માંસાહારનાં વિધાનોના આક્ષેપોના સચોટ, શાસ્ત્રીયપુરાવાયુક્ત જવાબો આપવામાં આવ્યા છે.

**મૂલ્ય–ટપાલ ખર્ચ સાથે ચાર આના**

## 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો ક્રમાંક ૪૫ મો

આ અંકમાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય સંબંધી અનેક લેખો આપવામાં આવ્યા છે.

**મૂલ્ય—ટપાલ ખર્ચ સાથે ત્રણ આના**

લખો–શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

---

**લવાજમ**

વાર્ષિક બે રૂપિયા — છૂટક અંક ત્રણ આના

---

મુદ્રક : નરોત્તમ હરગોવિંદ પંડયા. પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ
મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ :
પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી,
ઘીકાંટા રોડ, અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૬ : અંક ૩ : ક્રમાંક ૬૩ : તંત્રી : શાહ ચીમનલાલ ગોકળદાસ



णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे, संमीलिय सव्वसाहुसंमइयं ।

पत्तं मासियमेयं भव्वाणं मग्गयं विसयं ॥ १ ॥

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

વર્ષ ૬ ] ક્રમાંક ૬૩ [ અંક ૩

વિક્રમ સંવત ૧૯૯૬ : વીર સંવત ૨૪૬૬ : ઇસ્વીસન ૧૯૪૦

આસો શુદ ૧૪-૧૫ : શુક્રવાર : નવેમ્બર ૧૫

## વિ—ષ—ય—દ—ર્શ—ન



## અમદાવાદના ગ્રાહકોને

અત્યાર સુધી અમદાવાદના ગ્રાહકો પાસેથી 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના વાર્ષિક લવાજમ તરીકે દોઢ રૂપિયો લેવામાં આવતો હતો. પણ અમદાવાદમાં અંક પહોંચાડવા તથા લવાજમ ઉઘરાવવાના મહેનતાણા અંગે લગભગ બહારગામ જેટલું જ ખર્ચ આવે છે. વળી લડાઈ અંગે કાગળ વગેરેના ભાવોમાં પણ અણધાર્યો વધારો થયો છે. આ બધાનો વિચાર કરીને હવે પછી અમદાવાદના ગ્રાહકો પાસેથી લવાજમ તરીકે **બે રૂપિયા** લેવાનો અમારે નિર્ણય કરવો પડ્યો છે. આશા છે—અમદાવાદના ઉદાર ગ્રાહક બંધુઓ પોતાનું નવા વર્ષનું લવાજમ અમારો માણસ લેવા આવે ત્યારે આપીને આભારી કરશે.

—વ્ય૦

वीराय नित्यं नमः

# श्री जैन सत्य प्रकाश

[ वर्ष ६ ... ... ... क्रमांक ६३ .... ... ... अंक ३ ]

## ॥ श्रीदाणकुलकम् ॥

### कर्त्ता—आचार्य महाराज श्री विजयपद्मसूरिजी

[ आर्यावृत्तम् ]

सुमरिय सिरिसिद्धपहुं, वंदिय गुरुणेमिसूरिगुणनियरं ।
सपरोवयारदक्खं, कुणेमि सिरिदाणकुलगमहं ॥ १ ॥

कहिओ पहुणा धम्मो, चउहा दाणाइ मुक्खभेएहिं ।
पढमं तेसु दाणं, भणियं जाणिज्ज तब्बेउं ॥ २ ॥

तवसीलभावणाहिं, कल्लाणं साहगस्स णण्णेसिं ।
दाणा दायगगाहग–णुमोयगाणं हियं तिण्हं ॥ ३ ॥

वसुदेवदेवईए, पुत्तो परिचत्तसुक्कदिव्वसुहो ।
कंसस्स गिहे जाओ, वुड्ढिगओ गोउलम्मि तहा ॥ ४ ॥

णीलो दसधणुदेहो, गोयमगुत्तोऽद्धचक्कि कण्हो से ।
सोलस कुमारभावे, छप्पण्णहाइं मंडलियं ॥ ५ ॥

अडवीसुत्तरनवसय–वरिसाइं दारियाउरिं रज्जं ।
पालित्ता कोसंबी–महाडवीए य मरिऊणं ॥ ६ ॥

उप्पण्णो से निरए, तइए पहुणेमिबंधवो कण्हो ।
सम्मत्तगुणा पुव्विं, बद्धाउत्ताउ तब्भाऊ ॥ ७ ॥

रामक्खो बलदेवो, जिट्ठो वसुदेवरोहिणीतणओ ।
पंचमसग्गस्स सुहं, चिच्चा जाओ सुपुण्णजुओ ॥ ८ ॥

बारससयवासाऊ, अणु मरणा कण्हवासुदेवस्स ।
णेमिजिणिंदुवएसं, सोच्चा वेरग्गमावण्णो ॥ ९ ॥

संपण्णो साहुत्तं, अडवीनिवसणकउग्गसुहनियमो ।
विहरंतो संपत्तो, पारणसमयम्मि वरसमओ ॥ १० ॥
रहगारस्स समीवे, सुपत्तदाणुज्जुयस्स भव्वस्स ।
दायगगाहगकिरियं, अणुमोएए मिओ मोया ॥ ११ ॥
धण्णोऽयं कयपुण्णो, रहगारो देइ जो महादाणं ।
होंतोऽहं जइ मणुओ, देंतो दाणं तया मुइओ ॥ १२ ॥
एत्थंतरम्मि पुण्णं, आऊ तिण्हंपि बंभदेविड्ढिं ।
पत्ता ते तमिणं ता, चउण्ह माइम्मि संकहियं ॥ १३ ॥
हाणी सीलाईणं, जाया कमसो ण दाणमाणस्स ।
उसभेणं जं दिण्णं, सव्वेहिं जिणेहिं तम्माणं ॥ १४ ॥
दाणं भमयाहरणं, सुग्गइसंपायणं महोदययं ।
जस किंत्तिविजयसंतिं, देइ कुणइ वेरविद्दवणं ॥ १५ ॥
कुवियं व सव्वकट्ठं, णो तेसिं सम्मुहं वि पासेइ ।
जे देन्ति सुपत्ताणं, दाणं हिट्ठेण हियएणं ॥ १६ ॥
दासिव्व सिरी गेहं, पयवडिया णो चएइ परितुट्ठा ।
सोहग्गाइयसुगुणा, देहं मिल्लेइ णो तेसिं ॥ १७ ॥
तिण्णि गई वित्तस्साया, धणस्स दाणं च भोगणिण्णासा ।
सहाणभोगविरहिलं, दविणं होज्जा विणासरिहं ॥ १८ ॥
चउरो धणदायाया, धम्मग्गी भूवतक्करा सेधू ।
चउसु वि जिट्ठो धम्मो, जइणो तस्सावमाणाओ ॥ १९ ॥
कुप्पंति तओ तेणं, धणविणिओगो करिज्ज जहसत्ति ।
सत्तसु खित्तेसु मुया, अणिच्चयाभाविभव्वेहिं ॥ २० ॥
जिणगेहबिंबनाणं, चउविहसंघो त्ति सत्तखित्ताइं ।
सुहखित्तम्मि व बीयं, होज्ज धणं सहलमेएसुं ॥ २१ ॥

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક-શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

આપણે જોઈ ગયા કે જૈનતર લેખકોમાંના કેટલાક માને છે તેમ રાજવી કુમારપાળ પાછળની જીંદગીમાં પરમમાહેશ્વર નહોતા પણ પરમઆર્હત જ હતા. તે જૈનધર્મને ચુસ્તપણે પાળનાર છતાં અન્ય ધર્મો પ્રતિ સમભાવધારી હતા, કેમકે જૈનધર્મમાં ધર્માંધતા કે ધર્મઝનૂન કેળવવાનું કહ્યું જ નથી. બાર વ્રતો ગ્રહણ કર્યા પછી મહારાજા કુમારપાળને 'Master of the order' યાને સંઘપતિ થવાની અભિલાષા ઉદ્ભવી. શ્રીમદ્ હેમચંદ્રસૂરિ સાથે એ સબંધમાં સલાહ કર્યા પછી શત્રુંજયનો સંઘ લઈ જવાનું ચોક્કસ થયું. છ 'રી' પાળતા આ સંઘમાં રાજવી સાથે મિત્રો અને સ્વજનો, મંત્રીઓ અને વેપારીઓ, સાધુ અને સાધ્વીઓ સારી સંખ્યામાં જોડાયાં હતાં. અત્રે મહારાજા કુમારપાળનું આખું ચરિત્ર આલેખવાનો ઉદ્દેશ ન હોવાથી તેમજ એ વસ્તુના જિજ્ઞાસુઓ માટે સંખ્યાબંધ ચરિત્રો, પ્રબંધો અને રાસાઓ મોજૂદ હોવાથી એટલું કહેવું કાફી છે કે કાઠિયાવાડમાં આવેલ જૈનોનાં બે મહાન તીર્થો શ્રી શત્રુંજય અને શ્રી રૈવતાચળ રમણીય પ્રાસાદોથી અલંકૃત છે અને એમાં મહારાજા કુમારપાળનાં દેવાલયો તરીકે ખ્યાતિ ધરાવતા જે પ્રાસાદો આજે પણ ખડા છે એ સર્વ ઉક્ત સંઘ વેળા ખરચેલી પુષ્કળ લક્ષ્મીને આભારી છે. ભારતવર્ષના જુદા જુદા ભાગોમાં ઘણા ખરા પ્રાચીન ને શિલ્પકળાના સુંદર નમૂનારૂપ જે રમણીય દેવપ્રાસાદો આજે દૃષ્ટિગોચર થાય છે એની બાંધણીમાં મુખ્ય ભાગ ભજવનાર તરીકે બે મહારાજાઓનાં નામ અગ્ર પદે આવે છે. ક્યાંતો અશોકપૌત્ર સંપ્રતિમહારાજ અને ક્યાંતો મહારાજા કુમારપાળ. એ ઉભય ઉપર વર્ણવેલાં દેવગૃહોના નિર્માતા ગણાય છે. કહેવાય છે કે મહારાજા કુમારપાળે ૧૪૪૦ નવીન જિનપ્રાસાદો બંધાવ્યા હતા અને ૧૬૦૦૦ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. અણહિલવાડ પાટણમાં શ્રી નેમિનાથ ભગવાનનો મનોહર પ્રાસાદ બંધાવ્યો અને પોતાના સ્વર્ગસ્થ પિતાની યાદમાં એને 'ત્રિભુવન વિહાર' નું નામ આપવામાં આવ્યું. આવી જ રીતે જુદા જુદા હેતુઓને આશ્રયી કરંબવિહાર, મૂષકવિહાર અને યૂકાવિહાર બંધાવ્યાની નોંધ મળે છે.

અત્રે એક વાત ઉલેખ્યા વિના ચાલે તેમ નથી. કેટલાક લેખકો જૈનધર્મ–જૈનધર્મના કાનુનો કે એનાં તત્ત્વો પૂરા સમજ્યા વગર કે એ સંબંધમાં જાણકારને પૂછ્યા વિના; કેવળ કર્ણોપકર્ણ સાંભળેલી વાતોથી કે ભારતવર્ષની સંસ્કૃતિથી અજાણ્યા એવા કેટલાક આંગ્લ લેખકોના સંગ્રહિત કરેલા ઉતારાઓ પરથી, જરા પણ બુદ્ધિ વાપર્યા સિવાય, મનમાન્યું ચિત્રણ કરવા મંડી જાય છે અને એ રીતે ઇતિહાસને હાનિ પહોંચાડે છે એટલું જ નહિ પણ જનતામાં ખોટો ભ્રમ પેદા કરે છે. ઐતિહાસિક બાબતોમાં આ જાતની ઉતાવળ કરવી કે મનમાન્યાં અનુમાનો દોરી આગળ વધવું એ બિલકુલ વ્યાજબી નથી. એવા આચરણથી તો ઉગતી પ્રજાના માનસ ખોટા માર્ગે વળે છે અને જે ઇતિહાસ એમાં સાહસિકતા અને શૌર્યતાના પ્રાણવાયુ પૂરનાર તરીકે સ્હાયભૂત બનનાર હોય છે તે કેવળ શંકાના વમળો અને વિસંવાદ

# શ્રીમદ્ દેવચન્દ્રજીકૃત સમેતશિખર સ્તવન

સંગ્રાહક—**શ્રીયુત ભંવરલાલજી નાહટા**, કલકત્તા.

( ઘડી એક દ્યો નૈ રાણી સુંબરે—એ દેશી )

શ્રી સમેતશિખરવરુ, તીરથ સિરદાર;
જિહાં જિનવર શિવપદ વર્યા, મુનિવર ગણધર
શ્રી સમેતશિખરવરુ ( આંકણી ) (૧)

શ્રી અજિતાદિક જિનવરુ, ચોવિહ સંઘ સમેત;
આવ્યા એ ગિરિ ઉપરિ, ધારી શિવ સંકેત. શ્રી૦ (૨)

કાઉસગ્ગ મુદ્રાધરી, કરી યોગ નિરોધ;
સકલ પ્રદેશ અકંપના, શૈલેશી સોધ. શ્રી૦ (૩)

કર્મ અઘાતી ખેરખી, અવિનાશી અનંત;
અકુસમાન ગતિથી લહ્યું, ઈક સમય લોકાંત. શ્રી૦ (૪)

એકાન્તિક આત્યંતકો, વિરદ્વંદ મંહત;
અવ્યાબાધપણું વર્યા, કાલેં સાદિ અનંત. શ્રી૦ (૫)

સિદ્ધ બુદ્ધ તાત્ત્વિક દશા, નિજ ગુણ આણંદ;
અચલ અમલ ઉત્સર્ગતા, પૂરણ ગુણવૃન્દ. શ્રી૦ (૬)

એ તીરથ વંદન કર્યાં, સહુ સિદ્ધ વંદાય;
સિદ્ધાલંબી ચેતના, ગુણસાધક થાય. શ્રી૦ (૭)

સાધકતા કરતાં થકાં, થાયે નિજ સિદ્ધિ;
દેવચંદ પદ અનુભવૈં, તત્ત્વાનંદ સમૃદ્ધિ. શ્રી૦ (૮)

॥ ઇતિ શ્રી સમેતશિખર સ્તવનં સંપૂર્ણમ્ શ્રીરસ્તુ. ॥

**श्रीमद् देवचन्दजी महाराजकी बहुतसी कृतियें हमारे देखने में आई है। उन्होंने पूर्वदेश की यात्रा की हो ऐसा कोई प्रमाण आजतक हमारे देखने में नहीं आया। अभी नागपुरमें श्री कान्तिसागरजी महाराज के पास प्रस्तुत स्तवन एक हस्तलिखित प्रतिपर देखनेमें आया है। इससे आभास होता है कि शायद श्रीमद्ने समेतशिखर तीर्थकी यात्रा की हो, किन्तु अबतक इस बातका समर्थक कोई प्रमाण देखने में नहीं आया है। इस स्तवनके भाव-भाषासे मालुम होता है कि यह सुप्रसिद्ध अध्यात्मप्रेमी श्रीमद् देवचंद्रजी महाराज की ही सुकृति होनी चाहिए।**

# આત્માનું સ્વરૂપ

લેખક—મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી

આત્મા છે, પરલોક છે, પરલોકનું કારણ કર્મ છે, એમ તો પ્રાયઃ પ્રત્યેક આસ્તિક દર્શનકારો માને છે, પરન્તુ તેના સ્વરૂપમાં ઇતર દર્શનકારો કેવા ગોટા વાળે છે, તે જૈન દર્શનનાં અને ઇતર દર્શનોનાં આત્મા વગેરે સંબંધી સ્વરૂપોના વિવેચનથી સ્પષ્ટ થઇ જાય છે. આત્મા છે, એમ માન્યા પછી તે કેવો છે, કયાં છે, તેની અતીત અનાગત અને વર્તમાન અવસ્થા શું છે, એના સંગત વર્ણનો ઇતર શાસ્ત્રોમાં મળતાં નથી. આત્મા છે એમ માન્યા પછી પણ જો તેને પરિણામી (ફેરફાર પામવાના સ્વભાવવાળો) માનવામાં ન આવે તો તેની સુખદુઃખ, પુણ્યપાપ કે બંધમોક્ષવાળી અવસ્થાઓ કદી પણ ઘટી શકે નહિ. એકાન્તવાદીઓ આત્માને કૂટસ્થ (અપ્રચ્યુત, અનુત્પન્ન,સ્થિરૈકસ્વભાવવાળો) નિત્ય માને છે. કૂટસ્થ નિત્યવાદીના મતે આત્માને કર્તૃત્વ ભોક્તૃત્વ કાંઇ પણ ઘટી શકતું નથી. જ્ઞાન ઇચ્છાદિનો જીવની સાથે સંબંધ જીવનું કર્તૃત્વ છે, સુખદુઃખાદિનો સંબંધ તે જીવનું ભોક્તૃત્વ છે, અને અદષ્ટ, શરીર, ઇન્દ્રિયાદિનો સંબંધ, તે જીવના જન્મ જીવન અને મરણ આદિ છે. આત્માને એકાન્ત નિત્ય અગર એકાન્ત અનિત્ય માનવાથી આત્માની સાથે ઉપરોક્ત એક પણ સંબંધ ઘટી શકે તેમ નથી.

**એકાન્ત નિત્ય પક્ષમાં આવતાં દૂષણો**

પૂર્વાવસ્થાના ત્યાગપૂર્વક ઉત્તરાવસ્થાની પ્રાપ્તિ એ જ સંબંધ છે. કૂટસ્થ નિત્યવાદીના મતમાં એવો સંબંધ કેવી રીતે ઘટી શકે? સંબંધ વિના સંબંધીમાં કર્તૃત્વ ભોક્તૃત્વાદિ ધર્મો પણ કેમ ઘટી શકે? પૂર્વાવસ્થામાં અપ્રમાતા આત્મા ઉત્તરાવસ્થામાં પ્રમાતા બને એ વાત સર્વાનુભવ સિદ્ધ છે. ક્ષણે ક્ષણે જ્ઞાનની અને સુખદુઃખની હાનિ વૃદ્ધિ થયા કરે છે, જન્મથી મરણ પર્યંત જીવની અનેક અવસ્થાઓ ફરે છે. જ્ઞાન ઇચ્છાદિનું કર્તૃત્વ અને સુખદુઃખાદિનું ભોક્તૃત્વ જીવનું અનુભવ સિદ્ધ છે, તે એકાન્ત નિત્યપક્ષમાં કેવી રીતે ઘટે? એકાન્ત નિત્ય પક્ષમાં સુખદુઃખનું વેદન અને ઘટપટાદિ સંવેદનોનો ભેદ જેમ ઘટતો નથી તેમ બંધ મોક્ષનો ભેદ પણ નથી ઘટતો. આત્માને એકાન્ત નિત્ય અને અપરિણામી માનવામાં આવે તો તેવા આત્માનો સર્વદા બન્ધ રહેવો જોઇએ યા સર્વદા મોક્ષ જ રહેવો જોઇએ. બંધનું કારણ આત્માનો હિંસાદિને વિષે કરવા કરાવવા કે અનુમોદવા રૂપ પરિણામ અને મોક્ષનું કારણ હિંસાદિની વિરતિનો પરિણામ; નિત્ય પક્ષમાં આ રીતે હિંસા અહિંસાદિની પરિણતિનો ભેદ કેવી રીતે ઘટે?

સાંખ્ય મતવાળા કહે છે કે આત્મા અકર્તા હોવાથી પુણ્ય પાપ બાંધતો નથી અને બંધનો અભાવ હોવાથી તેનો મોક્ષ પણ થતો નથી. પ્રકૃત્તિ કર્તા હોવાથી બંધ મોક્ષ પ્રકૃતિના જ થાય છે. તેઓનું આ કથન અજ્ઞભાષિત તુલ્ય છે. બંધ મોક્ષ જો પ્રકૃતિનો જ હોય તો આત્માની તો સદા એક સરખી અવસ્થા રહી; સંસાર પણ તેને માટે સરખો છે અને મોક્ષ પણ સરખો છે, તો પછી આત્માએ યમ નિયમાદિ દુષ્કર અનુષ્ઠાનોનું આસેવન કરવાનું શું

પ્રયોજન છે? આત્માને જો બંધ નથી તો તેને ભવ-ભ્રમણનો ભય રાખવાની શી જરૂર છે? અથવા આત્માનો જો મોક્ષ થતો જ નથી તો તેને મુક્તિપદની અભિલાષા રાખવાની કે તે માટે તપશ્ચર્યાદિ દુષ્કર અનુષ્ઠાનોનું સેવન કરવાની શી જરૂર છે? વળી મોક્ષ માટેનો પ્રયત્ન આત્મા નહિ પણ પ્રકૃતિ કરે છે એ કહેવું ઉન્મત્તપ્રલાપ તુલ્ય છે. પ્રકૃતિ અચેતન છે. અચેતનમાં ઘટાદિની જેમ આલોચના સંભવતી નથી. આલોચના વિના મુક્ત્યર્થ-અનુષ્ઠાન કેવી રીતે ઘટે? પ્રકૃતિની આલોચનામાં પુરુષ પ્રયોજક છે એમ કહેવું પણ વ્યર્થ છે. સાંખ્યોએ પુરુષને નિત્યૈક સ્વભાવવાળો માન્યો છે. તે જો બંધ મોક્ષમાં પ્રયોજક હોય છે તો સદા પ્રયોજકત્વની આપત્તિ આવશે, તેથી સર્વદા મુક્તિ યા સર્વદા મુક્ત્યભાવનો પ્રસંગ પ્રાપ્ત થશે.

**"पुरुषोऽविकृतात्मैव स्वनिभासमचेतनम् ।**
**मनः करोति सान्निध्यादुपाधिः स्फटिकं यथा ॥ १ ॥**

સાંખ્યોનું કથન છે કે પુરુષ અવિકૃત સ્વભાવવાળો છે, પોતાને પ્રગટ કરનારો છે તથા અચેતન છે. સ્ફટિક જેમ ઉપાધિના સાન્નિધ્યથી વિકૃત દેખાય છે તેમ પ્રકૃતિના સાન્નિધ્યથી પુરુષ પણ કર્તા છે, તેમ દેખાય છે અથવા જેમ ચંદ્ર સ્વભાવે અવિકૃત સ્વરૂપવાળો હોઈને ચન્દ્રોપલના પયઃક્ષરણમાં કદાચિત્ પ્રયોજક બને છે, કદાચિત્ નથી બનતો તેમ આત્મા પણ સ્વભાવથી અવિકૃત સ્વભાવવાળો હોવા છતાં પ્રકૃતિની આલોચનામાં કદાચિત્ પ્રયોજનક થાય છે, કદાચિત્ થતો નથી.

તેઓનું આ કહેવું સદંતર ખોટું છે. સ્ફટિક પણ ઉપાધિના યોગે પરિણામાન્તર પામે જ છે અને ચંદ્રમા પણ નિત્યાનિત્યાત્મક છે. સર્વદા એક જ સ્વરૂપવાળો હોય તો તે ચંદ્રોપલનાપયઃક્ષરણમાં સદા પ્રયોજક બનવા જ જોઈએ. સદા પ્રયોજક નથી બનતો તેથી તેને કવચિત્ પ્રયોજક અને કવચિત્ અપ્રયોજક ઉભય સ્વભાવવાળો માનવો જોઈએ.

વળી સાંખ્યો જો પ્રધાનને અર્થાત્ પ્રકૃતિને એક, અક્રિય અને નિત્ય માને તો તેને પણ બંધ મોક્ષ ન ઘટે. પ્રધાનનો મોક્ષ માનવા માટે તેને પરિણામી માને તો તેના સ્વરૂપનો જ નાશ થાય. મોક્ષ વખતે પ્રકૃતિનું પ્રકૃતિત્વ ચાલ્યું જાય પછી તેનું સ્વરૂપ જ ક્યાં રહ્યું? સાંખ્યોનો સિદ્ધાંત છે કે પ્રકૃતિનો વિયોગ તે મોક્ષ છે! એ વિયોગનો અર્થ પ્રકૃતિનું પરિણામાન્તર માનવામાં આવે તો પ્રકૃતિની નિત્યતા પણ ન રહે અને સ્વરૂપ પણ ન રહે, એ કારણે પ્રકૃતિને પણ બન્ધ મોક્ષ ઘટી શકે નહિ. એકાન્ત નિત્ય પક્ષમાં મોટું દૂષણ તો એ આવે છે કે પુરુષ અને પ્રકૃતિ અથવા ચેતન અને જડ ઉભય કોઈ પણ જાતના પરિણામને પામનાર હોય કિન્તુ નિર્વિકાર હોય તો એ બન્ને તત્ત્વોના મિશ્રણરૂપ ક્ષણ ક્ષણમાં દેખાદેતી વિવિધતા જગતમાં કદી પણ ન દેખાય! વિવિધતાની ઉત્પત્તિ જૈનદર્શને સ્વીકારેલ પરિણામી નિત્યત્વવાદ અથવા નિત્યાનિત્યત્વવાદથી જ ઘટી શકે છે.

આત્માને સુખદુઃખ, ઘટપટ વિજ્ઞાન અને બન્ધ મોક્ષ આદિ પ્રત્યક્ષ અનુભવાય છે. એ અનુભવ પ્રમાણના આધારે જ આત્મા અપરિણામી (કૂટસ્થ) નિત્ય નહિ પણ પરિણામી નિત્ય છે એમ સિદ્ધ થાય છે.

**એકાન્ત અનિત્ય પક્ષમાં દૂષણો**

આત્માને એકાન્ત અનિત્ય માનનારના પક્ષમાં પણ સુખદુઃખનો ભોગ, વિચિત્ર પ્રકારનું સંવેદન અને બન્ધ મોક્ષાદિ કાંઇ પણ ઘટી શકતું નથી. ક્ષણિક આત્મા ક્ષણ માત્ર રહે છે તે સુખદુઃખ ઉભયનો અનુભવ કેવી રીતે કરી શકે? સુખ ભોગવનાર આત્મા જુદો, દુઃખ ભોગવનાર આત્મા જુદો એમ માનવું પડશે.

લોકમાં જે સુખ ભોગવે છે તે જ દુઃખ ભોગવનારો છે, પૂર્વ ભવે જેણે કર્મ બાંધ્યું છે તે જ આત્મા આ ભવમાં કર્મને ભોગવે છે, જે આત્મા શારીરિક અને માનસિક અનેક પ્રકારનાં દુઃખોને ભોગવે છે તે જ આત્મા મોક્ષ માટે પ્રયત્ન કરી મોક્ષ મેળવે છે, એ વગેરે પ્રમાણસિદ્ધ પ્રસિદ્ધ વ્યવહાર છે, તે ક્ષણિક એકાન્ત પક્ષમાં કેવી રીતે ઘટી શકે? ક્ષણિક એકાન્ત પક્ષમાં કર્મ કરનાર અન્ય, ફળ ભોગવવનાર અન્ય, મોક્ષ માટે પ્રયાસ કરનાર અન્ય અને મોક્ષ મેળવનાર અન્ય ઠરે છે. જો એમ ન માને અને અન્વયમાને તો ક્ષણિકનાનો સિદ્ધાન્ત ટકતો નથી. કારણ કે અન્વય નિત્યતાની સિદ્ધિ કરે છે.

'આ તે જ છે' એવું પ્રત્યભિજ્ઞાન થવા માટે વસ્તુ અને તેનો દ્રષ્ટા ઉભય આવશ્યક છે. ક્ષણિક એકાન્ત પક્ષમાં એ જાતિનું પ્રત્યભિજ્ઞાન કે સ્મરણ વગેરે પણ ઘટતું નથી.

**આત્માનું કર્તૃત્વ**

આત્માનું ભોકતૃત્વ માનવું અને કતૃત્વ ન માનવું, એથી કૃતનાશ અને અકૃતાગમ રૂપી દોષો ઉપસ્થિત થવા ઉપરાન્ત લોકવિરોધ આદિ બીજા પણ અસંખ્ય દોષો ઉત્પન્ન થાય છે. 'આ માણસ પોતાનુ કરેલું કર્મ ભોગવે છે' એવો પ્રસિદ્ધ લોક વ્યવહાર, આત્માને અકર્તા માનનારના મતમાં ટકતો નથી.

સ્વભાવ એ જ સુખદુઃખનો આપનાર છે; કર્મ નથી, એમ ન કહેવું. સ્વભાવ ભાવરૂપ છે કે અભાવરૂપ? અભાવરૂપ હોય તો અભાવ તુચ્છ સ્વરૂપ છે તેથી કાંઇ કરી શકે નહિ. ભાવરૂપ છે તો નાનારૂપ છે કે એકરૂપ? એકરૂપ છે તો નિત્ય છે કે અનિત્ય? નિત્ય કોઇનું કારણ હોઇ શકે નહિ. અનિત્ય એક હોઇ શકે નહિ.

અનેક ભાવરૂપ સ્વભાવ મૂર્ત છે કે અમૂર્ત? મૂર્ત હોય તો કર્મ જ છે. અમૂર્ત આકાશની જેમ સુખદુઃખનું કારણ બને નહિ. જીવને અનુગ્રહ ઉપઘાત મૂર્ત પુદ્ગલથી જ થાય છે.

જીવ અમૂર્ત હોવા છતાં સુખદુઃખનું કારણ બને છે કે નહિ, એવી શંકા નહિ કરવી. સંસારી જીવ એકાન્તે અમૂર્ત નથી. જીવ અનાદિકર્મસન્તતિપરિણામાપન્ન સ્વરૂપ હોવાથી કથંચિત્ મૂર્ત છે. મુક્ત જીવો કેવળ અમૂર્ત છે તો તે સુખદુઃખ બન્નેનું કારણ બનતા નથીઃ કેવળ સુખ પ્રત્યે જ કારણ બને છે. વળી સુખદુઃખનું કારણ સ્વભાવ છે તો તે કાર્યગત ભાવ છે કે કારણગત? કાર્યગત ભાવ કારણ હોઇ શકે નહિ. કારણગત ભાવને કારણ માનવાથી કર્મ જ આવશે.

કેટલાકો સુખદુઃખના કારણ તરીકે કર્મને નહિ પણ નિયતિને માને છે તે પણ ખોટું છે. નિયતિને એકરૂપ માનવાથી સકલ કાર્યોની એકરૂપતા થશે, વિચિત્રરૂપ માનવાથી

તેને ભેદક કોઇ અન્ય માનવું પડશે. તે નિયતિ છે કે બીજું કાંઈ? નિયતિ માનવાથી અનવસ્થાદોષ પ્રાપ્ત થશે, બીજું કાંઈ માનવાથી નિયતિવાદનો ઉચ્છેદ થશે.

કેટલાક યદૃચ્છાવાદીઓ કહે છે કે ઘટાદિને જેમ સ્વકૃત કર્મ વિપાક વિના પણ ઘી, તેલ, સુરાદિ વિચિત્ર ઉપભોગ થાય છે તેમ પ્રાણીઓનો પણ સ્વકૃત કર્મ વિપાક વિના યદૃચ્છાથી સુખદુઃખોપભોગ ઘટી જશે. તેઓનું આ કહેવું પણ મિથ્યા છે. ઘટાદિની વિચિત્ર ઉપભોગ્યતા, તેના ઉપભોક્તા દેવદત્તાદિના કર્મપરિપાકના સામર્થ્યથી છે. સમાન માટી અને સમાન કુંભકારથી બનેલા સમાન સ્થાન સ્થિતિવાળા ઘટોમાં પણ તૈલાદિ વિચિત્ર ઉપભોગ તથા વિભિન્ન વિનાશહેતુઓનો ઉપનિપાત થાય છે, તેનું કાંઇ કારણ હોવું જોઇએ, અને તે કારણ તે ઉપભોક્તાનું કર્મ છે. અન્યથા સર્વનો સરખો ઉપભોગ તથા યુગપત્ વિનાશ થવો જોઇએ.

કેટલાક કાલવાદીઓ કહે છે કે વિચિત્ર પ્રકારના સુખદુઃખાનુભવનું કારણ દ્રવ્યાવસ્થારૂપ યા સમયાવલિકાદિરૂપ કાળ છે. તેઓનું કથન પણ સત્ય નથી. વિચિત્ર પ્રકારના સુખદુઃખાનુભવોનું કારણ એકાન્તે કાળ નથી. કારણકે તુલ્ય કાલવાલાને પણ સુખદુઃખાનુભવનું વૈચિત્ર્ય દેખાય છે.

સુખદુઃખાનુભવ વૈચિત્ર્યનું પ્રધાન કારણ કર્મ છે, કાલાદિ તેનાં સહકારી કારણો છે. જેમ અંકુરનું પ્રધાન કારણ બીજ છે, પૃથ્વી જલ હવા પ્રકાશાદિ તેનાં સહકારી કારણો છે, તેમ સુખદુઃખાનુભવ વૈચિત્ર્યનું પ્રધાન કારણ શાતા અશાતા વેદનીય કર્મ છે એમ શ્રી. જિનવરેન્દ્રો ફરમાવે છે. અમૂર્ત સુખદુઃખાનુભવનું પ્રધાન કારણ મૂર્ત કર્મ કેવી રીતે ઘટી શકે? એવી શંકા નહિ કરવી. કારણ કે સુખદુઃખાનુભવ કરનાર સંસારી આત્મા કથંચિત્ મૂર્ત છે અથવા અમૂર્ત આત્મા સાથે ક્ષીરનીર ન્યાયે મળી ગયેલું કર્મ કથંચિત્ અમૂર્ત છે. મૂર્ત મૂર્તને કે અમૂર્ત અમૂર્તને પ્રધાન (પરિણામી) કાર્યકારણ ભાવ ઘટી જવામાં કોઇ જાતિની હરકત નથી. કર્મ રૂપે પરિણામ પામેલ કાર્મણવર્ગણાના સમૂહરૂપ પુદ્‌ગલોને પારિણામિક ભાવની સાથે ઔદયિક ભાવ પણ પ્રશમરતિકાર અને તત્ત્વાર્થકારે માનેલો છે તે વાત કર્મ પુદ્‌ગલને પણ કથંચિત્ અમૂર્ત સિદ્ધ કરે છે.

સુખાભિલાષી જીવ દુઃખફળવાળું કર્મ કેમ કરે? એવી શંકા પણ નહિ કરવી. રોગી જેમ જાણવા છતાં પણ અપથ્યક્રિયા કરે છે તેમ મિથ્યાત્વાદિથી અભિભૂત જીવ પણ દુઃખફલક કર્મ કરે છે. જીવ સુખનો તીવ્ર અભિલાષી હોવા છતાં જ્યાં સુધી સુખના ઉપાયોનું તેને અજ્ઞાન છે ત્યાં સુધી તે સુખને પ્રતિકુલ ફલવાળું કર્મ ઉપાર્જન થાય, તેવી પ્રવૃત્તિ કર્યા જ કરે છે. વ્યાધિની વૃત્તિને ઇચ્છતો પણ રોગી વિચિત્ર પ્રકારના મોહથી વ્યાધિનિવૃત્તિને પ્રતિકૂલ ક્રિયા કરે જ છે. તેમ ક્રોધ લોભાદિ વિકારોને વશવર્તી જીવ ક્રોધ લોભાદિ દોષોના દુષ્ટ વિપાકો જાણવા છતાં ક્રોધ લોભાદિ દોષોનું સેવન કરે જ છે.

મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગોને પરવશ જીવ સુખની ઇચ્છાએ પણ દુઃખફલક કર્મોને કરે છે. મિથ્યાત્વાદિનો હેતુ પૂર્વકૃત કર્મ છે અને મિથ્યાત્વાદિથી ફેર નવીન કર્મ બંધાય છે. એમ બીજાંકુરવત્ અનાદિ કર્મપરમ્પરા ચાલ્યા કરે છે. સર્વ કર્મ, કર્મવ્યક્તિની અપેક્ષાએ આદિમાન છે, અને કર્મ સંતતિની અપેક્ષાએ અનાદિમાન છે,

# महाराव हिन्दुमलजी बैद

लेखक श्रीयुत हजारीमलजी बांठीया, बीकानेर

आप मेहता मूलचंदजीके द्वितीय पुत्र थे। आप अपने कालके सर्वोच्च ओसवाल मुत्सुद्दी थे। अपने पूर्वजोंकी तरह आप भी बुद्धिमान, कुशल, दूरदर्शी, सुदक्ष राजनीतिज्ञ और प्रतिभाशाली पुरुष थे। आपकी प्रतिभा सर्वत्र समस्त राज्योंमें व्यापी हुई थी। अंग्रेज-सरकारकी आप पर विशेष कृपा थी। आप अपने विनम्र स्वभाव एवं कार्यतत्परताके कारण महाराजा साहब एवं अपने देशवासियोंके साथ साथ अंग्रेज पदाधिकारियोंके बडे प्रिय बन गये थे। इस निबन्धमें आपके किये हुये खास खास कार्योंका संक्षेपमें दिग्दर्शन कराया जाता है।

संवत १८८४में आप बीकानेरकी ओर से वकील बनकर दिल्ली गये। वहां आपने अपनी बुद्धिमत्ता और राजनीतिज्ञताका अच्छा परिचय दिया। इस पर महाराजने रत्नसिंहजी आप पर प्रसन्न होकर आपको दीवान के पद पर सुशोभित किया। और सिक्केदारीकी मुहर प्रदान की।

सं. १८८६में महाराजा साहबने शाहजी हुकुमचंदजीके साथ आपको भी मि. जॉर्ज क्लार्ककी सेवामें शेखावाटी भेजा।

वि. सं १८८८ मार्गशीर्ष वदि ८ को मुगल बादशाह अकबर (दूसरे) की ओरसे राजा ज्वालाप्रसाद खिलअत आदि महाराजा रत्नसिंहजीके लिये लाया तो उस समय किलेके पास दरबार किया गया। इस अवसर पर

---

કર્મ સત્તા માત્રથી ફલ આપતું નથી, પણ પ્રતિનિયત વીર્ય વિશેષથી ફલ આપે છે. કર્મ સત્તામાત્રથી ફલ આપે તો સર્વ કર્મ સર્વ ફલને આપે અથવા શાતા અશાતા ઉભયનો યુગપત્ (એકી સાથે) અનુભવ થાય. માટે સત્તામાત્રથી કર્મ ફલ આપતું નથી પણ પ્રતિનિયત સ્વભાવને આધીન થઇને જ અમૂક પ્રકારના ફલને આપે છે. કર્મનો એ પ્રતિનિયત સ્વભાવ સ્વ સંબંધી જે જીવ, તદ્ગત શુભાશુભ પરિણામની અપેક્ષા રાખે છે, કર્મનો પ્રતિનિયત સ્વભાવ ઘડાવવામાં જીવનો અધ્યવસાય નિમિત્ત કારણ થાય છે, એ જ જીવનું કર્તૃત્વ છે. એ પ્રતિનિયત સ્વભાવનું પરિણામી કારણ કર્મ છે. કોઇ પણ કાર્ય પરિણામી અને ઇતર કારણ વિના હોતું નથી. કર્મનો (અમૂક પ્રકારના ફળનો અનુભવ કરાવનાર) પ્રતિનિયત સ્વભાવ થવામાં કર્મ ઉપાદાન કારણ છે અને જીવ, વીર્યપરિણામ અથવા અધ્યવસાય નિમિત્ત કારણ છે. યુક્તિથી એ વાત સિદ્ધ થાય છે એમ શ્રી જિનચંદ્રના આગમથી પણ એ વાત સિદ્ધ થાય છે. શ્રી જિનચંદ્રનું આગમ કહે છે કે–

"जाव णं एस जीवे एयइ वेयइ परिफुरइ ताव णं एस सत्तविह बंधए वा।"

જ્યાંસુધી આ જીવ હાલે છે, ચાલે છે, કંપાયમાન થાય છે (ઇત્યાદિ) ત્યાંસુધી તે સાત અથવા આઠ પ્રકારનાં કર્મને બાંધે છે. (ચાલુ)

महाराजा साहबने हिन्दुमलजीको महारावका खिताब प्रदान किया और आपके घर पधारकर मोतीयोंका हार इनायत किया।

वि. सं. १८९१में महाराजा रत्नसिंहजीके पास गवर्नर जनरलके एजंट कर्नल एलिवसका इस आशयका खरीता आया कि सीमा सम्बन्धी निर्णयके लिए आप मुझसे मिले। इस अवसरपर महाराजा साहबने अपनी ओरसे महाराव हिन्दुमलजीको गवर्नर जनरलकी सेवामें भेजा।

बीकानेर रियासतकी ओरसे अंग्रेज-सरकार को २२००० रुपये फौजी खर्चके लिये प्रति वर्ष देनेका इकरार था। महारावजीने बहुत कोशीश कर यह रकम अंग्रेज सरकारकी ओरसे माफ करवा दी।

वि. सं. १८९६ में उदयपुरमें महाराणा सरदारसिंह आपके बुद्धिमत्ताके कार्योंको देखकर बहुत चकित हुए और उन्होंने महाराजा रत्नसिंहजीसे महाराव हिन्दुमलजीकी सहायता चाही, जिसका महाराजा साहबने सहर्ष स्वीकार किया।

वि. सं. १९०४ में लुटेरोंको सहायता देनेका झुठ दोषारोपण अखबारों द्वारा हिन्दुमलजीके उपर किया गया, जिससे आप अपनी निर्दोषिता प्रमाणित करनेके लिए गवर्नर जेनरलकी सेवामें शिमले गये। वहां आपकी तत्कालीन वाइसराय महोदय मि. हार्डिंजसे मुलाकात हुई। इस पर वायसराय महोदय मि. हार्डिंजने आपके कार्यों पर प्रसन्न होकर आपको खिलअत प्रदान की। इस समयके पत्रका सारांश नीचे दिया जा रहा हैः—

"सन् १८४६ की ३री मई को राइट आनरेबल गवनर जनरल लार्ड हार्डिंज शिमला दरबारके वक्त मेहता महाराव हिन्दुमल दीवान बिकानेरसे मिले और खिल्लत बक्षी। श्रीमानने उनके ओहदे और सचरित्रके मुताबिक इज्जतके साथ वर्ताव किया।" *

सं. १९०४में कर्नल सदरलेंडके बीकानेर पधारनेके समय महाराजा रत्नसिंहजीके मना करने पर भी हिन्दुमलजी बीमारीकी हालतमें गजारूढ होकर महाराजा साहबके साथ उनकी पेशवाई को गये। वापिस आते समय आपकी दशा अत्यधिक खराब हो गई और महलके फाटकके पास पहुंचते पहुंचते आप मूर्छित हो गये। फिर आप बडी हिफाजतके साथ महलके भीतर लेजाये गये। दिन पर दिन आपकी हालत चिन्ताजनक होती गई और चंद ही दिनोंके बाद ४२ वर्षकी अवस्थामें आप जैसे रत्नको मृत्युने आ घेरा और आप स्वर्गवासी हो गये।

आपके स्वर्गवास पर महाराजा साहबने एक खास रुक्का भेजकर आपकी असामयिक तथा दुःखद मृत्यु पर अफसोस प्रकट किया और सहानुभूति

* ओसवाल समाजके इतिहास पृ. १६९ से।

प्रदर्शित की। कप्तान जैक्सनने भी आपकी दुःखद मृत्यु पर अपने वि. सं. १९०४ माघ सुदि ७ के खरीतेमें शोक जाहिर किया। आपके तीन पुत्र थे जिनके नाम क्रमशः मेहता हरिसिंहजी, गुमानसिंहजी और जसवन्तसिंहजी थे।

सं. १९०२ में नेठराणा नामक गांव आपको महाराजा साहबने जागीर में प्रदान किया।

महाराव हिन्दुमलजी बडे प्रतिभाशाली पुरुष थे। आपने बीकानेर राज्यकी जो जो महान् सेवायें की हैं वे इस राज्यके इतिहासमें स्वर्णाक्षरों से लिखे जाने योग्य हैं।

आपकी इन सब सेवाओंको तत्कालीक बीकानेर नरेशने बडी उदारताके साथ अपने खास खास रुक्को में कबूल किया है। अतः हम एक खास रुक्के की अविकल नकल ज्यों की त्यों यहाँ पर उद्धृत करते हैं। यह पत्र श्रीयुत बाबू अगरचंदजी भंवरलालजी नाहटा बंधुओंके संग्रहमें हैं।

॥ श्री रामजी ॥ दसकत खास मु. हीदुमल दीसी सुप्रसा (द) बचै अप्रंच ठाकुर वीरीसालनै देसणेक सु लपेट लीयो पछे श्री ठाकुरजी रै दरसण नै गयो जारा ठाकुरनै भरै हाथी रै खुवासी मै चाढो तो ही पेट रो मेल गयो नहीं पछे मागनै बगसी ठाकुर नै अमरावतां नै राजी बाजी कर विदा किया साट हजार रुपिया कीया सु थां उठै सारी सुणी हुसी श्री माताजी रै गढमें बैस सुंस कबल कीया हींदु मुसलमान रै सुस हुवै छै सुसारा लीया अमरावतां रो ठाकुर झालो ठाकररा हाथ अमरावतां झालो इसो सुण कर विदा हुवा माझनै जाय पकड लीया पछे एक एकनै काढता गया इसी केता गया हजूर ईयाद करै छै थांसु एकता करसी थे केता मारै कोटरी छाया तीन वार पडे छै सु वा छाया केथ जारा देवीसींघठकराणै रो, उवै इसी कही उवा छाया कोट सुं बार आसी जारा ठीक पडसी सु आकर गयो हमें पूगल गयो छै पूगलवालो जेसलमेर गयो छै सु हमै हुवै सु ठीक पडसी ईयै देखतां तो ठाकुर राव जैसलमेर रो रावल कदेरा एक छै लारली कुबध सारी सारी इयांरी छै दीसै तो ईसी छै दूजा समाचार सारा मु. मुलचंद वा मुनसी मानीराम राधाकिसन रै कागदा सुं जाणसी कुवर पदै रो चाकर छै सात पीढो रो चाकर छै सामधरमी चाकर छै सु जेसलमेरो हुकम मंगाय दे पैलकै जु न हुवै संवत १८८७ मीती सावण सुद ५ भादवा सुद दुज नै डेरा दाखल हुसा ताकीदी सुं उथला आवै सु करे अठै मोटो काम तो थारै समाचार आयां जान करसां पुगलरो काम तो पैली करसा जेजरो काम न छै थारी चाकरी छै। मजो तो पेलको बदलो लीयो सु छै॥

उपरोक्त खास रुक्के से महारावा हिन्दुमलजी के उस अतुलनीय प्रभाव का पता लगता है जो बीकानेर के राजनैतिक क्षेत्रमें था।

### શ્રીજિનપ્રભસૂરિવિરચિત વિવિધતીર્થકલ્પાન્તર્ગત

# શ્રીઅર્બુદકલ્પ*

[વિશિષ્ટ ટિપ્પણીઓ યુક્ત અનુવાદ]

અનુવાદક—**શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, વ્યાકરણતીર્થ**

અરિહંત શ્રી **ઋષભદેવ** તથા **નેમિનાથ** પ્રભુને નમસ્કાર કરીને **અર્બુદ** નામના મોટા પર્વતનો કલ્પ **સંક્ષેપથી** હું કહીશ. (૧)×

પ્રથમ સાંભળ્યા પ્રમાણે [૧]**શ્રીમાતા** (કન્યાકુમારી) દેવીની ઉત્પત્તિ કહીશ, કેમકે તેની સ્થાપનાથી આ પર્વત જગતમાં પ્રસિદ્ધ થયો. (૨)

**રત્નમાલ**[૨] નગરમાં **રત્નશેખર** નામનો રાજા થયો. પુત્ર ન હોવાથી દુઃખી થયેલા તેણે કેટલાક શાકુનિક–શુકનજોનારા જ્યોતિષીઓને (રાજ્યનો માલિક કોણ થશે એ જાણવા) બહાર મોકલ્યા. (૩)

લાકડાની ભારીને વહન કરતી દુઃખી સ્ત્રીના માથા પર દુર્ગા (ભૈરવ)ને જોઇને તેઓ (શાકુનિકો)એ રાજાને કહ્યું કે–"આનો પુત્ર આપના સ્થાને (રાજા) થશે." (૪)

રાજાએ તેને ગર્ભ સાથે જ મારી નાખવાનો તે મનુષ્યોને આદેશ કર્યો, તેથી રાત્રે તેને એક ખાડામાં નાખી, (પણ) (તે) શરીર ચિંતા (શૌચ માટે)ના બહાનાથી તે ખાડામાંથી બહાર નીકળી. (૫)

ભયથી દુઃખી તે સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો અને જલદીથી જ તેને **'ઝાટ'** ઝાડ વચ્ચે મૂકી દીધો. આ બીના નહિ જાણનારા તેઓ (મારાઓ)એ તેને ખાડામાં લાવીને મારી નાખી. (૬)

પુણ્યથી પ્રેરાયેલા આ પુત્રને (એક) મૃગલી બંને સંધ્યા વખતે દૂધ પાવા લાગી. (આમ) મોટો થતાં કોઇ વખતે (તેની) આગળ મહાલક્ષ્મીની ટંકશાળ થઇ. (૭)

---

* આ કલ્પ જરા વિસ્તૃત હકીકત સાથે પ્રબંધચિંતામણિમાં "પુંજ રાજા અને શ્રીમાતાનો પ્રબંધ" એ નામે આલેખાયેલો જોવાય છે. વળી સિંઘી જૈન ગ્રંથમાળાથી પ્રકાશિત "પુરાતન–પ્રબંધ–સંગ્રહ"માં પણ બે પ્રબંધમાં ટૂંક ફેરફારવાળી હકીકત આલેખી છે.

× આ કલ્પ મૂળ પદ્યમય સંસ્કૃતમાં છે. અહીં દરેક પેરેગ્રાફના છેડે કૌંસ( )માં જે આંકડા આપ્યા છે તે મૂળ કલ્પના તે તે શ્લોકને દર્શાવવા માટે આપ્યા છે.

૧– દેલવાડાના વિમલવસહી મંદિરની પાછળ હિંદુઓનાં જીર્ણ થઈ ગયેલાં બે–ચાર મંદિરોમાં એક શ્રીમાતા (કન્યાકુમારી)નું જીર્ણ થઈ ગયેલું મંદિર છે. તેમાં શ્રીમાતાની મૂર્તિ છે તેને લોકો કુંવારી કન્યાની મૂર્તિ પણ કહે છે.

૨– શ્રીમાલપુરાણ અને વિમલપ્રબંધના ઉલ્લેખ પ્રમાણે કલિયુગમાં ભિન્નમાલ તરીકે પ્રસિદ્ધ શહેરનું જ નામ ત્રેતાયુગમાં રત્નમાલ હતું. એટલે પુરાણ કાળમાં પ્રસિદ્ધ રત્નમાલ તે જ ભિન્નમાલ હશે કે કેમ તે વિદ્વાનોએ શોધવું જોઇએ.

મૃગલીના ચાર પગની વચ્ચે બાળકરૂપવાળું નવીન બચ્ચું થયેલું સાંભળી લોકોમાં (એ) વાત પ્રસરી ગઈ. (૮)

તે કોઇ નવો થનારો રાજા હતો એમ (શાકુનિકોથી) સાંભળી રાજાએ તેને મારવા માટે યોદ્ધાઓ મોકલ્યા. તેઓ (યોદ્ધાઓ) એ તે (બાળક)ને નગરના કિલ્લામાં જ સાંજે જોઇને બાળહત્યાના ભયથી માર્ગમાં આવતા (ગાયોના ટોળાના પગમાં કચરાઇને મરી જશે એમ સમજી) ગાયોના ઝુંડમાં મૂકી દીધો. તે (બાળક) તે જ પ્રકારે ત્યાં રહ્યો, પણ ભાગ્યથી એક બળદ (તેનું રક્ષણ કરવા) આગળ આવ્યો. તેના પ્રેરકે (ગોવાળે) તે બાળકને તે બળદના ચાર પગ વચ્ચે મૂકયો. આ સાંભળીને અને મંત્રીના સમજાવવાથી રાજાએ તે બાળકને ખુશીથી પોતાનો વારસ માન્યો. (૯, ૧૦, ૧૧)

અનુક્રમે તે પુંજ નામનો રાજા થયો, તેને રૂપવાળી શ્રીમાતા (નામની) પુત્રી થઈ, પણ (વાંધો એટલો હતો કે) તે વાંદરાના મોંવાળી હતી. (૧૨)

વૈરાગ્યથી નિર્વિષયી (કામવિનાની થતાં) તેને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું અને પિતાને આગલા ભવમાં પહેલાં જ્યારે પોતે વાનરી હતી તે (સમયનું) સ્વરૂપ કહ્યું. (૧૩)

"અર્બુદ (પર્વત)માં ઝાડની ડાળીઓમાં ફરતી મને કોઇએ તળવામાં (તીર) મારી વીંધી નાખી, ઝાડની નીચેના કુંડમાં મારું ધડ પડી ગયું (તે) તમે વિચારો. (૧૪)

તે કામિત (ઇચ્છિત દેનારા) તીર્થના માહાત્મ્યથી મારું મનુષ્યનું શરીર થયું અને મસ્તક તેવી જ રીતે છે તેથી આજ પણ હું વાંદરાના મુખવાળી છું. (૧૫)

પુંજે પોતાના માણસો મોકલીને કુંડમાં તે (વાંદરીનું) મસ્તક નાખી દેવરાવ્યું; તેથી તે મનુષ્ય (સ્ત્રી) મુખવાળી થઇને અર્બુદગિરિમાં તપસ્યા કરવા લાગી. (૧૬)

એક વખત આકાશ માર્ગે જતા [૩]યોગીએ તેને જોઇને. (તેના) રૂપથી મોહિત થઇ, આકાશથી નીચે ઉતરી તેને પ્રેમ પૂર્વક કહ્યું— "હે શુભ લક્ષણવાળી! તું મને કેવી રીતે પરણી શકે?" (૧૭)

તેણે કહ્યું—"રાત્રિનો પ્રથમ પ્રહર વીતી ગયો છે તેથી અત્યારથી લઇને કુકડાનો શબ્દ થાય (સવાર થાય) તે પહેલાં જ કોઇ વિદ્યા વડે આ પર્વતમાં સુંદર એવી બાર પાજ તું (બાંધીશ) કરીશ તો તું મારો વર થઇશ" એથી તેણે (ઋષિએ) બે પ્રહરમાં તે પાજો નોકરો વડે બાંધી તે પહેલાં જ તેણે પોતાની શક્તિથી કુકડાનો શબ્દ કરાવ્યો તે કપટને જાણનાર (ઋષિ)ને વિવાહ માટે ના પાડવા છતાં તે રોકાયો નહિ. (૧૮, ૧૯, ૨૦)

નદી તીરે, બહેન સાથે વિવાહ કરવાની ઇચ્છા કરનારા તે (ઋષિ)ને તેણે (શ્રીમાતાએ) કહ્યું "પરણવા માટે (ઇચ્છા હોય તો) ત્રિશૂલ છોડીને મારી પાસે આવો." (૨૧)

---

૩– આ યોગી જેની મૂર્તિ શ્રીમાતા મંદિરની બહાર એક તૂટેલા મંદિરના ઘુંમટ નીચે પુરુષાકારે ઊભી છે તેના હાથમાં પાત્ર છે; જેને લોકો 'રસિલા વાલમ'ની મૂર્તિ તરીકે ઓળખે છે. (પુરાતન પ્રબંધ સંગ્રહમાંના શ્રીમાતાના પ્રબંધમાં પણ "**रसिक वालम**" એ પ્રકારનું નામ આ ઋષિનું છે.) રસિયો વાલમ તે ઋષિ વાલ્મિકી હોય એમ કેટલાકોનું અનુમાન છે.

તે પ્રકારે કરીને આવેલા તે ઋષિના પગમાં વિકૃત કૂતરાઓ મૂકી તેણે (શ્રીમાતાએ) શૂળથી આનંદિત થઇ તેનો તે જ શળ વડે વધ કર્યો.[૪] (૨૨)

આ પ્રકારે જન્મભર અખંડ શીલવાળી તેણે જન્મ સાર્થક કરી સ્વર્ગ મેળવ્યું. ત્યાં શ્રી પુંજે શિખર વિનાનું તેનું મંદિર બનાવ્યું. (૨૩)

છ છ માસને અંતે પર્વતની નીચેના ભાગમાં રહેલો અર્બુદ[૫] નામનો સર્પ ચાલે છે તેથી પર્વત કમ્પાયમાન થાય છે તે કારણથી બધાં મંદિરો શિખર વિનાનાં છે. (૨૪)

**લોકો આ પ્રમાણે કહે છે—**

પહેલાં આ હિમાલયથી ઉત્પન્ન થયેલ નંદિવર્ધન[૬] નામનો પહાડ હતો, સમય જતાં અર્બુદ નામના સર્પરાજના રહેઠાણથી તે અર્બુદ આ પ્રમાણે (નામવાળો) થયો. (૨૫)

---

૪– આની દંતકથા પ્રકારાન્તરે પણ લોકમાં પ્રચલિત છે. કહેવાય છે કે રસિયો વાલમ મંત્રવાદી પુરુષ હતો. તે આબુના રાજાની કન્યા શ્રીમાતા સાથે પરણવા ઇચ્છતો હતો; પરંતુ કન્યાના માતા પિતા તેમ કરવા ખુશી નહોતાં. છતાં છેવટમાં રાજાએ તેને કહ્યુઃ– સંધ્યા સમયથી શરૂ કરીને પ્રાતઃકાળમાં કુકડો બોલે ત્યાં સુધીમાં એક જ રાત્રે આબુ પહાડ ઉપર લોકોને ચડવા ઊતરવા માટે બાર પાજ–રસ્તા બાંધી આપે તો તને મારી પુત્રી પરણાવું. રસિયા વાલમે તે સ્વીકાર્યું, અને મંત્ર શકિતથી કામ શરૂ કર્યું. કન્યાની માતા તેની સાથે પોતાની પુત્રીને પરણાવવા ચાહતી નહોતી. તેણે જાણ્યું કે આ તો હમણાં જ બધું કામ પૂરું કરશે અને પુત્રીને પરણાવવી પડશે. એમ જાણીને તેણે પોતે સમય થયા પહેલાં જ કુકડાનો શબ્દ કર્યો. રસિયા વાલમે નિરાશ થઇને કામ અધૂરું છોડી દીધું; જે લગભગ પૂરું થવા આવ્યું હતું; પરંતુ તેને જ્યારે માલૂમ પડયું કે આ કપટ હતું ત્યારે તેણે શાપ આપ્યો જેથી માતા અને પુત્રી બંને પથ્થરનાં થઇ ગયાં. માતાની મૂર્તિ તોડી નાખી તેના પર પથ્થરનો ઢગલો કર્યો; જે અત્યારે પણ ત્યાં પડેલો છે. પુત્રીની મૂર્તિને લોકો શ્રીમાતા અથવા કુંવારી કન્યા કહે છે. પછી રસિયો વાલમ પણ વિષ ખાઇને ત્યાં જ મરી ગયો. તેની મૂર્તિના હાથમાં જે પાત્ર છે તેને લોકો વિષનું પાત્ર માને છે.

૫– અર્બુદ નામનો સર્પ છ છ મહિને પડખું ફેરવે છે તેથી આબુ ઉપર છ છ મહિને ધરતીકંપ થવાનું મનાય છે; આથી આબૂ પરનાં મંદિરોનાં બધાં શિખરો નીચાં છે તેથી તેને શિખર વિનાનાં કહ્યાં હશે. કેમકે ધરતીકંપ થતાં પડી જવાનો સંભવ રહે છે. જૈનોની માફક હિંદુમંદિરોનાં શિખરો પણ નીચાં છે.

૬– તપ કરતા વશિષ્ઠ મુનિની કામધેનુ ગાય ઉત્તંક ઋષિએ ખોદેલા ઊંડા ખાડામાં પડી ગઇ. ગાયને તે ખાડામાંથી નીકળવું મુશ્કેલ થઇ પડયું. પણ પોતે કામધેનુ હોવાથી પોતાના દૂધથી તેણે આખો ખાડો ભર્યો અને પછી પોતે તરીને બહાર નીકળી આવી; પરંતુ ફરીને આવું કષ્ટ ન પડે એટલા માટે વશિષ્ઠ ઋષિએ હિમાલયને પ્રાર્થના કરી; તેથી હિમાલયે પોતાના નંદિવર્ધન નામના પુત્રને ઋષિઓનું દુઃખ મટાડવાની આજ્ઞા કરી. વશિષ્ઠજી નંદિવર્ધનને અર્બુદસર્પ દ્વારા ત્યાં લાવ્યા અને તેને તે ખાડામાં સ્થાપી ખાડો પૂરો કર્યો અને અર્બુદ સર્પ પણ પહાડની નીચે ત્યાં જ રહેવા લાગ્યો. આનાં અર્બુદ અને નંદિવર્ધન નામ પડ્યાં તે માટે આ દંતકથા કહેવાય છે.

આ પર્વત ઉપર સંપત્તિશાળી બાર[7] ગામ ગોગ્ગલિક તપસ્વીઓ અને હજારો રાષ્ટ્રિકો વસે છે. (૨૬)

એવાં એકે વૃક્ષ, વેલડી, પુષ્પ, ફળ, કન્દ અને ખાણ નથી કે જે અહીં ન જોવામાં આવતાં હોય. (૨૭)

અહીં રાત્રે મોટી ઔષધિઓ દીવાની માફક ઝળહળે છે, સુગંધીવાળાં અને રસથી ભરપૂર એવાં બે પ્રકારનાં વનો પણ છે. (૨૮)

અહીં સ્વચ્છંદપણે ઉછળતી સુંદર ઊર્મિઓવાળી, તીરે રહેલાં ઝાડોનાં પુષ્પોથી યુક્ત, તૃષાતુર પ્રાણીઓને આનંદ આપનારી [8]મંદાકિની નામની નદી છે. (૨૯)

આ (પર્વત)નાં ઊંચાં હજારો શિખરો શોભે છે; જેમાં સૂર્યદેવના ઘોડાઓ પણ ક્ષણવાર સ્ખલના પામે છે. (૩૦)

અહીં ચંડાલી, વજ્રતૈલેભ, કન્દ વગેરે કંદની જાતિઓ તે તે કાર્યને સિદ્ધ કરનારી પગલે પગલે જોવાય છે. (૩૧)

આ (પર્વત)ના આશ્ચર્ય કરાવનારા [9]કુંડો [10]ધાતુઓની ખાણો અને અમૃત જેવાં પાણીવાળાં ઝરણાંઓથી યુક્ત સુંદર પ્રદેશો છે. (૩૨)

અહીં ઊંચેથી પક્ષીઓનો અવાજ થતાં કોકૂયિત કુંડથી પાણીનો પ્રવાહ, ખળખળ અવાજ કરતો, ઉત્પન્ન થાય છે. (૩૩)

---

૭–[1]શેર (આખી), [2]ઉતરજ, [3]જવાઇ, [4]ઓરિયા, [5]અચલગઢ, [6]દેલવાડા, [7]ગોવા, [8]સાલગામ, [9]તોરણા, [10]હુંઢાઈ, [11]હેટમજી (માસગાંવ), [12]આરણા– આ બાર ગામો સિરોહી સ્ટેટના અંગ્રેજી નકશામાં છે; પણ આખી અને માસગાંવ હોવા છતાં તેનાં નામ નથી, આ રીતે આબુ ઉપર ચૌદ ગામ છે.

૮– અચલેશ્વરના મંદિરની બાજુમાં મંદાકિની નામનો એક મોટો કુંડ છે. ચિતોડના કીર્તિસ્તંભની પ્રશસ્તિમાં મહારાણા કુંભાએ (સં. ૧૫૦૬. આ કુંભાએ સીરોહીના મહારાવ પાસેથી ઝૂંટવી લઈ આબુ પર સત્તા જમાવી હતી. જુઓ શ્રી. અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ લેખાંક ૨૪૪–૨૪૫) આબુ ઉપર કુંભસ્વામીનું મંદિર અને તેની પાસે આ મંદાકિની કુંડ બનાવરાવ્યાનું લખ્યું છે. તેથી સંભવ છે કે–મહારાણા કુંભાએ આ કુંડનો જીર્ણોદ્ધાર કરાવ્યો હોય (સીરોહી રાજ્યકા ઇતિહાસ પૃ૦ ૭૪). આ કુંડની લંબાઇ ૯૦૦ ફીટ અને પહોળાઇ ૨૪૦ ફીટ લગભગની છે. આવો વિશાળ કુંડ અન્યત્ર ભાગ્યે જ કોઈના જોવામાં આવ્યો હશે. આ કુંડને મંદાકિની અર્થાત્ ગંગા નદી પણ કહે છે.

૯–શ્રાવણ–ભાદરવો, મંદાકિની, રેવતી કુંડ, (ટ્રેવર તાલ), સંત સરોવર, નખી તલાવ, રામકુંડ, મહાદેવ નાલા, ગૌમુખી ગંગા વગેરે પ્રાચીન કુંડો અને ઝરણાંઓ છે.

૧૦–ગ્રીક રાજા સેલ્યુકસનો એલચી મેગાસ્થીનીસ (ઈ. સ. પૂર્વ ૩૨૦) મગધ દેશના મૌર્યવંશી રાજા ચંદ્રગુપ્તના સમયમાં આવ્યો હતો. તેણે હિંદુસ્તાન વિષે ઘણી હકીકતોમાં જણાવ્યું છે કે આબુની પાસે સોના–રૂપાની ખાણો હતી. (જુઓ મુંબઇ ગેઝેટીયર વો ૧, ભાગ ૧. પાનું ૫૩૪)

અહીં **શ્રીમાતા**, [૧૧]**અચલેશ્વર**, [૧૨]**વસિષ્ઠાશ્રમ** અને **મંદાકિની** વગેરે લૌકિક તીર્થો પણ છે. (૩૪)

આ મોટા પર્વતના અગ્રેસરો [૧૩]**પરમાર** રાજાઓ હતા, અને લક્ષ્મીના ભંડાર સમાન

---

૧૧–અચલગઢની તલેટીમાં અચલેશ્વર મહાદેવનું મોટું પણ પ્રાચીન મંદિર છે. આમાં શિવલિંગ નથી પણ મૂળ ગભાળામાં વચ્ચે શિવજીના પગનો અંગૂઠો છે; જેની પૂજા કરવામાં આવે છે. હિંદુ લોકો અચલેશ્વર મહાદેવને આબૂના અધિષ્ઠાયક દેવ તરીકે માને છે અને ચૌહાણ રાજાઓના પણ અચલેશ્વર મહાદેવ કુળદેવ મનાતા. જો કે હિંદુ ધર્મની માન્યતા પ્રમાણે આ મંદિર બહુ પ્રાચીન છે, પણ ઘણીવાર તેનો જીર્ણોદ્ધાર થયાનું જણાય છે. ચંદ્રાવતીના ચૌહાણ મહારાવ લુંભાએ વિ. સં. ૧૩૭૭ માં અથવા તેની આસપાસમાં આ અચલેશ્વર મહાદેવના મંદિરના મંડપનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આબૂ પરનું હેઠુંજી ગામ અચલેશ્વરના મંદિરને અર્પણ કર્યું હતું. મહામાત્ય વસ્તુપાલ–તેજપાલ સંબંધી વિ. સં. ૧૨૯૫ પહેલાંનો એક શિલાલેખ આ મંદિરમાં લાગેલો હોવાથી આ મંદિરમાં તેમણે કોઇ ભાગનો જીર્ણોદ્ધાર કરાવ્યો હોય એમ માનવાને કારણ મળે છે. મેવાડના મહારાવલ સમરસિંહના વિ. સં. ૧૩૪૩ ના એક લેખમાં આ મંદિર ઉપર સોનાનો ધ્વજાદંડ ચડાવ્યાનો ઉલ્લેખ છે. વિ. સં. ૧૪૬૮ ના એક લેખમાં રાણા લાખા, ઠાકોર માંડણ તથા કુંવર ભાદાએ એક લોઢાનું ત્રિશૂલ ધાણેરાવમાં બનાવીને અચલેશ્વર મહાદેવને અર્પણ કર્યાની હકીકત છે. આટલું મોટું ત્રિશૂલ અન્યત્ર ભાગ્યે જ જોવામાં આવે છે. આ અચલેશ્વરનું મંદિર મૂળ જૈન મંદિર હોવાનું અનુમાન દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, 'ગુજરાત' માસિકના પુસ્તક બારમાના બીજા અંકમાં પ્રગટ થયેલ 'આબૂ–અર્બુદગિરિ' નામના લેખથી જણાવે છે.

૧૨–દેલવાડાથી ૫ અને આબુ કેંપથી ૪ માઇલ દૂર વશિષ્ઠાશ્રમ છે. વચ્ચે હનુમાન મંદિરથી નીચે સાતસો પગથિયાં ઊતરી ગૌમુખ–ગૌમુખી ગંગા આવે છે. એથી થોડુંક નીચે ઊતરતાં શ્રી. વશિષ્ઠાશ્રમ આવે છે. અહીં વશિષ્ઠ ઋષિના મંદિરમાં વચ્ચે વશિષ્ઠજીની મૂર્તિ છે, તેની એક તરફ રામચંદ્રજીની અને બીજી તરફ લક્ષ્મણજીની મૂર્તિ છે. તેમજ વશિષ્ઠજીની પત્ની અરુંધતીની અને કપિલ મુનિની પણ મૂર્તિ છે. આ મંદિરની સામે પિત્તલની એક ઊભી મૂર્તિ છે, તેને કોઇ ઇંદ્રની અને કોઇ આબુના રાજા પરમાર ધારાવર્ષની હોવાનું બતાવે છે. આ મંદિરમાં વશિષ્ઠનો પ્રસિદ્ધ અગ્નિકુંડ છે. આ મંદિર, ચંદ્રાવતીના ચૌહણ મહારાવ લુભાજીના પુત્ર મહારાવ તેજસિંહના પુત્ર મહારાવ કાન્હડદેવના સમયમાં (વિ. સં. ૧૩૯૪ની આસપાસમાં) બન્યું છે. આ મંદિરને મહારાવ કાન્હડદેવે વીરવાડા નામનું ગામ ભેટ કર્યું હતું. મહારાવ કાન્હડદેવના પિતા તેજસિંહે ઝાઅટ્ટં, જયાતૂલી અને તેજલપુર (તેલપુર) આ ત્રણ ગામો અર્પણ કર્યાં હતાં અને મહારાવ કાન્હડદેવના પુત્ર મહારાવ સામંતસિંહે પણ હુંહુંબી, છાપુલી (સાપોલ) અને કિરણથલા–આ ત્રણ ગામો ભેટ કર્યાં હતાં.

૧૩–પરમાર વંશની ઉત્પત્તિ માટે આ પ્રમાણે અનેક પ્રકારની કથાઓ પ્રચલિત છે.

(૧) પદ્મગુપ્તના નવસાહસાંકચરિતના અગિયારમા સર્ગમાં તેની ઉત્પત્તિનું વર્ણન આ પ્રકારે છે.–" વિશ્વામિત્રે જે સમયે આબુ પહાડ પર વશિષ્ઠના આશ્રમથી ગાય ચોરાવી લીધી તે સમયે ક્રુદ્ધ થયેલા વશિષ્ઠે પોતાના મંત્રબળથી એક પુરુષ ઉત્પન્ન કર્યો. તેણે વશિષ્ઠના

ચંદ્રાવતીપુરી[૧૪] તેઓની રાજધાની હતી. (૩૫) (ચાલુ)

શત્રુઓનો નાશ કરી નાંખ્યો એનું નામ 'પરમાર' રાખ્યું. સંસ્કૃતમાં 'પર' શત્રુને અને 'માર' મારનારને માટે કહેવાય છે.

(૨) પરમાર વંશના લેખોમાં પણ આની ઉત્પત્તિ આ જ પ્રકારે હોવાની લખેલી છે. વિ. સ ૧૩૪૪ના પાટનારાયણના મંદિરથી મળેલા એક લેખમાં પણ જણાવ્યું છે કેઃ– "આબુ પર્વત ઉપર વસિષ્ઠે પોતાના મંત્રબળ દ્વારા અગ્નિકુંડથી એક વીરને ઉત્પન્ન કર્યો. જ્યારે તે શત્રુઓને મારીને વશિષ્ઠની ગાયને લઈ આવ્યો ત્યારે મુનિએ પ્રસન્ન થઈને તેની જાતિનું નામ 'પરમાર' અને તેનું નામ 'ધૌમરાજ રાખ્યું."

(૩) આબુ પરના અચલેશ્વર મંદિરમાંના એક લેખમાં પણ જણાવ્યું છે કેઃ–"યજ્ઞ કરતા વસિષ્ઠના અગ્નિકુંડથી એક પુરુષ ઉત્પન્ન થયો. તેને 'પર' અર્થાત્ શત્રુઓને 'માર' અર્થાત્ મારવામાં સમર્થ દેખીને ઋષિએ તેનું નામ 'પરમાર' રાખ્યું.

(૪) ઉપરોક્ત વશિષ્ઠ અને વિશ્વામિત્રની લડાઇનું વર્ણન વાલ્મિકી રામાયણમાં પણ છે; પણ તેમાં નંદિની ગાયથી પુરુષો ઉત્પન્ન થયાનું જણાવ્યું છે.

(૫) વિ. સં. ૧૦૭૦માં ધનપાલ કવિએ રચેલી તિલકમંજરીમાં પણ અગ્નિ કુંડથી જ પરમારની ઉત્પત્તિનું વર્ણન છે.

(૬) 'ઇતિહાસ–તિમિર–નાશક' ભા. ૧ નામના ગ્રંથના કર્ત્તા રાજા શિવપ્રસાદ જણાવે છે કેઃ—"જ્યારે ધાર્મિક વિધર્મીઓનો અત્યાચાર બહુ વધી ગયો ત્યારે બ્રાહ્મણોએ અર્બુદગિરિ પર યજ્ઞ કર્યો અને મંત્રબલથી અગ્નિકુંડમાંથી ક્ષત્રિયોના ચાર નવા વંશ ઉત્પન્ન કર્યાઃ પરમાર, સોલંકી, ચૌહાણ અને પડિહાર."

(૭) 'આઇને–અકબરી'ના કર્તા અબુલ ફજલે લખ્યું છે કેઃ–"નાસ્તિકોનો ઉપદ્રવ વધી ગયો ત્યારે આબૂ પહાડ પર બ્રાહ્મણોએ પોતાના અગ્નિકુંડથી પરમાર, સોલંકી, ચૌહાણ અને પડિહાર નામના ચાર વંશ ઉત્પન્ન કર્યા."

૧૪–ચંદ્રવતી આબુરોડ (ખરાડી)થી દક્ષિણ દિશામાં ૪ માઇલ પર આવેલું છે. અત્યારે ત્યાં રબારી, રજપૂત, ખેડૂત વગેરેનાં ૪૦–૫૦ ખોરડાં ઊભાં છે. પ્રાકૃત ગ્રંથોમાં આ નગરીનું નામ ચડ્ડાવલ્લી, તથા ચડ્ડાઉલી, તીર્થમાળામાં ચડાઉલી તથા ચંદ્રાવઇ અને સંસ્કૃત ગ્રંથોમાં ચંદ્રાવતી વગેરે નામોનો ઉલ્લેખ જોવાય છે. આ ચંદ્રાવતી વગેરે 'અષ્ટાદશશતમંડલ'માં ગણાતાં. ગામની આસપાસ પડેલા ભગ્નાવશેષોના ઢગલે ઢગલા તે નગરીની પ્રાચીનતા અને આબુના પરમારોની રાજધાની હોવાથી તેની સમૃદ્ધિની શાખ પૂરે છે. ગૂજરાતના મહારાજાઓના મહામંત્રીઓ વિમલશાહ, વસ્તુપાલ અને તેજપાલના વખતમાં, આ નગરીની જાહોજલાલી પૂરજોશમાં હતી. વિ૦ સં૦ ૧૪૯૯ લગભગમાં રચાયેલી તીર્થમાળાના કર્તા

[ આ નોંધ આગલા ૨૦૨મા આખા પાનામાં પૂરી થાય છે. ]

[ ૨૦૧મા પૃષ્ઠમાંની ૧૪મા નંબરની નોંધનો બાકીનો ભાગ ]
કવિ મેધ તેની સમૃદ્ધિનું વર્ણન કરતાં કહે છે કેઃ-

"નગર ચડાઉલિના ગુણ ઘણા, ભવણ અઢારઇ સઈ જિન તણાં;
ચઉરાસી ચહુટે હિવ ફિરઉં, ઠામિ ઠામિ દીસઈં ભૂંહરીઉં.
મૂલનાયક શ્રીનાભિમલ્હારિ, જિણુ દીઠઇ મનિ હર્ષ અપાર;
કરઈ પૂજ શ્રાવક મનિ હસી, નગર ચડાઉલિ લંકા જિસી.
મેહરચિત-તીર્થમાળા-કડી ૨૬-૨૭

વિ. સ. ૧૫૦૦ ની આસપાસના સમય સુધી ચંદ્રાવતી નગરીની જાહોજલાલી સારી હતી, અને શીલવિજયજી રચિત તીર્થમાળાથી જણાય છે કે-વિ. સં. ૧૭૪૬ પહેલાં તેનું ભંગાણુ શરૂ થઈ ગયું હશે.

સોમધર્મ ગણિની હકીકત પ્રમાણેઃ-૪૪૪ આર્હત પ્રાસાદો અને ૯૯૯ શૈવ મંદિરોવાળી ચંદ્રાવતીમાં આવીને ભીમરાજાએ મોકલેલો વિમલશાહ કોટવાલ ( મંત્રી ) રાજ્ય કરતો હતો. તેના અધિકારી પુરુષો ૮૪ હતા. અને ૧૨ પાદશાહોને જીતીને તેમનાં છત્રો લઈ લીધાં હતાં.

[ જિનહર્ષની હકીકત પ્રમાણે-વિમલશાહે સિંધુરાજાના દારૂણ યુદ્ધમાં તે રાજાને મોટી સહાય આપી હતી. પરમાર રાજા પણ તેના પરાભવની શંકાથી ગિરિદુર્ગમાં જઇને રહ્યા હતા. તેણે માલવાના રાજાની સાથેના સંગ્રામમાં ભીમરાજાના સેનાપતિપદને પામી વિજય મેળવ્યો હતો. ત્રણ દિવસમાં સ્થટ્ટ નામના રાજાને હરાવી બાંધી લીધો હતો. નદ્દૂલ નગરના રાજાએ તેને સુવર્ણનું સિંહાસન આપ્યું હતું; ને યોગીની(દીલ્હી)પતિએ તેને છત્ર આપ્યું હતું." આ હકીકત પ્રમાણે બાર પાદશાહોને જીત્યાની વિગત સાચી ઠરે છે. ]

મહામાત્ય તેજપાલની ધર્મપત્ની અનુપમાદેવી ચંદ્રાવતીના રહેવાસી પોરવાડ શ્રાવક ગાગાના પુત્ર ધરણિગની પુત્રી હતી.

કર્નલ ટૉડ સાહેબ જણાવે છે કેઃ-સં. ૧૮૮૧ માં સર ચાર્લ્સ કેલ્વિલ સાહેબ મિત્રો સહિત અહીં આવ્યા ત્યારે આરસપહાણનાં ૨૦ મંદિરો બચેલાં હતાં; એની સુંદરતાની પ્રસંશા તેમણે કરી હતી.

આમ સમૃદ્ધિશાલિની ચંદ્રાવતી જેમ પરમારોની રાજધાની હતી તેમ, સીરોહી નહોતું વસ્યું ત્યાં સુધી, દેવડા (ચૌહાણ) રાજાઓની પણ રાજધાની બની હતી. ત્યાર પછીથી જ તેની પડતી થવા માંડી. જો કે તે પહેલાં તેના ઉપર ઘણુંય આક્રમણો અવારનવાર થયાં હતાં. મુંજ અને ભોજના રાજકવિ ધનપાલે સં. ૧૦૨૯ માં રચેલી 'પાઇઅલચ્છિનામમાળા,' સં. ૧૦૭૦ માં રચેલી 'તિલક-મંજરી' કથા અને સં. ૧૦૯૧ પછીના સમયના 'સત્યપુરમંડન મહાવીરોત્સાહ' નામના ટૂંકા કાવ્યમાં ચંદ્રાવતીના ધ્વંસનું વર્ણન કર્યું છે. "તુરકોએ શ્રીમાલ દેશ, અણહિલવાડ, ચંદ્રાવલિ (ચંદ્રાવતી), સોરઠ, દેલવાડા અને સોમેશ્વર એ બધાં સ્થાનોનો નાશ કર્યો. એક માત્ર સાચોરના મહાવીર મંદિરને તેઓ ભાંગી ન શક્યા." આ ચઢાઇ સં. ૧૦૮૦-૮૧માં મહમ્મુદ ગીઝનીએ કરી હતી; તે પહેલાં ચંદ્રાવતી સમૃદ્ધ હશે જ. ચંદ્રાવતીની આસપાસનાં અત્યારનાં નાનાં મોટાં ગામો ચદ્રાવતીમાં સમાઇ જતાં હતાં

# 'ગ્રામ્યમાતા' અને 'ઇક્ષુરસપ્રબંધ'

**સ્વ. રાજકવિ કલાપીકૃત "ગ્રામ્યમાતા" કાવ્ય અને શ્રી મેરુતુંગાચાર્યકૃત 'પ્રબંધચિંતામણિ' ગ્રંથમાંના 'ઇક્ષુરસપ્રબંધ' અંગે એક વિચારણા**

માનવીની સારી કે ખોટી મનોભાવનાના પડઘા, 'દાનત એવી બરકત' એ ન્યાય પ્રમાણે પડ્યા વગર રહેતા નથી; અરે, પાર્થિવ–જડ વસ્તુ ઉપર પણ એ ભાવનાની અસર થયા વગર નથી રહેતી; આ વસ્તુ સ્વ. રાજકવિ કલાપીએ પોતાના 'ગ્રામ્યમાતા' નામક ટૂંકા કાવ્યમાં બતાવી છે. ઇસ્વીસન ૧૮૯૫માં રચાયેલ એ કાવ્યગત કથા આ પ્રમાણે છે—*

શિયાળાની એક સવાર, મંદ મંદ પવન વાઈ રહ્યો છે. વૃદ્ધ માતા, પિતા શેલડીના ખેતરમાં શગડી પાસે બેસી તાપી રહ્યાં છે. બાળકો આસપાસ રમી રહ્યાં છે. આ વખતે એક ઘોડેસ્વાર એ ખેતરમાં આવી પહોંચે છે અને પોતાની તૃષા છીપાવવા પાણીની માગણી કરે છે. ભલી ભોળી વૃદ્ધ માતાનું હૈયું દયાની લાગણીથી ઊભરાય છે અને તે પાણી આપવાના બદલે એ યુવાનને શેલડીની પાસે લઈ જાય છે અને શેલડીની એક કાતળીમાં જરાક છરી મારે છે એટલામાં આખો પ્યાલો રસથી છલોછલ ભરાઇ જાય છે અને એ પ્યાલો યુવાનને આપે છે. આ દૃશ્ય જોઇ એ યુવાન કંઇક વિચારમાં પડી જાય છે અને એ વિચારમાંને વિચારમાં વૃદ્ધ માતાએ આપેલ રસ પી જાય છે. અને બીજો એક પ્યાલો ભરીને

---

*આ કાવ્ય બહુ મોટું નહીં હોવાથી તેમજ આ સંબંધી વિચાર કરનારને ઉપયોગી થઇ પડે એ આશયથી અહીં આપવામાં આવે છેઃ—

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,  
ભૂરું છે નભ સ્વચ્છ સ્વચ્છ દિસતી એકે નથી વાદળી;  
ઠંડો હિમભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,  
જે ઉત્સાહ ભરી દિસે શુક ઉડી ગાતાં મીઠાં ગીતડાં ! (૧)

મધુર સમય તેવે ખેતરે શેલડીના, રમત કૃષિવલોનાં બાલ ન્હાનાં કરે છે;  
કમલવત ગણીને બાલના ગાલ રાતા, રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે ! (૨)

વૃદ્ધ માતા અને તાત, તાપે છે શગડી કરીઃ  
અહો ! કેવું સુખી જોડું, કર્ત્તાએ નિરમ્યું દિસે ! [૩]

ત્યાં ધૂલ દૂર નજરે ઉડતી પડે છે, ને અશ્વ ઉપર ચડી નર કોઇ આવે;  
ટોળે વળી મુખ વિકાસી ઉભાં રહીને, તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં ! [૪]

ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,  
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુવે છે;  
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને,  
જોતાં ગાતો શગડી પરનો દેવતા ફેરવે છે ! [૫]

રસ આપવાની વિનંતિ કરે છે. ઘરડી માતા એક પછી એક કાતળી ઉપર ઘા કર્યે જાય છે, પણ એકે કાતળી રસ નથી આપતી. માતા ગળગળી થઇ જાય છે. ક્ષણવાર પહેલાં રસનો ધોધ વહાવતી શેલડીને બીજી જ ક્ષણે આ શું થયું ? માતા મુંઝવણમાંને મુંઝવણમાં બોલી ઊઠે છેઃ "કાં તો ધરતીમાતાનું ધાવણ સૂકાઇ ગયું છે અને કાં તો આ દેશના રાજાની દયા મરી ગઇ લાગે છે, એમ ન હોય તો આવું ન બને." વૃદ્ધાના આ શબ્દોથી યુવાન ચમકી ઊઠે છે અને પશ્ચાત્તાપ કરતો હોય એમ કહે છેઃ "માડી, એ પાપ મારું છે, હું જ આ દેશનો રાજા છું. શેલડીમાંથી રસનો ધોધ વહેતો જોઈ મારી દાનત બગડી હતી. મને થયું કે આવા સુખી માનવીઓ પાસેથી વધારે કર કાં ન લેવો ? પણ મા, હવે એ મારી પાપવાસના ઓસરી ગઇ છે. હવે તમે ફરી કાતળી કાપો, જરૂર રસથી પ્યાલું છલકાઇ જશે." અને વૃદ્ધ માતાએ ફરી કાતળીમાં છરી લગાવી કે પ્યાલું રસથી ઉભરાઇ ગયું.

કલાપીએ તા. ૧૯-૮-૯૪ના રોજ પોતાના એક સ્નેહીને લખેલ પત્રમાંના ઉલ્લેખ પ્રમાણે મહાકવિ વર્ડ્સવર્થની "Goody Blake and Harry Gill" (ગુડી બ્લેક એન્ડ હેરી

---

ત્યાં તો આવી પહોંચ્યો એ, અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઉઠી ત્યારે, "આવો, બાપુ !" કહી ઉભો. [૬]

"લાગી છે મુજને તૃષા જલ ભરી દે તું મને" બોલીને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુવે;
"મીઠો છે રસ ભાઈ ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઇ જ્યાં છે ઉભી શેલડી ! [૭]

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા, છુરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા, ને કૈં વિચાર કરતો નર તે ગયો પી. (૮)

"બીજું પ્યાલું ભરી દેને, હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને, માતાના કરમાં ધર્યું. (૯)

કાપી કાપી ફરી ફરી અરે ! કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસતણું કેમ હાવાં પડે ના ??
"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે ?" આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છુરી ભોંકતી શેલડીમાં. (૧૦)

**"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;**
**"નહિ તો ના બને આવું," બોલી માતા ફરી રડી. (૧૧)**

**એવું યુવાન સુણતાં ચમકી ગયો ને, માતાતણે પગ પડી ઉઠીને કહે છે;**
**"એ હું જ છું નૃપ, મને કર માફ બાઇ, એ હુંજ છું નૃપ, મને કર માફ દેશિ ! (૧૨)**

"પીતો'તો રસ મિષ્ઠ હું પ્રભુ અરે ! ત્યારે જ ધાર્યું હતું–
"આ લોકો સહુ દ્રવ્યવાન નક્કી છે એવી ધરા છે અહીં;
"છે ત્હોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારું હવે,
"શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિં ? [૧૩]

જીલ) કૃતિ બહુ રસમય લાગ્યાનું લખ્યું છે. આ કૃતિમાં વર્ણવેલી કથા આ પ્રમાણે છે.×

ગુડી બ્લેક નામની એક ડોશી હેરી જીલ નામના પુરુષની પડોશમાં રહેતી હતી. ડોશી દરિદ્ર હતી અને હેરી સારી સ્થિતિમાં હતો. ઠંડીના દિવસોમાં કોઇ કોઇ વખત તાપણા માટે ગુડી બ્લેક હેરી જીલની વાડમાંથી લાંકડાં ઉપાડી જતી. એક વખત જીલ આ જોઇ ગયો એટલે તેણે એ ઘરડી દરિદ્ર ડોશીને ધમકાવી. આથી એ ગરીબ ડોશીની આંતરડી કકળી ઊઠી અને એ હૃદયવ્યથામાં તે હેરીને શાપ દઇ બેઠી: "હે પ્રભુ તું બધું સાંભળે છે, આ માણસને કદી ગરમી ન મળશો!" અને જાણે એનો શાપ સાચો પડ્યો હોય તેમ ખરેખર જીલ થંડો થઇ ગયો. ગમે તેટલા ગરમીના ઉપચાર કરે, ગમે તેટલા કોટ પહેરે પણ એની ટાઢ ઊડે જ નહીં.

ગ્રામ્યમાતામાં જે ભાવનાનો વણાટ ભરેલો છે લગભગ એવી જ અથવા તો કંઇક એના કરતાં વધુ ઉદ્રેકભરી ભાવના આ કથામાં વણાયેલી દેખાય છે. કલાપીએ વર્ડ્સવર્થની એ કૃતિ પોતાને પસંદ પડ્યાનું ૧૯–૮–૧૮૯૪ના પત્રમાં લખ્યું છે અને 'ગ્રામ્યમાતા'નું કાવ્ય તેમણે ૧૪–૧૦–૧૮૯૫ના દિવસે રચ્યું છે. એટલે સંભવ છે કે 'ગ્રામ્યમાતા'માં ઊભરાતી ભાવનાનો અંકુર તેમને વર્ડ્સવર્થની ઉક્ત કૃતિમાંથી લાધ્યો હોય અને જતે દહાડે એ અંકુર વિકસિત થઇને 'ગ્રામ્યમાતા' રૂપે અવતાર પામ્યો હોય!

પણ એ ભાવનાના આત્માની આસપાસ જે કલેવર મઢવામાં આવ્યું છે એ–શેલડીને સદ્‌ભાવ દુર્ભાવની છાયાના પ્રતીકરૂપે સ્વીકારવાનું–કલાપીને ક્યાંથી સૂઝ્યું એનો નિર્ણય કરવાનુ આપણી પાસે કશું સાધન નથી.

આમ છતાં આ પ્રસંગે લગભગ 'ગ્રામ્યમાતા' જેવાં જ આત્મા અને કલેવરને ધારણ કરતી અને આજથી લગભગ છસોથીય વધુ વર્ષ પહેલાં રચાયેલી સંસ્કૃત ભાષાની એક કૃતિનો વિચાર કરવો સુયોગ્ય થઈ પડશે. આ કૃતિ તે વિક્રમ સંવત ૧૩૬૧માં જૈન મુનિપુંગવ શ્રી મેરુતુંગાચાર્યવિરચિત 'પ્રબંધચિન્તામણિ' ગ્રંથમાંનો 'ઇક્ષુરસપ્રબંધ'. આ 'ઇક્ષુરસપ્રબંધ' શ્રી સિંઘી જૈન ગ્રંથમાળાના પ્રથમ ગ્રંથ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવેલ 'પ્રબંધચિન્તામણિ' ગ્રંથના ૪૮ મા પાને છપાયેલ છે. 'પ્રબંધચિંતામણિ'માં રાજા ભોજને લગતા જે પ્રબંધો આપવામાં આવ્યા છે તેમાં જ આ 'ઇક્ષુરસપ્રબંધ' આપેલ છે, જાણે કે એ રાજા ભોજના જીવનનો એક પ્રસંગ ન હોય! એ 'ઇક્ષુરસપ્રબંધ'ગત કથા આ રીતે છે–

રાતનો વખત હતો. રાજા નગરચર્યા જોવા ફરવા નીકળ્યો હતો. તેની સાથે તેના એક મિત્ર સિવાય બીજું કોઇ ન હતું. ફરતાં ફરતાં રાજાને તરસ લાગી. રાજાએ વિચાર્યું: આવા રાતના વખતે પાણી માટે કોને ત્યાં જવું? એટલે વિચાર કરીને તેણે એક વેશ્યાના

---

"રસે હવે દે ભરી પાત્ર બાઇ! પ્રભુ કૃપાએ નકી એ ભરાશે;
"સુખી રહે બાઇ! સુખી રહો સૌ, "તમારી તો આશિષ માત્ર માગું!" [૧૪]
પ્યાલું ઉપાડી ઊભી શેલડી પાસ માતા, છુરી વતી જરી જ કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા, બ્હોળો વહે રસ, અહો! છલકાતી પ્યાલું! [૧૫]

× આ હકીકત શ્રી નવલરામ ત્રિવેદી સંપાદિત 'ગ્રામમાતા અને બીજાં કાવ્યો' પુસ્તકમાંથી સાભાર

ઘરમાં પ્રવેશ કર્યો અને પોતાના મિત્રની મારફત પાણીની માગણી કરી. વેશ્યાની દાસી ઉમળકાભેર પાણીના બદલે શેલડીનો રસ લાવવા ગઇ. પણ તેને પાછા ફરતાં વાર થઇ અને જ્યારે તે રસનો લોટો ભરીને પાછી ફરી ત્યારે તેનું મુખ ઉદાસ થઇ ગયું હતું. રાજાના મિત્રે આ ઉદાસીનતાનું કારણ પૂછ્યું એટલે દાસી બોલી : "પહેલાં તો શેલડીને જરાક ઘા કરીએ કે એક જ સાંઠામાંથી ક્ષણભરમાં રસનો ઘડો ભરાઇ જતો હતો. હવે અહીંના રાજાનું હૈયું રૈયતવિરોધી થયું લાગે છે કે આજે માંડમાંડ એક વાટકા જેટલો જ રસ નીકળ્યો. આ વિચારથી મારું મન ઉદાસ થઇ ગયું છે." દાસીનાં આ વચનો રાજાના કાને અથડાયાં. તે પોતાનું અંતર શોધાવા લાગ્યો. તેને જાણે દાસીનાં વેણ સાચાં હોય એમ લાગ્યું. તેણે જોયું કે–"આજે શિવમંદિરમાં એક વ્યાપારીએ મોટું નાટક કરાવ્યું તે વખતે તેને લૂંટી લેવાની પ્રજાવિરોધી ભાવના મારા હૃદયમાં ઉત્પન્ન થઇ હતી. સાચે જ મારા જ પાપે આ શેલડી સૂકઇ ગઇ." આ પછી રાજા પોતાને મહેલે જઇ સૂઇ ગયો. ફરી વખત પોતાના હૈયામાં પ્રજાવાત્સલ્યની ભાવના ભાવતો એ રાજા એ જ વેશ્યાના ઘરે ગયો ત્યારે દાસી બોલી : 'આજે જરૂર આ દેશનો રાજા પ્રજાવાત્સલ્યવાળો થયો લાગે છે, આજે શેલડીમાંથી ખૂબ રસ નીકળ્યો છે.' આ સાંભળી રાજા સન્તુષ્ટ થયો.*

'ઇક્ષુરસપ્રબંધ' અને 'ગ્રામ્યમાતા'ના આત્મા અને કલેવરમાં કેટલું બધું સામ્ય! પહેલી તકે જોનારને પણ એમ જ માનવાનું મન થઇ જાય કે—જાણે એક જ આત્માએ જુદા કલેવરરૂપે ફરી અવતાર ધારણ કર્યો હોય! અને સૌથી વધુ ખૂબીની હકીકત તો એ છે કે રાજકવિ કલાપીએ પોતાની આ કૃતિનું પહેલું નામ 'શેલડી' રાખ્યું હતું: 'ગ્રામ્યમાતા' તો એમણે પાછળથી બદલેલું નામ છે. આમ નામ, કલેવર અને આત્મા ત્રણેનું એકસરખાપણું જોયા પછી સહજ રીતે પહેલાના આધારે બીજાની ઘટના થવાનું માનવા મન નથી લલચાઇ જતું ?

આમ છતાં એ લાલચ રોકવી પડે છે. રાજકવિ કલાપીએ 'ઇક્ષુરસપ્રબંધ' જોયા પછી 'શેલડી–ગ્રામ્યમાતા'ની રચના કરી હતી એવું માનવાનો પુરાવો ન મળે ત્યાંસુધી 'ગ્રામ્યમાતા'ને 'ઇક્ષુરસપ્રબંધ'ના અવતાર રૂપે સ્વીકારવું એ દુઃસાહસ જ ગણાય !

---

*આ 'ઇક્ષુરસપ્રબંધ' મૂળ સંસ્કૃતમાં આ પ્રમાણે છે—

**अथान्यदा मित्रमात्रसहायो नृपतिर्निशि परिभ्रमन् पिपासाकुलतया पणरमणीगृहं गत्वा मित्रमुखेन जलं याचितवान्। ततोऽतुच्छवात्सल्याच्छम्भल्या दास्या कालविलम्बेनेक्षुरसपूर्णः करकः सखेदमुपानीयत। मित्रेण खेदकारणे पृष्टे—'एकस्यामिक्षुलतायां शूलेन भिद्यमानायां पुरा रससम्पूर्णः सवाहटिको घट आसित्; साम्प्रतं तु प्रजासु विरुद्धमानसे नृपे चिरकालेन केवला वाहटिकैव भृतेति खेदकारणम्। नृपस्तत्खेदकारणमाकर्ण्य केनापि वणिजा शिवायतने महति नाटके कार्यमाणे तल्लुण्ठनचित्तमात्मानं विमृश्य तद्वचस्तथ्यमेवेति मेने। ततो व्यावृत्य स्वस्थानमासाद्य निद्रां सिषेवे। अपरेद्युः प्रजासु सञ्जातकृपो नृप पण्याङ्गनागृहं गतः। तदा च तयाऽद्य प्रजासु वत्सलो नृपतिः प्रचुरेक्षुरससङ्केतादिति व्याहरन्त्या राजा तोषित।**

આ વિષયનો રસ ધરાવતા વિદ્વાનો આ સંબંધી વધુ વિચાર કરે અને એ વિચારના અંતે કંઈ જાણવા જેવું જણાય તો જાહેર કરે એટલી આશા અસ્થાને નહીં ગણાય. અસ્તુ !

પ્રસ્તુત લેખ સાથે ખાસ સંબંધ નહીં હોવા છતાં, પ્રસ્તુત લેખમાં ઉલ્લિખિત કૃતિઓમાં જેવી ભાવના ભરી છે એવી જ ભાવનાથી સભર એવી એકાદ–બે વાતો લખવાની ઇચ્છા નથી રોકી શકાતી, અને તે એ આશા સાથે કે એ વાતો થોડે ઘણે અંશે પણ આ લેખ માટે શોભારૂપ જ થશે :

પહેલી વાત તો આપણામાં બહુ પ્રસિદ્ધ એવી, એક ડોસી અને સાંઢણી–સ્વારની વાત છે.

ઉનાળાનો વખત હતો. બળબળતું મધ્યાહ્ન થયું હતું. ધરતી ધોમ ધખતી હતી એક ડોસી અને તેની જુવાન દીકરી બીજે ગામ જતાં હતાં. માથે સામાનનું પોટલું અને માથું ફાટી જાય એવો તાપ! માનું હૈયું દીકરીની દયાથી દ્રવતું હતું. એટલામાં એક સાંઢણીસ્વાર ત્યાંથી નીકળ્યો. તેને થોભાવીને ડોસી બોલી: "ભાઇ! મારા ઉપર થોડી દયા ન કરો ? મારી આ દીકરીને તમારી સાંઢણી ઉપર બેસારી પેલા ગામ સુધી તમારી સાથે ન લેતા જાવ ?" પણ સાંઢણીસ્વારે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને તે ચાલતો થયો. થોડે દૂર ગયા પછી એ સ્વારને વિચાર થયો: "અરે, હું કેવો મૂર્ખો કે આવો મોકો હાથથી ગુમાવ્યો ! ડોસીની દીકરીને બેસાડી લીધી હોત તો એ જુવાન સ્ત્રી અને તેની સાથેનો સામાન એ બધું ય લઇને હું ચાલતો થઇ જાત અને ડોસી હાથ ઘસતી રહેત ! ખેર, હજુ ક્યાં વહ્યું ગયું છે! થોડી વાર થોભું એટલે ડોસી આવી પહોંચશે." અને એ સ્વાર થોડી વાર થોભી ગયો. થોડી વારમાં ડોસી આવી પહોંચી. ડોસીને આવેલી જોઇને સ્વાર પશ્ચાત્તાપ કરતો હોય એમ બોલી ઉઠ્યો: "માડી, મારી ભૂલ થઇ! એમાં મને શું બળ પડવાનું હતું! લાવો, તમારી દીકરીને બેસારી લઉં." અને એક ક્ષણ પણ વિચારવા થોભ્યા વિના ડોસીએ જવાબ આપ્યો: "ના ભાઇ, જે તને કહી ગયા તે મને ય કહી ગયા છે. ભાઇ, હવે મારે મારી દીકરીને સાંઢણી ઉપર નથી બેસારવી." બિચારો સ્વાર વીલે મ્હોંએ ચાલતો થયો.

ભલી ડોસી, તને એ વાત કોણ કહી ગયું !

આવી જ એક વાર્તા આ યુગના મહાન ફિલસૂફ રશિયન મહાત્મા ટૉલ્સ્ટૉયે લખી છે. એ વાર્તા સંક્ષેપમાં આ પ્રમાણે છે.[૧]

એક દિવસ કેટલાંક બાળકો કોતરમાં રમતાં હતાં ત્યારે તેમને અનાજના દાણાના આકારની અને લીંબુ[૨] જેવડા કદની એક ચીજ જડી. પાસેથી એક મુસાફર પસાર થતો હતો તેણે એક પૈસો આપીને એ નવતર લાગતી ચીજ ખરીદી અને શહેરમાં જઇને રાજાજીની પાસે રજુ કરી.

---

૧ મહાત્મા ટૉલ્સ્ટૉયનું સાહિત્ય મૂળે રશિયન ભાષામાં છે. પ્રસ્તુત વાર્તાનો સંક્ષેપ 'Twenty–Three Tales By Leo Tolstoy' (ટૉલ્સ્ટૉયની ત્રેવીસ વાર્તાઓ) નામક અંગ્રેજી પુસ્તક ઉપરથી લખ્યો છે. આ કથા ઇ. સ. ૧૮૮૬માં લખાઈ છે.

૨ મહાત્મા ટૉલ્સ્ટૉયે આ કથાનું મથાળું 'મરઘીના ઇંડા જેવડો અનાજનો દાણો' એ મતલબનું રાખ્યું છે એટલે આ સ્થળે મૂળમાં 'લીંબુ'ના સ્થાને 'મરઘીનું ઇંડું' લખેલ છે, પણ આપણા વાતાવરણને મળતું લાગે એ દૃષ્ટિએ અહીં 'લીંબુ' મૂક્યું છે.

આવી અજાયબ ચીજ શું હશે? એ જાણવા રાજાએ પોતાના પંડિતોને બોલાવ્યા. પંડિતોએ ખૂબ ખૂબ વિચાર કર્યો પણ તેઓ એ ચીજને ન ઓળખી શક્યા. છેવટે એક દિવસ એક મરઘી એ ચીજ પાસે જઇ ચડી અને પોતાની ચાંચ મારીને તેણે કાણું પાડી નાખ્યું. આ જોઇને પંડિતોએ નિર્ણય કર્યો કે એ અજાયબ ચીજ એક અનાજનો દાણો છે. તેમણે રાજા પાસે જઇને એ વાતની ખબર આપી. પણ આથી તો રાજાજીની જિજ્ઞાસા શાંત થવાના બદલે વધુ તીવ્ર બની. તેમને થયું: આવડો મોટો લીંબુ જેવડો તે અનાજનો દાણો હોઇ શકે ખરો? કયા દેશમાં અને કયા વખતમાં આવડું મોટું અનાજ પાકતું હશે? પંડિતો વધુ મુંઝવણમાં પડયા, તેમની અક્કલ કામ કરતી ન હતી!

આથી રાજાએ પોતાના સિપાહીઓને આજ્ઞા કરી કે આપણા રાજ્યમાં જે ઘરડામાં ઘરડો ખેડુત હોય તેને મારી પાસે રજુ કરો! આવો એક ઘરડો ખેડુત મળી આવતા તેને રાજાજી પાસે હાજર કરવામાં આવ્યો. બિચારો ડોસો! કમરથી વળી ગયો હતો. એના દાંત પડી ગયા હતા. તેના વાળ પુણીઓ જેવા થઇ ગયા હતા. અને એ ટેકાની મદદથી એ માંડમાંડ ડગલાં ઉપાડી શકતો હતો. તેની આંખો ય નિસ્તેજ બની ગઇ હતી.

રાજાજીએ ડોસાના હાથમાં અનાજનો દાણો આપીને પુછ્યું: "દાદા, આવડું મોટું અનાજ તમે ખેતરમાં કદી વાવ્યું અથવા બજારમાંથી ખરીદ્યું છે?" ડોસો મહા મુશ્કેલીથી સાંભળી શકતો હતો. તેણે છેવટે કહ્યું: "ના બાપજી, આવડો મોટો દાણો મેં ન તો કદી વાવ્યો છે કે ન કદી ખરીદ્યો છે. અમારા વખતમાં તો આજે મળે છે તેવડું જ અનાજ મળતુ હતું. પણ મારા પિતાશ્રી જે અત્યારે હયાત છે તે કદાચ આપને કંઇ વધુ ખુલાસો આપી શકે."

એટલે રાજાજીએ એ ડોસાના બાપને બોલાવી મંગાવ્યો. એ ડોસો એના દીકરા કરતાં કંઇક વધુ તંદુરસ્ત દેખાતો હતો. ચાલવામાં તેને એક જ ટેકાની જરૂર પડતી હતી. રાજાજીએ તેને પેલો અનાજનો દાણો બતાવીને પૂછ્યું: "દાદા! આવડું મોટું અનાજ ક્યા દેશમાં અને ક્યારે પેદા થતું હતું? તમે આવું અનાજ કદી વાવ્યું કે ખરીદ્યું છે?" ડોસાએ કહ્યું: "ના, મેં આવુ અનાજ કદી વાવ્યું નથી. અને આપ ખરીદવાની વાત કરતા હો તો—અમારા વખતમાં કશી ચીજ ખરીદાતી કે વેચાતી જ ન હતી. એ વખતમાં તો પૈસાની જ હસ્તી ન હતી. સૌ પોતપોતાનો પાક ખેતરમાં ઉત્પન્ન કરતા હતા અને જરૂર પડે ત્યારે એનાથી જ બદલો કરવામાં આવતો હતો. બાકી—અમારા વખતનું અનાજ અત્યારના અનાજ કરતાં વધુ મોટું અને વધારે કસવાળું હતું એ સાચું છે, છતાં આવડું મોટું તો નહીં જ! મારા પિતાશ્રી એમ કહેતા હતા કે તેમના વખતમાં અનાજનો દાણો અમારા દાણાં કરતાં વધુ મોટો ઉપજતો હતો. આપને યોગ્ય લાગે તો તેમને બોલાવીને આપ પૂછી શકો છો!"

રાજાજીએ એ ત્રીજા ડોસાને બોલાવી મંગાવ્યો. આ ડોસો પહેલાં બન્ને કરતાં વધુ તંદુરસ્ત જણાતો હતો. તેને ચાલવામાં ટેકાની જરૂર નહોતી પડતી. તેનાં કાન, દાંત અને આંખો સાબુત હતાં. રાજાજીએ તેને પેલો અનાજનો દાણો આપ્યો અને પૂછ્યું એટલે ડોસાએ જવાબ આપ્યો: "ઘણા દિવસે આવું સુંદર અનાજ હું ફરી જોઇ શક્યો છું." તેણે એ દાણાને ચાખી જોયો અને તે ફરી બોલવા લાગ્યો. 'બરાબર, આ એ જ અનાજ છે!"

રાજાજીની ઉત્સુકતા વધી ગઇ, ડોસો બોલતો હતો: "મારા વખતમાં આવું અનાજ દરેક ઠેકાણે ઊપજતું હતું, અમે આવું જ અનાજ ખાતા અને વાવતા હતા." રાજાજીએ પૂછ્યું: "પણ, આવું અનાજ તમે કયાંથી ખરીદ કરતા હતા?" ડોસો બોલી ઊઠયો: "ખરીદવું! રામ રામ રામ! અમારા વખતમાં તો અનાજ–રોટી વેચવી એ મોટામાં મોટું પાપ લેખાતું. પૈસાને તો અમે ઓળખતા જ ન હતા. સૌ સરખા હતા. કોઇ કોઇનું ઉપરી ન હતું. આ વિશાળ પૃથ્વીનો કોઇ એક માલિક ન હતો. મન માને ત્યાં હું ખેતી કરતો અને મારું ભાગ્ય રળતો!"

રાજાજીએ પૂછ્યું: "ભલા ડોસા! પણ તે કાળે પૃથ્વી આવું અનાજ શાથી ઉત્પન્ન કરતી હતી અને હવે નથી કરતી તેનું તેમજ તારા કરતાં તારો દીકરો વધુ નબળો છે અને એના કરતાં ય એનો દીકરો—જે તમારા ત્રણેયમાં સૌથી ઓછી ઉમરનો છે તે–વધુ નબળો છે તેનું શું કારણ?

અને ઘરડા ડોસાએ ટટાર થઇને જવાબ આપ્યો: "આનું કારણ એ છે કે–માણસ હવે દાનતનો ચોર અને હાડકાંનો હરામ થયો છે. માણસમાં પારકાનું પડાવી લેવાની વૃત્તિ જાગી છે અને મહેનત કરી રોટી રળવાની ભાવના ઓસરી ગઇ છે. માનવીની બદદાનતે પૃથ્વીના રસકસ શોષી લીધા છે અને હરામ હાડકાની ભાવનાએ માનવીનાં શરીરોના રસકસ ચૂસી લીધા છે. પ્રભુ, તે કાળે એમ નહોતું થતું; ત્યારે ધરતીમાતા આવું અનાજ આપતી હતી!"

ઉપરની બંધી વાતો કરતાં આમાં વધુ ઉદાર ભાવના ભરી છે એ સહજ સમજી શકાય એમ છે.

જે ભાવના આજથી ૬૦૦–૭૦૦ વર્ષ પહેલાં આર્યાવર્તના એક મહર્ષિએ આલેખી, તે જ ભાવના અત્યારે આર્યાવર્તમાં એક રાજકવિએ અને આર્યાવર્તથી હજારો માઇલના અંતરે એક મહાકવિ કે એક મહાતત્ત્વજ્ઞાનીએ આલેખી એ એ બતાવે છે કે માનવહૃદયની ભાવનાઓ દેશ કે કાળના અંતરને કદી પિછાનતી નથી. મેરુતુંગાચાર્ય જેવા સાધુપુંગવ, કલાપી જેવા રાજકવિ, વર્ડ્સવર્થ જેવા મહાકવિ અને ટૉલ્સ્ટૉય જેવા મહાફિલસુફને ડોલાવનાર તે ભાવના કેટલી પ્રબળ હશે? નથી લાગતું કે–એ ભાવનાને આલેખતી આ વાર્તાઓ ભલે કલેવરે વામન લાગતી હોય પણ તેમાં 'ગાગરમાં સાગર' જેવું સત્ત્વ રહેલું છે?

પણ એક વાત મનને મુંઝવે છે: એક રાજાની દાનત બગડે અને શેલડીનો રસ ઊડી જાય; માનવીની ભાવના બગડે અને ધરતીનો રસકસ ઓસરી જાય; એક ડોસી બોલીનાખે અને જીલ ઠંડો થઇ જાય–આવું તે શી રીતે બની શકે? પણ આનો ઉકેલ નરી બુદ્ધિ ન લાવી શકે. એને સમજવા માટે હૃદય શોધવું જોઇએ 'દિલભર દિલ' કે 'દાનત એવી બરકત' એ હૃદયનો વિષય છે. બુદ્ધિની ત્રિરાશી એને ન પહોંચી શકે!

—અને આપણા ઋષિમુનિઓ પણ ક્યાં નથી કહેતા ગયા—**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो:**। ડુબવું એ તો દરેકની પોતાની મરજીની વાત છે જ, પણ તરવારનો કિમિયો પણ કુદરતે દરેકના પોતાના હાથમાં જ મૂક્યો છે. આ કિમિયો તે નિર્મળ હૃદય!

**રતિલાલ દીપચંદ દેસાઇ**

# આપણી જ્ઞાનપરબો

લેખક—શ્રીયુત કેશરીચંદ હીરાચંદ ઝવેરી

'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક પત્રના વર્ષ ચોથાના અંક ૧૦-૧૧ (સંયુક્ત અંક) માં અને વર્ષ પાંચમાના અંક ૧ માં ઉપર લખેલ મથાળા હેઠળ કેટલાક ભંડારોનાં નામોનું સૂચિપત્ર રજુ કર્યું હતું જેમાં ઉપલબ્ધ સ્થાનો તરીકે ૧૩૭ જ્ઞાનભંડારોનાં નામો તથા લગભગ ૪૫ ગામોનાં નામોનો નિર્દેશ કરવામાં આવ્યો હતો.

બાદ સુરતના શ્રી જૈન સાહિત્ય ફંડ દ્વારા પ્રકાશિત થયેલ, સુરતને અંગે ત્રણ ઐતિહાસિક ગ્રંથો જ્ઞાનભંડારોને ભેટ આપવાની યોજનાના લાભથી નીચેના વધુ જ્ઞાન ભંડારોનાં નામો જાણવામાં આવ્યાં છે જે અત્રે રજૂ કરવામાં આવે છે.

| | |
|---|---|
| શ્રી જ્ઞાનભંડાર, | લુણાવાડ. |
| શ્રી શાંતિચંદ્ર સેવાસમાજ, | અમદાવાદ. |
| શ્રી જૈન પુસ્તકાલય, | પોસ્ટ બીલપાડ વાયા આંકલાવ. |
| શ્રી જૈન જ્ઞાનભંડાર, | અલીરાજપુર. |
| રાજેન્દ્ર જૈન બૃહત્ જ્ઞાનભંડાર. | આહોર., વાયા એરનપુરા. |
| જિનરાજ પુસ્તકભંડાર, | કોલ્હાપુર. |
| જ્ઞાનમંદિર, | ભોપાલ. |
| ,, | ગવાડા. |
| ,, | નોંધણવદર. |
| ધર્મભક્તિ જ્ઞાનમંદિર | સમી |
| જ્ઞાનમંદિર | બાલીઆસણ |
| શ્રી સાગર જૈન લાયબ્રેરી | મરોલી |
| શ્રી જૈન જ્ઞાનમંદિર | સરદારપુર |
| બુદ્ધિસાગરસૂરિ જ્ઞાનભંડાર | આજોલ |
| હર્ષસૂરિશાસ્ત્ર સંગ્રહ | પાટણ |
| જૈન વૃદ્ધિવિજયામૃત | અમરેલી |
| વડવા મિત્ર મંડલ પુસ્તકાલય | ભાવનગર |
| શ્રી જૈન લાયબ્રેરી | ખાખરેચી |
| શ્રી જૈન જ્ઞાનભંડાર | સાંગણપુર |
| ,, | વાશરી (કચ્છ) |
| ,, | ભચાઉ ,, |
| ,, | ભોરારા ,, |
| ,, | બીદડા ,, |
| શ્રી જૈન જ્ઞાનભંડાર, | મોરવાડા વાયા રાધનપુર |
| પદ્માવતી જૈન પુસ્તકાલય, | બાલમેર |
| જૈન યુવકસંઘ પુસ્તકાલય | મુંબઇ |
| શ્રી જૈન જ્ઞાનમંદિર | હળવદ |

ભેટ આપેલ સુરત સબંધી ત્રણ પુસ્તકોનાં નામ—

(૧) સૂર્યપુર અનેક જૈન પુસ્તક ભાંડાગાર દર્શિકા સૂચિ

(૨) સૂર્યપુરનો સુવર્ણયુગ યાને સુરતનો જૈન ઇતિહાસ

(૩) સૂર્યપુર રાસમાલા

આ ત્રણે પુસ્તકોનો સેટ, પોસ્ટેજ સ્ટેમ્પ ૦-૮-૦ મોકલવાથી નીચેના સ્થળેથી ભેટ મોકલવામાં આવે છે.

લખો:—શા. ભાઇચંદ છોટુભાઇ

ઓ. સેક્રેટરી:—શા. મગનભાઇ પ્રતાપચંદ જૈન લાયબ્રેરી

ગોપીપુરા—સુરત.

# નિહ્નવવાદ

લેખકઃ—મુનિરાજ શ્રી ધુરંધરવિજયજી

## બીજા નિહ્નવ તિષ્યગુપ્તાચાર્યઃ આત્મવાદઃ સ્યાદ્વાદી અને બૌદ્ધની ચર્ચા

( ગતાંકથી ચાલુ )

સ્યાદ્વાદીએ બૌદ્ધને આત્મા સિવાય અનેક વસ્તુઓ છે તે તથા આત્મા પણ કેવલ જ્ઞાનસ્વરૂપઃ છે, એમ નહિ પણ જેમ જ્ઞાન સ્વરૂપ છે તેમ સુખસ્વરૂપ, બળસ્વરૂપ, જ્ઞાનનો આશ્રય, બળનો આશ્રય, એમ અનેક ગુણો સ્વરૂપ અને અનેક ગુણોનો આશ્રય છે તે સિદ્ધ કરીને આત્માને વિવિધ પ્રકારનો સિદ્ધ કરી બતાવ્યો. આજે મળેલ સભામાં આત્મા અનિત્ય છે, એ સિદ્ધ કરવાને બૌદ્ધ ચર્ચાનો આરંભ કરે છે.

**બૌદ્ધ–સર્વ ક્ષણિક છે માટે આત્મા પણ ક્ષણિક છે**—જગતમાં વિજ્ઞાન એક જ પદાર્થ છે, એમ માનો કે વિજ્ઞાન સિવાય ઘટ પટ વગેરે અનેક પદાર્થો છે એમ માનો; આત્મા કેવળ વિજ્ઞાન સ્વરૂપ છે એમ કહો કે અનેક પ્રકારનો છે એમ કહો; પરંતુ જે કંઇ છે તે સર્વ ક્ષણિક છે એટલે કે—**यत् सत् तत् क्षणिकम्**=જે કાંઇ સત્ છે તે સર્વ ક્ષણિક—એક ક્ષણ જ રહેવાવાળું અને બીજે જ ક્ષણે નાશ પામનારું છે. માટે આત્મા પણ એક ક્ષણ રહેવાવાળો અને બીજે ક્ષણે નાશ પામનારો–અનિત્ય છે.

**સ્યાદ્વાદી–પ્રમાણ સિવાય કંઇ પણ માની શકાય નહિ**–કોઇ પણ વિચાર કે કોઇ પણ પદાર્થ પ્રમાણ સિવાય સિદ્ધ થતો નથી, કે માની શકાતો નથી. જગત્ યા આત્મા એક ક્ષણ રહેવાવાળા અને બીજે ક્ષણે નાશ પામનારા અનિત્ય છે એ પણ પ્રમાણ સિવાય માની શકાય નહિ. એમ માનવાને કોઇ પણ પ્રમાણ જણાતું નથી. એટલે આત્મા અનિત્ય–એક ક્ષણ પછી બીજે ક્ષણે નાશ પામે–છે એ પણ માની શકાતું નથી.

**બૌદ્ધ–સર્વ ક્ષણિક છે એ પ્રમાણ સિદ્ધ છે.** સર્વ પદાર્થ ક્ષણિક છે તે માનવાને કોઇ પણ પ્રમાણ નથી માટે ન માનવું એમ જે તમે જે કહો છો તો તે માટે નીચેનાં પ્રમાણ છે તે સાંભળોઃ—

ઘટ:પટ વગેરે પદાર્થો નાશને પામે છે, સદાકાળ રહેતા નથી, તે પ્રત્યક્ષ દેખાય છે. હવે જ્યારે ઘટપટ વગેરે પદાર્થો ઉત્પન્ન થાય ત્યારે તે નાશ થવાના સ્વભાવવાળા ઉત્પન્ન થયા છે કે સદાકાળ રહેવાના સ્વભાવવાળા ઉત્પન્ન થયા છે? જો સદાકાળ રહેવાના સ્વભાવવાળા ઉત્પન્ન થયા હોય તો તે કદી પણ નાશ પામવા ન જોઇએ. પ્રત્યક્ષ જણાય છે કે ઘટપટ વગેરે નાશને પામે છે. માટે સદાકાળ રહેવાના સ્વભાવવાળા નથી. હવે નાશ થવાના સ્વભાવવાળા ઉત્પન્ન થયા છે તો તેમાં તેઓ એક ક્ષણ રહીને બીજે ક્ષણે નાશ થવાના સ્વભાવવાળા છે કે કેટલોક કાળ રહીને પછી નાશ થવાના સ્વભાવવાળા છે? જો અમુક નિયત કાળ રહીને પછી જ નાશ થવાવાળા ઉત્પન્ન થયા હોય તો જે કાળ નિયત થયો છે તેટલા કાળ સુધી તે પદાર્થો અવશ્ય રહેવા જ જોઇએ, વચમાં તેના નાશને માટે પ્રયત્ન

કરવામાં આવે તો પણ તેનો નાશ ન થવો જોઈએ, પરંતુ તેમ બનતું નથી. ગમે તે પદાર્થ ગમે તે અનિયત સમયે નાશ થતો જોવામાં આવે છે. માટે અમુક પદાર્થ અમુક નિયત કાળ સુધી રહેવો જ જોઇએ એ સંભવતું નથી. એટલે જગત્‌માં રહેલા દરેક પદાર્થો એક ક્ષણ રહીને બીજે ક્ષણે નાશ થવાના સ્વભાવવાળા છે એ સિદ્ધ થાય છે. એથી સિદ્ધ થયું કે ઘટપટ વગેરે સર્વ પદાર્થો ક્ષણિક--એક ક્ષણ રહીને બીજે ક્ષણે નાશ પામનારા–છે, તે પ્રમાણ સિદ્ધ છે. જેવા ઘટપટ છે તેવો જ આત્મા છે માટે આત્મા પણ ક્ષણિક–એક ક્ષણ રહી બીજે ક્ષણે નાશ પામનારો–છે. એટલે **यत् सत् तत् क्षणिकम्** એ અબાધિત, પ્રમાણસિદ્ધ સિદ્ધાંત છે માટે માનવો જોઇએ.

**સ્યાદ્વાદિ–કારણ વિના કાર્ય બને નહિ માટે ક્ષણિક વાદ મિથ્યા** છે. જે પ્રમાણોથી સિદ્ધ કરવામાં આવે છે કે– સર્વ પદાર્થો ક્ષણિક છે. પરંતુ તે પ્રમાણોથી તે બરાબર સિદ્ધ થઇ શકતું નથી. કારણ કે ઘટ પટ વગેરે પદાર્થો નાશ પામે છે તે બરાબર છે. તેઓ નાશ સ્વભાવવાળા ઉત્પન્ન થયા છે તે પણ બરોબર છે. પરંતુ કોઈ પણ કાર્ય કારણ વિના બને જ નહિ "નાશ" એ પણ એક કાર્ય છે. જ્યારે નાશને અનુકુળ કારણો મળે ત્યારે જ નાશરૂપ કાર્ય થાય, પરંતુ જ્યાંસુધી તે કારણો ન મળે ત્યાંસુધી તે કાર્ય થાય નહિ એટલે ઘટપટ વગેરે પદાર્થો અમુક નિયત સમય સુધી રહેવાવાળા જ ઉત્પન્ન થયા છે કે એક ક્ષણ રહીને બીજે જ ક્ષણે નાશ થવાવાળા છે, એમ કંઇ નથી. પરંતુ જ્યાં સુધી તેને નાશ કરનાર હેતુઓ ન મળે ત્યાં સુધી તે રહેવાના સ્વભાવવાળા છે. અને નાશ થવાના હેતુઓ મળે એટલે નાશ પામવાવાળા છે. માટે ઘટપટ વગેરેને એક ક્ષણ પછી બીજે ક્ષણે નાશ પામનારા ક્ષણિક માની શકાય નહિ. વળી આત્મા તો ત્રિકાળ સ્થાયી નિત્ય છે. એટલે તેને તો સર્વથા ક્ષણિક માની શકાય જ નહિ માટે **यत् तत् सत् क्षणिकम्** એ નિયમ માનનીય નથી.

**બૌદ્ધ–દરેક પદાર્થોનો દરેક ક્ષણે નાશ કાળથી થાય** છે. કારણ સિવાય કાર્ય ન બને એ સત્ય છે. અમે જે કહીએ છીએ કે–દરેક પદાર્થો દરેક ક્ષણે નાશ પામે છે તે પણ કારણ સિવાય કહેતા નથી. નાશ થવાના અનેક હેતુઓ છે. તેમાં કાળ પણ નાશનું એક કારણ છે. જેમકે:-ઘટપટ વગેરે પદાર્થોનો નાશ મુશલ મારવાથી અગ્નિમાં બાળવાથી કે પ્રબળ ઉપઘાતથી જોવામાં આવે છે. પરંતુ ઉપરતું એક પણ નાશનું કારણ જેને પ્રાપ્ત ન થયું હોય તેનો પણ કેટલેક કાળે નાશ દેખાય છે. કોઇ પણ કારણ સિવાય પડ્યા પડ્યા જે વસ્તુનો નાશ થઇ જાય છે તે નાશ કારણ સિવાય થયો છે એમ માની શકાય જ નહિ. માટે તે નાશનું કોઇક કારણ અવશ્ય માનવું જ જોઇએ. તે કારણ કાળ જ માની શકાય, અન્ય કોઇ સંભવી શકે નહિ. જ્યારે નાશનાં અનેક કારણોમાં કાળ પણ નાશનું કારણ છે એ સિદ્ધ થયું એટલે દરેક પદાર્થો દરેક ક્ષણે નાશ પામે છે. તે કારણ સિવાય થયું ન કહેવાય. કારણકે–કાળ નામનો નાશક પદાર્થ દરેક ક્ષણે હોય જ છે. એટલે સિદ્ધ થાય છે કે–નાશ સ્વભાવવાળા ઘટ પટ વગેરે પદાર્થો ઉત્પન્ન થયા પછી કાળ નામના નાશક પદાર્થથી જ બીજે ક્ષણે નાશ પામે છે. એટલે તેઓ એક ક્ષણ રહેવાવાળા ક્ષણિક છે. આત્મા પણ ત્રિકાલસ્થાયી નિત્ય સંભવી શકતો નથી., જો તે ત્રિકાલસ્થાયી નિત્ય હોય તો દરેક વખતે એક

સરખો જ દેખાવો જોઇએ, પરંતુ તે પ્રમાણે જણાતું નથી, કોઈ વખત પશુરૂપે તો કોઈ વખત પક્ષી સ્વરૂપે, કોઇ વખત દેવરૂપે તો કોઇ વખત માણુસરૂપે એમ અનેક રૂપનો જોવામ આવે છે. એટલે તે પણ નાશ સ્વભાવવાળો એક ક્ષણ સ્થાયી બીજે ક્ષણે બીજારૂપને પામ વાવાળો અનિત્ય છે. એટલે **यत् सत् तत् क्षणिकम्** એ માનવું જોઇએ.

**સ્યાદ્વાદી-કાળને જો નાશક મનાય તો જગત સંભવે નહિ**—દરેક પદાર્થ દરેક ક્ષણે નાશને પામે છે. તે માટે કાળ નામના પદાર્થને કારણ માની કાર્યકારણભાવની વ્યવસ્થા કરવામાં આવે છે. પરંતુ તે વ્યવસ્થા સંભવી શકતી નથી, કારણ કે—દરેક કાળ દરેક પદાર્થનો નાશક માનવામાં આવે એટલે દરેક પદાર્થનો એક ક્ષણે નાશ થઈ જાય. જ્યારે દરેક પદાર્થો વિનાશને પામ્યા એટલે જગત્‌માં આ સર્વ જે દેખાય છે તે દેખાવું ન જોઇએ. કારેણ કે જે કંઇ હતું તે સર્વનો નાશ થઈ ગયો માટે દરેક કાળ દરેક પદાર્થનો નાશક માની શકાય નહીં. જ્યાં નાશ સ્વભાવવાળા પદાર્થને નાશ કરનાર બીજાં કોઈ કારણ સંભવતાં નથી ત્યાં જ કાળને વિશેષે નાશક મનાય છે. એટલે સર્વ ક્ષણિક છે એ કદી પણ સંભવી શકતું નથી.

**બૌદ્ધ-જેમ કાળ નાશક છે તેમ ઉત્પાદક પણ છે**—દરેક ક્ષણે દરેક પદાર્થનો કાળ નાશ કરે છે તે માનવાથી એક ક્ષણે બધા પદાર્થનો વિનાશ થઇ જશે ને તેથી દેખાતા જગત્‌ના સર્વ પદાર્થો મિથ્યા થઇ જશે, માટે કાળને નાશક માનવા નહીં એમ કહીને ક્ષણિકવાદનું ખંડન કરો છો તે ઠીક નથી. કારણકે-જેમ કાળ દરેક પદાર્થનો નાશ કરે છે તેમ તે પદાર્થને ઉત્પન્ન પણ કરે છે. એટલે જે ક્ષણમાં સર્વ પદાર્થોનો જે કાળે નાશ કર્યો તે જ ક્ષણમાં તેના સદૃશ બીજા પદાર્થો કાળે ઉત્પન્ન પણ કર્યાં છે. એટલે જે આ જગત્ દેખાય છે તેનો અસંભવ નહી થાય માટે સર્વ ક્ષણિક છે એમ માનવું જોઇએ.

**સ્યાદ્વાદી-કાળને નાશક મનાય તો અનવસ્થા**-જગત્‌ની વ્યવસ્થા સાચવવા માટે અને ક્ષણિકવાદ સિદ્ધ કરવા માટે કાળને નાશક અને ઉત્પાદક માનો એટલે કદાચ જગત્‌ની વ્યવસ્થા સંભવશે, પરંતુ તમારે જે સર્વ ક્ષણિક છે તેથી કાળ પણ આવી ગયો. તે કાળને જો બધાંને નાશ કરવાને અને ઉત્પન્ન કરવાને નિત્ય માનશો તો સર્વ ક્ષણિક છે એ સિદ્ધાન્તની હાનિ થશે અને કાળને પણ ક્ષણિક માનશો તો તેને નાશ કરનાર બીજો કાળ અને બીજા કાળને નાશ કરનાર ત્રીજો કાળ એમ કાળની અવસ્થા જ નહિ આવે માટે સર્વ પદાર્થો ક્ષણિક છે એ માની શકાય નહીં.

**બૌદ્ધ-કાળ સ્વયં ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે.** કાળ સર્વ પદાર્થોનો નાશ કરે છે. પરંતુ તે કાળને નાશ કરવાને બીજા કાળની જરૂર નથી. કાળનો એવો સ્વભાવ જ છે કે, તે એક ક્ષણ રહીને બીજે ક્ષણે નાશને પામે છે. અને બીજો કાળ ઉત્પન્ન થઈ જાય છે. એટલે કાળને નિત્ય માની ક્ષણિકવાદનો વ્યાઘાત નથી થતો. અથવા એક કાળનો નાશક બીજો કાળ અને તેનો નાશક ત્રીજો કાળ એમ અનવસ્થા પણ નથી થતી. વળી જો તમે એમ કહેશો કે કાળ સ્વયં નષ્ટ થાય છે અને સ્વયં ઉત્પન્ન થાય છે તો બીજા પદાર્થો પણ સ્વયં નષ્ટ અને સ્વયં ઉત્પન્ન કેમ નથી થતા તો તે પણ અમને ઇષ્ટ જ છે. દરેક પદાર્થોનો પણ એવો જ સ્વભાવ છે કે- એક ક્ષણ રહી તેના સદૃશ બીજો

પદાર્થ ઉત્પન્ન કરી તે બીજે જ ક્ષણે નાશ પામે છે. તે પ્રમાણે સર્વ પદાર્થો એક ક્ષણ રહેવાવાળા ક્ષણિક છે એ સર્વમાન્ય સુસિદ્ધ સિદ્ધાંત છે.

**સ્યાદ્વાદી–સર્વથા ક્ષણિકવાદ મિથ્યા છે ને કથંચિત્ ક્ષણિકવાદ સ્યાદ્વાદિનો જ સિદ્ધાંત** છે.—ઘટ પટ વગેરે પદાર્થો અમુક કાળ પછી નાશ પામે છે કે જે નાશ પછી આપણે તેને પૂર્વ સ્વરૂપમાં જોઇ શકતા નથી. માટે દરેક ક્ષણે થતો નાશ અને પછીથી થતો નાશ એ બેમાં શું તફાવત છે કે જેથી દરેક ક્ષણે થતા નાશ પછી પણ તે પદાર્થ પૂર્વ સ્વરૂપે દેખાય છે, અને પછીથી દેખાતો નથી. જો બંને નાશ એક સરખા જ હોય તો પ્રથમ ક્ષણ પછીના નાશ પછી પણ તે જ પદાર્થ તે સ્વરૂપમાં ન દેખાવો જોઇએ. એમ કહેશો કે જે છેલ્લો નાશ થાય છે તે અને ક્ષણે ક્ષણે થતા નાશમાં એટલો જ ફેર છે કે છેલ્લા નાશમાં તેના જેવા જ બીજા સ્વરૂપ ઉત્પન્ન કરવાની શક્તિનો નાશ થયો છે. અને ક્ષણે ક્ષણે થતા નાશમાં તે શક્તિનો નાશ થતો નથી તો તે પણ તમારે મતે ઘટી શકતું નથી, કારણકે–તમારે મતે સર્વ ક્ષણિક છે. એટલે શક્તિનો પણ દરેક ક્ષણે નાશ થયા જ કરે છે. પછી દરેક ક્ષણે થતો શક્તિનો નાશ અને છેવટની શક્તિનો નાશ એ બેમાં શું ફેર? એના ઉદ્ધારને માટે પહેલાંની જેમ કહેશો તો પાછી અનવસ્થા થશે અને જો એમ માનતા હો કે દરેક પદાર્થનો દરેક ક્ષણે જે નાશ થાય છે તે કંઇક અંશે થાય છે, અને છેવટે જે નાશ થાય છે તે સર્વથા થાય છે તો તે અમને પણ ઇષ્ટ છે. સ્યાદ્વાદીનો તો એ જ મત છે કે—દરેક પદાર્થનો દરેક ક્ષણે કથંચિત્ નાશ કથંચિત્ ઉત્પત્તિ અને કથંચિત્ સત્તા હોય જ છે. માટે દરેક પદાર્થ માટે, દરેક પદાર્થ દરેક ક્ષણે સર્વથા ક્ષણિક છે, એ સિદ્ધ થતું નથી. માટે તે સ્યાદ્વાદીને માન્ય નથી. કથંચિત્ નાશ ઉત્પત્તિ અને સત્તાવાળો આત્મા પણ સ્યાદ્વાદી માને છે, પરંતુ સર્વથા ક્ષણિક માન્ય નથી, અને સર્વથા ક્ષણિક માનવામાં અનેક દોષો આવે છે. તે દોષો ક્યા અને કેવી રીતે છે તે આગામી સભામાં સ્યાદ્વાદી સમજાવશે. (ચાલુ)

## સમાચાર

**પ્રતિષ્ઠા**—પિચિયાક (મારવાડ)મા માગસર સુદી ૬ પૂ. પં. શ્રી. હિમ્મતવિજયજી ગણીએ પ્રતિષ્ઠા કરી.

**દીક્ષા**—ફલોદી (મારવાડ)માં માગસર સુદી ૯ પૂ. આ. શ્રી. વિજયલબ્ધિસૂરિજીએ એક ભાઇને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. રમણિકવિજયજી રાખીને તેમને પૂ. આ. શ્રી. વિજયગંભીરસૂરિજીના શિષ્ય બનાવ્યા.

## સ્વીકાર

**१—२ आरामसोहाकहा तथा पंडिअधणवाल कहा (श्री संघतिलकाचार्यकृत)–संपादक–मुनिराज श्री यशोभद्रविजयजी, प्रकाशक–वडा चौटा जैनसंघ, सुरत, भेट**

૩ **શ્રી હેમચન્દ્રાચાર્ય** (સચિત્ર)–લેખક—(**ગૂજરાતના પ્રસિદ્ધ સાક્ષર**) શ્રી. ધૂમકેતુ, પ્રકાશક—શ્રી. આત્માનંદશતાબ્દિ ગ્રંથમાળા, પ્રાપ્તિસ્થાન–ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, **અમદાવાદ**. મૂલ્ય—દોઢ રૂપિયો.

# श्री दाणकुलकम्

कर्ता—आचार्य महाराजा श्री विजयपद्मसूरिजी

( गतांकथी चालु )

इक्कासीइसमेए, दुसए विगए य वीरनिव्वाणा ।
उववण्णा अज्जसुह-त्थीणं जइणो निवो जाओ ॥ ३८ ॥
रज्जाहिसेयकिरिया, तिसए एगाहिए य वरिसाणं ।
नवसंजुत्ते राए-सरो, तिखंडस्स सो जाओ ॥ ३९ ॥
तक्कोडुंबियभव्वा, संजाया दिक्खिया महागुणिणो ।
धण्णं सलाहणिज्जं, जम्मि कुडुंबम्मि दिक्खा तं ॥ ४० ॥
सत्तरसुत्तरतिसए, पत्तो सग्गं च थुलिभद्दस्स ।
दो सीसा अज्जमहा-गिरी सुहत्थी तहा अज्जो ॥ ४१ ॥
तेसुं सुहत्थिगुरुणो, दिक्खिगवीसाहिए य सयजुयले ।
समइक्कंतेऽहाणं, पणयालीसाहिए दुसए ॥ ४२ ॥
वरिसाणं संजायं, जुगप्पहाणत्तणं सुहत्थिस्स ।
तस्स करेणं जाया, अवंतिसुकुमालपव्वज्जा ॥ ४३ ॥
संभवइ तीइ समओ, दुसया तेवत्तरिप्पउत्ताओ ।
दुसयं एक्कासीइं, जा ताणं मज्झयालम्मि ॥ ४४ ॥
गच्छं समप्पिऊणं, सुप्पडिबद्धस्स सुट्ठियस्स तहा ।
एगणवइजुयदुसए, छद्दिणछम्मासंजुत्ते ॥ ४५ ॥
आऊं परिपालित्ता, वरिससयं से सुरत्तमावण्णो ।
कोडियगच्छुप्पत्ती, तिसए सिरिवीरनिव्वाणा ॥ ४६ ॥
पणवीसड्ढसयंगुल-मियणेमिजिणिंदबिंबमुणइयं ।
सिरिहेमसूरिवयणा, कुमारपालेण कारवियं ॥ ४७ ॥
चउवीसा चउवीसा, रयणाइमयाउ भव्वपडिमाओ ।
कारविया खणियस्सं, धणस्स णच्चा महुल्लासा ॥ ४८ ॥
गुणिवत्थुतेयपाला, सवायलक्खं पहूण पडिमाणं ।
कारावीअ तईया, अंगोभूसापइट्ठाई ॥ ४९ ॥
रज्जावत्थासरणे, जुत्तं गी मावबुड्ढिथिज्जयरी ।
चिंतामणिव्व पूया, दुहावहा सग्गमुत्तिदया ॥ ५० ॥
अन्ना न विणाहारं, होज्जा पडिमाण तं जिणगिहाइं ।
णायागयधणधणिया, कारिंते ते दुहा भणिया ॥ ५१ ॥
सल्लाइं सोहित्ता, जयणाए सिप्पिसुत्तहाराई ।
कारेंति तोसिऊणं, अज्जा भरहाइभूवनिहा ॥ ५२ ॥
सोवण्णकुट्टिमयले, रयणसिला जोइऊण ठावेंते ।
सोवाणभव्वसेढी. मणिमयथंभे पइट्ठपंते ॥ ५३ ॥ ( अपूर्ण )

'मालपुराना केटलाक शिलालेखो' शीर्षक लेखके विषयमें

# संशोधन

लेखक—श्रीयुत पन्नालालजी दुगड

'मालपुराना केटलाक शिलालेखो' इस शीर्षकसे एक लेख 'श्री जैन सत्य प्रकाश' क्रमांक ५८में पू. मु. श्री ज्ञानविजयजीका प्रकट हुआ है। मालपुरेमें ऐतिहासिक खोज होनेका मुझे बहुत ही ख्याल था, क्योंकि 'जगद्गुरु श्री हीरविजयसूरि' पुस्तकमें यह सब वर्णन सप्रमाण देनेके हैं। अतः जब पू. दर्शविजयजी आदि त्रिपुटी जयपुर पधारी तो मैंने उनका ध्यान इस ओर आकर्षित किया। हर्षका विषय है कि उन्होंने मालपुरे पधारकर वहांके लेख बडे परिश्रम और कठिनाईसे ग्रहण किये (यदि वे इस दृढता, साहस और चतुराईसे काम न लेते तो वहांके लेखोंका उतर आना सुलभ नहीं था) उन लेखोंके विवेचनमें हुइ स्खलनाओं पर प्रकाश डालनेसे पहिले उपाध्याय श्रीभानुचन्द्रजी और 'खुशफहम' व 'नादिरेजमा' बिरुदधारी श्रीसिद्धिचंद्रजी मालपुरा कब कब पधारे और क्या क्या कार्य किया उसका संक्षिप्त सप्रमाण इतिहास यहां देता हूं:—

(१) 'श्रीविजयतिलकसूरिरास' प्रथम अधिकार (रचना सं. १६७९), कडी ४२८ से ४४६ तक उल्लेख है कि जिस समय (हिन्दी) सं. १६७०में श्री विजयसेनसूरिका चौमासा नवानगरमें था उस समय जहांगीर वेषधारियोंपर कुपित हुआ था और उसने देशनिकालेका हुक्म दिया था। उस समय सुरत और खंभातके हाकिमोंकी दयालुताकी वजेहसे अनेकानेक साधुओंको बुलाकर उन्होंने आश्रय दिया था। उनमेंसे कुछके नाम भी दिए हैं। और तो क्या स्वयं रासकार श्री मुनिविजयवाचकके शिष्य श्री दर्शनवियजीको भी चोपडासे सुरत आना पडा था। अतः इनसे यह वर्णन पूर्ण प्रामाणिक और विश्वसनीय है एवं उक्त घटनाके केवल ९ वर्ष पश्चात् ही यह रचा गया है। 'विजयप्रशस्ति' काव्य और उपाध्याय श्रीमेघविजयजीकी पट्टावलि आदिसे यह प्रमाणित है कि उक्त समयमें श्रीविजयसेनसूरिका चौमासा अवश्य ही नवा नगरमें था। अतः 'श्रीभानुचंद्रचरित'के उल्लेखानुसार श्रीसिद्धिचंद्रजी मालपुरेमें इस विपत्तिके समय (हिन्दी) सं. १९७०में आनकर रहे थे। ऊपरकी एक टिप्पनीमें 'श्रीभानुचंद्रचरित'में सं. १६६७में जानेके बाद पांच चौमासे करनेका उल्लेख अवास्तविक होनेका एक और भी प्रमाण है कि-इस रासमें गुजराती सं १६७२ वैशाख सुदि १३ (१०१६)* के पीछे इसी संवतकी घटनाओंके अन्यान्य

---

* मुनिराज श्री विद्याविजयजीने इसके निरीक्षण पृ. २१में जो भूल प्रदर्शित की है वह अवास्तविक है, क्योंकि यह उल्लेख गुजराती गणनासे लिखा है और इसी गणनासे श्री विजयसेनसूरिका स्वर्गवास सं १६७१ ज्येष्ठ सुदि (या वदि) ११ को हुआ है।

उल्लेखोंके साथ यह भी लिखा है कि मुकर्रबखां जहांगीरका फर्मान लेकर गुजरात जा रहा था तो रास्तमें जालोरमें जब पहुचां तो उपाध्याय श्री भानुचंद्रजी उससे जाकर मिले और श्री सिद्धिचंजीको उसके साथ अहमदाबाद भेजा। अहमदाबाद पहुंचनेपर वे उपाध्याय श्री सोमविजयजीसे मिले। सोमविजयजी सिद्धिचन्द्रजीसे इस प्रकार कहते हैं—

"साबासी कोविद सिद्धिचंद्रनइं, बिहुं ठामे धरी टेक।
आप राखी कीधुं अजुआलुं, मोटो एह विवेक ॥ ११७९ ॥

एक दिन दुसमन प्रेरिओ राजा, सिद्धिचंद्र प्रति भासइं।
तरुणपणा तुझ दीसइं, अधिका नहीं फकीराई वरासइं ॥ ११८० ॥

धरि दुनियां हय गय तुझ आपुं, आपुं मुलक बहुत।
निसुणी वात अवनीपतिकेरी, चिंतइं रहइं किम स्रुत ॥ ११८१ ॥

कहइं तव सिद्धिचंद्र विचारी, अवनीपति अवधारो।
जे जेणइं अंगीकृत कीधुं, ते न टलइं किरतारो ॥ ११८२ ॥

—इत्यादिक वर्णनमें आगे लिखा है कि जब सिद्धिचंद्रजीने जहांगीरकी बात न मानी तो हाथी आदिके अनेक भय दिखलाए गए, परन्तु वे अपने व्रतसे चलित न हुए तो फिर पास बुलाकर शाबासी दी और सन्मानित किया और चुगलखोरोंको उचित दण्ड दिया। इस प्रकारसे एक बार तो सिद्धिचंद्रजीने वहां टेक रखी थी। इससे स्पष्ट है कि उक्त समयके पहिले उनकी परीक्षा हो चुकी थी, जोकी हिन्दी सं. १६७०में ही हुई प्रमाणित होती है, क्योंकि उसके पहिले माननेमें २३ वर्षके पश्चात् दो चौमासे गुजरातमें भी तो किये हैं और पीछे माननेमें जहांगीर आगरेसे अजमेर चला गया था। अतः इस रासमें इस घटनाका सं. १६७० लिखना सत्य है। मुंशी देवीप्रसादके 'जहांगीरनामा' पृ० २२९-२३१से जान पडता है कि हिंदी सं. १६७३ के प्रथम असोज के प्रारंभमें मुकर्रबखांको गुजरातकी सूबेदारी मिली और इस मासके अंतमें वह अहमदाबादके लिए रवाना हो गया। अतः रासमें उपाध्यायजीसे मुलाकात होना सप्रमाण सिद्ध होता है। जालोरमें चौमासा करनेका उल्लेख 'श्रीहीरविजयसूरिरास' में भी है, जोकि आगे दिया है।

(२) 'श्रीहीरविजयसूरिरास' पृ० १८४में उपाध्यायजी जहांगीरके पाससे कहां गए उसका वर्णन देते हुए लिखा है कि—

"अनुक्रमि आव्या मालपुरि गया, वीजामतीस्युं वाद रे।
जस हुओ तिहां भाणचंदनि, कीधो एक प्रासाद रे ॥ ९ ॥

कनकमि कलस चढावीओ, करी बिंब प्रतिष्ठ रे।
पछि मारुआडिमां आविआ, हवी सोवन वृष्टि रे ॥ १० ॥

जालोरे चोमासुं रह्या, हुई सबली जगीस रे।
सुणी श्रावक दीक्षा लेय, जणां तिहां एकवीस रे ॥ ११ ॥

इस अवतरणसे यह बात साफ प्रकट है कि जैसाकि ऊपर बतलाया जाचुका है कि हिन्दी सं. १६७३का चौमासा उपाध्याय श्रीभानुचंद्रजीने जालोरमें किया था तो वे पहिले मालपुरे और मारवाड होकथ फिर जालोरमें आए थे। परिणामत: वे मालपुरेमें हिन्दी सं. १६७२-७३में भी आये, जैसाकि मुनिराज श्रीज्ञानविजयजी महाराजके प्रकट किए हुए लेखोंसे भी सिद्ध है, किंतु उन लेखोंके विवेचनमें कुछ स्खलनाएं हो गई हैं अत: मैं यहांपर श्रीमुनिसुव्रतस्वामीके मंदिरके प्रत्येक लेखसे क्या विशेष प्रकट होता है? उसका संक्षिप्त विवरण देता हूं.—

(१) पहिला लेख मूल गंभारेकी कुंभी के ऊपर एक श्याम मकरानेके चार फुट लंबे और एक बालिश्त चौडे पत्थरमें खुदा हुआ है जोकि श्री विजयसेनसूरिजीकी विद्यमानताका, मंदिर बनते समय ही खुदवाकर लगवा दिया गया प्रतीत होता है और उसमें (हिन्दी गणनासे) सं. १६७२ लिखा है अत: 'पंजाब जैनधर्म' विषयक लेखके संशोधन ('श्री जैन सत्य प्रकाश' क्रमांक ६२ पृष्ठ ८६) में कहा गया है कि उपाध्याय श्रीभानुचन्द्रजीका भी चौमासा जंहागीरके साथमें था। इस लेखसे प्रकट है कि श्रीसिद्धिचंद्रजी तो अवश्य उस पहिलेसे ही मालपुरेमें आ गए थे और उन्होंने मंदिरके वास्ते भूमि ग्रहण करके उक्त मंदिर बनवाना प्रारंभ करवा दिया था और यह निश्चित कर लिया गया था कि इसमें मूलनायक श्रीचंद्राप्रभुजी विराजमान किए जावेंगे। श्री सिद्धिचंद्रजीको सम्राट् अकबरने 'खुशफहम' की उपाधि तो दी थी ही साथमें दूसरी भी कोई उपाधि प्राप्त हो चुकी थी*। प्रशस्तिलेखक श्री लालचन्द्र गणि संभवतः उपाध्याय श्री शांतिचंद्रजीके जो एक इस नामके शिष्य थे वही हों। (देखो-'जैन साहित्यनो संक्षिप्त इतिहास' टिप्पणी ४९४में उद्धृत शब्दरूप वाक्यकी प्रशस्ति)।

(२) दूसरा लेख सं. १६७८ मार्गशीर्ष सुदि २ सोमवारका इस मंदिरके मूलनायक श्रीचन्द्रप्रभूजीके परिकरका है, जिसका आवश्यक अंश इस प्रकार है—

"श्री चन्द्रप्रभमूर्तिमुख्यपरिकरः कारितः प्रतिष्ठापितश्च ॥ श्रीरस्तु ॥ पं० श्रीजयसागरैः ॥

---

* दूसरी उपाधी जहांगीरने उक्त परीक्षामें अपने साधुधर्ममें निश्चल रहनेके कारण प्रसन्न होकर 'नादिरेजमा' की दी थी (लेखलेखनपद्धति' की प्रशस्ति) देखो 'आत्मानंद' वर्ष ४ अंक ८ पृ० २२-२३ में 'मुगल सम्राट् अकबर पर जैनाचार्योंका प्रभाव' शीर्षक लेखान्तर्गत।

इतना स्पष्ट उल्लेख होनेपर भी मुनिश्रीका यह विकल्प करना कि-"सं. १६७२में मूलनायकजीकी मूर्तिकी प्रतिष्ठा न भी हुई हो (श्री जैन सत्य प्रकाश वर्ष ५ पृ. ३५९) अथवा सं. १६७८में चन्द्रप्रभ जिनप्रासादमें श्री चन्द्रप्रभुजीकी मूर्तिकी प्रतिष्ठा हुई उसकी खात्री इस (परिकरके) लेखसे होती है (पृ. ३६१)" ठीक नहीं है। क्योंकि यदि यह परिकर बादमें न बनवाकर प्रतिष्ठत कराया गया होता तो इसमें-"श्री चन्द्रप्रभमूर्तिमुख्यपरिकरः कारितः" यह शब्द न होते, बल्कि 'सपरिकर' शब्द होता जैसाकि खास श्रीविजयदेवसूरिके ही अन्य लेखोंमें मिलता है:--

(अ) "...स्वश्रेयसे स्वकारितरंगदुत्तुंगशिखरबद्ध श्री ऋषभदेवविहारमंडन सपरिकरं श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठापितं च...।" [ मेडतामें डानियोंके मुहल्लेमें श्रीआदिनाथके मंदिरके मूलनायकजीका सं. १६७७ वैशाख सुदि ३ का लेख ]

[आ] "...स्वद्रव्यकारितनवलाख्यप्रासादोपरि श्रीपार्श्वनाथबिंबं सपरिकरा ..."। [ पालीमें नवलखा मंदिरके मूलनायक श्री पार्श्वनाथजीका सं. १६८६ वैशाख सुदि ८ का लेख। ]

—( देखो श्रीमान् जिनविजयजीका लेखसंग्रह भा. २ तथा बाबू पूरणचन्द्रजी नाहरका जैन लेख संग्रह प्रथम खण्ड ले. ७५०-८२५)।

इन उदाहरणोंसे सिद्ध है कि उपाध्यायजीने सं. १६७२में अवश्य ही मूलनायक श्री चंद्रप्रभुजीकी मूर्तिकी प्रतिष्ठा की थी, जैसा कि 'श्रीहीरविजयसूरिरास' के उद्धृत अवतरणमें साफ लिखा है। परिकरके प्रतिष्ठापक पं. श्रीजयसागरजी, श्रीआनन्दविमलसूरिके उपाध्याय श्रीविद्यासागरजीके शिष्य पं. सहजसागरजीके शिष्य थे जैसा कि उन लेखोंसे प्रकट है जो 'श्री जैन सत्य प्रकाश' क्रमांक ६० पृ० ३४९-४४० में भी अब प्रगट हो गए हैं×।

(३) तीसरा लेख जगद्गुरु श्री हीरविजयसूरिजीकी मूर्तिका सं १६९० जेठ वदि ११ गुरुवारका है। इस मूर्तिके विराजमान करनेसे प्रगट होता है कि उक्त सूरिजीकी उपासना स्थान स्थान पर बढती जाती थी।

(४) चौथा लेख वर्तमानमें मूलनायक श्री मुनिसुव्रतस्वामीका सं. १६९१ वैशाखसुदि १२ गुरुवारका गुजराती गणनाका है। इससे यह तो प्रगट ही है कि प्राचीन मूलनायकजीके अभावमें अथवा उन्हें बदलाकर यह नवीन

× मेरे पास पूज्य मुनिराज श्रीदर्शनविजयजी आदि त्रिपुटीने मालपुरेके लेखोंकी सक्षिप्त नोटें गत एप्रिल मासमें भेजी थी उसके उत्तरमें मैंने इन्हीं लेखोंके आधारसे उन्हें भी यह लिख दिया था।

मूलनायकजी बीजामतिके श्रीपूज्यजीके उपदेशसे मंदिर (बडा) बनवाकर विराजमान किये गए। परन्तु तपागच्छके मंदिरमें प्रतिष्ठा तो उसीवे आचार्य श्री विजयदेवसूरिजीके आज्ञानुवर्ती पं. लब्धिचन्द्र गणिने की। मालपुरा तपागच्छका केन्द्र रहा है, वहां पर तपागच्छके साधु बहुधा चैामासा किया करते थे। [ देखो 'श्री जैन सत्य प्रकाश' क्रमांक ५१ पृ. १२६-२७ में प्रकाशित 'बांधणी पट्टक']

टिप्पणी-यदि पं. लब्धिचन्द्र गणिका कहीं विशेष परिचयमिलता हो तो सुज्ञ पाठक वह मुझे सूचित करें।

(५) पांचवां लेख उस धातुमूर्तिका श्रीसुमतिनाथजीका गुजराती सं. १६७२ ज्येष्ठ सुदि ५ शुक्रवारका है जो कि अब विजयगच्छके श्रीआदिनाथजीके मंदिरमें विराजमान है। यद्यपि उसमें प्रकारान्तरसे कोई नाम अन्य प्रतिष्ठापकका सूचित नहीं किया है तथापि इनकी प्रतिष्ठा श्रीविजयदेव सूरिजीने न की होगी, बल्कि श्रीचन्द्रप्रभ जिनप्रासादमें जिस दिन उपाध्याय श्रीभानुचन्द्रजीने प्रतिष्ठा की उसी दिन उन्हींके साथमें इनकी भी प्रतिष्ठा उन्होंने की होगी। उनका इसमें नाम न होना कोई बडी बात नहीं है, क्योंकी श्रीविजयदेवसूरिजीका हिन्दी सं. १६७२का चौमासा विसलनगरमें था, वहांसे वे पाटन आये थे, और सं. १६७३का चौमासा उन्होंने पाटनमें ही किया था ( देखो 'श्रीविजयतिलकसूरिरास' कडी १०६८—११७२ तथा 'विजयदेवमाहात्म्य' सर्ग ९ श्लोक ३४ से ६५ तकमें उल्लेख है कि उक्त सूरिजीने पाटनमें सं. १६७३ माघ सुदि में श्रीकनकविजयजीको उपाध्याय पद दिया था )। पाटनवालोंकी सं. १६७२ माघ सुदि १३ को उन्होंने प्रतिष्ठा भी की थी ( देखो-आचार्य श्रीबुद्धिसागरसूरिजीका 'जैन धातु प्रतिमा लेख संग्रह' भा० १ लेख २७२-२७४ )। यदी मालपुरेवालोंने हिन्दी सं. १६७३ ज्येष्ठ सुदि ५ को पाटनमें जाकर उनसे प्रतिष्ठा करानेके अन्य कोई प्रमाण उपलब्ध हों तो पाठक कृपया मुझे सूचित करें।

ऐतिहासिक अनुसंधान द्वारा मुझे जो कुछ ज्ञात हुआ सो ही मैंने इस लेखमें लिखा है।

ठि. कटरा खुशालराय, देलही






તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

વર્ષ ૬ ક્રમાંક ૬૬ અંક ૬

वीराय नीत्यं नमः

# श्री जैनसत्यप्रकाश

[ વર્ષ ૬ ... ... ... ક્રમાંક ૬૬ .... ... ... અંક ૬ ]

## श्री दाणकुलकम्

कर्ता—आचार्य महाराजा श्री विजयपद्मसूरिजी

( गतांकथी चालु )

वरवंदणमालाहिं, रयणमयाहिं जिणिंदनिलयाइं ।
सोहाविंति विसिट्ठा, ठवेंति थंभेसु पुत्तलिया ॥ ५४ ॥

भव्वा दसंगधूवा, डहंति भागेसु तत्थ विविहेसुं ।
उड्ढं ते गच्छंता, अथिरा मेह व्व दीसंते ॥ ५५ ॥

सद्दं कुणंति मोरा, ते दट्ठूणं तहेव वाअंति ।
चउविहवरतूराइं, विविहपयारोहललियाइं ॥ ५६ ॥

उल्लोए वरगुच्छा, मुत्ताहलपंचवण्णकुसुमाणं ।
सोहंते चित्ताइं, कल्लाणगतित्थपमुहाणं ॥ ५७ ॥

सिहरग्गझया लोयं, बोल्लावेंति व्व नाहणमणट्ठं ।
अच्छेरागिट्ठसुरा, कुणंति संगीयमुल्लासा ॥ ५८ ॥

गंधव्वाणं गीया-भिणयाणि मणोहराणि सोहंते ।
नियगुणसुद्धिफलाइं, हवंति पेक्खगभविणराणं ॥ ५९ ॥

ताइं बंधावेंते, गिरिउरगामाइपुण्णखित्तेसुं ।
परभवसंबलमेवं, धणियणरा समवगच्छंते ॥ ६० ॥

कट्ठाइमंदिराइं, बंधाविंतियरमाणवा विहिणा ।
तेहिं चि विउलपुण्णं, इगपुप्फारोहबहुपुण्णा ॥ ६१ ॥

मंदिरनिहालणट्ठं, निवपमुहा दिंति गामखेत्ताइं ।
इय जिण्णुद्धारोऽवि य, तत्तो सट्ठाण महियफलो ॥ ६२ ॥

सिद्धायलाइयथले, भरहेणं ताणि कारियाणि मुया ।
सत्तुंजयमाहप्पे, धणेसरायरियवयणमिणं ॥ ६३ ॥

आवस्सयम्मि वुत्ता, पासाया सेणिएण कारविया ।
गोभद्दजिणाययणी, चरिए सिरिसालिभद्दस्स ॥ ६४ ॥

निम्मविओ नियहम्मे, पहुपासाओ पहावईइ वरो ।
आवस्सयम्मि भणिओ, वग्गुरपासायवुत्तंतो ॥ ६५ ॥

संपइजावडसमरा, कम्मासामंतिविमलधण्णासा ।
आमनिवइसिद्धाई, जिणगिहकारावगा एए ॥ ६६ ॥

पेहडमाहडमंती, कुमारपालाहडाइललियाई ।
धणितेयवत्थुपाला, नयरिब्भा संतिदासाई ॥ ६७ ॥

तह हत्थिसोहसेट्ठी, मणसुहमाणिक्कलालकम्मिद्द ।
लच्छीभइणीपमुहा, एए जिणगेहनिम्मवगा ॥ ६८ ॥

आमकुमारनरेसा, वब्भट्टामच्चविक्कमा भीमो ।
अंबडमणसुहपमुहा, जिण्णगिहुद्धारगा एए ॥ ६९ ॥

मायरतित्थाईणं, धणिजमणाभाउसेट्ठिपमुहेहिं ।
उद्धारो निम्मविओ, तेसिं सहलं धणं भणियं ॥ ७० ॥

तत्थत्थ पईवनिहो, जिणागमो भावसुद्धिपवहदओ ।
दीवाइव रुक्खमाणो, भवाभिणंदीणमइदुलहो ॥ ७१ ॥

आगमबहुमाणाओ, तिउडी बहुमाणमित्थ होज्ज कयं ।
अहिओ केवलनाणा, मुणिभत्तनिदंसणा भणिओ ॥ ७२ ॥

सामाइएण सिद्धा, अणंतजीवा अइंदियपयासो ।
कालाइ हेउ दोसा, से विच्छिण्णोत्ति कलिऊणं ॥ ७३ ॥

विहिओ गंथारूढो, नागज्जुणखंदिलाइसूरीहिं ।
इय सड्ढा भत्तीए, पलिहाविंति प्पमोएणं ॥ ७४ ॥

एवं कुणमाणाणं, गंधत्तजडत्तदुक्खसूयत्तं ।
सुयपाढगाइयाणं, भत्तीइ हवंति सिद्धीओ ॥ ७५ ॥

इक्कारसंगसवणं, पासे सिरिधम्मघोससूरीणं ।
विहियं सुयबहुमाणा, मंतीसरपेहडाईहिं ॥ ७६ ॥

आगमनिहिणो ठविया, भरुअच्छाईसु सत्त खित्तेसुं ।
इह दिट्ठंता णेया, कुमारपालाइ भव्वाणं ॥ ७७ ॥

दव्वाइवियारेणं, संजमजुग्गा सयाइ वत्थूणं ।
चरणाहिलासितणया, इयाण हरिसेण दाणाओ ॥ ७८ ॥

निंदगनिवारणेणं, कुज्जा भत्तिं सुपत्तसाहूणं ।
इय साहुणीए णेया, पुच्छाहाराइजोगेहिं ॥ ७९ ॥

नियगेहासण्णगिहे, मज्झाया साहुणे ठिईं दिज्जा ।
जं वुड्ढपडियारो, थीहिं भत्तिंपि कारिज्जा ॥ ८० ॥

संजमभाविसुयाईं, दिज्जा संजमसिणेह भावाओ ।
थिज्जं तेसिं चरणे, कुज्जा सुहसारणाईहिं ॥ ८१ ॥

सिवमग्गसाहगावे, सुयाहिया नियमणम्मि मण्णिज्जा ।
एवं दोण्हं भत्ती, विण्णेया जिणपवयणुत्ता ॥ ८२ ॥

सड्ढस्स सड्ढसड्ढी, साहम्मित्तेण वण्णिया दोण्णि ।
दुलहो तेसिं संगो, दंसणसोहो महालाहो ॥ ८३ ॥

सम्मुच्छवाइसमए, भूसणपमुहाइ दिज्ज भत्तीए ।
नासिज्ज दुहं तेसिं, पुव्वठिईं वावि पाविज्जा ॥ ८४ ॥

सिढिले धम्मविहीए, कुज्जवढे सारणाइहेऊहिं ।
इय सावियाण णेया, भत्ती मह भावणागंथा ॥ ८५ ॥

पढमाणं भत्तीए, दोण्हं भद्दाइयाण दिट्ठंता ।
संभवनाहाईणं, परूविया दुण्ह मंताणं ॥ ८६ ॥

एवं दाणपसंगे पण्णत्तो सत्तखित्तसंखेवो ।
भावणकप्पलयाए, विवण्णिओ वित्थरो तेसिं ॥ ८७ ॥

पत्तापत्तविवक्खं, उवेक्खिऊणं दयाइ दाणंपि ।
कूवजलंवनियधणं, वियारिऊणं सया कुज्जा ॥ ८८ ॥

चित्तं वित्तं पत्तं, जोगो तिण्हं हविज्ज धण्णाणं ।
ते धण्णेसु वि धण्णा, दिंति सुपत्तम्मि हरिसंता ॥ ८९ ॥

एयं च लक्खिऊणं, वुत्ताइं भूसणाइ दाणस्स ।
तह पंच दूसणाईं, तिण्णि पयारा पबंधेणं ॥ ९० ॥

इह णो भण्णिज्जंते, उवएसतरंगिणीइ णायव्वं ।
सव्वं वित्थारभया गंथस्स समत्तमिइ कुलगं ॥ ९१ ॥

मुत्ती णेव विणातं, दाणं कस्सवि विलोइऊणमिणं ।
थोवाओऽवि हु थोवं, देयं जं तितयजुग्गत्तं ॥ ९२ ॥

किच्चुवइट्टं पहुणा, तब्भवसिवगामिणा किवा निहिणा
विहिणा कुणमाणाणं, नियमा संसारविच्छेओ ॥ ९३ ॥

रिसिनिहिणंदिंदुमिए, विक्कणसंवच्छरे पढमदियहे ।
सिरिरायनयरमज्झे, गुरुवरसिरिणेमिसूरीणं ॥ ९४ ॥

पउमेणायरिएणं, सीसेणं दाणकुलगमप्पहियं ।
रइयं पढंतु भव्वा, लहंतु वरसुलहबोहित्तं ॥ ९५ ॥

(समाप्त)

# આત્માનું સ્વરૂપ

લેખક—મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી

( ગતાંકથી પૂર્ણ )

**આત્માનું ભોક્તૃત્વ**

જીવને સ્વકર્મનો કર્તા માન્યા બાદ કર્મનો ભોક્તા ન માનવામાં આવે તો કૃતવૈફલ્ય નામનો દોષ પ્રાપ્ત થાય છે તથા સ્વસંવેદને સિદ્ધ સાતા અસાતાનો અનુભવ પણ જીવને આકાશની જેમ ન થવો જોઇએ. સાતા અસાતા વેદનીયાદિ કર્મવિપાકના અનુભવનરૂપ જીવની ચિત્ર પરિણતિ, એ જ જીવની ભોગ ક્રિયા છે.

અચેતન કર્મ પ્રતિનિયત ફલ કેવી રીતે આપી શકે ? કર્મ અચેતન હોવાથી પ્રતિનિયત ક્ષેત્ર કાળે પ્રતિનિયત ફલ કેવી રીતે આપી શકે, એ શંકા મોટા પંડિતોને પણ મુંઝવે છે. તેનો કાંઇ પણ નિર્ણય નહિ કરી શકવાથી કર્મને ફળ આપવામાં પ્રેરનાર **નિર્વિષય** ઇશ્વરની કલ્પના કરી સંતોષ માને છે. પરન્તુ તેવો ઇશ્વર માનવાથી અનેક પ્રકારની કૂટ કલ્પનાઓ કરવી પડે છે. કર્મના ફલદાનમાં પ્રેરક તરીકે જીવસહકૃત કર્મને નહિ પણ ઇશ્વરને માનવાથી પ્રથમ તો દૃષ્ટહાનિ અને અદૃષ્ટપરિકલ્પના, એ બે દોષ આવીને ઊભા રહે છે.

ઇશ્વરવાદીઓ કહે છે કે જીવ કર્મને પરતન્ત્ર હોવાથી એ અવસ્થામાં કર્મ-ફલ-પ્રદાન પ્રેરક-સામર્થ્ય જીવમાં ક્યાંથી હોઇ શકે ? અને અસામર્થ્ય જીવના પોતામાં જ હોય તો સુખની ઇચ્છવાળો જીવ દુઃખફલક કર્મનો અનુભવ કરે જ શું કરવા ? માટે કર્મફલ આપવામાં પ્રેરક, સર્વશક્તિમાન્, સર્વજ્ઞ અને સંપૂર્ણ ન્યાયી એવા એક ઇશ્વરને માનવો જ જોઇએ. તે સિવાય કરેલ શુભાશુભ સઘળાં કર્મોનું ફળ જીવોને પોતપોતાના કાળે કોઇ પણ જાતના પક્ષપાત વિના વેદન થાય છે તે ઘટે જ નહિ.

આમ કહેનાર ઇશ્વરવાદીઓની સામે અનેક પ્રશ્નો છે, તેના જવાબ આપવા તેઓ અસમર્થ છે.

તેઓને પ્રથમ પ્રશ્ન એ છે કે— ઇશ્વર કર્મનું ફલ આપવા માટે પ્રેરાય છે, તે ક્યા ફલને ઉદ્દેશીને ? કૃતકૃત્ય હોવાથી ફલના ઉદ્દેશ વિના જ પ્રવૃત્તિ કરતો હોય તો તેની પ્રેક્ષા-પૂર્વકારિતાનો વિઘાત થાય છે. પ્રેક્ષાપૂર્વકારી આત્માઓ પ્રયોજન વિના કોઇ પણ પ્રવૃત્તિ કરતા નથી.

ફલને ઉદ્દેશીને પ્રવૃત્તિ કરતો હોવ તો ઇશ્વર કેવા ફળને ઉદ્દેશીને કરે છે ? યતિ, વણિક કે કામી, જેમ ધર્મ અર્થ અને કામને ઉદ્દેશીને પ્રવૃત્તિ કરે છે તેમ ઇશ્વર એ ત્રણ-માંથા કોને ઉદ્દેશીને પ્રવૃત્તિ કરે છે ? ઇશ્વર કૃતકૃત્ય હોવાથી એ ત્રણમાંથી એક પણ ઉદ્દેશ તેને ઘટતો નથી તેથી ઇશ્વર વાદીઓ ઇશ્વરનો એવો સ્વભાવ જ માને છે કે તે ફલનિરપેક્ષપણે જ પોતાના સ્વભાવથી કર્મનું ફલ આપવા માટે પ્રેરણા કરે છે. એ રીતે ઇશ્વરવાદીઓ નિષ્ફળ પ્રવૃત્તિ કરવાનો કે અકૃતકૃત્યપણાનો દોષ ટાળવા પ્રયાસ કરે છે. પરન્તુ ઇશ્વરનો તેવો સ્વભાવ માનવામાં તેઓ પાસે કોઇ પણ પ્રમાણ નથી.

અચેતન કર્મ કર્મનું નિયત ફલ પ્રદાન કરી શકે નહિ અને કર્મનો કર્તા આત્મા પણ કર્મપરતંત્ર હોવાથી પ્રેરણાસામર્થ્ય ધરાવી શકે નહિ, એમ ઇશ્વરવાદીઓ કહે છે. તેમાં પ્રત્યક્ષ પ્રમાણ વ્યભિચાર દોષ છે.

કર્તા આત્મા કર્મપરતન્ત્ર હોવા છતાં કર્મ કરવાનું સામર્થ્ય ધરાવે છે તે જ પ્રમાણે તે આત્મા કર્મફલદાનપ્રેરણામાં સામર્થ્ય ધરાવે એમ માનવામાં શું હરકત છે?

તેની સામે ઇશ્વરવાદીઓ કહે કે કર્મપરતંત્ર આત્મા કર્મનો કર્તા પણ નથી; કર્મનો કર્તા પણ ઇશ્વરને છે. તો તેમને એ પ્રશ્ન છે કે જ્ઞાની, દયાલુ અને વીતરાગ ઇશ્વર કદી અશુભ કર્મ કરે? તેના ઉત્તરમાં ઇશ્વરવાદી એમ કહે કે કર્મ તો જીવ પોતે કરે છે પણ ઇશ્વર જીવને પ્રેરણા કરે છે. તો પણ એકને શુભ કર્મ અને બીજાને અશુભ કર્મ કરવાની પ્રેરણા આપનારા ઇશ્વરમાં રાગાદિક દોષોની આપત્તિ આવીને ઊભી રહે છે. ઇશ્વર તો જીવના કર્મ પ્રમાણે પ્રેરણા આપે છે એમ માનવાથી જીવનું કતૃત્વ સિદ્ધ થાય છે. કારણકે જીવનું શુભાશુભ કર્મ ઇશ્વરે નહિ પણ જીવે જ કર્યું છે, ઇશ્વર તો માત્ર જીવના કર્મને આધીન થઇને પ્રવૃત્તિ કરનાર ઠરે છે! કર્મ કરવામાં જેમ જીવનું સામર્થ્ય સિદ્ધ થાય છે તેમ પ્રેરણામાં પણ જીવનું સામર્થ્ય જ સિદ્ધ થાય છે. તેથી કર્મ–ફલ–પ્રદાન માટે ઇશ્વરની કલ્પના કેવળ નિર્વિષયિકા ઠરે છે.

આ રીતે યુક્તિ બલ અને અનુભવસામર્થ્યથી આત્મા ભોક્તા સિદ્ધ થવા છતાં ઇશ્વરવાદીઓ એનો સઘળો આરોપ ઇશ્વર ઉપર કરવા તૈયાર થાય છે તે તેઓનો ગાઢ–સ્વન્દર્શનાનુરાગ અથવા અતિશય ભક્તિ–તરલિતચિત્તતા સૂચવે છે. આથી જૈનો ભક્તિ શૂન્ય છે એમ ઠરતું નથી પણ ભક્તિના આવેશમાં આવી જઇને પણ જૈનો કદી અસત્ કલ્પનાઓને સ્થાન આપતા નથી. ઇશ્વરભક્તિમાં ઇશ્વર કતૃત્વવાદીઓ કરતાં જૈનો કોઇ પણ રીતે ઉતરતા નથી બલ્કે અનેક રીતે ચઢીયાતા છે તેનું કારણ તેઓ પ્રમાણસિદ્ધ ઇશ્વરને સ્વીકારે છે તે છે. અને એવા પ્રમાણસિદ્ધ ઇશ્વરની ભક્તિ, ભક્તિ કરનાર આત્માને શીઘ્ર મુક્તિ અને ઇશ્વરત્વ આપનાર થાય છે, એમ તેઓ સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ શ્રદ્ધા પૂર્વક માને છે.

લોક અને આગમ પ્રમાણ પણ જીવનું કર્મ–ફલભોક્તૃત્વ સિદ્ધ કરે છે. લોકમાં સુખી માણસને જોઇને કહેવાય છે કે—

**'पुण्यवानेष यदित्थं सुखमनुभवति।'**

આ આદમી પુણ્યવાન છે કે જે આવા પ્રકારના સુખને અનુભવે છે.

આપ્તપ્રણીત શ્રીજિનાગમ પણ કહે છે કે—

**'सव्वं च पएसतया। भुंजइ कम्मणुभावओ इयरं (भज्जं)।'**

સર્વકર્મ જીવ પ્રદેશતયા ભોગવે છે: અનુભાવયાને વિપાકવડે ભોગવે પણ છે અને નથી ભોગવતો. તાત્પર્ય કે જીવને પ્રદેશોદયથી બાંધેલ સઘળું કર્મ ભોગવવું જ પડે છે; વિપાકોદયથી ભોગવવું જ પડે, એવો નિયમ નથી.

લૌકિક શાસ્ત્રો પણ કહે છે કે—

**'नाऽभुक्तं क्षीयते कर्म्म, कल्पकोटिशतैरपि।'**

સેંકડો અને કરોડો અથવા અબ્જો કલ્પો વડે પણ નહિ ભોગવેલું કર્મ ક્ષય પામતું નથી.

બંધાયેલ કર્મ વિપાકોદય યા પ્રદેશોદય વડે જીવને અવશ્ય ભોગવવું જ પડે છે. જો કે એ બે પ્રકારના ઉદયને મિથ્યાદૃષ્ટિઓ જાણતા પણ નથી તો પણ તેઓનું આગમ, કર્મનો ભોગ જીવે કરવો પડે છે, એ વાતની સાક્ષી પૂરે છે.

**કરેલ કર્મ તુરત કેમ ફળતું નથી?**

પ્રત્યેક વસ્તુ ફળવા માટે જેમ કાળની અપેક્ષા રાખે છે, તેમ કર્મ પણ ફળ આપવા માટે યોગ્ય કાળની અપેક્ષા રાખે છે. અનુભવેલ વસ્તુના સંસ્કાર જ્યારે ઉદ્‌બુદ્ધ થાય ત્યારે (કાલાન્તરે) સ્મરણ થાય છે તેમ આજે કરેલ શુભ યા અશુભ ક્રિયાથી બંધાયેલ કર્મ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ અને ભવાદિની યોગ્ય સામગ્રી મળે ત્યારે કાળાન્તરે ફળે છે. વળી સ્મરણ જેમ અનુભવ કરનારને જ થાય છે પણ અન્યને નહિ તેમ સુખદુઃખરૂપી ફલ પણ કર્મ કરનાર પોતાને જ થાય છે, અન્યને નહિ.

જીવને કર્મનો સંબંધ થવામાં કારણ ધર્મ્ય યા અધર્મ્ય પ્રવૃત્તિ છે. તે કર્મ આઠ પ્રકારનું યા એકસોને અઠ્ઠાવન પ્રકારનું શ્રી વીતરાગના આગમોમાં કહેલું છે.

કર્મની મૂળ પ્રકૃતિ આઠ છે અને ઉત્તર પ્રકૃતિ એકસો ને અઠ્ઠાવન છે. તેનું વિસ્તારથી સ્વરૂપ કર્મગ્રન્થ, કમ્મપયડિ, પંચસંગ્રહ આદિ મહાગ્રન્થોમાં જણાવેલું છે.

રજ્જુ વડે જેમ અમૂર્ત આકાશ બંધાતું નથી તેમ મૂર્ત કર્મ વડે અમૂર્ત આત્મા શી રીતે બંધાય? એનો ઉત્તર એ છે કે-મૂર્ત કર્મ વડે બંધાનાર આત્મા એકાંતે અમૂર્ત નથી પણ કથંચિત્ મૂર્ત છે.

મૂર્ત કર્મ અમૂર્ત આત્માને અનુગ્રહ ઉપઘાત કેવી રીતે કરે? તેના ઉત્તરમાં જાણવું કે મદિરાપાન, હૃત્પૂર (ધતુરા)નું સેવન કે વિષ પિપિલીકાદિનું ભક્ષણ જેમ વિજ્ઞાનનો ઉપઘાત કરે છે તથા બ્રાહ્મી આદિ ચૂર્ણો અને સર્પિ આદિ પદાર્થોનું સેવન વિજ્ઞાનને અનુગ્રહ કરે છે તેમ અસાતા વેદનીયાદિ કર્મો જીવને ઉપઘાત કરે છે અને સાતા વેદનીયાદિ કર્મો જીવને અનુગ્રહ કરે છે.

**જીવ અને કર્મનો સંબંધ—ભિન્નાભિન્ન**

જીવ અને કર્મ પરસ્પર કેવી રીતે મળી ગયેલાં છે, એ સમજવા માટે ક્ષીરનીર અને લોહાગ્નિનાં દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. શરીર પણ તેનું ઉદાહરણ છે. શરીરને અનુગ્રહ થવાથી જીવને અનુગ્રહ થાય છે; શરીરને ઉપઘાત થવાથી જીવને ઉપઘાત થાય છે. એ જ રીતે જીવના સુખે શરીરને અનુગ્રહ અને જીવના દુઃખે શરીરને ઉપઘાત પણ પ્રત્યક્ષ અનુભવાય છે. શરીર અને જીવનાં લક્ષણ અને સ્વરૂપાદિ ભિન્ન હોવા છતાં જેમ પરસ્પર અભિન્નતા અનુભવાય છે તેમ જીવ અને કર્મનાં પણ લક્ષણ અને સ્વરૂપાદિ ભિન્ન હોવા છતાં સંસારી અવસ્થામાં બન્ને પરસ્પર મળી ગયેલાં છે. જીવની સાથે લગેલાં કર્મસ્કંધોને શ્રી જૈન શાસ્ત્રોમાં કાર્મણ શરીર તરીકે સંબોધવામાં આવેલ છે. એ કાર્મણ શરીરના સંબંધથી જ ઔદારિકાદિ શરીરો ઉત્પન્ન થાય છે. જીવની ઔદારિકાદિ શરીરની સાથે જે એકમેકતા જણાય છે, તે કાર્મણ શરીરને લીધે જ હોવાથી, કાર્મણ શરીર પણ જીવની સાથે અભિન્નપણે મળી ગયેલું છે, એ વાત સ્વતઃ સિદ્ધ થાય છે

જીવ અને કર્મ આદિનો લક્ષણ સ્વરૂપાદિવડે ભેદ તથા પરસ્પર વ્યાપ્તિ અને એક-દેશાવસ્થાન આદિવડે અભેદ, એ રીતે ભેદાભેદ હોવાથી શ્રી જૈન શાસ્ત્રોમાં બન્ને કથંચિત્

ભિન્નાભિન્ન મનાય છે. અને તેથી જ હિંસા અહિંસાદિક સઘળી વસ્તુઓ શ્રી જૈન શાસનમાં પરમાર્થપણે ઘટી જાય છે. એકાન્ત ભેદ કે એકાન્ત અભેદ માનનાર દર્શનોમાં હિંસા અહિંસાદિની વ્યવસ્થા ઉપચારથી જ કરવી પડે છે; પરમાર્થથી ઘટતી નથી.

**જીવ અને શરીરનો સંબંધ**

શુભાશુભ ધ્યાનની તીવ્રતા વખતે શરીરના અનુગ્રહ ઉપઘાતની કાંઇ પણ અસર જીવ ઉપર થતી જણાતી નથી. તે જીવ અને શરીરના કથંચિત્ ભેદને સિદ્ધ કરે છે. જેમકે કાયોત્સર્ગ વખતે શુભ ધ્યાનમાં રહેલા મુનિને થતું સંપૂજન કે વ્યાપત્તિ સુખદુઃખ નિમિત્તક થતાં નથી. કવચિત્ દેહ આપત્તિ વખતે પણ ધ્યાનના બલથી એકાન્ત સુખનો અનુભવ થાય છે અને તીવ્ર કામાર્ત મનુષ્યને સ્ત્રક્ ચન્દનાદિ સુખનાં સાધનોની હયાતિ વખતે પણ, કામોદ્રેકની પરવશતાથી મહત્ દુઃખ થતું અનુભવાય છે. અનિષ્ટ આહારનું ભોજન પણ તત્ત્વજ્ઞ મુનિને સુખ આપી શકે છે, ઇષ્ટ આહારનું ભોજન પણ અતત્ત્વજ્ઞ કામીને દુઃખ આપે છે. આ નિયમ આધ્યાત્મિક સુખ દુઃખ માટે છે. આધિભૌતિક કે આધિદૈવિક સુખદુઃખ માટે આ નિયમ બાંધી શકાતો નથી. અનાધ્યાત્મિક આધિભૌતિક કે આધિદૈવિક સુખદુઃખની વાત તેથી વિપરીત છે. શરીરને થતો અનુગ્રહ આત્માને સુખ ઉપજાવે છે, શરીરને થતો ઉપઘાત આત્માને દુઃખ ઉપજાવે છે: ઇષ્ટ આહાર માનસિક સુખની વૃદ્ધિ કરે છે, અનિષ્ટ આહાર માનસિક દુઃખની વૃદ્ધિ કરે છે. આ વાત શરીર અને આત્માના કથંચિત્ અભેદને સિદ્ધ કરે છે. આ રીતે શરીર અને આત્માનો ભેદાભેદ વ્યાવહારિક દૃષ્ટાંતોથી પણ સિદ્ધ છે.

**જૈન શાસને દર્શાવેલ સાધના**

આથી સ્પષ્ટ થશે કે આત્મા સ્વરૂપે નિર્મળ છે, પ્રકાશ સ્વભાવવાળો છે, અનન્ત જ્ઞાન દર્શન સુખ અને વીર્યવાળો છે, કિન્તુ તેનું સ્વરૂપ કર્મથી આવરિત થયેલું છે. એ આવરણ ખસે એટલે આત્મા મૂળ સ્વરૂપમાં પ્રકાશી ઊઠે છે. આત્માને કર્મમુક્ત બનાવવો, એ જ શ્રી જૈન શાસને દર્શાવેલ સાધનાનું લક્ષ્ય છે. એ લક્ષ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ આત્મગુણોની આરાધના છે. આત્માનો મુખ્ય ગુણ જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનોનું બહુમાના ભક્તિ સેવા ઉપાસનાદિ વડે થાય છે. અશુભ પરિણામથી ઉપાર્જન કરેલ જ્ઞાનાવરણીયાદિ ક્લિષ્ટ કર્મોનો એથી વિનાશ થાય છે. રાગ દ્વેષનો પરિણામ જ્ઞાનની, જ્ઞાનીની અને જ્ઞાનનાં સાધનોની ઉપાસનામાં અંતરાય કરનાર છે. રાગદ્વેષના અતિનિબિડ પરિણામોને શ્રી જૈન શાસનમાં દુર્ભેદ્ય ગ્રન્થી માનેલી છે. એ ગ્રન્થીનો જ્યાં સુધી છેદ ન થાય, ત્યાંસુધી જીવને મહાનિર્જરા કરાવનારા શુભ પરિણામ જાગતા નથી. ગ્રન્થીભેદ કરવાનો અધ્યવસાય જીવને અપૂર્વ કરણના બળે થાય છે. કર્મોની ઘણી દીર્ઘ સ્થિતિઓને ખપાવી જીવ જ્યારે પલ્યોપમ અસંખ્યેય ભાગ ન્યૂન એક સો કોટાકોટિ સાગરોપમ સ્થિતિ કર્મની કરે છે ત્યારે તે ગ્રન્થિદેશને પ્રાપ્ત થાય છે, ત્યાં અપૂર્વ કરણથી તેનો છેદ કરે છે. અને મોક્ષના કારણભૂત સમ્યક્ત્વ ગુણને પ્રાપ્ત કરે છે. પછી તે ઉત્કૃષ્ટ સ્થિતિનાં કર્મ બાંધતો નથી. વ્યાધિતને જેમ સદૌષધ વડે રોગ નાશ પામવાથી અત્યંત આનન્દ થાય, તેનાથી પણ અનન્ત ગુણો તાત્વિક આનન્દ સમ્યગ્ દર્શન પામતી વખતે સમ્યગ્દૃષ્ટિ આત્માને થાય છે. સમ્યક્ત્વનો શુભ પરિણામ જીવની વિચારણાને પલટાવી નાંખે છે, અપરાધી ઉપર પણ તે આત્માને

કોપ આવતો નથી. દેવ અને મનુષ્ય લોકનાં સુખોને પણ તે દુઃખરૂપ દેખે છે. પરલોકનો માર્ગ જેટલો સાધી શકાતો નથી તેનું તે અત્યંત દુ:ખ ધરાવે છે. ભયંકર ભવસાગરમાં પ્રાણી સમૂહને અનેક દુઃખોથી પીડિત જોઇને પોતાની શક્તિ મુજબ તેમનાં તે દુઃખો દૂર કરવા પ્રયાસ કરે છે અને શ્રી જિનેશ્વરોએ ફરમાવેલાં તત્ત્વોને જ સત્ય તરીકે સ્વીકારે છે અને નિઃશંકપણે સદ્દહે છે.

સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનથી શુભ પરિણામવાળો બનેલો જીવ થોડા જ કાળમાં ભવસમુદ્રને લંઘી જવા માટે જહાજ તુલ્ય સમ્યક્ચારિત્રરૂપી રત્નને પ્રાપ્ત કરે છે અને એથી ભવસમુદ્રને લંઘી જાય છે.

ચારિત્ર એ પણ આત્માનો શુભ પરિણામ છે. અને તે અહિંસાદી ક્રિયાઓના આચરણથી વ્યક્ત થાય છે. અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અપરિગ્રહ આદિ મૂલ ઉત્તર ગુણોના પાલન દ્વારા તે આત્મા પૂર્વ કરતાં પણ અધિક કર્મસ્થિતિઓને ખપાવી અનન્ત જ્ઞાનાદિ ગુણોને હસ્તગત કરે છે. સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર સ્વરૂપ રત્નત્રયીના સતત સત્કાર પૂર્વકના આસેવનથી આત્મા મોક્ષ મેળવે છે, જ્યાં દુઃખનો લેશ નથી અને સુ:ખનો પાર નથી. અન્તવિનાનું, અપાર અને કોઇથી પણ ઝુંટવી લઇ શકાય નહિ એવું શાશ્વત સુખ મોક્ષમાં છે. એ સુખની આગળ સંસારનાં ત્રણે લોકનાં અને ત્રણે કાળનાં સુખ તુચ્છ છે. જગતના જીવોને એ સુખના માર્ગે ચઢાવવા અને એની પ્રાપ્તિપર્યંત આગળને આગળ વધારવા એ શ્રી જૈન શાસનનું કાર્ય છે. અને એનું જ બીજું નામ શ્રી. જૈન શાસને ઉપદેશેલો સાધનાનો માર્ગ છે.

# तारातंबोलविषयक उल्लेख

संग्राहक-श्रीयुत सागरमलजी कोठारी

कुछ मास पूर्व 'श्री जैन सत्य प्रकाश' में तारातंबोलनगर विषयक पत्र प्रगट हुए थे। उस समय कहा गया था कि अगर अन्य किसी ग्रंथ में इस घटना से सम्बन्धित साहित्य हो तो प्रकाशमें लाया जावे ताकि इस सम्बन्ध की ऐतिहासिक खोज की जाय। इस परसे एक यति जी द्वारा अपने संग्रह ग्रंथमें-जिसमें उन्होंने विहारी सतसई, कोकशास्त्र, कविता, वैद्यक शास्त्र, ज्योतिष, मंत्र, तंत्र, आदि अनेक विषयों के साथ कई ऐतिहासिक वार्ताका भी उल्लेख किया-उसी हस्तलिखित नोंध कोपी को देखते हुवे मुझे यह प्रवास वर्णन मिला जो कि उपरोक्त लेख सदृश होनेसे प्रकाशनार्थ भेजा है। उक्त कोपी १७ शताब्दी की होनेका अंदाज किया जाता है। पत्र इस प्रकार है—

"संवत् १६८६ वर्षे पातिसाह साहिज्यां राज्य करै तिवारै वार्ता छे मुलताण वासी, जाति खत्री, नाम ठाकुर विलायत, दूर देशांतरथी आयो ते वार्ता कहे। गुजरात देश मध्ये अहमदावाद नगरथी ३२५ आगरा, तेहथी ३०० कोस लाहोर, तिहांथी १५० मुलताण, तिहांथी ३०० खंधार, तिहांथी ७०० सांम नगर छे, तिहांथी ८०० सासता नगर बार कोस ने विस्तार छे, तिहांथी

६०० खुरसानसेहर १५ कोस विस्तार छे, तिहांथी १२०० तारातंबोल नगर छे ते ७२ कोस विस्तार छे नगरनो बाजार ४८ कोसनै विस्तार छे तिहां रोमी पातिसाह राज्य करे छे, ने छ मासे बारणै आवै ते पातिसाहरै २४ लाख कटक छे, तेहने ३ लाख लूंडा लूंडी छै लोहनो कोट सहिर दोलो छै। तिहांथी ५०० कोस बबर देश छै तिहां हिर रंगाई, तिहां सूरचंद राज्य करै ते नगर ४० कोसने विस्तारे छे, तिहां समुद्रनो कांठो छे, जैनधर्म छे अद्भुत प्रासाद पोसाल अनेक छे।"

# दीवान शाह फतेहचंदजी सुराणा

लेखक-श्रीयुत हजारीमलजी बाँठिया, कलकत्ता.

शाह फतेहचंदजी सुराणा स्वनामधन्य शाह माणिकचंदजी सुराणा के ज्येष्ठ पुत्र और दीवान अमरचंदजो के पौत्र थे। आप भी अपने पिताकी तरह रणकुशल सेनापति और सुज्ञ राजनीतिज्ञ थे। आपकी वीरता की प्रशंसा राजाओं ने ही नहीं परन्तु उच्च अंग्रेज पदाधिकारीयों ने की है।

शाह माणिकचंदजी सुराणाने सरदार शहरमें पार्श्वनाथ भगवानका जिनालय बनवाया था, जो अब भी आपकी यशःपताकाको समस्त थली प्रदेशमें फैला रहा है। पार्श्वनाथ प्रभुकी प्रतिमा पर खुदा हुवा प्रतिमालेख, जो मुझे श्री कान्तिसागरजी महाराजके संग्रहसे भाई श्री भंवरलालजी नाहट के द्वारा प्राप्त हुआ है, इस प्रकार है—

श्री राठोडवंशान्वये नरेन्द्र श्री सूरतसिंहजी तत्पट्टे महाराजाधिराज महंत श्री रतनसिंहजी विजयराज्ये। संवत् १८९७ मिते फाल्गुन सुदि ५ तिथौ शुक्रे श्री बृहत्खरतर गणाधीश्वर भट्टारक श्री जिनहर्षसूरिः तत्पट्टालंकार जं। यु। प्र। श्री जिनसौभाग्यसूरिविजयिराज्ये श्री सिरदारनगरे सुराणा शाह माणकचंदजी प्रमुख सकल श्रीसंघेन सानंद श्री पार्श्वनाथप्रासाद कारितः प्रतिष्ठापितश्च सदैव कल्याण वृद्ध्यर्थं ॥

## राजनैतिक और सैनिक क्षेत्र

वि. सं. १९०५ में शाह फतेहचंदजी को श्रीजीसाहिब बहादुर ने महरबानी फरमाकर फौजमुसाहिबके पद पर नियुक्त किया।

वि. सं. १९१४ (ई. सं. १८५७) में अंग्रेजों के विरुद्ध बलवा हुआ। कानपुर और देहलीकी फौज के बिगडने पर हांसी और हिसार की फौज भी अंग्रेजों से बिगड खडी हुई। महाराजा सरदारसिंहने ऐसे समय पर ससैन्य शाह श्री फतेहचंदजी आदि प्रधानोंको रियासतकी तरफसे सरसाव हांसी हिसारकी ओर भेजकर अंग्रेजी सरकारकी खुब सहायता की। शाह फतेहचंदजी के साथमें शाह लक्ष्मीचंदजी व लालचंदजी व उदयचंदजी सुराणा भी थे। शाहजीने वहाँ पहुंचकर किले छीनने आदि अनेक कार्यों में अंग्रेजी सरकारको भरपेट सहायता पहुंचाई। अंग्रेजी सरकार शाह

फतेहचंदजीकी खिदमतसे बहुत प्रसन्न हुई और उनको दो पत्र प्रदान किये। ये पत्र एजन्ट साहिब व जनरल साहिबने शाहजी को भेट किये थे। उनकी नकल यहां दी जाती है।

I have much pleasure in stating that during the time Sah Fatehchand was with my camp as Mootimid or confidential agent of H. H. the Maharaja of Bikaner, he did every thing in his power to aid me and to carry out my instructions as far as he was able with the Bikaner troops under his command.

Camp Rohtuch, 29th. September, 1857 } (Sd.) **Commanding Harrianah Field Force**

Sahji Fatehchand Surana has served with me in command of Bikaner troops with Harrianah Field Force for some months. There never was the slightest difficulty with me. He has much influence over the Thakars and their men aud invariably exerted that influence aright. Great credit is due to him for his uniform, good conduct and exertions and I trust his services may be recognised by Government.

Jodhpure, 19-10-1857 } (Sd) AGENT, Rajputana.

इन पत्रों से आपके धवलचरित्र पर काफी झांकी पड़ती है। जब बलवा शांत हो गया तो शाह फतेहचंदजी, उदयचंदजी सुराणाके साथ बीकानेर आये। श्रीजीसाहिब बहादुरने आपकी खिदमत अच्छी समझकर विक्रमसर, गोठां और भानगढ़ नामक तीन गांव आपको बक्षे और दोनोंको पैर में सोनेका कड़ा बक्षा।

वि. सं. १९२३ (ई. सं. १८६७) में महाराजा सरदारसिंहजी आपकी वीरता, बुद्धिमत्ता और राजनीतिज्ञताको देख कर बहुत प्रसन्न हुए और आपको दीवान के उच्च पद पर सुशोभित किया।

महाराजा सरदारसिंहजीके समयमें स्टेट पर बहुत कर्जा चढ़ा हुआ था। इसके दो कारण थे, एक तो फौज ज्यादा रखना, जो सरकारका हुक्म था, दूसरा ग़ैरसाली होने की वजहसे स्टेट को पैसेकी काफी आमदनी नहीं होती थी। यों तो महाराजा सूरतसिंहजीके समय से ही स्टेट पर कर्जा चढ़ा आ रहा था। महाराजा साहिबकी नीति आगे कोई भी दीवान स्थायी रूपसे नहीं टिक सकता था। रामलाल द्वारकानी जैसे योग्य दीवान भी ८ वर्षसे ज्यादा नहीं टिक सके। आपके राज्यकालमें करीब १८ दीवान बदले। जो दीवान राज्य के कर्जको उतारनेमें नाकामयाब होता उसको उसी काल

दीवानके पद से पदच्युत:कर दिया जाता था। यही हाल शाह फतेहचंदजीका भी हुआ। वे भी महाराजासाहब की इस विचित्र नीति के आगे न टिक सके और पदच्युत कर दिये गये। सोहनलाल मुंशी अपने इतिहासमें लिखते हैं कि फतेहचंदजी सुराणा १५ योम तक दीवान रहे।

खैर जो कुछ हो आपकी यशःपताका आज भी इस भूमण्डल पर फहराती है और चिरकाल तक फहराती रहेगी।

महाराजा सरदारसिंहजीने कुछ रुक्के अमरचंदजी सुराणा के वंशजों को दिये थे, उनमें से कुछ रुक्क शाह फतेहचन्जी के भी हैं उनकी नकल यहां नीचे दी जाती हैं।"

श्री रामजी

॥ रुको खास साह फतहचन्दजी दिसी सुप्रसाद बचै अपरंच कणवाई कुची सी वदडै सुं ओठी धाडो करणने आंवता था सु नुं वा ठाकरो हरनाथ-.सिंहजी वार चढ धाडवियों सुं झगडो कियौ तेमें धाडवी मारा गया बाकी रहा ज्यां सारांने पकड लिया वा ठाकुरो रणजीतसिंघजी वा हरनाथसिंघजी वा दूजा ही वार वालो झघडो आछो कीयौ तेरा समाचार सारा माळुम हुवा सु म्है घणां खुश हुवा आ चाकरी सारोंरी मोटी सझी सुं झघडै में सामल था ज्यां सारा ने पूरी खातरी कर दीजे समत १९०५ मिती मागसर सुद ९।

१ रुको खास साह फतहचन्द दिसी.

श्री रामजी

रुक्को खास साह फतहचन्द दिसी तथा कणवाई वाचीसी वदडै सुं धाड धीरावतां तरण जीतां वगैरह आवंता था ज्यांने तु वां ठाकरां रणजीतसिंगजी हरनाथसिंघजी सामथ हुयः मारा बाकी रहा ज्यांने पकड लीना सु आ थारी मोटी चाकरी सझीं हमै इवै काम में हुवे जिका ने हद सुधी खातरी देजे समत १९०५ मागसर सुदी १०

१ रुको खास साह फतहचन्द दीसी.

श्री रामजी।

रुक्को खास साह फतहचन्द दिसी सुप्रसाद बचै अपरंच अलवर साहबारो खरीतो आयो तैमें लिखो सरसैरे बंदोबस्त वास्ते फौज ले जावण रै वां दरबार री फौज बुलाई तेसु म्हे तेराव गुमानसिंघने साहब मोसुफ पासी आज चढायो छै तणै पण बुलावै तारां तोप व असवार वा पाल ले सताबसु जाय हाजार हुव जाईये में ढील न करसो. संवत १९१४ मीती अषाढ वदी ३

१ रुको खास साह फतैचन्द दीसी

श्री रामजी।

श्री दीवान वचनात भादरा रो शाहूकारा वा परगनैरा चौधरियां रै यह समस्तां जोग तिथा भादराणी हाकमी फतैहचन्द रै आगे थी सु इयांरै

[ અનુસંધાન માટે જુઓ પાનું પાછળ ]

શ્રી જિનપ્રભસૂરિવિરચિત વિવિધતીર્થકલ્પાન્તર્ગત

# શ્રીઅર્બુદકલ્પ

[ વિશિષ્ટ ટિપ્પણીઓ યુક્ત અનુવાદ ]

અનુવાદક—**શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, વ્યાકરણતીર્થ**

( ગતાંકથી પૂર્ણ )

નિર્મળ બુદ્ધિવાળા દંડનાયક [15]**વિમળશાહે** અહીં પિત્તલની પ્રતિમાવાળું [16]**ઋષભદેવનું** મંદિર બનાવ્યું. (૩૬)

માતા **અંબાનું** આરાધન કરી, પુત્ર, સંપત્તિની ઇચ્છા વિનાના તેણે (વિમળશાહે) ચંપક વૃક્ષની પાસે તીર્થસ્થાપનાની અભ્યર્થના કરીને, પુષ્પમાળાઓના હાર વડે સુંદર અને બળદ જેવા મુખવાળા ગોમુખ(યક્ષ)ને જોઇને ત્યાં **શ્રીમાતાના** મંદિર પાસેની ભૂમિ દંડનાયકે લીધી. (૩૭-૩૮)

---

૧૫-આ વિમળશાહ ગુજરાતમાં અણુહિલપુર પાટણની ગાદીએ થયેલા ચૌલુકય ભીમદેવનો મંત્રી હતો. વિમળશાહના પૂર્વજો મારવાડના હતા. આજે ભીનમાલના નામે ઓળખાતા શ્રીમાલ નગરમાં નીના નામનો કોટ્યાધીશ રહેતો હતો. લક્ષ્મી ઓછી થતાં તે ગૂજરાતના ગાંભૂ ગામમાં આવી રહેવા લાગ્યો. ત્યાં તેમનો ઉદય થયો. તેમને લહર (લહધર) નામનો શૂરવીર અને બુદ્ધિશાળી પુત્ર થયો. વનરાજે લહરનાં શૌર્ય અને બુદ્ધિની પ્રશંસા સાંભળી તેને પોતાનો સેનાપતિ બનાવ્યો. તેની સેવાથી પ્રસન્ન થઇ તેને સંડસ્થલ ગામ ભેટ આપ્યું હતું. તેનો પુત્ર વીર મહત્તમ મૂળરાજનો મંત્રી બન્યો. આ વીર મહત્તમને નેઢ અને વિમલ એમ બે પુત્રો થયા. રાજખટપટ અને સંસારને પ્રપંચજાળ સમજતાં વીર મહત્તમે

---

[ ૨૩૧મા પાનાનું અનુસંધાન ]

**हीज राखी छै सु थे जमाखातर राख विगज वैवार आछी तरहसुं करजो थांरी भांतभांत सुं पीठ रहसी बदेह साखी खेचल मा करजो दी. मुहता गुमानसिंघ हुकम सं. १९०९ मीती मागसर वदी ५**

**रजू दफतर श्री हजूररे खास दफतर सही।**

**गांव नौरङ्गदेसर फतैचंदजीको सं. १९०७ पो. व. १२**

**रु. ३०० मोतीका चौकडाकी शाह फतैचंदको खजानची लालचंदसे दराया सं. १९०१ मिगसर वदी ९।**

**इस लेख की प्रस्तुत सामग्री हमें शाहजी के वंशधरों से प्राप्त हुई है। अतः हम उनको हार्दिक धन्यवाद देते हैं। इनके अलावा मैं अपने पूज्य पिताजी श्री फूलचंदजी बांठिया श्री समैगजजी नाहटा तथा भैवरलालजी नाहटा को धन्यवाद देता हूं जिन्होंने मुझे यह लेख लिखने का प्रोत्साहन दिया है।**

ધાંધુક[17] રાજાની ઉપર ક્રોધિત થયેલા ગુર્જરેશ્વર [18](ભીમદેવ)ને ભક્તિથી પ્રસા-

દીક્ષા લીધી હતી. તેથી ભીમદેવ રાજાએ તે વખતમાં વંશપરંપરાથી મળતા મહામંત્રીપદે નેઢને અને સેનાપતિપદે વિમલને નિયુક્ત કર્યો હતો. પાછળથી તે મંત્રીપદે નિયુક્ત થયો હતો વિમળ મંત્રી માટે પ્રબંધકારો તરેહ તરેહની વિગતો આપે છે તેમાં ભીમરાજાથી રીસાઇને ચંદ્રાવતી ચાલ્યા જવાની વાત કેવી રીતે ઉતરી આવી હશે તે જાણી શકાતું નથી; ખરી રીતે તે ભીમદેવથી રીસાઇને નહિ પણ વિમળવસતિના લેખમાં કરાયેલા ઉલ્લેખ પ્રમાણે તો તેને દંડનાયક કરીને ભીમદેવે ચંદ્રાવતી મોકલ્યો હતો, એમ જણાય છે.

આ વિમલ અપુત્ર મરણ પામ્યો એવા પ્રબંધકારોના ઉલ્લેખો મળે છે. પણ વિમલવસિહિમાંના અંબાજીની મૂર્તિ પર સં. ૧૩૯૪ના લેખમાં "**महं. विमलान्वये**" એટલે વિમલના વંશ જ અભય સીહના પુત્ર જગસીહ, લખમસીહ અને કુરસીહ થયા; તથા જગસીહનો પુત્ર ભાણુ થયો. તે સર્વેએ અંબાજીની મૂર્તિ આ મંદિરમાં સ્થાપન કરી એમ મળે છે, છતાં વિમલ પછીની વંશાવલિ મળતી ન હોવાથી તેમ પણ બનવા સંભવ છે.

૧૬–**अथान्यदा तं निशि दण्डनायकं समादिदेश प्रयता किलाम्बिका।**
**इहाचले त्वं कुरु सद्म सुन्दरं युगादिभर्तुर्निरपायसंश्रयः॥**
**श्रीविक्रमादित्यनृपाद् व्यतीतेऽष्टाशीतियाते शरदां सहस्रे।**
**श्रीआदिदेवं शिखरेऽर्बुदस्य निवेशितं श्रीविमलेन वन्दे** ॥ (१०८८)
–વિમલવસતિની પ્રશસ્તિ શ્લો. ૧૦–૧૧

આ પ્રશસ્તિગત ઋષભદેવનું મંદિર બંધાવતાં પહેલાં વિમલશાહને કેટકેટલી કસોટીઓમાંથી પસાર થવું પડ્યું છે એનો ઇતિહાસ રોમાંચક છે. તે માટે વિમલપ્રબંધ અને વિમલચરિત્ર વગેરે ગ્રંથો વાંચવા જોઇએ. અહીં તો ટૂંકમાં જ લખી શકાય કે:– "વિમલશાહ પાછલા વખતમાં ચંદ્રાવતીમાં રહેતાં પોતાના પાપના પ્રાયશ્ચિત સ્વરૂપે શ્રી ધર્મઘોષસૂરિએ આબૂતીર્થનો ઉદ્ધાર કરવાની ભલામણ કરી. આ ભલામણ અનુસાર મહારાજા ભીમદેવ, મોટાભાઇ નેઢ અને રાજા ધાંધુકની આજ્ઞા લઇ આબૂ ઉપર મંદિર બંધાવવા માટેની જગા પસંદ કરી. બ્રાહ્મણોએ જૈનો પરના દ્વેષથી હિંદુઓના તીર્થમાં જૈનોને પેસવા દેવ ની મનાઇ કરી. પણ કથાઓના ઉલ્લેખો પ્રમાણે વિમલે ત્રણ ઉપવાસ કરી અંબિકાની આરાધનાથી નિર્દિષ્ટ જગ્યામાં ચંપકવૃક્ષ નીચે શ્રી આદીશ્વરની મૂર્તિ (લોકો તેને મુનિસુવ્રત સ્વામીની માને છે) કાઢી બતાવતાં, પહેલાં પણ આ જૈનોનું તીર્થ હતું એવું સાબીત કરી બતાવવાથી પસંદ કરેલી જગા બ્રાહ્મણોની માંગણીથી સોનામહોરોથી માપીને લીધી.

૧૭–આબુ પરના પરમાર વંશીય રાજાઓમાંનો ધંધુક ધરણી વરાહના પુત્ર મહીપાળનો પુત્ર હતો. ધંધુકની પત્નીનું નામ અમૃતદેવી હતું અને તેને પૂર્ણપાલ નામનો પુત્ર અને લાહિની નામની કન્યા હતી. (આ તે જ લાહિની છે કે જે પતિ વિગ્રહરાજના મરણ પછી વસંતગઢમાં ભાઈ પાસે આવીને રહી. અને ત્યાં સં. ૧૦૯૯માં સૂર્યમંદિર અને સરસ્વતી વાવડીનો ઉદ્ધાર કરાવ્યો. આજે પણ તે વાવડી 'લાહિની વાવડી' તરીકે પ્રસિદ્ધ છે.) સં. ૧૧૧૭ના ભીનમાલના એક લેખમાં ધંધુકના પુત્રનું નામ કૃષ્ણરાજ લખેલું મળે છે. તેથી કદાચ આ બીજો પુત્ર હોય એમ લાગે છે.

દિત કરી અને તેના વચનથી જ **ચિત્રકૂટથી** ત્યાં લાવીને સંવત ૧૦૧૦૮૮ મે વર્ષે ૨૦ઘણુ

આ ધંધુક રાજા પણ પરાક્રમી હતો. તેથી ગુજરાતના રાજાઓની વંશાનુગત આજ્ઞામાં રહેવાની તેણે ના પાડી આથી તે ચંદ્રાવતીથી ભાગીને ધારાનો રાજા ભોજ, જે તે સમયે ચિતોડ (ચિત્રકૂટ)ના કિલ્લામાં હતો, તેના શરણે ગયો. ભીમદેવના દંડનાયક વિમલ શાહે ત્યાં જઇ તેને મનાવ્યો અને ગુજરાતના રાજાની સાથે મેળ કરાવી આજ્ઞાનુવર્તી બનાવ્યો. આ ધંધુરાજના સમકાલીન રાજાઓ વિગ્રહરાજ, ચૌલુક્ય ભીમદેવ વિ. સં. ૧૦૭૮ થી ૧૧૨૦ અને પરમાર ભોજ પ્રથમ વિ. સં. ૧૦૭૮, ૧૦૮૭, ૧૦૯૯. વગેરે હતા. એટલે એ નિર્વિવાદ છે કે તે આબૂના પરમાર રાજાઓમાં અગિયારમી સદીમાં વિદ્યમાન હતો.

૧૮–ભીમદેવ પહેલો દુર્લભરાજના ભાઇ નાગરાજનો પુત્ર હતો. તેનો શાસનકાળ વિ. સં. ૧૦૭૮ થી ૧૧૨૦ સુધીનો છે. દ્વાશ્રયના ઉલ્લેખ પ્રમાણે નાગરાજ જીવતાં જ દુર્લભરાજે તથા નાગરાજે ભીમનો રાજ્યાભિષેક કર્યો હતો; પણ બોમ્બે ગેઝેટીયરમાં દુર્લભ-રાજ પહેલાં જ નાગરાજ મરી ગયાનો સંભવ જણાવ્યો છે. એ વાતની પુષ્ટિ પ્રબંધ-ચિંતામણિએ દુર્લભરાજ પછી ભીમદેવના જ રાજ્યકાળનો ઉલ્લેખ કરવાથી અને નાગરાજનું નામ પણ ન હોવાથી, મળે છે. ઉત્કીર્ણ લેખો પણ પ્રબંધચિંતામણિને અનુસરે છે. જિન-પ્રભસૂરિજીએ પણ "અણહિલપુર સ્થિત અરિષ્ટ નેમિકલ્પ"માં આપેલી વંશાવલીમાં નાગરાજનું નામ પણ નથી આપ્યું. ભીમદેવના શાસનકાળના બે વર્ષ વીતતાં મહમ્મુદ ગિઝનીની ચઢાઇએ થાણેશ્વર, મથુરા, કનોજ, કાલંજર અને સોમનાથ વગેરેનો નાશ કર્યાનો ઉલ્લેખ મુસ્લીમ તવારીખકાર ઇબ્ન અસીર (ઇ. સં. ૧૧૬૦ થી ૧૨૨૯) કરે છે. ગીઝ-નીની ચઢાઇથી ભીમદેવ અણહીલપુરથી નાસીને કચ્છના કંથકોટના કિલ્લામાં ભરાઇને સૈન્યને તૈયાર કરતો હતો. આ તૈયારી અનુસાર વિશ્વેશ્વરનાથ રેઉના કથન પ્રમાણે ગિઝનીના પાછાં ફરતાં ભીમદેવે તેને હરાવ્યો અને તેથી ગિઝનીને બીજે રસ્તો લેવો પડયો હતો, જે રસ્તે તે હેરાન થયો હતો. ભીમદેવે સોમનાથના લાકડાના મંદિરના સ્થાને પત્થરનું મંદિર બંધાવી નવી લિંગપ્રતિષ્ઠા કરાવી હતી. ભીમના સમકાલીન માળવાના રાજા ભોજની સાથે ભીમને ઘણી વખત લડાઇઓ થઇ હશે એમ પ્રબંધ-ચિંતામણિ અને ઉદયપુર પ્રશસ્તિથી જાણી શકાય છે. પાછળથી ભીમ અને ભોજ વચ્ચે તે વખતના ભીમના સાંધિવિગ્રહિક ડામરથી મૈત્રી સંબંધ બંધાયાનું જણાય છે. પણ ભોજની પાછલી અવસ્થામાં ભીમદેવ અને ચેદીના રાજા ગાંગેયદેવ (સં. ૧૦૮૭થી ૧૦૯૮) તેમજ કર્ણાટકના રાજા તે ચૌલુક્ય વિક્ર-માદિત્ય પાંચમા (વિ. સં. ૧૦૬૫થી ૧૦૭૪) અથવા એનો પુત્ર જયસિંહ (વિ. સં. ૧૦૭૪થી ૧૦૯૬)–આ ત્રણે મળીને ભોજને દબાવ્યાના અલગ અલગ ઉલ્લેખો મળે છે. આમ મૂળરાજના સ્થાપેલા ગુજરાતના રાજ્યને ખરેખરું વિસ્તારવાનું કામ તો આ ભીમદેવે કર્યું છે. મૂળરાજે જીતેલા ઉત્તરના આબૂ સુધીના પ્રદેશને તાબે રાખવા સાથે નડ્ડલના રાજાને સામંત બનાવ્યો અને પૂર્વના પરાક્રમી ભોજરાજને છેવટે દબાવી, ચેદીના કર્ણને મદદ કરી ગૂજરાતની એ બાજુની સરહદ વધારી દીધી હતી. ભીમે સ્થાપત્યકળામાં ગૌરવભર્યું સ્થાન મેળવ્યું છે. તેના જ ઉત્તેજનથી વિમલ-વસતિ, મોઢેરાનું સૂર્યમંદિર, સોમનાથનું આરસ મંદિર, તેની રાણી ઉદયામતીએ બંધાવેલી રાણીવાવ વગેરે બંધાયેલાં–સ્થાપત્યો ખાસ ગણી શકાય. આ ઉદયામતીથી થયેલો પુત્ર કર્ણદેવ ભીમની ગાદીએ આવ્યો.

પૈસાનો વ્યય કરી [21]**વીમલવસહી**[22] નામનો સુંદર પ્રાસાદ કરાવ્યો (૩૯-૪૦)

અહીં અનેક પ્રકારે પૂજાયેલી **અંબિકા** દેવી યાત્રાથી અત્યંત નમ્ર થયેલા સંઘનાં બધાં વિઘ્નોનો નાશ કરે છે. (૪૧)

ત્યાં ઋષભદેવના પથ્થરના મંદિર આગળ એક જ રાતમાં શિલ્પીએ ઉત્તમ [23]ઘોડો બનાવ્યો. (૪૨)

---

૧૯–વિમલવસતિ પ્રાસાદ બંધાવ્યાનો સમય વિ૦ સં૦ ૧૦૮૮ નિશ્ચિત છે. જો કે આ સાલ તે પછી ત્રણસો વર્ષે લખાયેલી જણાય છે. ઉત્કીર્ણ લેખો અને પ્રબંધોમાં આ સાલ એક સરખી ઉલ્લેખાયેલી જણાય છે.

૨૦–આ મંદિર બંધાવતાં ૧૮૫૩૦૦૦૦૦ અઢારકરોડ ત્રેપનલાખ રૂપિયાનો ખર્ચ થયાનું મનાય છે, જો કે આ માન્યતા કેટલાકને અતિશયોક્તિ ભરી લાગશે પણ વિમલવસહી મંદિરમાં અત્યારે જેટલી જમીન રોકાઇ છે તે જમીન ઉપર સોનામહોર પાથરીને તે જમીન ખરીદતાં, તેમજ જમીનની સપાટીથી આટલે ઊંચે પહાડ ઉપર સામાન ચઢાવતાં તેમજ ખાઇઓ પૂરવાની સાથે આવી ઉત્કૃષ્ટ કારીગરીવાળું મંદિર બંધાવતાં અઢાર કરોડ તેપન લાખ રૂપિયા લાગ્યા હોય એ અસંભવિત નથી.

૨૧–આ જમીન ઉપર વિમળશાહે અપૂર્વ કોરણીવાળા આરસપાષાણથી મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકીઓ, રંગમંડપ અને બાવન જિનાલય વગેરેથી યુક્ત વિશાળ જિનમંદિર બંધાવી તેનું નામ 'વિમલવસહી' રાખ્યું. તેમાં શ્રી ઋષભદેવની ધાતુની મોટી પ્રતિમા સ્થાપન કરી શ્રી વર્ધમાનસૂરિજીના હાથે વિ. સં. ૧૦૮૮ માં પ્રતિષ્ઠા કરાવી

૨૨–'વસહિ' એટલે જૈનમંદિર; જૈન મંદિરોમાં મંદિર કરાવનાર જેના સ્મરણાર્થનું નામ રાખવું હોય તે નામ સાથે વસતિ–વસહિ શબ્દ જોડવામાં આવે છે 'વસહિ' એ સંસ્કૃત વસતિ (વસથિ) ઉપરથી થયેલ છે.

૨૩–વિમલવસહિ મંદિરના મુખ્ય દરવાજાની સામે હસ્તિશાળા બનેલી છે. આ હસ્તિશાળા વિમલમંત્રીશ્વરના મોટા ભાઇ મંત્રી નેઢના પુત્ર મંત્રી ધવળ તેના પુત્ર મંત્રી આનંદ, તેના પુત્ર મંત્રી પૃથ્વીપાલે–(પ્રો. યાકોબીએ એડીટ કરેલા નાગેન્દ્રવંશીય હરિભદ્ર-સૂરિ કૃત સનત્કુમાર ચરિત્રની અંતિમ પ્રશસ્તિમાં આ વંશાવલીનો ઉલ્લેખ છે. આ પૃથ્વી-પાલ, સિદ્ધરાજ અને કુમારપાલ (૧૧૪૩ થી ૧૧૭૨)ના મંત્રી હતા.)–વિમલવસહીનો જીર્ણોદ્ધાર કરાવતી વખતે કુટુંબીઓના સ્મરણાર્થે સં. ૧૨૦૪માં બનાવી છે. આ હસ્તિ-શાળાના પશ્ચિમ દરવાજામાં પેસતાં જ મૂળનાયકજીની સન્મુખ એક મોટા ઘોડા ઉપર વિમલમંત્રી બેઠેલા છે. તેમના માથે મુગટ છે, જમણા હાથમાં પૂજાનો સામાન છે, ને ડાબા હાથમાં લગામ છે. મૂર્તિ આરસની હતી પણ મસ્તક સિવાયનો બધો ઘોડા સાથેનો ભાગ ચૂનાના પ્લાસ્તરથી બનાવેલો જણાય છે કદાચ મુસ્લિમ ચઢાઇ વખતે તે ખંડિત થતાં પાછળનાઓએ તે મૂર્તિને સુધરાવી હશે. ઘોડાની પાછળના ભાગમાં એક માણુસ પથ્થરનું મજબૂત છત્ર વિમળશાહના મસ્તક પર ધારણ કરી ઊભો છે.

સં. ૧૬૪૬ના સમય પહેલાં રચના કરનાર હીરસૌભાગ્યકારે વિમલશાહની મૂર્તિને આરસના સફેદ ઘોડા ઉપર હાથ જોડીને બેઠેલી જણાવી છે આથી જણાય છે કે મંદિરના

ભંગ વખતે આ મૂર્તિને નુકશાન થયું નહિ હોય. હીરવિજયસૂરીશ્વરજીની વિદ્યમાનતા સુધી તો તે મૂર્તિ અખંડિત હશે પણ પાછળથી તેને નુકશાન થતાં ચૂનાનું પ્લાસ્તર કર્યું હોય. અથવા તેને નવા જ પ્રકારે બનાવી હોય, કેમકે પહેલાં બે હાથ જોડેલા હતા જ્યારે અત્યારે બંને હાથમાં પૂજાની સામગ્રી છે.

૨૪–મંત્રી વસ્તુપાળ–તેજપાળની આબાલગોપાળ પ્રસિદ્ધ, મહામાત્ય તરીકેની બુદ્ધિમત્તા, શૌર્ય અને ધાર્મિક કાર્યો માટેની ઉદારતા આજે જૈન ગ્રંથોમાં જ નહિ પણ જૈનેતર ગ્રંથોમાં પણ સુવર્ણાક્ષરે આલેખાયેલી છે. પુરોહિત કવિ શ્રી સોમદેવે રચેલી 'કીર્તિકૌમુદી' તેમજ જૈનાચાર્યોએ રચેલા 'વસ્તુપાળ-તેજપાળ ચરિત્ર', 'વસંતવિલાસ', 'સુકૃતસંકીર્તન', 'પ્રબંધચિંતામણિ', 'પ્રબંધકોશ' વગેરે ગ્રંથોથી તેમનાં યશસ્વી કાર્યોની નોંધ મળે છે. વસ્તુપાળ તો એક વિદ્વાન કવિ પણ હતા તેમ તેમનાં રચેલા 'નરનારાયણાનન્દ' કાવ્ય ઉપરથી જાણી શકાય છે. તેથી તેઓ "સરસ્વતીદેવીના ધર્મપુત્ર" તરીકે ઓળખાતા. જ્યારે તેજપાળ શૂરવીર યોદ્ધા તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા.

આ બંને ભાઇઓ હતા. તેમના પૂર્વજોમાંના પ્રાગ્વાટ ચંડપ બારમા સૈકામાં અણહિલ-પુર પાટણમાં રહેતા અને ચૌલુક્ય રાજાના મંત્રી હતા. તેમના પુત્ર ચંડપ્રસાદ પણ મંત્રી હતા. તેમને શૂર (સૂર) અને સોમ (સોમસિંહ) નામના બે પુત્રો હતા. તેમાં સોમસિંહ સિદ્ધરાજના મંત્રી હતા. આ સોમસિંહને આસરાજ નામે પુત્ર હતો. આ આસરાજે કુટુંબ સહિત પાટણ છોડી 'સુંહાલક'માં વાસ કર્યો હતો. અહીં તેઓ વ્યાપારાદિ કાર્ય કરતા. તેમને ચાર પુત્ર અને સાત પુત્રીઓ હતી. તે પુત્રોનાં નામ લૂણિગ, મલ્લદેવ, વસ્તુપાલ અને તેજપાળ હતાં. લૂણિગ, રાજકારભારમાં કુશળ અને શૂરવીર હતો પણ નાની વયમાં જ સ્વર્ગવાસી થયો. મલ્લદેવ પણ તેવો જ કુશળ અને શૂરવીર હતો.

વસ્તુપાળને બે પત્નીઓ હતીઃ લલિતાદેવી અને વેજલદેવી. તેમાં ગુણની ભંડાર લલિતાદેવીને જયન્તસિંહ નામનો પુત્ર હતો. તે પણ રાજકારભારમાં કુશળ હતો. તેજપાળને પણ અનુપમાદેવી અને સુહલાદેવી નામે બે પત્નીઓ હતી. આ અનુપમા દેવીથી લૂણસિંહ (લાવણ્યસિંહ) ને સુહડાદેવીથી સુહડસિંહ નામે પુત્રો હતા. વસ્તુપાળ અને તેજપાળ પિતાના મરણ પછી 'સુંહાલક'માંથી નીકળી 'મંડલિ' ગામમાં રહેવાને આવ્યા હતા. કુમારપાળ સં. (સં. ૧૨૦૦થી ૧૨૨૯) ના પુત્ર અજયપાળ (સં. ૧૨૨૯થી ૧૨૩૪)ના પુત્ર મૂળરાજ (સં. ૧૨૩૨થી ૧૨૩૪) (બીજા)ના પુત્ર ભીમદેવ (બીજા) (સં. ૧૨૩૪થી ૧૨૯૮) ગુજરાતની ગાદી પર હતા ત્યારે ધોળકામાં મહામંડળેશ્વર સોલંકી અર્ણોરાજ (સં. ૧૦૭૦)ના પુત્ર લવણપ્રસાદ (સં. ૧૨૦૦) રાજ્ય કરતા હતા. તેઓ ગુજરાતના રાજાના સામંત હતા અને તેથી યુવરાજ વીરધવલ (સં. ૧૨૩૩થી ૧૨૩૮) પિતા લવણપ્રસાદની ગાદીએ આવતાં ભીમદેવ પાસે વસ્તુપાળ–તેજપાળ બંને ભાઇઓની રાજ્ય રક્ષણ અને વિસ્તાર માટે યાચના કરી. ભીમદેવે તેમને મહામંત્રી બનાવી ત્યાં મોકલ્યા. તેમાં ધોળકા અને ખંભાતનો અધિકાર મંત્રી વસ્તુપાળને અને આખા રાજ્યનું મહામંત્રીપદ તેજપાળને આપ્યું હતું. તેમના રાજ્યકાળમાં પ્રજા બરાબર ન્યાય મેળવી સુખી રહેતી.

**લુણિગવસહી**[૨૫] નામનું [૨૬]**નેમિનાથ** પ્રભુનું મંદિર બંધાવ્યું. (૪૩)

શ્રી **તેજપાલ** મંત્રીએ [૨૭]**સ્તંભતીર્થ** (ખંભાત)માં ઉત્પન્ન થયેલું આંખને અમૃતાંજન સમાન અને કષાયેલા પથ્થરનું બનાવેલું બિંબ ત્યાં સ્થાપન કર્યું. (૪૪)

રાજા શ્રી [૨૮]**સોમદેવના** આદેશથી ત્યાં હસ્તિશાળામાં પોતાના પૂર્વ વંશજોની મૂર્તિઓ સ્થાપન કરી. (૪૫)

ખરેખર, સૂત્રધાર–શિલ્પીઓમાં શ્રેષ્ઠ શ્રી [૨૯]**શોભનદેવનું** નામ અહીં ચૈત્ય રચનાના શિલ્પથી યથાર્થતાને પ્રાપ્ત થયું છે. (૪૬)

આ (પર્વત)ના નાના ભાઇ [૩૦]**મૈનાકનું** (ઇન્દ્રના) વજ્રથી (કપાઇ જવાના ભયે) સમુદ્રે

---

૨૫–આ 'લૂણિગવસહી' નામનું મંદીર મહામંત્રી તેજપાળના પુત્ર લાવણ્યસિંહના કલ્યાણ માટે તે વખતના ગૂજરાતના રાજાના મહામંડલેશ્વર આબૂના પરમાર રાજા સોમસિંહની આજ્ઞા લઇને આબૂના દેલવાડા ગામમાં વિમળવસહીની પાસે જ બાર કરોડ ત્રેપન લાખ (૧૨૫૩૦૦૦૦૦) રૂપિયાનો ખર્ચ કરીને લૂણવસહિ નામનું શ્રી નેમિનાથ પ્રભુનું ભવ્ય મંદિર બંધાવ્યું. આ મંદિરની કોરણી હિંદની કળાની ગૌરવભરી યાદ આપે છે.

૨૬–આ મૂર્તિ મૂળનાયક તરીકે શ્રી નેમિનાથપ્રભુની ખંભાતથી લાવીને મૂકવામાં આવેલી છે. અને તેની પ્રતિષ્ઠા નાગેન્દ્રગચ્છના હરિભદ્રસૂરિના શિષ્ય શ્રી વિજયસેનસૂરિજી પાસે મહોત્સવપૂર્વક સં. ૧૨૮૭ના ચૈત્ર વદી ૩ ને રવિવારે કરાવવામાં આવી છે.

૨૭–હાલનું ખંભાત તે જ સ્તંભતીર્થ છે. આ નામ ચાપોત્કટ રાજાઓના સમયમાં મળ્યું હશે કેમકે તેનું જુનું નામ તો 'ગંભૂટ' હતું. સોલંકીઓના રાજ્યકાળમાં ત્યાંના રાજ્યવંશનો અંત આવતાં તેને અણહિલપટ્ટણ સાથે જોડી દેવામાં આવ્યું. તે કાળમાં ખંભાત મોટું આયાત નિકાસનું બંદર ગણાતું. આગ્રા, દિલ્હીનો વેપાર પણ આ બંદર મારફતે જ થતો. મુસલીમો હજ કરવા માટે પણ આ બંદરથી જ જતા. અણહિલવાડ પડતાં અલફખાને આ શહેરનો કબજો લઇ લૂટયું.

૨૮–આ સોમદેવ (સોમસિંહ) આબૂના પરમારવંશીય પરાક્રમી રાજા ધારાવર્ષનો પુત્ર હતો. તે તેના કાકા પ્રહલાદ દેવથી (જેમણે પાલણપુર વસાવ્યું) શસ્ત્રવિદ્યા શીખ્યો હતો. તેણે લૂણવસહીના મંદિર માટે 'ડબાણી' ગામ ભેટ કર્યું હતું. તેના સમયના સં. ૧૨૮૭ અને સં. ૧૨૯૦ના લેખો મળી આવેલા છે તેથી તે સમયે તે વિદ્યમાન હતો અને વસ્તુપાળ તેજપાળનો સમકાલીન હતો, એ નિશ્ચિત થાય છે.

૨૯–આ શોભનદેવ લૂણવસહિ મંદિર બાંધવામાં મુખ્ય મીસ્ત્રી હતો. તેના જ શિલ્પચાતુર્ય અને બુદ્ધિવૈભવથી આ મંદિર ભારતની ઉત્તમોત્તમ કારીગરીના ગૌરવસમું બની શક્યું છે. આ શોભનદેવ માટે જિનહર્ષગણિકૃત વસ્તુપાલ ચરિત્રમાં કેટલુંક વર્ણન છે.

૩૦–મૈનાક પર્વત માટે પૌરાણિક કથા એવી છે કે–પહેલાં બધા પર્વતોને પાંખો હતી તેથી તે ગમેત્યાં ઊડી શકતા. આથી કંઇક કારણ મળતાં ઇંદ્રે તે પાંખો તોડી નાખવા માંડી. આ જોઇને હિમાલયનો પુત્ર મૈનાક ઊડીને દક્ષિણમાંના સમુદ્રમાં ડુબી ગયો. સીતાની ખોજ માટે નીકળેલા હનુમાને સમુદ્રને ઓળંગતાં વચ્ચે મૈનાક ઉપર પગ દીધો હતો. આ મૈનાક પાર્વતીનો અને નંદિવર્ધન (આબુ)નો ભાઇ થાય એવી કથા છે.

રક્ષણ કર્યું, અને આના (અર્બુદાચલ) વડે મુદ્રાવાળા સંપત્તિવાળા (થયેલા) બે દંડનાયક મંત્રીશ્વરો (વસ્તુપાલ-તેજપાલ) ભવથી રક્ષાયા. (૪૭)

દૈવ(કર્મસંયોગ)થી [31]મ્લેચ્છોએ ખંડિત કરેલાં આ બે તીર્થોનો બે જણાએ [32]શક સંવત ૧૨૪૩માં ઉદ્ધાર કર્યો (૪૮)

તેમાં પ્રથમ તીર્થનાં ઉદ્ધાર કરનાર [33]**મહણસિંહ**ના પુત્ર **લલ્લ** હતા અને બીજા વ્યવહારી (વેપારી) **ચંડસિંહ**ના પુત્ર [34]**પીથડ** ઉદ્ધાર કરનારા થયા. (૪૯)

---

૩૧–મુતા **નેણસી**ની ખ્યાતના **ઉલ્લેખ** મુજબ અલ્લાઉદ્દીન ખૂનીના સૈન્યે વિ. સં. **૧૩૬૮માં** જાલોરના **ચૌહાણ રાજા કાન્હડદેવ ઉપર ચડાઈ કરી હતી.** સ. ૧૩૬૯માં ગુજરાતના **અનેક શહેરોની સમૃદ્ધિ લૂંટી** લીધી. શત્રુંજય તીર્થ પણ આ આક્રમણથી બચ્યું **નથી.** તેણે તીર્થના મુખ્ય મંદિરનો નાશ કર્યો, જેનો ઉદ્ધાર સં. ૧૩૭૧માં **સમરાશાહે કરાવ્યો.** ત્યાંથી જીત મેળવીને પાછા ફરતાં આબૂ ઉપર ચઢીને આ મંદિરનો નાશ કર્યાનું જણાય છે.

૩૨–**શક સંવત અને વિક્રમ સંવત** વચ્ચે ૧૩૫ વર્ષનું અંતર છે. તેથી ૧૨૪૩+૧૩૫=૧૩૭૮ના **વિક્રમ સંવતે આ મંદિરનો ઉદ્ધાર થયો અર્થાત્ મંદિરના નાશ પછી દશ વર્ષે આ ઉદ્ધાર થયો છે એમ નક્કી થાય છે.**

૩૩–આ મહણસિંહ તે માંડવ્યપુર (મંડોર)ના રહેવાસી ગોસાલના પુત્ર ધનસિંહ તેના પુત્ર વીજડ આદિ છ ભાઈઓ અને ગોસાલના ભાઈ ભીમાના પુત્ર મહણસિંહ હતા. મહણસિંહને લાલિગસિંહ (લલ્લ) વગેરે ત્રણ પુત્રો હતા. આમ વીજડ અને લાલિગ આદિ નવ ભાઈઓએ 'વિમલવસહિ'નો જીર્ણોદ્ધાર કરાવ્યો અને ધર્મઘોષસૂરિની પરંપરામાં થયેલા શ્રી જ્ઞાનચંદ્રસૂરિજી પાસે સં. ૧૩૭૮ના જ્યેષ્ઠ વદિ ૯ ને સોમવારના રોજ પ્રતિષ્ઠા કરાવી.

૩૪–બીજા ઉદ્ધારક તે જ વખતના વ્યાપારી ચંડસિંહના પુત્ર શ્રી પેથડ **સંઘપતિ** હતા. **તેઓ સંઘ** લઈને આબૂ ઉપર યાત્રા કરવા આવ્યા અને નષ્ટ થયેલા ભાગનો પોતાના દ્રવ્યથી વિ. સં. ૧૩૭૮માં જ જીર્ણોદ્ધાર કરાવ્યો. નેમિનાથ પ્રભુની મૂર્તિ નવી કરાવીને તેની પ્રતિષ્ઠા કરાવી. આ પેથડશાહ માંડવગઢ નિવાસી દેવાના પુત્રથી ભિન્ન છે. 'પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ'માં આ પેથડ માટેનો 'પેથડરાસ' સંઘમાં સાથે ગયેલા કોઈ મુનિએ લખેલ છપાયો છે. તદુપરાંત પેથડશાહના વંશજ શાહ પર્વતે જ્ઞાનભંડાર લખાવતાં નિશીથચૂર્ણિની પ્રતિ સં. ૧૫૭૧માં લખાવી તેમાં પેથડશાહના વંશની વિસ્તૃત પ્રશસ્તિ આપી છે, (જુઓ. પુરાતત્ત્વ વર્ષ ૧, અંક–૧, પૃ. ૬૧માં શ્રીમાન પુણ્યવિજયજી મહારાજનો "એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ" નામનો લેખ) આ સિવાય પણ બીજાં સાધનોથી જાણી શકાય છે કે તેઓ શેઠ સુમતિના પુત્ર આભૂના પુત્ર આસડના પુત્ર વર્ધમાનના પુત્ર શ્રીમાન ચંડસિંહના પુત્ર હતા તે પાટણ પાસેના સંડેરક (સાંડેરા)ના રહેવાસી અને જ્ઞાતિએ પોરવાડ હતા. તેમને ૭ ભાઈઓ હતા.

**ચૌલુક્ય** કુલમાં ચંદ્રમા જેવા [૩૫]**શ્રી કુમારપાલ** ભૂપાળે આ (પર્વત)ના ઊંચા શિખર ઉપર [૩૬]**વીરપ્રભુનું** મંદિર બનાવ્યું. (૫૦)

તે તે કુતૂહલોથી વ્યાપ્ત, તે તે ઔષધિઓથી સુંદર અને અનેક તીર્થોમાં પવિત્ર એવા **અર્બુદગિરિને** ધન્યશાળી પુરુષો જુએ છે. (૫૧)

કાનને અમૃત સમાન (લાગતો) શોભાભર્યો આ **અર્બુદ કલ્પ શ્રી જિનપ્રભસૂરિએ** રચ્યો તેને ચતુર પુરુષો જુઓ-અનુભવો. (૫૨)

**શ્રી અર્બુદ કલ્પ સમાપ્ત**

---

૩૫–સિદ્ધરાજ જયસિંહ પછી મહારાજ કુમારપાળ દેવ ગાદી પર આવ્યો તે એક આદર્શ રાજા હતો. તે ભીમદેવનો પુત્ર ક્ષેમરાજ તેનો પુત્ર દેવપ્રસાદ તેના પુત્ર ત્રિભુવનપાળનો પુત્ર હતો. તેનો જન્મ વિ. સં. ૧૧૪૯માં થયો હતો. તેનો રાજ્યાભિષેક સં. ૧૧૯૯માં થયો. રાજ્ય પ્રાપ્તિ પછી દશ વર્ષ સુધી રાજ્યની સીમા વધારવાનો પ્રયત્ન કરી દિગ્વિજય કરી પોતે અનેક મોટા મોટા રાજાઓને પોતાની આજ્ઞાને આધીન કર્યા. ભારતમાં તે સમયે તેની બરોબરી કરનાર બીજો કોઇ રાજા નહોતો. તેનું રાજ્ય ઘણું મોટું હતું. શ્રી હેમચંદ્રાચાર્યે 'મહાવીર ચરિત'માં તેની આજ્ઞાનું પાલન ઉત્તર દિશામાં તુરકસ્થાન, પૂર્વમાં ગંગા નદી, દક્ષિણમાં વિંધ્યાચળ અને પશ્ચિમમાં સમુદ્ર પર્યન્તના દેશોમાં થતું જણાવ્યું છે. હેમચંદ્રાચાર્ય તેના રાજ્યગુરુ હતા. તેમના જ પ્રતાપથી તે ઘણાંય ધાર્મિક અને પ્રજા માટેનાં પરોપકારનાં યશસ્વી કાર્યો કરી શક્યો હતો. અને તેણે જૈનધર્મ સ્વીકારી ઘણાં જૈન મંદિરો બંધાવ્યાં હતાં. તેના સંપૂર્ણ ચરિત્ર માટે 'કુમારપાળપ્રતિબોધ' 'દ્વયાશ્રય મહાકાવ્ય' 'કુમારપાળ ચરિત્ર' વગેરે વાંચવા જરૂરી છે. તેનો રાજ્યકાળ સં. ૧૨૩૨માં પૂરો થયો હતો.

૩૬–આ મહાવીર સ્વામીનું મંદિર દેલવાડાથી ઉત્તર પૂર્વમાં લગભગ ૩ાા માઇલ દૂર ઓરીયા નામના ગામમાં છે. આ મંદિરમાં મૂળનાયક તરીકે મહાવીર સ્વામી પ્રભુની મૂર્તિ છે, એમ શ્રી. ગૌ. હી. ઓઝાજીજણાવે છે. પણ મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજ પોતાની ચોક્કસ માહીતી મુજબ તે આદીશ્વર પ્રભુની મૂર્તિ હોવાનું પોતાના 'આબૂ' નામના પુસ્તકના પૃ૦ ૧૭૨માં જણાવે છે. બંને બાજુએ પાર્શ્વનાથ તથા શાંતિનાથની મૂર્તિઓ છે. આ ફેરફાર ક્યારે થયો હશે તેનો પત્તો નથી લાગી શક્યો પણ પાછળથી જીર્ણોદ્ધાર વખતે તેવો ફેરફાર થયો હોય અને પહેલાંથી ચાલ્યુ આવતું 'મહાવીર સ્વામીનું' મંદિર એ નામ આજ સુધી પ્રચાલત રહ્યું હશે એમ જણાય છે. મહારાજા કુમારપાળે આ મંદિર બંધાવી પોતાની જૈનધર્મી તરીકેની યશસ્વી કારકીર્દિ સૂચવી છે.

# કેટલાંક ઐતિહાસિક પદ્યો

લેખક : મુનિરાજ શ્રી કાંતિસાગરજી

ભારતીય પ્રાચીન સાહિત્યમાં જૈન સાહિત્યનું એક વિશિષ્ટ સ્થાન છે. ભારતીય સાહિત્યનો કોઇ પણ વિષય એવો નથી જેને જૈનાચાર્યોએ વિશદ રીતે ચર્ચ્યો ન હોય. આજે પણ જૈન સાહિત્ય જે વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે એ એ સર્જકો અને તેના સંરક્ષકોને આભારી છે.

જૈનોનું પ્રાચીન અને મૌલિક વાઙ્મય મુખ્યતયા પ્રાકૃત ભાષામાં રચાયું છે, છતાં સંસ્કૃત અને ગુજરાતી ભાષાના સાહિત્ય સર્જનમાં પણ જૈન વિદ્વાનોએ બહુ મોટો ફાળો આપ્યો છે. ગુજરાતી ભાષાની જૈનોએ એવી સુંદર સેવા કરી છે કે જેને લીધે જૈનેતર અભ્યાસીઓને પણ મુકતકંઠથી કહેવું પડયું કે જૈનોએ ગુજરાતી ભાષામાં અપૂર્વ ભાગ ભજવી બતાવ્યો છે. આ ઉપરાંત રાજસ્થાની યાને પ્રાચીન મારવાડી ભાષાના સાહિત્ય પર દૃષ્ટિપાત કરવાથી પણ જણાઈ આવે છે કે જૈનોએ રાજસ્થાની સાહિત્યમાં પણ ઠીક ઠીક ફાળો આપ્યો છે. આ હકીકત એમ સિદ્ધ કરે છે કે જૈનોએ શરૂઆતથી જ સંસ્કારી અથવા વિદ્વાનોની ભાષાની સાથે સાથે લોકભાષાનો પણ સત્કાર કરેલ છે. રાજસ્થાન પ્રાંત સાથે જૈનધર્મનો આજ કાલનો નહિ, પણ પુરાતન કાળનો સંબંધ છે. ઉકત પ્રાંતમાં જૈનધર્માનુયાયીઓની સંખ્યા પણ મોટા પ્રમાણમાં છે. અને તેથી રાજસ્થાની ભાષામાં જૈનોનું સાહિત્ય મળે એ તદ્દન સ્વાભાવિક વાત છે. જૈનોએ માત્ર જૈનધર્મ સાથે સંબંધ રાખે તેવી કૃતિઓ જ નિર્માણ કરી છે એવું નથી, પણ સર્વ સાધારણ ઉપયોગી તેમજ ઇતિહાસોપયોગી જૈન સાહિત્ય પણ અત્રતત્ર મળી આવે છે. મારવાડના રાજાઓના તથા પ્રાંતો વગેરેનાં ભિન્ન ભિન્ન જાતનાં વર્ણનો જૈન મુનિઓએ રચેલ સાહિત્યમાં ઉપલબ્ધ થાય છે. જૈન વિદ્વાનોએ મરાઠી તેમજ ફારસી ભાષામાં પણ ચંચુપ્રવેશ કરવાનો પ્રયત્ન સેવ્યો છે.

જૈન સાહિત્યમાં જે બારામાસી સાહિત્ય ઉપલબ્ધ થાય છે તેને જો પ્રકાશિત કરવામાં આવે તો પ્રકૃતિ કાવ્યોમાં સુંદર ઉમેરો થાય એમ છે. આવા ૨૬ અપ્રસિદ્ધ બારામાસાઓ મારા સંગ્રહમાં વિદ્યમાન છે. આવું તેમજ બીજું પણ જે સાહિત્ય અત્યારે જૈન ભંડારોના ડાબડાઓ કે પોટલાંઓમાં અવ્યવસ્થિત પડયું છે તેમ જ દિવસે દિવસે વધુ જીર્ણ થતું જાય છે તેને વ્યવસ્થિત કરવામાં તેમજ પ્રકાશિત કરવામાં આવે તો એ સાહિત્યની વિવિધતા, મધુરતા અને ઇતિસોપયોગિતાનો જનતાને લાભ મળી શકે. આ પ્રકારના સાહિત્યનું ગીતો પણ એક ખાસ અંગ છે.

ગીતો અનેક પ્રકારનાં ઉપલબ્ધ થાય છે; રાજા મહારાજાનાં ગીતો, પુરાતન શહેરનાં ગીતો (ગજલો), અને પુરાતન પ્રભાવક આચાર્યોનાં ગીતો. જૈન ઇતિહાસની દૃષ્ટિએ પ્રભાવક આચાર્યોનાં ગીતો તથા રાસાઓ અતિ મહત્ત્વના ગણુવાનાં આવે છે. રાસાઓ તથા ગીતોમાં માત્ર જૈન ઇતિહાસ જ નહીં પણ સાર્વજનિક ઇતિહાસ પણ ગુંથાયેલો હોય

છે, ભૌગોલિક દૃષ્ટિએ પણ રાસાઓ–ગીતો ઘણા જ મહત્ત્વનાં છે. તેમાં આચાર્યના જન્મ સ્થાન આદિના વર્ણનની સાથે તત્કાલીન સંસ્કૃતિનો પણ થોડો ઘણો પરિચય મળે છે, એટલું જ નહીં પણ તે સમયમાં ત્યાં કોનું રાજ્ય હતું એનો પણ રાસકારો નિર્દેશ કરે છે. આવાં ગીતો પરથી તે સમયની ગુજરાતી યા રાજસ્થાની ભાષા કેવી હતી, તે પણ સમજાય છે. આવાં મહત્ત્વપૂર્ણ ગીતો હજુ જોઈએ તેટલા પ્રમાણમાં બહાર પડયાં નથી. જેટલાં બહાર પડયાં છે તેનો યશ મુખ્યત્વે સાક્ષરવર્ય શ્રીમાન જિનવિજયજી[1] આચાર્યશ્રી વિજયધર્મ-સૂરિજી, મુનિરાજશ્રી વિદ્યાવિજયજી, શ્રીયુત ચીમનલાલ દલાલ M. A. શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ B. A. L L. B. (જૈનયુગ તેમજ જૈન કોન્ફરન્સ હેરલ્ડમાં) શ્રી. દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ તથા નાહટાબંધુ શ્રી અગરચંદ અને ભંવરલાલજીના[2] ફાળે જાય છે.

હવે ગીતો વિષયક અધિક ન લખતાં મને જે અત્યારે કેટલાંક ગીતો પ્રાપ્ત થયાં છે તે પુરાતત્ત્વ પ્રેમીઓ સમક્ષ રજુ કરું છું. જેનાથી પ્રસ્તુત લેખ લખવાનો વિચાર થયો એ સાત ગીતોમાં બે સ્વાધ્યાય અને પાંચ ગીતો છે. આ સાતે ગીતોમાં ચાર જૈનાચાર્યોનો સક્ષિપ્ત પરિચય આપવામાં આવ્યો છે. આપણે અહી એ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈશું.

**શ્રી ગજસાગરસૂરિ**

પહેલું ગીત અંચલગચ્છના શ્રી ગજસાગરસૂરિજીનું છે. તેના નિર્માતા તેમના જ શિષ્ય શ્રી પુણ્યરત્નસૂરિ છે. ગીતમાં લખ્યા પ્રમાણે ૧૬૧૨માં તેમની દીક્ષા થઈ અને ૧૬૨૪માં તેઓ ગચ્છનાયક થયા. તેમના સ્વર્ગવાસ વગેરેનો કાંઈ પણ વિશેષ પરિચય ગીતમાંથી પ્રાપ્ત થતો નથી. ગીતનાયક સુમતિસાગરસૂરીના પ્રતિમાલેખો આજસુધી મારા જોવામાં આવ્યા નથી તથા તેમની કોઈ કૃતિ પણ મેં આજસુધી જોઈ નથી. માત્ર ગજસાગરસૂરિના શિષ્યનો સં. ૧૬૬૫ ફા. વ. ૬ બુધવાર 'નેમિચરિત્રફાગ' ઉપલબ્ધ થાય છે. ગીતકર્તાનો પણ નેમિનાથ રાસ મળી આવે છે. તથા અંચલગચ્છની મહિમા બતાવતાં ત્રણ પદ્યો અને એ કવિત વગેરે મળે છે તે મારા સંગ્રહમાં છે. ગજસાગરસૂરિના સંબંધમાં વિશેષ શોધની આવશ્યકતા છે.

મને એક અંચલગચ્છની ૧૫૯૬ આસો શુ. ૧ ગુરુવારની બનેલી ગુર્વાવલી ઉપલબ્ધ થઈ છે. તે પર વિસ્તૃત ભૂમિકા લખી યથાવકાશે પ્રકટ કરવા ભાવના છે.

**શ્રી વિજયદેવસૂરિ**

૨–૩ આ બન્ને ગીતો આચાર્ય શ્રી વિજયદેવસૂરીશ્વરજી સંબંધી છે. તેઓ તપાગચ્છના

---

૧ 'ઐતિહાસિક જૈન ગુર્જર કાવ્ય સંચય'માં રાસ, ભાસાદિ અનેક ઐતિહાસિક પદ્યોનો અપૂર્વ સંગ્રહ કરેલ છે પુરાતન ગુર્જર ગિરાના અનભિજ્ઞો માટે આધુનિક ગુર્જર ભાષામાં રાસાદિનો સાર તથા નામોની અકરાદિસૂચિ આપેલ છે. પુરાતન ગુર્જરગિરાના ક્ષેત્રમાં આ ગ્રન્થરત્નનું સ્થાન મહત્ત્વનું છે ગ્રન્થ જેટલો ભાષાની દૃષ્ટિએ ઉપયોગી છે તેટલો જ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનો છે.

૨ " ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ " પ્રસ્તુતઃ સંગ્રહ ખાસ કરીને અપભ્રંશ તથા ડિંગલ ભાષા સાથે વિશેષ સંબંધ રાખે છે. તો પણ તેમાંથી ગુર્જરગિરાનાં અવતરણો પણ મળી રહે છે, ગ્રન્થ ભાષા અને ઐતિહાસિક બન્ને દૃષ્ટિથી પોતાનું મહત્ત્વ રાખે છે. ૧૨મી શતાબ્દિ થી ૨૦મી સુધીનાં કાવ્યો ફક્ત સંગ્રહમાં આપવામાં આવેલ છે. કઈ સદીમાં કઈ ભાષાનો વિકાસ થયો તેનો શૃંખલાબદ્ધ ઇતિહાસ આ સંગ્રહ પરથી તારવી શકાય છે.

સુપ્રસિદ્ધ આચાર્યવર્ય વિજયસેનસૂરિના પટ્ટધર છે. તેમનો ઐતિહાસિક પરિચય અત્ર આપવામાં આવ્યો છે.

ગીતનાયક સૂરિરત્નને જન્મ આપવાનું સૌભાગ્ય "થિરા" સાહની ધર્મપત્ની રૂપાને ૧૬૩૪માં પ્રાપ્ત થયું હતું. ૧૬૪૩માં કનિષ્ટ વયે દીક્ષા અંગીકાર કરી સંવત ૧૬૫૬માં પંન્યાસપદથી અલંકૃત થયા. આ શ્રી વિજયદેવસૂરિના ઉપદેશથી ઉદયપુરના મહારાણા જગતસિંહે (રાજ્યકાલ ૧૬૮૪–૧૭૦૯) વરકાણા તીર્થમાં પોષ દશમીના દિને આવતાં યાત્રાળુઓ કનેથી લેવામાં આવતો કર બંધ કર્યો, તથા પીંછોલા અને ઉદયસાગર એ બે તળાવોમાં માછલાં પકડવાનો નિષેધ કર્યો. તેઓનો પરિવાર વિસ્તૃત હતો. શ્રી વિજયદેવસૂરિની કીર્તિ તેમનાથી સેંકડો માઇલ આગળ દોડતી હતી. સંવત ૧૬૭૩ આસો શુદ ૧૪ને દહાડે માંડવગઢમાં બાદશાહ જહાંગીરે તેમને "જહાંગીરી મહાતપા" એ બિરુદ સમર્પણ કર્યું. આ વાતનો ઉલ્લેખ તત્કાલીન શ્રીદર્શનવિજયજીકૃત તિલકસૂરિરાસમાં જોવામાં આવતો નથી. પણ બીજા અનેક તત્કાલીન પ્રતિમાના લેખો પરથી આ સિદ્ધ છે. જો કે તે સમયના કોઇ કોઈ પ્રતિમા લેખમાં પણ બિરુદનો ઉલ્લેખ જોવાતો નથી તો પણ બિરુદ આપ્યામાં તો કોઇ વાતનો શક નથી જ.

શ્રી. વિજયદેવસૂરિનો સ્વર્ગવાસ ૧૭૧૩ આષાઢ શુ. ૧૧ ઉના નગરમાં થયો ત્યારે ત્યાં શેઠ રાયચંદ ભણશાલીએ આચાર્ય હીરવિજયસૂરિના સ્તૂપ પાસે જ ગીતનાયક આચાર્યનો દ્વિતીય સ્તૂપ નિર્માણ કરાવ્યો. હવે આપણે આચાર્યશ્રીના પ્રતિમા લેખો પર નજર ફેરવીએ.

૧૬૫૮–૬૮–૭૪–૭૭–૮૩–૮૪–૮૫–૮૬–૮૭–૯૪–૧૭૦૦–૩ના લેખો નાહારજીના લેખસંગ્રહ ભા. ૧ માં; ૧૬૫૧–૬૭–૭૪–૭૭–૮૫–૮૬–૮૭–૯૪–૯૭–૯૯ ૧૭૦૧–૫–૭ ના લેખો નાહરજીના લેખસંગ્રહ ભા. ૨માં; ૧૬૬૩–૭૦–૭૨––૭૪–૭૫–૭૭–૭૮–૮૧–૮૨ –૮૩–૯૬–૧૭૦૧–૫ ના લેખો બુદ્ધિસાગરસૂરિજીના જૈન ધાતુ પ્રતિમા લેખસંગ્રહ ભા. ૧માં; ૧૬૬૬–૭૭–૮૨–૯૩–૯૭–૧૭૦૦ શ્રી બુદ્ધિસાગરસૂરિજી લેખસંગ્રહ ભા. ૨માં; ૧૬૬૫–૬૬ ––૭૪–૭૫–૮૧–૮૬–૮૭ના શ્રી જિનવિજયજીના લેખ સંગ્રહ ભાગ ૨ માં ૧૬૧૬–૮૯ ૯૬ ગે. રે. માં મળે છે. સંવત ૧૬૮૩ આ એક જ સંવતના ચાર પ્રતિમાલેખ નાહારજીના ૩ ભાગમાં મળે છે. ૧૬૯૭–૯૭–૧૬૯૯–૧૭૦૧ (આ સંવતના ત્રણ લેખો મળે છે)–૨ આટલા લેખો મારા સંગ્રહમાં છે. શ્રી. વિજયદેવસૂરિજીના વિશેષ પરિચય માટે ખરતર ગચ્છીય શ્રીવલ્લભોપાધ્યાયવિરચિત "વિજયદેવમાહાત્મ્ય" જોવું.

ગીતોના કર્તા વિજયવિમલના શિષ્ય વિદ્યાવિમલ છે. તેઓએ ગચ્છાચાર પયન્નાપરની ટીકામાં સં. ૧૬૩૪માં સહાય આપી હતી, (પીટર્સન રિપોર્ટ પત્રો.) બન્ને ગીતો સાધારણ અક્ષરોથી ૧ પાનામાં આલેખિત છે. તેમાં બે ગાથાનું નેમિ³નાથગીત પણ વિદ્યાવિમલનું બનાવેલું લખેલ છે.

---

રાગ ગુજરી

૩–પ્રિય બિન કોન કરિ પ્રતિપાલ.

પિયુ પિયુ કરતિ ફરતિ ગિર હિ ગિર, કિઉ ન પાઉ દયાલ. (૧)
કહા અપરાધ કીયુ મિ અબલા, છોડી ચલુ મોહિ લાલ;
વિજયવિમલ પ્રભુ જુ ઘરિ આવિ, તબ જીઉ રંગ રસાલ (૨)

### શ્રી વિજયક્ષમાસૂરિ

૪-૫ આ બન્ને કૃતિ આચાર્યશ્રી વિજયક્ષમાસૂરિ સંબંધી સ્વાધ્યાયો છે. આ સૂરિજી વિજયદેવસૂરિના શિષ્ય વિજયસિંહસૂરિ વિજયરત્નસૂરિના વિનેય અને પટ્ટધર છે. તપાગચ્છની ૬૩મી પાટે થયા છે. બન્ને સ્વાધ્યાયોમાં થોડું ઘણું ઐતિહાસીક તત્ત્વ પણ રહેલ છે. આ આચાર્યશ્રીનો જન્મ મારવાડમાં આવેલ પાલી નામના નગરમાં ૧૭૩૨માં ચતુરની ભાર્યા ચતુરંગદેની કુક્ષિથી થયો હતો. સંવત ૧૭૩૯માં નાની વયે પાલીમાં જ વિજયરત્નસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી હતી. તેમને ૧૭૫૬માં પંન્યાસ પદ અને ૧૭૭૩ ભાદ્રપદ સુદ ૮ મે મંગળવારે ઉદયપુરમાં મહારાણા સંગ્રામસિંહની હાજરીમાં વિજયરત્નસૂરિએ આચાર્યપદ આપ્યું હતું. આ ઉત્સવ ઉદેપુરના સંઘે ૨૦૦૦૦હજાર ખર્ચીને કર્યો હતો. આ. રત્નસૂરિનો સ્વર્ગવાસ ઉદયપુરમાં જ ૧૭૭૩ ભાદરવા વદી બીજે થયો હતો. ત્યાં સ્તૂપ પણ બનાવ્યો, સ્વર્ગવાસી સૂરિનો અધિક પરિચય જાણવા માટે "જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય" ગ્રંથ જોવો. ક્ષમાસૂરિના પ્રતિમા લેખો મારા જોવામાં આવ્યા નથી.

પહેલી સ્વાધ્યાયમાં બર્હાનપુરના સંઘની વિનંતીનું વર્ણન મળે છે. ગુલાબ નામના કોઇ શ્રાવકે સાત ગાથામાં ઉકત સ્વાધ્યાય નિર્માણ કરેલી છે. સૂરિજીનો દક્ષિણ તરફ પણ વિહાર હતો. બીજી સ્વાધ્યાય પણ સાત ગાથામાં પંડિત સુંદરચંદે રચેલી છે. તેમાં ઉદયપુરમાં થયેલ આચાર્યપદનો ઉલ્લેખ દૃષ્ટિગોચર થાય છે. ઉપરની બન્ને સ્વાધ્યાયો એક પત્રમાં સુંદર અને સુવાચ્ય અક્ષરોમાં લખેલી છે. લગભગ ૧૦૦ વરસનું પત્ર જણાય છે.

### શ્રી જિનલાભસૂરિ

૬-૭ આ બન્ને ગીતો ખરતર ગચ્છાચાર્ય શ્રી જિનલાભસૂરિ સંબંધી છે. આવા સૂરિરત્નને જન્મ આપવાનું સૌભાગ્ય વિક્રમપુર નિવાસી પંચાનનની ધર્મપત્ની પદમાદેને સંવત ૧૭૮૪ શ્રાવણ શુ. ૫ પ્રાપ્ત થયું હતું. તેઓએ બાળવયમાં જિનભક્તિસૂરિ પાસે સંવત ૧૭૯૬ જ્યે. સુદી ૬ને દહાડે જેસલમેરમાં દીક્ષા અંગીકાર કરી હતી. સંવત ૧૮૦૪ જે. શુ. ૫ માંડવી (કચ્છ) બંદરમાં તેઓને આચાર્યપદ મળ્યું. આચાર્યપદ મળ્યા પછી સૂરિજી જૈસલમેર (પાંચ ચાતુર્માસ), બીકાનેર ગારબદેસર થઇ પુનઃ જૈસલમેર આવ્યા. ત્યાં લોદ્રવાપુર (જૈસલમેરની પુરાતન રાજધાની) તીર્થમાં સહસ્રફણા પાર્શ્વનાથની યાત્રા કરી. તે યાત્રાનું સ્તવન "જૈન લેખ સંગ્રહ"માં બાબુ પુરણચંદજી નાહારે પ્રકટ કર્યું છે ત્યાંથી ગોડીજી પાર્શ્વનાથજીની યાત્રાએ ગયા ત્યારે ૭૫ સાધુઓ તેમની સાથે હતા. તથા ૧૮૨૧માં આબુની યાત્રામાં ૮૫ સાધુઓ હતા. અનેક તીર્થોની યાત્રા કરતાં તેઓ સંવત ૧૮૨૭માં સુરત પધાર્યા. ત્યારે ત્યાં સૂરિજીના ઉપદેશથી શાહ નેમિદાસ-પુત્ર ભાઇદાસે ત્રણ ભૂમિનો પ્રાસાદ બનાવ્યો. તેમાં શીતલનાથ સહસ્રફણા પાર્શ્વ અને ગોડી પાર્શ્વાદિ ૧૮૧ જિન બિંબોની જિનલાભસૂરિજીએ સં. ૧૮૨૭ વૈશાખ સુદિ ૧૨ ને શુક્રવારે પ્રતિષ્ઠા કરી, તે પ્રસંગે કુશલસૂરિજી અકબરપ્રતિબોધક જિનચંદ્રસૂરિજી તથા જિનચંદ્રસૂરિજી એ ત્રણ આચાર્યોની ચાંદીની પાદુકાની પ્રતિષ્ઠા કરી. તે અત્યારે મુંબઇમાં ભાયખળા, મોતીશાહના મંદિરના મૂળ ગભારામાં વિદ્યમાન છે. તે પર નીચે પ્રમાણે લેખ ઉત્કીર્ણ છેઃ

"संवत १८२७ शाके १६९३ प्रवर्तमाने वैशाख सुदि १२ तिथौ शुक्रे

**अकब्बर प्रतिबोधक दादा श्री जिनचंदसूरिजी पादुका कारिता । सा नेमिदास सुत भाइदासेन प्रतिष्ठिता बृहत्खरतरगच्छे भट्टारक श्री जिनलाभसूरिभिः"।**

સંવત ૧૮૨૮ વૈશાખ સુદિ ૧૨ ને દહાડે તે જ દેવગૃહમાં વર્ધ્ધમાન સ્વામી આદિ ૮૨ બિંબોની પ્રતિષ્ઠા કરી. તમામ ખર્ચ ભાઇદાસે કર્યું હતું. ઉપરની પ્રતિષ્ઠા વખતે મસ્તયોગી જ્ઞાનસારજી પણ ત્યાં હાજર હતા. તેમણે સહસ્રફણા પાર્શ્વનાથનું સ્તવન બનાવી ત્યાં જ સ્વહસ્તે લખ્યું તેનો બ્લોક "ઐ. જૈ. કા. સંગ્રહમાં આપેલ છે." આ મંદિર હાલ પણ ગોપીપુરામાં આવેલ છે. તેના વંશજોમાં મોતીચંદ ભગુભાઇ હાલ વિદ્યમાન છે.

પ્રતિષ્ઠા પછી શ્રી જિનલાભસૂરિએ અમદાવાદ, ગિરનાર, ભુજ થઇ સંવત ૧૮૩૪નું ચતુર્માસ ગુઢા નગરમાં કર્યું અને ત્યાં જ આસો વદ ૧૦ના દહાડે તેમનો સ્વર્ગવાસ થયો. તે સમયે આચાર્યશ્રીનું સ્થાન મહત્ત્વપૂર્ણ હતું. તેઓની વક્તૃત્વશક્તિ અપૂર્વ હતી. એમ "**आत्मप्रबोध**" ગ્રથ પરથી સ્પષ્ટ માલુમ પડે છે.

શ્રી જિનલાભસૂરિના અન્ય પ્રતિમા લેખો સંવત ૧૮૧૦-૨૧ (શ્રી નાહરજીનો સંગ્રહ ભા. ૧) ૨૭-૨૭ના મળે છે. ૨૧ સિવાય ૩ અન્ય લેખો મારા સંગ્રહમાં છે. જિનલાભસૂરિના અન્ય ગીતો ઐતિહાસિક કાવ્ય સંગ્રહમાં મળે છે.

બન્ને ગીતોમાં જે પહેલું ૧૬ ગાથાનું છે તેમાં રચનારનું નામ આપેલ નથી. ભાષા પણ અર્ધ મારવાડી છે. બીજું ૯ ગાથાવાળું ગીત પાઠક રૂપચંદનું બનાવેલું છે. તે ગીતમાં બીલાડાના સંઘની વિનતિનું વર્ણન છે. આ ગીતો ૧ પત્રમાં સામાન્યપણે સુવાચ્ય અક્ષરોથી લખેલ છે. આવી રીતે પાંચ ગીતો તથા ૨ સ્વાધ્યાયો બધાં મળીને ૬૨ ગાથામાં છે. તે મૂળ કૃતિઓ આપણે હવે પછી જોઇશું. [ અપૂર્ણ ]

# નિહ્નવવાદ

લેખક—મુનિરાજ શ્રી ધુરંધરવિજયજી

## બીજા નિહ્નવ તિષ્યગુપ્તાચાર્યઃ આત્મવાદ : બૌદ્ધ અને સ્યાદ્વાદીની ચર્ચા

( ગતાંકથી ચાલુ )

ગત સભામા બૌદ્ધને સ્યાદ્વાદીએ સર્વ પદાર્થો સર્વથા ક્ષણિક છે એ સંભવતું નથા, એમ સાબિત કરી આપ્યું હતું અને જો પદાર્થોને સર્વથા ક્ષણિક માનવામાં આવે તો ઘણા દોષો કયા અને કેવી રીતે આવે છે તે વિષય તે સમયે મુલતવી રાખ્યો હતો. આજે સ્યાદ્વાદી તે દોષોને સારી રીતે સ્પષ્ટ કરી સમજાવે છે.

**સ્યાદ્વાદીઃ**—સર્વથા ક્ષણિકવાદમાં આવતા પાંચ દોષોનું સ્પષ્ટીકરણ—

**कृतप्रणाशाऽकृतकर्मभोग—भवप्रमोक्षस्मृतिभङ्गदोषान् ।**
**उपेक्ष्य साक्षात्क्षणभङ्गमिच्छ—न्नहो महासाहसिकः परस्ते ॥**

સર્વ પદાર્થો સર્વથા ક્ષણિક માનવામાં આવે તો ઘણા દોષો આવે છે. તે વિષય આપણે એક દષ્ટાંતપૂર્વક સમજીશુંઃ જેમકે—આત્માને ક્ષણિક માનવામાં આવે તો નીચે પ્રમાણે

પાંચ દોષો આવે છે– (૧) કરેલ કર્મનો નાશ. (૨) નહિ કરેલ કર્મનો ભોગ. (૩) સંસારનો નાશ. (૪) મુક્તિનો અસંભવ. (૫) સ્મરણ શક્તિનો વિધ્વંસ. તે આ રીતે ઘટે છે.

(૧) **કરેલ કર્મનો નાશ**–બૌદ્ધ જ્ઞાનમય અને ક્ષણિક આત્મા માને છે. એટલે જે ક્ષણે જે જ્ઞાનસ્વરૂપ આત્મા હતો તેનો બીજે ક્ષણે સર્વથા નાશ થઇ ગયો. સાથે જ તેણે જે કર્મો કર્યાં હતાં તેનો પણ નાશ થઈ ગયો એટલે જે કર્મો જે આત્માને જે ફળ આપવાનાં હતાં તે બંને નાશ પામી ગયાં. તેઓ પોતાનું કાર્ય કરી શક્યાં નહિ માટે ક્ષણિકવાદમાં કરેલ કર્મના નાશરૂપ પ્રથમ દોષ છે.

(૨) **નહિ કરેલ કર્મનો ભોગ**—આત્મા કોઇ વખત સુખી તો કોઈ વખત દુઃખી હોય છે તે પ્રત્યક્ષ જણાય છે. તે સુખદુઃખ કર્મથી મળે છે. હવે સુખ માટે જે આત્માએ જે કર્મો કર્યાં હતાં અને દુઃખ માટે જે આત્માએ જે કર્મો કર્યાં હતાં તે બંને ક્ષણિક હોવાથી નાશ પામી ગયાં છે. અત્યારે આત્માને જે સુખ કે દુઃખ અનુભવાય છે તે ક્યાં કર્મનું ફળ છે અને તે કર્મો આત્મા પાસે ક્યાંથી આવ્યાં એ પ્રશ્નનો ઉત્તર વાસ્તવિક રીતે બૌદ્ધ આપી શકશે નહિ, કારણકે તેના સિદ્ધાન્ત પ્રમાણે પૂર્વ કરેલ કોઈ પણ કર્મ આત્મા પાસે હાલમાં નથી જ, માટે નહિ કરેલ ભોગ આત્મા કરે છે, એમ તેને માનવું પડશે. એ બીજો દોષ છે.

(૩) **સંસારનો નાશ**—સંસાર એટલે ભવની પરંપરા. ક્ષણિકવાદમાં તે ઘટી શકતી નથી. પ્રથમ તો તે વાદમાં પરલોક જ ઘટી શકતો નથી. કારણકે એક ભવને છોડી જે બીજો ભવ મળે છે તે કરેલ કર્મને અનુસારે જ મળે છે. કરેલાં કર્મનો અને તે કર્મના કરનારનો તો સદંતર નાશ થઇ ગયેલ છે. હવે પરભવમાં કોણ ક્યા સ્વરૂપને પામે, માટે પરભવ ઘટી શકતો નથી. કદાચિત્ બૌદ્ધ એમ કહે કે એક ચિત્ત બીજા ચિત્તનુ અનુસંધાન કરે છે, તે ત્રીજા ચિત્તનું અનુસંધાન કરે છે એમ યાવત્ મરણ કાળ સુધી પરસ્પર ચિત્તનું અનુસંધાન થયા કરે છે અને એક ચિત્તે ગ્રહણ કરેલ સંસ્કાર યા કર્મ તે બીજા ચિત્તને સોંપે છે અને એ રીતે પરલોક અને યાવત્ ભવની પરંપરારૂપ સંસાર પણ સંભવી શકે છે તો તે પણ તેનું કહેવું વાસ્તવિક નથી. કારણકે–એકબીજાનું અનુસંધાન થવું કે પોતે ગ્રહણ કરેલ સંસ્કારની આપલે કરવી તે ત્યારે જ સંભવી શકે કે જ્યારે બંને એક વખતે એમ સાથે રહેતા હોય. પરંતુ જ્યારે સંસ્કાર લેનાર ચિત્ત ઉત્પન્ન થયેલ છે ત્યારે આપનારનો નાશ થયેલ હોય છે; આપનાર જ્યારે વિદ્યમાન છે ત્યારે લેનાર ચિત્ત ઉત્પન્ન પણ થયેલ નથી. માટે કોઇ પણ રીતે ભવપરંપરારૂપ સંસાર બૌદ્ધને મતે ઘટી શકતો નથી. એ ત્રીજો દોષ છે.

(૪) **મુક્તિનો અસંભવ**—ફરીથી કર્મબંધ ન થાય તેવી સ્થિતિમાં આત્માનું મુકાવું તેને મુક્તિ કહેવામાં આવે છે. આત્મા જેવો કોઇ અતિરિક્ત પદાર્થ બૌદ્ધમાં છે જ નહિ. જ્ઞાનક્ષણને જ તેઓ આત્મા કહે છે. હવે પરભવમાં કર્મબંધન ન થાય તેવી સ્થિતિમાં મુકાવાને માટે અથવા સુખી થવાને માટે પ્રયત્ન કોણ કરે ? કારણ કે દરેક વ્યક્તિ પોતાના હિત માટે પ્રવૃત્તિ કરે છે, પરંતુ પોતાનું કંઇ પણ હિત ન સધાતું હોય તો પ્રવૃત્તિ કરતું નથી. જેમકે–ચૈત્રને ઘણું દુઃખ હોય અને કોઈ કહે અમુક યત્ન કર તો મૈત્રને સુખ થશે તો ચૈત્ર કંઇ તે પ્રયત્નમાં પ્રવૃત્તિ કરતો નથી. તે જ પ્રમાણે જે જ્ઞાનક્ષણ સંસારી છે જેને દુઃખ છે એ જ્ઞાનક્ષણ કંઈ બીજા જ્ઞાનક્ષણના સુખને માટે યા મુક્તિને માટે

યત્ન કરે નહીં. વળી જે સંસારી જ્ઞાનક્ષણુ હતો તેનું દુઃખ તો તેના નાશની સાથે જ નાશ પામ્યું છે. તેથી પણ તેને યત્ન કરવાની જરૂર નથી. વળી મુક્તિ શબ્દનો અર્થ એવો થાય છે કે–બંધનમાંથી છુટા થવું. હવે તે બંધનમાંથી છુટા થવારૂપ મુક્તિ તેને જ ઘટી શકે કે–જે બંધાયો હોય. બૌદ્ધને મતે જે ક્ષણુ બંધાયો હતા તે નાશ પામી ગયો અને જેને મુક્તિ આપવાની છે તે બંધાયેલ ક્ષણુથી જુદો ક્ષણુ છે. એટલે જેને બંધન હતું તેની તો મુક્તિ થઈ જ નહીં. માટે કોઈ પણ રીતે બૌદ્ધ મતે મુક્તિ ઘટતી નથી. એ ચોથો દોષ છે.

**(૫) સ્મરણુશક્તિનો વિધ્વંસ**—બીજાએ અનુભવેલ ત્રીજાને સાંભરતું નથી. દેવદત્તે ખાધું હોય તેનો સ્વાદ યજ્ઞદત્ત કહી શકતો નથી અને જો એમ માનવામાં આવે કે–એકનો અનુભવ બીજાને પણ સ્મરણુ કરાવી શકે છે તો એક વ્યક્તિએ જે કંઇ જોયું કે જાણ્યું હોય તેનું સ્મરણુ સર્વ જનને થઇ જવું જોઇએ, પણ એ પ્રમાણે કદી થયું નથી, થતું નથી અને થશે પણ નહીં. માટે જે વ્યક્તિને સ્મરણુ થાય છે તે જ વ્યક્તિએ અનુભવ કરેલો હોવો જોઇએ. જેઓ આત્માને સર્વથા ક્ષણિક માને છે તેઓને જે અનુભવ કરનાર હતો તે આત્મા નષ્ટ થઇ ગયો એટલે હવે સ્મરણુ કરનાર કોઇ રહ્યો નહીં. કારણુકે ચાલુ જે આત્મા સ્મરણુ કરનાર છે તેણે અનુભવ કરેલ નથી. અને અનુભવ કરનારની હૈયાતી નથી. એ રીતે સ્મરણુ કોઇને પણ થશે નહીં અને જ્યારે સ્મરણુ નહિ થાય એટલે કોઇ વસ્તુ જરૂરિયાત વખતે લેવી અને જરૂરિયાત પૂરી થયે સંભારીને પાછી આપવી વગેરે જગતના વ્યવહારો પણ ચાલશે નહીં. વળી એ પ્રમાણે—

**इत एकनवते कल्पे, शक्त्या मे पुरुषो हतः।**
**तेन कर्मविपाकेन, पादे विद्धोऽस्मि भिक्षवः॥**

એક સમય બૌદ્ધ દર્શનના આદ્ય પુરુષ બુદ્ધ પોતાન ભિક્ષુઓ સાથે ભૂમિતલ ઉપર વિચારતા હતા. કંટકાકુલ ભૂમિમાં અનાવૃત પગ મૂકવાથી બુદ્ધના પગમાં એક મોટો કાંટો પેસી ગયો. તે સમયે સાથે રહેલા ભિક્ષુઓએ પ્રશ્ન કર્યો કે—પ્રભો! આપને આ કાંટો કયા કારણે વાગ્યો? તે વખતે બુદ્ધ કહે છે કે–હે ભિક્ષુઓ! આ ભવથી ૯૧ મા ભવમાં શક્તિ નામના શસ્ત્રથી મેં એક પુરુષને માર્યો હતો. તે કર્મના વિપાકથી આજે હું પગમાં વિંધાયો છું. બુદ્ધનાં એ વચનો આત્માને સર્વથા ક્ષણિક માનવાથી કદી પણ ઘટી શકતાં નથી, એટલે આત્મા સર્વથા ક્ષણિક માની શકાય નહિ. જેમ આત્મા સર્વથા ક્ષણિક સંભવતો નથી. તેમ બીજા કોઈ પણ પદાર્થ સર્વથા ક્ષણિક સંભવતા નથી. વળી કેટલાક બૌદ્ધ કહે છે કેઃ– દરેક પદાર્થો ચારક્ષણુ રહે છે. તે આ પ્રમાણે–(૧) પ્રથમક્ષણુ ઉત્પત્તિ નામનો છે, તે ક્ષણે દરેક પદાર્થ ઉત્પન્ન થાય છે. (૨) બીજો ક્ષણુ સ્થિતિ નામનો છે, તે ક્ષણુ દરેક પદાર્થને સ્થિર કરે છે. (૩) ત્રીજો ક્ષણુ જરા નામનો છે, તે ક્ષણુ પદાર્થને જીર્ણ કરે છે અને (૪) ચોથો ક્ષણુ વિનાશ નામનો છે તે ક્ષણે દરેક પદાર્થનો નાશ થાય છે. દરેક પદાર્થ ચાર ક્ષણુ રહેવાવાળો પ્રક્રિયા પણ પૂર્વે બતાવેલ દોષોથી દૂષિત હોવાના કારણે માન્ય કરી શકાતી નથી. માટે કોઇ પણ રીતિએ સર્વથા ક્ષણિકવાદ સ્વીકાર્ય નથી એ વિષય સ્યાદ્વાદીએ બરાબર સમજાવીને બૌદ્ધ સાથેની ચર્ચાને સમાપ્ત કરી (ચાલુ)

# સ્યાદ્વાદની સર્વવ્યાપકતા

## [સ્યાદ્વાદ સંબંધી ભિન્ન ભિન્ન જૈનેતર વિદ્વાનોના અભિપ્રાયો]

સંગ્રાહક—મુનિરાજ શ્રી સુશીલવિજયજી

અહિંસાપરાયણ જૈનધર્મનો મુખ્ય સિદ્ધાંત સ્યાદ્વાદ છે. આ સ્યાદ્વાદનું બીજું નામ અનેકાન્તવાદ છે. એક જ વસ્તુ ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી જોતાં ભિન્ન ભિન્ન રૂપવાળી છે. એક જ વસ્તુમાં દેખાતી આવી ભિન્નરૂપતાનું વૈજ્ઞાનિક-બુદ્ધિગમ્ય રીતે સંકલન કરવું એ સ્યાદ્વાદનું કાર્ય છે.

મનસા, વાચા, કર્મણા—એ ત્રણમાંથી કોઇ પણ રીતે કોઇને જરા પણ ન દુભવવું એ અહિંસાની પરાકાષ્ઠા છે. એ પરમ અહિંસાને જીવનમાં—વ્યવહારમાં ઉતારવાનો એક માત્ર માર્ગ સ્યાદ્વાદનો સ્વીકાર છે.

જેમણે જેમણે આ સ્યાદ્વાદના સિદ્ધાંતનો તટસ્થ બુદ્ધિથી અભ્યાસ કર્યો છે તેમને એ સિદ્ધાંતની મહત્તા અને ઉપયોગિતાએ જરૂર ડોલાવ્યા છે. પ્રસંગે પ્રસંગે આ વિદ્વાનોએ સ્યાદ્વાદ સંબંધી પોતાના અભિપ્રાયો જાહેર કર્યા છે. અહીં આવા અભિપ્રાયોમાંના થોડાક અભિપ્રાય રજુ કરું છું

**[૧] મહામહોપાધ્યાય રામમિશ્ર શાસ્ત્રી**

વાણારસી (કાશી)ના સ્વર્ગસ્થ મહામહોપાધ્યાય શ્રી. રામમિશ્ર શાસ્ત્રીજીએ પોતાના 'સુજન સંમેલન' નામના વ્યાખ્યાનમાં જૈનોના સ્યાદ્વાદ વિષે બોલતાં કહ્યું કેઃ—"સજ્જનો! અનેકાન્તવાદ તો એક એવી વસ્તુ છે કે તેને દરેકે સ્વીકારવી જ પડશે. અને સ્વીકારી પણ છે. જુઓ વિષ્ણુપુરાણ અધ્યાય ૬, દ્વિતીયાંશમાં ૪૨મા શ્લોકમાં કહ્યું છે કેઃ—

**नरकस्वर्गसंज्ञे वै पुण्यपापे द्विजोत्तम !।**
**वस्त्वेकमेव दुःखाय सुखायेर्ष्याजॆवाय च।**
**कोपाय च यतस्तस्माद् वस्तु वस्त्वात्मकं कुतः ?॥**

"અહીં પરાશર મહર્ષિ કહે તે કે 'વસ્તુ વસ્ત્વાત્મક નથી' આનો અર્થ એ છે કે કોઇ પણ એકાન્તથી એક રૂપ નથી. જે વસ્તુ એક સમયે સુખનો હેતુ છે તે વસ્તુ બીજા ક્ષણમાં દુઃખનું કારણ થાય છે, અને જે વસ્તુ એક ક્ષણમાં દુ:ખના કારણભૂત છે તે જ વસ્તુ ક્ષણભરમાં સુખનું કારણ થઇ પડે છે.

"સજ્જનો! આપ સમજી શકયા હશો કે આ સ્થળે 'સ્યાદ્વાદ' સ્પષ્ટપણે કહેવાયો છે. વળી બીજી વાત ઉપર પણ ધ્યાન આપશો તો પણ તે સમજાશે. જેઓ **'सदसद्भ्यामनिर्वचनीयं जगत्'** (આ જગત્ સદ્ અથવા અસદ્ એમ બન્નેમાંથી એકે રીતે કહી શકાય નહીં.) કહે છે તેઓને પણ વિચારદૃષ્ટિથી દેખવામાં આવે તો 'અનેકાન્તવાદ' માનવામાં કોઇ હાનિ નથી. કારણ કે જ્યારે વસ્તુ સત્ પણ કહેવામાં નથી આવતી અને અસત્ પણ કહેવામાં નથી આવતી તો કહેવું પડશે કે કોઇ પ્રકારથી સત્ હોઇને

પણ કોઇ રીતે અસત્ પણ છે. એ જ હેતુથી તે સત્ પણ ન કહી શકાય અને અસત્ પણ કહી શકાય નહીં. ત્યારે હવે અનેકાન્તતા માનવાનું સિદ્ધ થઇ ગયું.

"સજ્જનો ! નૈયાયિકો તમ(અંધકાર)ને 'તેજોઅભાવસ્વરૂપ' કહે છે, અને મીમાંસકો તથા વેદાંતિકો ઘણા જોરશોર પૂર્વક તેનું ખંડન કરીને તેને 'ભાવસ્વરૂપ' કહે છે. હવે વિચારવાની વાત છે કે આજ સુધી તેનો કોઇ પણ નિર્ણય થયો નહીં કે કોણ ઠીક કહે છે, કોણ અઠીક કહે છે. ત્યારે તો એની લડાઇમાં ત્રીજાનું કામ થઇ ગયું. અર્થાત્ જૈન સિદ્ધાંત સિદ્ધ થઇ ગયો. કેમકે તે લોકો (જૈનો) કહે છે કે વસ્તુ અનેકાન્ત છે એટલે કે કોઇ પ્રકારથી ભાવસ્વરૂપ કહી શકાય છે અને કોઇ પ્રકારથી અભાવ સ્વરૂપ પણ કહી શકાય છે. તેવી જ રીતે કોઈ આત્માને 'જ્ઞાન સ્વરૂપ' કહે છે અને કોઇ 'જ્ઞાનાધાર સ્વરૂપ' કહે છે ત્યારે તો બસ ! કહેવું જ શું ? અનેકાન્તવાદ જ સિદ્ધ થઇ ગયો. વળી તેવી જ રીતે કોઈ જ્ઞાનને 'દ્રવ્ય સ્વરૂપ' માને છે અને કોઇ વળી 'ગુણ સ્વરૂપ' માને છે તેવી જ રીતે કોઇ જગતને 'ભાવ સ્વરૂપ' કહે છે તો કોઈ 'શૂન્ય સ્વરૂપ' માને છે, ત્યારે તો અનેકાન્તવાદ અનાયાસે સિદ્ધ થઈ ગયો."

[૨] **શ્રી. ફણિભૂષણ બાબૂ**

કાશી હિન્દુ વિશ્વવિદ્યાલયના દર્શનશાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીમુત ફણિભૂષણબાબૂ એમ. એ.એ સ્યાદ્વાદના વિષયમાં કાઢેલા ઉદ્ગારો—

**"जैनधर्ममें स्याद्वाद शब्दद्वारा जो सिद्धान्त प्रकाशमान हो रहा है उनको तथारूपमें न समझनेके कारण ही कतिपय लोगोंने उस सिद्धान्तका उपहास किया है; वह केवल अज्ञानताका ही प्रभाव है। कईएक महाशय उनमें दोष तथा भिन्न भिन्न अर्थका आरोपण करना भी नहीं चुके है। मैं तो यहां तक कहनेका साहस करता हूं कि इस दोषसे विद्वान शंकरचार्य जैसे भी मुक्त नहीं है। उन्होंने भी स्याद्वाद धर्म प्रति अन्याय ही किया है। साधारण विद्वानकी ऐसी भूल किसी तरह भी क्षम्य मान ली जाय, परन्तु मुझे स्पष्ट कहनेकी आज्ञा मिले तो कहुंगा कि भारतवर्षके ऐसे विद्वानोंका यह अन्याय हमेशांके लिये अक्षम्य गिनना चाहिये × × × उनका जैनधर्म प्रति यह अनादरसूचक शब्दप्रयोग केवल जैनग्रन्थोंके अनभ्यासका ही परिणाम है। स्याद्वाद यानि जैनधर्म वस्तुत सत्यस्वरूपका ही प्रेरक है। मैं एक बात खास जोर देकर कहना चाहता हूं कि समस्त विश्वको अथवा उसके किसी एक अंशको यथार्थ रूपसे समझनेके लिये एक ही दृष्टिकोण संपूर्ण नहीं माना जाता—विविध दृष्टिबिन्दुसे ही संपूर्ण सत्यका प्रकाश होता है ॥"**

[૩] **સાક્ષર શ્રી. આનંદશંકર ધ્રુવ**

કાશી વિશ્વવિદ્યાલયના પ્રીન્સીપાલ અને ગુજરાતના સમર્થ વિદ્વાન શ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે પોતાના એક વખતના વ્યાખ્યાનમાં સ્યાદ્વાદ સંબંધમાં કહ્યું હતું કે—

**"स्याद्वादका सिद्धान्त एकीकरण दृष्टिबिन्दुको हमारे सामने उपस्थित करता है। शंकराचार्यने जो आक्षेप स्याद्वाद पर किये हैं उनका मूल रहस्यके**

साथ बिल्कुल संबंध नहीं है। यह तो एक मानी हुई बात है कि विविध दृष्टिबिन्दुसे निरीक्षण किये बिना कोई भी वस्तु पूर्णरीत्या हम ज्ञात नहीं कर सकते, और इसी लीए स्याद्वाद उपयोगी व सार्थक है। महावीर के सिद्धान्तमें बतलाये हुए स्याद्वादको लोग संशयवाद कहते हैं मगर मैं इस बातको स्वीकार नहीं करता। स्याद्वाद संशयवाद नहीं है मगर वह हमें एक दृष्टि-बिन्दु देता है। विश्वनिरीक्षणके लिये हमें पाठ पढाता है ॥"

**[૪] મહામહોપાધ્ય પંડિત ગંગાનાથ ઝા**

મહામહોપાધ્યાય પંડિત ગંગાનાથ ઝા. M. A. D. Lt. સ્યાદ્વાદના વિષયમાં જણાવે છે કે–

"जबसे मैंने शंकराचार्य द्वारा जैनसिद्धांत पर खंडन को पढा है तबसे मुझे विश्वास हुआ कि इस सिद्धांतमें बहुत कुछ है, जिसको वेदान्तके आचार्यने नहीं समझा, और जो कुछ अभी तक मैं जैनधर्मको जान सका हुं उससे मेरा यह विश्वास दृढ हुआ है कि यदि वह जैनधर्मको उसके असली ग्रंथोसे देखनेका कष्ट उठाते तो उनको जैनधर्मसे विरोध करनेकी कोइ भी बात नही मिलती।"

**[૫] કાકા કાલેલકર**

અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર 'પર્વરંગ' નામના પુસ્તકના પૃષ્ઠ ૨૪૩માં સ્યાદ્વાદ સંબંધમાં લખે છે કે—

"એક જ સત્ય અનેક રૂપમાં પ્રગટ થાય છે. એક એક જાતી, એક એક જમાનો અને એક એક દેશ સત્યના એક એક અંશનું ગ્રહણ કરી શકે છે. અને તેથી પરસ્પર વિરોધી દેખાતી છતાં બધી દ્રષ્ટિઓ સરખી જ સાચી હોય છે. જૈનોના સ્યાદ્વાદનું તત્ત્વ હિંદુસ્તાનના આખા ઇતિહાસમાં ઘટાએલું આપણે જોઈએ છીએ."

પુનઃ એ જ મહાશયે તા. ૪–૧–૨૩ ના 'નવજીવન'ના અંકમાં "ભગવાન્ મહાવીરની કૈવલ્યભૂમિ" નામનો લેખ લખેલ છે, તેમાં જણાવ્યું છે કે— "જૈન તત્ત્વજ્ઞાનમાં સ્યાદ્વાદનો બરાબર શો અર્થ છે તે જાણવાનો દાવો હું કરી શકતો નથી, પણ હું માનું છું કે 'સ્યાદ્વાદ' માનવ બુદ્ધિનું એકાંગીપણું જ સૂચિત કરે છે. અમુક દૃષ્ટિએ જોતાં એક વસ્તુ એક રીતે દીસે છે, બીજી દૃષ્ટિએ તે બીજી રીતે દેખાય છે. જન્માંધો જેમ હાથીને જુદી જુદી રીતે તપાસે તેવી આપણી આ દુનિયામાં સ્થિતિ છે."

**[૬] શ્રી મહાવીરપ્રસાદ દ્વિવેદી**

હિંદી ભાષાના સર્વશ્રેષ્ઠ લેખક અને ધુરંધર વિદ્વાન પંડિત શ્રી. મહાવીરપ્રસાદજી દ્વિવેદીએ 'સરસ્વતી' માસિકમાં 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ'ના સમાલોચના કરતાં લખ્યું છે કે–

"प्राचीन ढर्रेके हिंदु धर्मावलंबी बडे बडे शास्त्री तक अब भी नहीं जानते कि–जैनियोंका स्याद्वाद किस चिडिओंका नाम है? धन्यवाद है जर्मनी और फ्रान्स इंग्लेंडके कुछ विद्यानुरागी विशेषज्ञोंको जिनकी कृपासे इस

**धर्मके अनुयायियोंके कीर्तिकलापकी खोजकी ओर भारतवर्षके साक्षरजनोंका ध्यान आकृष्ट हुआ। यदि ये विदेशी विद्वान जैनोंके धर्मग्रंथों आदिकी आलोचना न करते, यदि ये उनके प्राचीन लेखकोंकी महत्ता न प्रकट करते तो हम लोग शायद आज भी पूर्ववत् ही अज्ञानके अंधकारमें ही डूबे रहते।"**

**[૭] ડૉ. શતીશચંદ્ર વિદ્યાભૂષણ**

મારવાડના મુખ્ય શહેર જોધપુર મુકામે સન ૧૯૧૬માં મળેલા 'જૈન સાહિત્ય સંમેલન'ના પ્રમુખપદે બિરાજેલા ડૉ. શતીશચંદ્ર વિદ્યાભૂષણ M. A., Ph. D. પોતાના ભાષણમાં સ્યાદ્વાદ માટે જણાવે છે કે—

"આ ગહન અને સૂક્ષ્મ સિદ્ધાંતે બુદ્ધ અને બ્રાહ્મણ ન્યાયવેત્તાઓની ટીકાને આમંત્રી, પ્રખ્યાત બુદ્ધ ન્યાયવેત્તા ધર્મકીર્તિએ (A. D.) સાતમા સૈકામાં આ સિદ્ધાંતની તેના પ્રસિદ્ધ ગ્રંથ 'પ્રમાણવાર્તિક'માં ટીકા કરી અને તેની ટીકાનો પ્રત્યુત્તર હરિભદ્રસૂરિએ પોતાના પ્રસિદ્ધ ગ્રંથ 'અનેકાંત જયપતાકા'માં આપ્યો છે.

"બ્રાહ્મણ ઋષિ વ્યાસે બ્રહ્મસૂત્ર પુસ્તક ૨, પ્રકરણ ૨, સૂત્ર-૩૩માં આ સિદ્ધાંતને સુધારા વધારા સાથે ઉતાર્યો છે, એ રમુજી નોંધ લેવા જેવી છે. આ સિદ્ધાંતની, પ્રસિદ્ધ શંકરાચાર્ય કે જે A. D. આઠમા સૈકામાં થઇ ગયા છે તેમણે પોતાની ટીકા 'શાંકર-ભાષ્ય'માં, વાચનસ્પતિ મિશ્ર કે જે A. D. દશમા સૈકામાં થઇ ગયા છે તેમણે શાંકર-ભાષ્યની 'ભામતી વૃત્તિ'માં અને માધવાચાર્યે તેમના 'સર્વદર્શન સંગ્રહ'માં ટીકા કરેલી છે.

"બ્રાહ્મણ તત્ત્વવેત્તાઓએ આ સિદ્ધાંત પર એવા દોષોનું આરોપણ કર્યું છે, તે કે અનિશ્ચયાત્મક જ્ઞાન તરફ દોરે છે. અને સાત વ્યવસ્થા પરસ્પર અસંગત છે' તે છતાં આ સિદ્ધાંતની શાંત અને નિષ્પક્ષપાત સમીક્ષા, તેની વ્યાપકતામાં અને વસ્તુઓની સમગ્ર અવસ્થાઓને સ્પર્શવાની શક્તિમાં રહેલી વિશિષ્ટતાને વ્યક્ત કરે છે.

"વૈશેષિક દર્શનના પ્રવર્તક કણાદે છ કોટીનો નિક્ષેપ કર્યો છે અને તે સર્વનો સમાવેશ **'अस्ति वा भावः'**માં કર્યો છે એ સર્વને સુવિદિત છે. પાછળની ટીકાઓએ બીજી કોટી ઉમેરી **'अभावो वा नास्ति'**, બુદ્ધ લોકોએ **अस्ति, नास्ति, उभय, अनुभय** એ ચાર કોટિથી જે નિર્યુક્ત હોય તે નિર્વાણ અથવા શૂન્યત્વ છે એવું કથન કરીને લોકોને આંજ્યાં. પણ જૈન સિદ્ધાંતે સ્યાદ્વાદની સાત કોટી યોજી છે કે જેમાં મારી માન્યતા પ્રમાણે સર્વ પ્રકારના ફેરફારનો સમાવેશ થઇ જાય છે."

**[૮] ડૉ. ઓ. પેરટોલ્ડ**

ડૉ. ઓ. પેરટોલ્ડે 'ધર્મના તુલનાત્મક શાસ્ત્રમાં જૈનધર્મનું સ્થાન અને મહત્ત્વ' એ વિષય પર તા. ૨૧-૮-૨૧ રોજે ધુલિયા મુકામે આપેલા ભાષણના અંતે જણાવ્યું છે કે

"સંક્ષેપમાં કહીએ તો ઉચ્ચ ધર્મ તત્ત્વો અને જ્ઞાન પદ્ધતિ આ બન્ને દૃષ્ટિથી જોતાં જૈનધર્મ એ ધર્મોના તુલનાત્મક શાસ્ત્રમાં અતિશય આગળ ગએલો ધર્મ છે એમ કહેવું પડે છે. દ્રવ્યનું જ્ઞાન કરી લેવા સારુ એમાં યોજેલા સ્યાદ્વાદનું બિલકુલ આધુનિક પદ્ધતિનું સ્વરૂપ જ જુઓ એટલે બસ છે. જૈનધર્મ એ ધર્મવિચારની નિઃસંશય પરમ શ્રેણી છે, અને એ દૃષ્ટિથી ધર્મનું વર્ગીકરણ કરવા સારુ જ કેવળ નહિ પણ વિશેષતઃ ધર્મનાં લક્ષણો

ઠરાવવા સારુ અને તદનુસાર સામાન્યતઃ ધર્મની ઉપપતિ બેસાડવા સારુ તેનો કાળજીપૂર્વક અભ્યાસ કરવો જરૂરી છે.

**[૯] મહાત્મા ગાંધીજી**

મહાત્મા ગાંધીજીએ સ્યાદ્વાદ અંગે કહ્યું છે કે–"સૃષ્ટિમાં પ્રતિક્ષણ પરિવર્તન થાય છે તેથી સૃષ્ટિ અસત્ય–અસ્તિત્વ રહિત કહેવાઇ (પર્યાય ભેદે), પણ પરિવર્તન છતાં તેનું એક એવું રૂપ છે જેને સ્વરૂપ કહો તે રૂપે છે એમ પણ કહી શકીએ છીએ, તેથી તે સત્ય પણ છે (વસ્તુગતે), તેથી તેને સત્યાસત્ય કહો તો મને અડચણ નથી. એથી મને અનેકાંતવાદી કે સ્યાદ્વાદી માનવામાં આવે તો બાધ નથી. માત્ર સ્યાદ્વાદ હું જે રીતે ઓળખું છું તે રીતે માનનારો છું, પંડિતો મનાવવા ઇચ્છે તેમ કદાચ નહીં. તેઓ મને વાદમાં ઉતારે તો હું હારી જાઉં. મેં તો મારા અનુભવે જોયું છે કે મારી દૃષ્ટિએ હું હંમેશાં સાચો હોઉં છું, અને મારા પ્રામાણિક ટીકાકારની દૃષ્ટિએ હું ઘણીવાર ભૂલેલ ગણાઉં છું, એ જાણવાથી હું કોઇને સહસા જૂઠો, કપટી વગેરે માની શકતો નથી. સાત આંધળાઓએ હાથીના સાત વર્ણન આપ્યાં તે બધાં પોતપોતાની દૃષ્ટિએ જૂઠા હતાં, ને જ્ઞાનીની દૃષ્ટિએ સાચા હતા તથા ખોટા હતા. આ અનેકાંતવાદ મને બહુ પ્રિય છે. તેમાંથી હું મુસલમાનોની દૃષ્ટિએ, ખ્રીસ્તીની તેની દૃષ્ટિએ વિચાર કરતાં શીખ્યો. મારા વિચારોને કોઇ ખોટા ગણે ત્યારે મને તેના અજ્ઞાનને વિષે પૂર્વે રોષ ચઢતો. હવે હું તેઓનું દૃષ્ટિબિંદુ તેઓની આંખે જોઇ શકું છું તેથી તેમની ઉપર પણ પ્રેમ કરી શકું છું. કેમકે હું જગતના પ્રેમનો ભૂખ્યો છું, અનેકાંતવાદનું મૂળ અહિંસા અને સત્યનું યુગલ છે."

**[૧૦] મ્હૈસુરનરેશ**

મ્હૈસુરના વિદ્વાન રાજવીએ અનેકાંતવાદ માટે કાઢેલા ઉદ્ગારો–

" And jainism has sought a harmony of all religions and of all philosophical and dialectical standpoinls in its Sarvadharma and its Anekantvada."

અર્થાત્ "જૈનધર્મના અનેકાંતવાદે તમામ ધર્મો, ફીલસુફીઓ અને યુક્તિવાદોનું ઐક્ય શોધ્યું છે."

[ઉપરોક્ત કેટલાંક અભિપ્રાયો 'સ્યાદ્વાદની સાર્થકતા' (લે૦ મુનિરાજ શ્રી ચતુરવિજયજી) માંથી મૂકેલા છે.]

**[૧૧] પંડિત હંસરાજજી શર્મા**

પં. હંસરાજજી શર્મા સ્યાદ્વાદના વિષયમાં પોતાના '**दर्शन और अनेकान्तवाद**' નામક પુસ્તકમાં નીચે પ્રમાણે જણાવે છે—

**"हमारे विचार में तो अनेकान्तवाद का सिद्धान्त बडा सुव्यवस्थित और परिमार्जित सिद्धान्त है। इसका स्वीकार मात्र जैनदर्शन ने ही नहीं किया किन्तु अन्यान्य दर्शनशास्त्रों में भी इसका बडी प्रौढता से समर्थन किया गया है। अनेकान्तवाद वस्तुतः अनिश्चित एवं संदिग्धवाद नहीं किन्तु वस्तुस्वरूप के अनुरूप सर्वांगपूर्ण एक सुनिश्चित सिद्धान्त है।**

दर्शनशास्त्रोंके परिशीलन से हमारा इस बात पर पूर्ण विश्वास हो गया है कि अनेकान्तवाद का सिद्धान्त, अनुभवसिद्ध, स्वाभाविक तथा परिपूर्ण सिद्धान्त है। इसकी स्वीकृति का सौभाग्य किसी न किसी रूप में सभी दार्शनिक विद्वानों को प्राप्त हुआ है। अनेकान्तवाद के सिद्धान्तकी सर्वथा अवहेलना करके कोई भी तात्त्विक सिद्धान्त परिपूर्णता का अनुभव नहीं कर सकता ऐसा हमारा विश्वास है ॥"

સ્યાદ્વાદ સંબંધી ઉપર આપેલ અભિપ્રાયોની સંખ્યા કેવળ અગિયારની જ છે. પણ કેટલીક વખત સંખ્યાબળ કરતા ગુણવત્તા વધી જાય છે તેમ અહીં પણ એવું જ સમજવાનું છે. ઉપર ટાંકેલ અભિપ્રાયો એ કોઈ એક પ્રાંત, એક જ ધર્મ કે જાતિના વિદ્વાનોના નથી પણ એમાં તો જુદા જુદા પ્રાંત, જુદી જુદી જાતી, જુદા જુદા ધર્મ અને યાવત્ જુદા જુદા દેશના અભિપ્રાયોનું પ્રતિનિધિત્વ આવી જાય છે, જે સ્યાદ્વાદની સર્વવ્યાપકતાને સારી રીતે સિદ્ધ કરે છે.

# જૈનધર્મનો વિકૃત ઇતિહાસ

## [એક ઇતિહાસકારે પાઠયપુસ્તકમાં રજુ કરેલી જૈનધર્મ સંબંધી અસત્ય વિગતો]

લેખક—મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

આજકાલ સ્કૂલો અને કાલેજોમાં જે ઐતિહાસિક પાઠ્ય પુસ્તકો ચાલે છે; તેમાં જૈન ધર્મ સંબંધી ઘણી જ અસત્ય, અસબદ્ધ, ભ્રમાત્મક અને અપૂર્ણ વિગતો આપવામાં આવે છે. આ પુસ્તકોમાં જૈનધર્મના ઇતિહાસ સંબંધી જે ગંભીર ભૂલો હોય છે તે જૈનધર્મનો એક સામાન્ય અભ્યાસી પણ ન કરે તેવી હોય છે. નાનાં બાળકો આ પુસ્તકો ભણી તૈયાર થયા પછી પોતાના ધર્મ માટે પણ શંકાશીલ બને છે, એ ઘણે સ્થળે દેખાય છે. કાલેજોમાં પણ આવાં જ અસત્ય વિધાનો કરતાં ઐતિહાસિક પુસ્તકો દેખાય છે. ભારતવર્ષના સમસ્ત જૈનોની ફરજ છે કે આવાં પાઠ્યપુસ્તકોમાં જૈનધર્મ સંબંધી જે કાંઇ અસત્ય વિધાન કરવામાં આવ્યું હોય તે બધું રદ કરાવી જૈનધર્મનો સત્ય ઇતિહાસ પ્રગટ થાય તે માટે પ્રયત્ન કરે! અસ્તુ!

અમે હમણાં જ અજમેરમાં રાજપુતાના શિક્ષા બોર્ડ તરફથી સ્વીકૃત અને પ્રચલિત **भारतवर्षका इतिहास** પુસ્તક જોયું. આ પુસ્તક મેટ્રીક ક્લાસના વિદ્યાર્થીઓ માટે આ વર્ષે સ્વીકૃત થયેલું છે. આ પુસ્તકમાં જૈનધર્મ સંબંધી કેટલું ભયંકર અજ્ઞાન ભર્યું છે તે નીચેના લખાણથી સમજી શકાશે:—

**जिस समय बौद्धधर्म भारतवर्षमें उन्नति कर रहा था उसी समय वहां दो आंदोलन चल रहे थे, जिनमेंसे एक गुप्त रीतिसे उसकी सहायता कर रहा था और दूसरा प्रकट रूपसे विरोध कर रहा था। प्रथम आंदोलन जैन-धर्मके स्वरूपमें प्रकट हो रहा था जिसके संस्थापक गौतमकी भांति क्षत्रिय वंशके राजकुमार महावीर-वर्द्धमान थे।"** (भारतवर्षका इतिहास पृ. ४२)

લેખક જૈનધર્મનો પ્રથમ પરિચય આપતાં જ એમ ઠસાવવા માગે છે કે બૌદ્ધધર્મના સમર્થન માટે જૈનધર્મ પ્રચલિત થયો અને તે ધર્મની સ્થાપના ભગવાન મહાવીરે કરી.

આજના પ્રખર ઇતિહાસવિદો જાણે છે અને જાહેર કરે છે કે જૈનધર્મ બૌદ્ધધર્મથી ઘણો જ પ્રાચીન છે. જૈનધર્મ બૌદ્ધધર્મના સમર્થન માટે સ્થપાયો એમ કહેવું એ જૈન ધર્મના ઇતિહાસની અજ્ઞાનતાનું જ પરિણામ છે. વળી જૈનધર્મના સ્થાપક મહાવીર વર્દ્ધમાન છે એ લખાણ પણ તદ્દન પ્રમાણ રહિત છે. ભગવાન મહાવીર તો જૈનધર્મના ચોવીસમા તીર્થંકર છે; એમની પહેલાં ૨૩ તીર્થંકરો થઇ ગયા છે. ભ. મહાવીરના સમયમાં તો જૈન-ધર્મ ભારતના સર્વ શ્રેષ્ઠ ધર્મોમાંના એક ધર્મ તરીકે પ્રસિદ્ધ થઇ ગયો હતો.

આગળ લેખક મહાશય ભગવાન શ્રી. મહાવીરદેવનો પરિચય આપે છે તે પણ બરાબર નથી. જુઓ તેમના જ શબ્દો—

**" महावीरका जीवनचरित्र ५४२–४७० पू. ई.–महावीर वर्द्धमान वैसालीके राजा कटक की बहिन त्रिशलाके पुत्र थे। उनके पिता सिद्धार्थ कुन्दाग्रामके प्रदेशमें राज्य करते थे। राजा कटककी कन्या मगधराज बिम्बिसारको ब्याही थी, अतः महावीर वैसाली तथा मगध दोनों ही के राजाओंके सम्बन्धी थे।"**

**( पृ. ४२ )**

ઉપર લખ્યું છે તે વૈશાલીના રાજા કટક નહિ પરંતુ ચેડા–ચેટક રાજા નામ હોવું જોઇએ. સિદ્ધાર્થ રાજા "**कुन्दाग्राम प्रदेशमें राज्य करते थे**" તે ખોટું છે. કુન્દાગ્રામ કોઇ પ્રદેશ જ નથી. ભગવાન શ્રી મહાવીર દેવની જન્મભૂમિ ક્ષત્રિયકુંડગ્રામ છે, જે અત્યારે બંગાલમાં માનભૂમ જીલ્લામાં વિદ્યમાન છે. જો ક્ષત્રિયકુંડગ્રામ વિશાલા નગરીની પાસે માનવામાં આવે તો પણ 'કુન્દાગ્રામ પ્રદેશ' તો નથી જ.

આગળ વિશેષ પરિચય આપતાં લેખકે જે લખ્યું છે એ તો અજ્ઞાનતાની હદ જ કરે છે.

**" तीस वर्षकी अवस्थामें घरबार छोड कर महावीर बनको चले गये, और बारह वर्ष तक बडे बडे साधु महात्माओंके सत्संगमें रहकर मुक्तिमार्गका अन्वेषण करते रहे। इसके पश्चात् उन्होंने अपना नाम "जैन" (स्वयंको मिटानेवाला) रख लिया, और कुछ शिष्य एकत्रित करके एक नवीन धर्मकी संस्थापना की जो उनके नामपर जैनधर्म कहलाता है।" (पृ. ४२)**

ભગવાન મહાવીરદેવે દીક્ષા લીધા પછી શું કર્યું ? અને કેવી રીતે જીવન વ્યતીત કર્યું એનો જૈન ગ્રંથોમાં બહુ જ સરસ રીતે ઉલ્લેખ મળે છે. પરંતુ લેખકે એ સાહિત્ય જોવાની લગારે તસ્દી જ નથી ઉઠાવી. જૈન શબ્દનો અર્થ પણ તેઓ નથી સમજ્યા.

દીક્ષા લીધા પછી ભગવાન મહાવીરદેવે સાડા બાર વર્ષ સુધી મૌન રહી ચિંતવન જ કર્યું છે; તેમણે કોઇ પણ સાધુ સાથે સત્સંગ સેવ્યો જ નથી. મુક્તિમાર્ગના અન્વે-ષણ પછી પોતાનું નામ જૈન રાખ્યુ તે પણ બરાબર નથી. જૈન નામ તો ભગવાન શ્રી મહાવીરદેવની પહેલાંથી જ પ્રસિદ્ધ હતું.

વળી જૈનનો અર્થ 'પોતાને મિટાવવુ' એવો થતો જ નથી. "**रागादिशत्रून जयतीति जिनः**" અને જૈનના ઉપાસક તે જૈન. **जिनस्य इमे जैनाः** અર્થ પ્રસિદ્ધ છે.

આગળ ઉપર લેખક મહાશય "**महावीर का उपदेश**" શીર્ષક પેરેગ્રાફમાં લખે છે તે પણ ઘણું વિચિત્ર છે :

"**जैनधर्मके तीन मुख्य सिद्धान्त हैं, दिव्यदृष्टि, सुविचार तथा सत्कर्म। सत्कर्मके अन्तर्गत पांच बातें हैं-चोरी न करना, इन्द्रियोंको वशमें रखना, झूठ न बोलना, पवित्र जीवन व्यतीत करना और अहिंसा। अन्तिम सिद्धान्त पर जैनी इतना जोर देते हैं कि कीडे मकोडों तकको कष्ट नहीं देते, पानी छानकर पीते हैं, मुंह और नाकसे कपडा बांधे रहते हैं और रातका भोजन सूर्यास्तसे पहले ही कर लेते है। महावीरका कथन है कि ईश्वर कुछ शक्तियां कि समष्टि है। परन्तु वह आवागमनके सिद्धान्तको मानते थे और कहते थे कि सद्‌जीवन व्यतीत करनेसे प्रत्येक जीवात्मा परमात्माकी शक्तियां प्राप्त कर सकता है अथवा ईश्वरसे मिल कर एक हो सकता है। × × × × महावीर मूर्तिपूजाके विरोधी थे, किन्तु आजकल जैनी उनकी और उनके गुरु पारसनाथकी मूर्तियां पूजते हैं। उनके मन्दिर अधिकतर पर्वतों तथा सुनसान जंगलोंमें पाये जाते है।**" ( पृ. ४३ )

આ ફકરામાં ખરેખર લેખકે જૈનધર્મ સંબંધી પોતાનું ઘોર અજ્ઞાન પ્રદર્શિત કર્યું છે. લેખકનું અજ્ઞાન તો બહુ દુઃખ ઉત્પન્ન કરે તેવું છે જ પરંતુ જૈન સમાજના વિદ્યાર્થીઓ આટલું વાંચવા છતાં આ વસ્તુનો લગારે વિરોધ જ નથી કરતા એ એથીયે વધુ દુઃખ ઉત્પન્ન કરે તેવું છે. અજમેરમાં શ્વેતાંબર અને દિગંબર શ્રીમાનો ધીમાનો–જૈનો વસે છે; તેમની સંસ્થાઓમાં આ પુસ્તકો પાઠ્યપુસ્તક તરીકે ચાલે છે છતાં તે સંસ્થાના જૈન અધ્યાપકો શિક્ષા બોર્ડ સામે પોતાનો વિરોધ સરખો ય નથી ઉચ્ચારતા એ ઓછા દુઃખની વાત નથી.

બધા જૈનો મોઢે અને નાકે કપડું બાંધે છે એમ લખવું એ સત્યથી વેગળું છે. વળી ભગવાન મહાવીરદેવ મૂર્તિપૂજાના વિરોધી હતા, આ લખાણ તો લેખકનું પુરાતત્ત્વ અને ઈતિહાસ સંબંધી ઘોર અજ્ઞાન પ્રગટ કરે છે. લેખક મહાશયે જો મથુરા, ઉદયગિરિ આદિના લેખો–મૂર્તિઓ જોવાની મહેનત લીધી હોત તો તેમને આવું લખવું ન પડત. અઢી અઢી હજાર વર્ષની પુરાણી જિનમૂર્તિઓ અને શિલાલેખો વિદ્યમાન છે; પ્રાચીન જૈન શાસ્ત્રો મૂર્તિપૂજાનું વિધાન રજુ કરે છે; એટલે લેખકે જે રજુ કર્યું છે તે નર્યું અજ્ઞાન ભર્યું લાગે છે.

શ્રી પાર્શ્વનાથજી જૈનોના તેવીસમા તીર્થંકર છે. ભગવાન શ્રી મહાવીરદેવ અને ભગવાન શ્રી પાર્શ્વનાથજી વચ્ચે ૨૫૦ વર્ષનું અંતર છે. અર્થાત્ ભગવાન શ્રી. પાર્શ્વનાથના નિર્વાણ પછી ૧૭૮ વર્ષ પછી ભગવાન શ્રી. મહાવીરદેવનો જન્મ થયો હતો, ૨૦૮ વર્ષ પછી ભગવાન મહાવીરની દીક્ષા થઈ હતી, અને ૨૫૦ વર્ષ પછી ભગવાન મહાવીરનું નિર્વાણ થયું હતું. આમ છતાં લેખક શ્રી. પાર્શ્વનાથજી ભગવાનને ભગવાન શ્રી મહાવીરદેવના ગુરુ તરીકે ઓળખાવે એ નરી અજ્ઞાનતા નહિ તો બીજું શું કહેવાય?

જૈનધર્મના ઈશ્વર તત્ત્વ અને આવાગનની માન્યતા પણ લેખકની કલ્પના માત્ર જ છે. જૈનધર્મ એવું નથી જ માનતો. હા દરેક ભવી જીવ કર્મ ક્ષય કરી મુક્તિ પ્રાપ્ત કરી શકે છે, અને મુક્તિ પ્રાપ્ત કરેલ જીવ પુનઃ જન્મ નથી જ લે એમ જૈનધર્મ માને છે.

આ પછી "**जैन तथा बौद्ध धर्मकी तुलना**" શીર્ષક પેરેગ્રાફ પણ અર્ધ-સત્યો અને ભ્રમાત્મક વિગતોથી ભર્યો છે. છેલ્લે "**दिगम्बर और श्वेताम्बर**" આ પેરેગ્રાફમાં જે લખ્યું છે એ પણ ઘણું જ વિચિત્ર છે. જુઓ તેમના શબ્દો–

"× × × **दक्षिणके जैनी पहेलेकी भांति अपने शरीरको नंगा रखते थे और कपडोंके स्थान पर केवल एक अंगोछा डाले रहते थे; परन्तु जो जैनी मगधमें रह गये थे, उन्होंने श्वेत वस्त्र धारण कर लिये थे। अतएव प्रथम दिगंबर (दिशाओंसे ढके हुये) और द्वितीय श्वेताम्बर (सफेद वस्त्रोंसे आच्छादित) के नामसे प्रसिद्ध हुये। पहलि सदी इसवी तक दोनों सम्प्रदाय अलग हो गये। धीरे धीरे इनके धार्मिक ग्रन्थ भी अलग हो गये। श्वेतांबर अपनी मूर्तियोंको स्वच्छ वस्त्रोंसे आच्छादित करते हैं परन्तु दिगम्बरोंकी मूर्तियां बिल्कुल नंगी रहती हैं। कुछ जैनी ऐसे भी हैं जो मूर्तिपूजा के बिलकुल विरोधी हैं। यह धोंदीयापन्थी कहलाते हैं और अल्प संख्यामें पाये जाते हैं।**'

આ લખાણમાં કેટલીય ભ્રમિત અને અસત્ય વસ્તુઓ રજુ થયેલી છે. લેખકે જૈન ધર્મના સિદ્ધાંતો, મતો અને મતભેદોનું લગારે નિરીક્ષણ કર્યું નથી લાગતું. માત્ર અંગ્રેજ વિદ્વાનો અને જૈનધર્મના અનભ્યાસીઓનું લખેલું વાંચી આંધળું અનુકરણ જ કરેલું છે.

આ પુસ્તકના લેખક આર. કે. માથુર (R. K. Mathur) છે. આનંદ પુસ્તકમાલ ઓપીસ કાનપુરથી ઇ સ. ૧૯૩૮માં આ પુસ્તક પ્રગટ થયેલું છે.

આ પુસ્તકમાં કરવામાં આવેલાં વિધાનો જૈનધર્મ માટે ખૂબ ગેરસમજ અને અજ્ઞાનતા ફેલાવનારાં છે, માટે દરેક જૈનની ફરજ છે કે આ અને આવાં જૈનધર્મ સંબંધી ગેરસમજ કરનારાં દરેક પુસ્તકોનો વિરોધ કરી જૈનધર્મ સંબંધી સત્ય વસ્તુ પ્રગટ કરાવવા મહેનત કરે.

આ સિવાય આગળના મૌર્ય સામ્રાજ્યના પ્રકરણોમાં અશોક પછીના રાજાઓનો ઇતિહાસ જ નથી આપ્યો. બૌદ્ધ અને હિન્દુ ધર્મના પ્રચારક રાજાઓ અને ધર્માચાર્યોનો પરિચય લેખકે આપ્યો છે પરંતુ જૈનધર્મના પ્રચારક રાજાઓ અને જૈનાચાર્યોનો ક્યાંય. ઉલ્લેખ નથી કર્યો, ક્યાંય નામ સુદ્ધાં નથી આપ્યાં.

લેખકે શંકરાચાર્ય, ચૈતન્ય મહાપ્રભુ, વલ્લભાચાર્ય, રામાનુજ, કબીર તથા નાનક અને મીરા આદિનો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે. પરન્તુ જૈનધર્મના કોઇપણ વિદ્વાન સમર્થ જૈનાચાર્યનો પરિચય નથી આપ્યો. એટલે લેખકે પક્ષપાતથી પ્રેરાઇ જૈનધર્મના ઇતિહાસ તરફ દુર્લક્ષ જ કર્યું છે એમ લાગ્યા વગર નથી રહેતુ.

લગભગ ૫૫૦ પાનાંના આ પુસ્તકમાં જૈનધર્મ સંબંધી માત્ર અઢી પાનાં જ રોકાયાં છે અને તેમાં પણ તદ્દન અસત્ય અને ભ્રમાત્મક વાતો જ લખી છે. આ એક જ પુસ્તકમાં નહિ પણ આવાં અનેક પુસ્તકોમાં જૈનધર્મ સંબંધી અજાનતાભરી વાતો લખેલી જોવાય છે.

અન્તમાં–આ પરિસ્થિતિમાં જૈનધર્મના દરેક અનુયાયી પછી ચાહે તે શ્વેતાંબર હો કે દિગંબર, સ્થાનકમાર્ગિ હો યા તેરાપંથી હો- દરેક જૈનની એ ફરજ થઇ પડે છે કે પાઠ્ય પુસ્તકોમાં ચાલતા અજાનને દૂર કરવા પ્રયત્ન કરે. આ પુસ્તક માટે તો રાજપુતાનાના જૈનો જલદી જાગૃત થઇ રાજપુતાના શિક્ષા બોર્ડ દ્વારા સ્વીકૃત આ પુસ્તકના આટલા ભાગને રદ કરાવવા બનતો પ્રયત્ન કરે એ જ શુભેચ્છા.

# જૈનદૃષ્ટિએ ભૂગોળ-ખગોળ

લેખકઃ-પંન્યાસજી મહારાજ શ્રી. ધર્મવિજયજી ગણી

દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ એ ચારે અનુયોગો પૈકી જૈન ખગોળ-ભૂગોળના વિષયનો લગભગ ગણિતાનુયોગમાં સમાવેશ થાય છે. આ ખગોળ-ભૂગોળના વિષયને પ્રતિપાદન કરનારાં સૂત્રો, ગ્રંથો, પ્રકરણો પૂર્વાચાર્ય મહર્ષિઓએ સંખ્યાબંધ રચ્યાં છે. શ્રી. વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ-ભગવતીજી, જીવાભિગમ, પન્નવણા, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ, જ્યોતિષ્કરંડક, દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ, બૃહત્સંગ્રહણી, લઘુસંગ્રહણી, બૃહત્ક્ષેત્રસમાસ, લઘુક્ષેત્રસમાસ, મંડલપ્રકરણ, દેવેન્દ્ર-નરકેન્દ્ર પ્રકરણ, લોકનાલિકાપ્રકરણ, લોકપ્રકાશ ઇત્યાદિ અનેક સૂત્રો, ગ્રંથો અને પ્રકરણો આ ભૂગોળ-ખગોળના વિષય પરત્વે આજે પણ ઉપલબ્ધ થાય છે. આ પ્રત્યેક ગ્રંથોમાં પૂર્વાચાર્યભગવંતોએ શાશ્વતી ભૂગોળ-ખગોળનું ઘણું જ સુંદર અને સરલ પદ્ધતિથી બ્યાન આપ્યું છે.

વર્તમાનમાં પ્રાથમિક શાળાઓ, હાઈસ્કુલો અને કોલેજોમાં ભૂગોળ-ખગોળના વિષયમાં જે પાશ્ચાત્ય પ્રણાલિકાથી શિક્ષણ અપાય છે તે પ્રણાલિકાથી, જૈનશાસ્ત્રોમાં આ વિષયસંબંધી અપાયેલી પ્રણાલિકા ઘણીખરી બાબતમાં જુદી પડે છે. એટલું તો આપણે ચોકકસ માનીએ છીએ કે તે તે શાસનની અપેક્ષાએ જૈન શાસ્ત્રોના આદ્ય પ્રરૂપક તીર્થંકરો-સર્વજ્ઞ ભગવંતો છે. લોકાલોકના ત્રૈકાલિક ભાવો પ્રત્યેક ક્ષણે જોવાની-જાણવાની તે ભગવંતોમાં અનન્ત શકિત રહેલી છે, રાગ-દ્વેષનો તો સર્વથા તેઓએ ક્ષય કરેલો છે, આવા હેતુઓથી એ અનન્તજ્ઞાનીઓએ પ્રરૂપેલાં શાસ્ત્રોમાં વિતથપણાનો લેશ પણ ન સંભવી શકે. ગણધરમહર્ષિઓએ તેમજ પટ્ટપરંપરામાં થયેલા સુવિહિત ગીતાર્થ પૂજ્ય મહર્ષિઓએ જે જે સૂત્રસંદર્ભો તેમજ પ્રકરણ ગ્રંથો રચ્યા તે પણ એ સર્વજ્ઞ ભગવંતની વાણીને અનુસરીને જ રચાયા છે, એમ સૂત્રોમાં તેમજ પ્રકરણ-ગ્રંથોમાં આવતા વિષયોના અવિસંવાદિપણાથી સિદ્ધ થાય છે. આ ઉપરથી એ સિદ્ધ થયું કે સૂત્ર-પ્રકરણાદિ ગ્રંથોમાં ખગોળ-ભૂગોળના વિષયને અંગે જે જે પ્રતિપાદન કરવામાં આવેલ છે તે નિઃશંક છે અને વસ્તુતઃ તે પદાર્થો તે પ્રમાણે જ છે. આમ છતાં આજે આ ભૂગોળ-ખગોળ વિષયના સંબંધમાં આપણને જે અનેક શંકાઓ થવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે, તેમાં અમુક અમુક સંયોગોમાં થયેલ ક્ષેત્રપરાવર્તન તેમજ આપણી વિચારશકિતની ખામી એ જ કારણ છે. જૈન મન્તવ્યો અને આજે શિક્ષણશાળાઓમાં અપાતા પાશ્ચાત્ય મંતવ્યોને અંગે દીર્ઘ દૃષ્ટિથી યુકિત પ્રયુકિતપૂર્વક જો આપણે વિચાર કરીશું તો ભલે કદાચ અમુક બાબતોને અંગે તેવા સચોટ ખુલાસાઓ ન મેળવી શકાય તો પણ અમુક બાબતોને અંગે પાશ્ચાત્ય મંતવ્યોમાં જરૂર આપણને અસત્યાંશ લાગ્યા સિવાય નહિ રહે. આ બાબતમાં આપણે થોડું વિચારીએ.

જૈનો પૃથ્વીનો આકાર પૈસો અથવા થાળી જેવો ગોળ * માને છે, જ્યારે પાશ્ચાત્યો પૃથ્વીનો આકાર નારંગી જેવો ગોળ છે તેવું પ્રતિપાદન કરે છે.

---

* જંબૂદ્વીપની અપેક્ષાએ પૂર્વોક્ત આકાર સમજવો. લવણસમુદ્રાદિ બાકીના સમુદ્રો-દ્વીપો માટે વલયાકાર સમજવો.

જૈનદર્શન પૃથ્વી સ્થિર છે અને આપણને દેખાતા ચન્દ્ર, સૂર્ય, નક્ષત્રાદિ ચર છે એવું જણાવે છે, જ્યારે આજનું પાશ્ચાત્ય શિક્ષણ ચન્દ્ર, સૂર્ય સ્થિર છે અને પૃથ્વી પોતાની ધરી ઉપર તેમજ સૂર્યની આસપાસ ફરે છે એવું જાહેર કરે છે.

જૈનદર્શન પૃથ્વી (ભૂતલ) અસંખ્ય (દ્વીપ-સમુદ્રોની અપેક્ષાએ) યોજન પ્રમાણ છે અને સૂર્ય, ચન્દ્ર તે અપેક્ષાએ ઘણા જ નાના છે, એ પ્રમાણે કથન કરે છે, જ્યારે પાશ્ચાત્યો એમ કહે છે કે 'સૂર્ય ઘણો મોટો છે અને પૃથ્વી તો તેની અપેક્ષાએ ઘણી જ નાની છે.'

પાશ્ચાત્યો બુધ, શુક્ર વગેરે ગ્રહોની માફક પૃથ્વી એ પણ એક ઉપગ્રહરૂપ છે એમ જણાવે છે, જ્યારે જૈનદર્શન તે બાબતનો સ્પષ્ટ નિષેધ જાહેર કરે છે.

પાશ્ચાત્ય શિક્ષણ એશિઆ, યુરોપ, આફ્રિકા, અમેરિકા અને ઓસ્ટ્રેલિયા વગેરે વર્તમાનમાં ઉપલબ્ધ થતા દેશોમાં જ પૃથ્વીની પરિસીમા હોવાનું જણાવે છે, જ્યારે જૈનદર્શન જંબૂદ્વીપના આધારે લક્ષયોજન પ્રમાણ અને અસંખ્ય દ્વીપ સમુદ્રોના આધારે અસંખ્ય યોજન પ્રમાણ પૃથ્વી છે એમ જણાવે છે.

આવી આવી બીજી પણ અનેક બાબતો પરસ્પર વિચારભેદવાળી છે, પરંતુ તે સંબંધી વિશેષ ઉલ્લેખ ન કરતાં ઉપર જણાવેલા પાંચ મુદ્દાઓ પૈકી ક્રમશઃ એકેક બાબત પરત્વે કાંઈક વિચાર કરીએ :

'પૃથ્વીનો આકાર નારંગી સરખો ગોળ છે' એવું પાશ્ચાત્ય વિદ્વાનોનું જે મંતવ્ય છે તે ઉપર વિચાર કરતાં પ્રથમ તો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે—જે પૃથ્વીને નારંગી સરખી ગોળ માનવી છે તે પૃથ્વીમાં સ્વર્ગલોક, મર્ત્યલોક અને પાતાલલોક એ ત્રણેય લોકોનો સમાવેશ સ્વીકારાય છે કે ત્રણ લોકમાંથી ફક્ત એક મર્ત્યલોકનો જ સમાવેશ માનવામાં આવે છે? જે વ્યક્તિઓ સ્વર્ગલોક અથવા પાતાલલોક જેવી વસ્તુને માનવા તૈયાર નથી તે વ્યક્તિઓ માટે પરભવ કે ધર્મ અથવા શાસ્ત્રપ્રતિપાદિત વસ્તુને ઉદ્દેશીને લખાણ કરવું એ કોઈ પણ આસ્તિક સુજ્ઞ માનવ માટે ઉચિત નથી, કારણ કે જેઓ ચર્મચક્ષુ આદિથી જે કાંઈ પ્રત્યક્ષ હોય તેને જ માનવાવાળા છે, તે સિવાય આગમ તથા યુક્તિ પ્રમાણસિદ્ધ પદાર્થોને માનવા માટે જેઓ તૈયાર નથી તેવાઓ માટે શાસ્ત્રીય ચર્ચાઓ કરવી એ અર્થશૂન્ય છે. જે વિષય ઇન્દ્રિયગમ્ય નથી, વિશિષ્ટ જ્ઞાનના અભાવે જ્યાં સુધી ઇષ્ટ વિષયનું સંપૂર્ણ પ્રત્યક્ષ જ્ઞાન ધરાવવાને આત્મા સમર્થ બન્યો નથી, ત્યાં સુધી સ્વયં અતીન્દ્રિય વિષયોનું સ્વરૂપ કહેવું કે નિષેધ કરવો એ કૂપમંડૂક પાસે સમુદ્રનાં સ્વરૂપનું કથન કરવા તુલ્ય છે. કારણ કે ધર્મશાસ્ત્રોમાં અનંતજ્ઞાની મહર્ષિઓએ ત્રણે લોકનો સમુદિત આકાર કેડે હાથ દઈ પગ પહોળા કરીને ઉભેલા પુરુષ સરખો (વૈશાખ સંસ્થાન) આકાર જણાવેલો છે. જે વિષય પરિમિત જ્ઞાનની દૃષ્ટિથી બાહ્ય છે તે વિષયમાં અનન્તજ્ઞાનીઓનાં વચન ઉપર શ્રદ્ધા એ જ શ્રદ્ધાશીલ આસ્તિક સમાજ માટે રાજમાર્ગ છે.

'વર્તમાન દૃષ્ટિએ જેટલી પૃથ્વીને ગોળ માનવી છે, ને પૃથ્વી ચન્દ્ર, સૂર્ય, નક્ષત્રાદિ સર્વ જ્યોતિશ્ચક્રથી ભિન્ન હોવાથી કેવળ મધ્ય-મર્ત્યલોકનો જ નારંગી સરખી ગોળ પૃથ્વીમાં સમાવેશ છે' એ મંતવ્યમાં પણ અનેક વિરોધો નીચે મુજબ પ્રત્યક્ષ જણાઈ આવે છેઃ—

ઇ. સ. ૧૪૯૨માં કોલમ્બસે અમેરિકાને શોધી કાઢ્યો, તે પહેલાં અમેરિકાનું અસ્તિત્વ છતાં એ દેશ અપ્રસિદ્ધ-અપ્રગટ હતો. અહીં વિચારશીલ વિદ્વાનોએ વિચાર કરવાની જરૂર છે કે કોલમ્બસે કરેલી અમેરિકાની શોધ પહેલાં પૃથ્વીનો આકાર કેવો મનાયો હતો? અને શોધ કર્યા બાદ તે આકારમાં કાંઈ ફેરફાર થયો કે કેમ? જો અમેરિકાની શોધ પહેલાં પણ ગોળ જ સ્વીકારીએ તો શોધ થયા બાદ પ્રથમની આકૃતિમાં કાંઇ પણ ફેરફાર થવો જોઇએ. શોધ થયા અગાઉ પૃથ્વીનો આકાર ગોળ ન હતો એવું જો માનીએ તો પૃથ્વીના ગોળ આકાર સંબંધી કાંઇ ચોક્કસ માન્યતા થઈ શકતી જ નથી. કારણ કે જેમ કોલમ્બસે અમેરિકા શોધ્યો ત્યારબાદ, થોડા વર્ષો પહેલાં જ અમુક વ્યક્તિના સાહસથી ન્યુઝીલેંન્ડ શોધાયો, તેમ હજુ પણ એ ગોળાકાર મનાતી પૃથ્વીના પટ ઉપર બીજા અપ્રગટ દેશોનું અસ્તિત્વ નહિ હોય તેની શી ખાત્રી? અને જ્યાં સુધી એ અપ્રગટ દેશોના અસ્તિત્વ સંબંધી કોઇ પણ ચોક્કસ નિર્ણય ઉપર ન અવાય ત્યાં સુધી "પૃથ્વીનો આકાર અમુક પ્રકારનો ગોળ છે," એવી માન્યતા પ્રગટ કરવી એ વિચારવાન વ્યક્તિને યોગ્ય નથી. પહેલાં અર્ધગોળ માને અને હાલ સંપૂર્ણ ઇંડા જેવો ગોળ આકાર માને તો પણ હજુ સુધી ઉત્તર અને દક્ષિણ ધ્રુવની તરફના પ્રદેશોની શોધ ન્યૂન હોવાથી ઉત્તર કે દક્ષિણ તરફની મુસાફરી એક દિશાની પૂરેપૂરી થઈ શકી નથી અને તે વિના પૂર્વ-પશ્ચિમની મુસાફરી મધ્યક્ષેત્રમાં રહેલ ધ્રુવની ચારે બાજુ કેમ ન હોય?

"સમુદ્ર કિનારેથી ચાલી જતી સ્ટીમર શરૂઆતમાં સંપૂર્ણ દેખાય છે, અમુક પ્રમાણમાં દૂર જતાં સ્ટીમરની નીચેનો ભાગ દેખાતો બંધ થાય છે, વિશેષ દૂર જતાં નીચેનો ભાગ વિશેષ પ્રમાણમાં દેખાતો બંધ થાય છે, સ્ટીમરનું અને સમુદ્ર કિનારાનું ઘણું અન્તર પડતાં દરીઆ કિનારે ઊભેલ વ્યક્તિ ફક્ત સ્ટીમરના અગ્રભાગ (ભુંગળા)ને અથવા ધૂમાડાને જ દેખી શકે છે, અને તેથી આગળ જતાં સ્ટીમરનો તે ભાગ પણ દેખાતો બંધ થાય છે, માટે પૃથ્વી નારંગી સરખી ગોળ છે, એમ માનવા કારણ મળે છે. આ પ્રમાણે સ્વયં સમજનાર અને અન્યોને સમજાવનારા પાશ્ચાત્ય વિદ્વાનોને જણાવવાની જરૂર છે જે સમુદ્ર-કિનારાથી દૂર દૂર જતી સ્ટીમરનો નીચેનો ભાગ વિશેષ વિશેષ ન્યૂન દેખાય છે તેમ થવામાં કારણ 'પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ' છે કે ચક્ષુનો તે પ્રમાણે દેખવાનો સહજ સ્વભાવ છે? જો પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ જ તેમ થવામાં કારણ હોય તો સમુદ્ર-કિનારે ઊભેલ બે વ્યક્તિઓ પૈકી એક વ્યક્તિની ચક્ષુઓ મન્દ તેજવાળી છે, અને અન્ય વ્યક્તિની ચક્ષુઓ નિર્મળ હોઈ વિશેષ તેજવાળી છે, તેમાં મન્દતેજ યુક્ત ચક્ષુવાળો અમુક સ્થળે દૂર રહેલી સ્ટીમરને જેટલા પ્રમાણમાં દેખે છે, તે અપેક્ષાએ નિર્મળ ચક્ષુવાળી વ્યક્તિ તે જ સ્ટીમરને વિશેષ પ્રમાણમાં જોઈ શકે છે. જો પૃથ્વીની નારંગી સરખી ગોળા-ઇથી સ્ટીમર સંબંધી નીચેનો ભાગ દબાઇ ગયો (ઢંકાઈ ગયો) હોય તો સ્પષ્ટ-અસ્પષ્ટપણે ભલે સ્ટીમરનો તેટલો તેટલો વિભાગ બન્નેને યથાસંભવ દેખી શકાય, પરંતુ તેમ નહિ થતાં મન્દ તેજવાળો નીચેનો ભાગ દેખી શકતો નથી, કેવળ ઉપરનો જ ભાગ જોઈ શકે છે, જ્યારે નિર્મળ ચક્ષુવાળો પુરુષ સ્ટીમર સંબંધી ઉપર-નીચેના ભાગને સ્પષ્ટપણે જોઈ શકે છે. આ હકીકત અનુભવસિદ્ધ છે. એથી સાબીત થાય છે કે સ્ટીમરનો નીચેનો ભાગ ન્યૂન ન્યૂન દેખાવામાં પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ એ કારણ નથી, કિંતુ ચક્ષુનો

ઇ. સ. ૧૪૯૨માં કોલમ્બસે અમેરિકાને શોધી કાઢ્યો તે પહેલાં અમેરિકાનું અસ્તિત્વ છતાં એ દેશ અપ્રસિદ્ધ–અપ્રગટ હતો. અહીં વિચારશીલ વિદ્વાનોએ વિચાર કરવાની જરૂર છે કે કોલમ્બસે કરેલી અમેરિકાની શોધ પહેલાં પૃથ્વીનો આકાર કેવો મનાયો હતો ? અને શોધ કર્યા બાદ તે આકારમાં કાંઈ ફેરફાર થયો કે કેમ ? જો અમેરિકાની શોધ પહેલાં પણ ગોળ જ સ્વીકારીએ તો શોધ થયા બાદ પ્રથમની આકૃતિમાં કાંઇ પણ ફેરફાર થવો જોઇએ. શોધ થયા અગાઉ પૃથ્વીનો આકાર ગોળ ન હતો એવું જો માનીએ તો પૃથ્વીના ગોળ આકાર સંબંધી કાંઇ ચોક્કસ માન્યતા થઈ શકતી જ નથી. કારણ કે જેમ કોલમ્બસે અમેરિકા શોધ્યો ત્યારબાદ, થોડા વર્ષો પહેલાં જ અમુક વ્યક્તિના સાહસથી ન્યુઝીલેંન્ડ શોધાયો, તેમ હજુ પણ એ ગોળાકાર મનાતી પૃથ્વીના પડ ઉપર બીજા અપ્રગટ દેશોનું અસ્તિત્વ નહિ હોય તેની શી ખાત્રી ? અને જ્યાં સુધી એ અપ્રગટ દેશોના અસ્તિત્વ સંબંધી કોઇ પણ ચોક્કસ નિર્ણય ઉપર ન અવાય ત્યાં સુધી "પૃથ્વીનો આકાર અમુક પ્રકારનો ગોળ છે," એવી માન્યતા પ્રગટ કરવી એ વિચારવાન વ્યક્તિને યોગ્ય નથી. પહેલાં અર્ધગોળ માને અને હાલ સંપૂર્ણ ઇંડા જેવો ગોળ આકાર માને તો પણ હજુ સુધી ઉત્તર અને દક્ષિણ ધ્રુવની તરફના પ્રદેશોની શોધ ન્યૂન હોવાથી ઉત્તર કે દક્ષિણ તરફની મુસાફરી એક દિશાની પૂરેપૂરી થઈ શકી નથી અને તે વિના પૂર્વ–પશ્ચિમની મુસાફરી મધ્યક્ષેત્રમાં રહેલ ધ્રુવની ચારે બાજુ કેમ ન હોય ?

"સમુદ્ર કિનારેથી ચાલી જતી સ્ટીમર શરૂઆતમાં સંપૂર્ણ દેખાય છે, અમુક પ્રમાણમાં દૂર જતાં સ્ટીમરની નીચેનો ભાગ દેખાતો બંધ થાય છે, વિશેષ દૂર જતાં નીચેનો ભાગ વિશેષ પ્રમાણમાં દેખાતો બંધ થાય છે, સ્ટીમરનું અને સમુદ્ર કિનારાનું ઘણું અન્તર પડતાં દરીઆ કિનારે ઊભેલ વ્યક્તિ ફક્ત સ્ટીમરના અગ્રભાગ (ભુંગળા)ને અથવા ધૂમાડાને જ દેખી શકે છે, અને તેથી આગળ જતાં સ્ટીમરનો તે ભાગ પણ દેખાતો બંધ થાય છે, માટે પૃથ્વી નારંગી સરખી ગોળ છે, એમ માનવા કારણ મળે છે. આ પ્રમાણે સ્વયં સમજનાર અને અન્યોને સમજાવનારા પાશ્ચાત્ય વિદ્વાનોને જણાવવાની જરૂર છે જે સમુદ્ર-કિનારાથી દૂર દૂર જતી સ્ટીમરનો નીચેનો ભાગ વિશેષ વિશેષ ન્યૂન દેખાય છે તેમ થવામાં કારણ 'પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ' છે કે ચક્ષુનો તે પ્રમાણે દેખવાનો સહજ સ્વભાવ છે ? જો પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ જ તેમ થવામાં કારણ હોય તો સમુદ્ર-કિનારે ઊભેલ બે વ્યક્તિઓ પૈકી એક વ્યક્તિની ચક્ષુઓ મન્દ તેજવાળી છે, અને અન્ય વ્યક્તિની ચક્ષુઓ નિર્મળ હોઈ વિશેષ તેજવાળી છે, તેમાં મન્દતેજ યુક્ત ચક્ષુવાળો અમુક સ્થળે દૂર રહેલી સ્ટીમરને જેટલા પ્રમાણમાં દેખે છે, તે અપેક્ષાએ નિર્મળ ચક્ષુવાળી વ્યક્તિ તે જ સ્ટીમરને વિશેષ પ્રમાણમાં જોઈ શકે છે. જો પૃથ્વીની નારંગી સરખી ગોળાઇથી સ્ટીમર સંબંધી નીચેનો ભાગ દબાઇ ગયો (ઢંકાઈ ગયો) હોય તો સ્પષ્ટ–અસ્પષ્ટપણે ભલે સ્ટીમરનો તેટલો તેટલો વિભાગ બન્નેને યથાસંભવ દેખી શકાય, પરંતુ તેમ નહિ થતાં મન્દ તેજવાળો નીચેનો ભાગ દેખી શકતો નથી, કેવળ ઉપરનો જ ભાગ જોઈ શકે છે, જ્યારે નિર્મળ ચક્ષુવાળો પુરુષ સ્ટીમર સંબંધી ઉપર–નીચેના ભાગને સ્પષ્ટપણે જોઈ શકે છે. આ હકીકત અનુભવસિદ્ધ છે. એથી સાબીત થાય છે કે સ્ટીમરનો નીચેનો ભાગ ન્યૂન ન્યૂન દેખાવામાં પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ એ કારણ નથી, કિંતુ ચક્ષુનો

મર્યાદામાં રહેલ વસ્તુ જોવાનો તથાપ્રકારનો સ્વભાવ જ કારણ છે, અને એથી જ ચાક્ષુષ પ્રત્યક્ષમાં **યોગ્યદેશાવસ્થિત**' યોગ્ય દેશમાં વિષયના રહેવાપણાની ખાસ જરૂરીઆત સ્વીકારેલી છે. અલ્પાધિક દેખવાની શક્તિવાળા બે પુરુષોના દૃષ્ટાન્તમાં કાંઈ અસંગતપણું લાગતું હોય તો સમુદ્રમાં ઘણે દૂર ચાલી જતી સ્ટીમર કે જેનો ઉપરનો જ અમુક ભાગ સ્થૂલ દૃષ્ટિથી જોવામાં આવે છે તે સ્ટીમરને જ દુર્બિનથી જોતાં નીચેના તળીઆથી લઈને ઉપર સુધી સ્પષ્ટપણે દેખવામાં આવે છે. તે પ્રસંગે સ્ટીમરના નીચેના ભાગને ઢાંકનાર પૃથ્વીની ગોળાઈ દુર્બિનથી શું દૂર થઈ જતી હશે?

બીજું 'જો પૃથ્વી નારંગી સરખી ગોળ છે,' એમ માનવા સાથે તેના પડ ઉપર વર્તમાનમાં દેખાતા એશિઆ, યુરોપ, અમેરિકા, આફ્રિકા વગેરે દેશો રહેલા છે એવી માન્યતા રાખવી પડે છે તો નારંગી સરખો એ પૃથ્વીનો ગોળો પોલો છે કે ઘન છે? જો કહો કે ઘન છે તો તેમાં શું ભરેલું છે? અને પોલો છે તો તેની ખાત્રી શી? અને તે ખાત્રી કયા પ્રત્યક્ષથી કરી છે? અનુમાનથી જો ખાત્રી કરાતી હોય તો જ્ઞાનીઓનાં વચનને સાક્ષાત્ બાધ આવે તેવું અનુમાન શા મુદ્દાથી કરાય છે? વળી પૃથ્વીને નારંગી સરખી ગોળ માનીએ તો દક્ષિણ ધ્રુવ પાસે રહેલ સમદ્રનું પાણી કોને આધારે રહેલ છે? કહેશો કે ગુરુત્વાકર્ષણના નિયમને અંગે પૃથ્વી પાણીનું આકર્ષણ કરે છે, તો ઉત્તર ધ્રુવ પાસે રહેલ સમુદ્રનું પાણી નજીકમાં રહેલ પૃથ્વીથી કેમ આકર્ષાતું નથી? 'પૃથ્વીનું મધ્યબિન્દુ આકર્ષક છે' એમ માનીએ તો ભારે વસ્તુના અગ્ર, મધ્ય અને અધોભાગમાંથી ગુરુત્વાકર્ષણથી વેગ ક્રમે ક્રમે વધવો જોઈએ. ધાતુનું પતરું બનાવીને કરેલો ઘડો પાણીમાં તરે છે અને ધાતુનો એક નાનો ટુકડો હોય તે તરતો નથી. કકડાને આકર્ષણ અને ઘડા વગેરેને નહિ? આવી આવી ઉપસ્થિત થતી અનેક પ્રશ્નપરંપરાથી તેમજ આગળ જણાવવામાં આવતા જૈન–જૈનેતર શાસ્ત્રીય પાઠોથી એમ માનવાને ચોક્કસ કારણ મળે છે કે 'પૃથ્વી નારંગી સરખી ગોળ નથી, પરંતુ થાળી અથવા પુડલા સરખી ગોળ છે,' એમ માનવું વિશેષ શાસ્ત્ર તેમજ યુક્તિસંગત લાગે છે.

પૃથ્વી થાળી સરખી ગોળ છતાં પાશ્ચાત્ય વિદ્વાનો ગમે તે યુક્તિઓથી તેને નારંગી સરખી ગોળ માને છે, તેને અંગે સમન્વય કરવારૂપે જો વિચારીએ તો ચક્ષુનો પ્રાયઃ તેવી રીતે ગોળ દેખવાનો સ્વભાવ સહેજે સમજાઈ આવશે. ગમે તે ઉચ્ચ સ્થળે ઊભા રહીને ગમે તે દિશામાં ક્ષિતિજ તરફ દૃષ્ટિ કરવામાં આવે અને એ દૃષ્ટિને ચારે તરફ ફેરવવામાં આવે તો તત્ત્વદૃષ્ટિએ વર્તમાન પૃથ્વી એક સરખી ગોળ નહિ છતાં ગોળ જેવી દેખાય છે, રેલ્વેના પાટા ઉપર ચાલ્યો જતો માણસ પોતાથી સો કદમ દૂર રહેલા જુદા જુદા પાટાઓને પણ ભેગા થતા હોય તેમ દેખે છે, તેમજ તેટલે જ દૂર રહેલો તારનો થાંભલો પોતાની પાસે રહેલા તારના સ્થંભ જેટલો જ મોટો હોવા છતાં તે ટૂંકો દેખે છે. ખુબી તો એ છે કે બન્ને પાટાઓ જુદા જુદા છતાં તેમજ તે બન્ને પાટાના મધ્યમાં રહેલ આસન્ન ભૂમિ દૃષ્ટિગોચર થવા છતાં પાટાઓ ભેગા થતા હોય તેય દૃશ્યમાન થાય છે. દૂરવર્તી સ્થંભનો જમીન સાથે અડેલો ભાગ તેમજ ટોચનો ભાગ દેખાવા છતાં (જાણે મધ્ય ભાગમાંથી સ્થંભ ટુંકાઈ ગયો હોય તેમ) નાનો દેખાય છે, તેથી એમ માનવું જોઈએ કે ચક્ષુનો તથાપ્રકારે તીરછું તેમજ ઊર્ધ્વાધઃ ગોળ દેખવાનો સ્વભાવ હોય. વળી

ફોટામાં નજીકની વસ્તુ મોટી અને દૂરની વસ્તુ નાની પડતી જોવાથી ચક્ષુનો તેવો સ્વાભાવિક વિષય હોઈ ગોળ નહિ છતાં ગોળાકારે દેખાતી પૃથ્વીને નારંગી સરખી ગોળ કલ્પવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય તો તે બનવા જોગ છે. પરંતુ તેથી ગોળ નહિ એવી પૃથ્વી નારંગી સરખી ગોળ થઇ જતી નથી.

પૃથ્વીની નારંગી સરખી ગોળાઈ માનીએ તો અમુક માઇલ ચાલતાં અમુક અંશ નીચાણુ અથવા અમુક અંશ ઉંચાણુ નિયમિત રીતે પ્રાપ્ત થવું જોઈએ. કોઇપણ દિશાએ ઉચ્ચતા હોઈ જતાં વધુ થાક લાગવો ને આવતાં તેવો થાક ન લાગવો જોઇએ. વળી પાણીનો સ્વભાવ સપાટીએ રહેવાનો હોઈ, કોઈ પણ જગો પર સેંકડો અને હજારો માઇલ દરિયાથી કાંઠો ઊંચો હોવો જોઇએ, નહેરો ખોદવામાં પણ હરકોઈ દિશાએ માઇલે દશ ઈંચની ઉંડાઇ રખાય છે તે પણ ઓછી હોવી જોઈએ, તેવા ઉંચાણુ અથવા નિચાણુનો અભાવ તેમજ જૈનસિદ્ધાન્તો તથા ઋગ્વેદ વગેરે સ્વપર સિદ્ધાન્તોમાં નારંગી સરખી ગોળાઇનું વર્ણન નહિ હોવા સાથે પુડલા સરખી ગોળાઇ હોવાનું પ્રતિપાદન હોઇ 'પૃથ્વી નારંગી સરખી ગોળ નથી, પરંતુ પુડલા સરખી ગોળ છે' એ પ્રમાણે માનવું એ શાસ્ત્રીય દૃષ્ટિએ તેમજ યુક્તિથી યોગ્ય જણાય છે.

"એક વ્યક્તિ એક સ્થાનેથી રવાના થયા બાદ તે જ દિશામાં અખંડ પ્રયાણ કરે તો ફરતો ફરતો પુનઃ તે જ સ્થાને આવી પહોંચે છે, માટે પૃથ્વી નારંગી સરખો ગોળ છે" એવા જે વિચારો છે તે પણ બુદ્ધિગમ્ય તેમજ શાસ્ત્રીય નથી, કારણ કે સૂર્યના સર્વમંડલો પૈકી સર્વાભ્યન્તર મંડલ કે જેને ઉત્તરધ્રુવ (રેખાંશ) માનવો છે તેનું સ્થાન તેમજ સૂર્યમંડલનો શાસ્ત્રોમાં જણાવેલો ચાર વગેરે બરાબર વિચારાય તો એક જ દિશામાં ચાલતો માણસ પુનઃ તે જ સ્થાને આવી પહોંચે, છતાં "પૃથ્વી નારંગી સરખી ગોળ નહિ, પરંતુ પુડલા સરખી ગોળ છે" એમ સુખેથી માની શકાય છે.　　　　(ચાલુ)

---

# નિહ્નવવાદ

લેખક:—મુનિરાજ શ્રી. ધુરંધરવિજયજી

[ ક્રમાંક ૬૬ થી ચાલુ ]

## બીજા નિહ્નવ તિષ્ય ગુપ્તાચાર્ય : આત્મવાદ :
## વેદાન્તી, નૈયાયિક અને સાંખ્ય સાથે સ્યાદ્વાદીની ચર્ચા

સ્યાદ્વાદીએ બૌદ્ધને આત્માનું સ્વરૂપ સમજાવ્યા પછી વેદાન્તી, નૈયાયિક અને સાંખ્ય અનુક્રમે આત્માના સંબન્ધમાં સ્યાદ્વાદીને પૂછે છે અને સ્યાદ્વાદી તેઓને સમજાવે છે.

**વેદાન્તી-આત્મા એક અને કૂટસ્થ નિત્ય છે.** તમોએ આત્મા ક્ષણિક નથી એ જે સમજાવ્યું તે બરોબર છે. પરન્તુ આત્મા નિત્યવિજ્ઞાનસ્વરૂપ, એક અને કૂટસ્થ નિત્ય છે. માયાના યોગે વિવિધ પ્રકારનો ભાસે છે, પણ વાસ્તવિક રીતિએ પરબ્રહ્મ એક જ છે.

**एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः।**
**एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत्॥**

ભૂતાત્મા એક જ છે તે દરેક ભૂતમાં રહેલો છે. પાણીમાં ચન્દ્રનું પ્રતિબિમ્બ જેમ દેખાય છે તેમ એક જ આત્મા જુદે જુદે રૂપે ભૂતમાં દેખાય છે. આ સર્વ પ્રપંચ-માયાથી ઉત્પન્ન થયેલ છે માટે સર્વ મિથ્યા છે. વાસ્તવિક તત્ત્વ પરબ્રહ્મ એક જ છે.

**સ્યાદ્વાદી-આત્મા અનેક છે ને પ્રપંચ પણ સત્ છે:**—આકાશનું કુસુમ જેમ દેખાતું નથી તેમ પ્રપંચ પણ જો મિથ્યા હોય તો દેખાવો ન જોઇએ. અને પ્રપંચનો અનુભવ તો દરેકને થાય છે. કદાચિત્ પ્રપંચને ભ્રમ [illegible]નવામાં આવે તો પણ ભ્રમ થવામાં કારણ અને તે ભ્રમ જે વસ્તુમાં થાય છે તે બન્ને માનવાં જ જોઇશે. એટલે એક નહિ તો બીજી રીતે પણ પ્રપંચ જેવો પદાર્થ તો માનવો જ પડશે. તેથી તો જે પ્રત્યક્ષ જણાય [illegible] તે પ્રપંચને જ માની લેવો એ ઉત્તમ છે. પ્રપંચ સિદ્ધ થયો એટલે તેમાં કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઈ વિશેષજ્ઞાની તો કોઇ અલ્પજ્ઞાની, કોઈ રાજા તો કોઈ રંક જણાય છે. જો આત્મા એક જ હોય તો આ વિવિધ પ્રકારો થવામાં કારણ શું? માટે માનવું જોઇએ કે આત્મા અનેક છે. સૌ સ્વ સ્વ કરણીને અનુસારે સુખી દુઃખી થાય છે. માટે આત્મા એક નહિ પણ અનેક તેમ જ કૂટસ્થ નિત્ય નહિ પણ વિવિધ પરિણામને પામનારો છે એમ માનવું એ જ વાસ્તવિક છે.

**નૈયાયિક-આત્મા વ્યાપક, મુક્તિમાં જડ અને પરમાત્માને અધીન છે—**

૧. આત્મા બે પ્રકારનો છે. એક પરમાત્મા અને બીજો જીવાત્મા. જગત અને જીવાત્મા પર પરમાત્માની પૂર્ણ સત્તા છે. તે પરમાત્મા એક જ છે, તેને અધીન વિશ્વનું સર્વ તંત્ર ચાલે છે. કોઇને સુખી કે દુઃખી કરવો એ સર્વ ઈશ્વરને હાથ છે. આ દુનિયાના સર્જક પણ ઈશ્વર છે. વિશેષ તો શું? પણ ઇશ્વરની શક્તિ કે ઈચ્છા સિવાય ઝાડનું એક પાંદડું પણ ફરકી શકતું નથી.

૨. જીવાત્મા અનેક છે. જેટલાં શરીરો જણાય છે તે દરેકમાં એક એક જીવાત્મા રહેલ છે. સર્વ જીવાત્માઓ આ બ્રહ્માણ્ડમાં વ્યાપીને રહેલા છે, કારણ કે જગતમાં કોઈ પણ કાર્ય અદૃષ્ટ અથવા ભાગ્ય સિવાય બનતું નથી. જે કાર્ય જે જીવાત્મા માટે બને છે તે તે કાર્યમાં તે જીવાત્માનું ભાગ્ય કારણ છે. ભાગ્ય અથવા અદૃષ્ટ એ આત્માનો ગુણ છે. ગુણ ગુણી સિવાય રહી શકતો નથી એટલે શરીર બહાર જે આત્માને માટે જે કાંઇ કાર્ય થાય છે તે સ્થાને તે આત્માનું અદૃષ્ટ પણ રહેલ છે એટલે તે સ્થળે તે આત્મા પણ રહેલ છે એમ માનવું જાઇએ. એ પ્રમાણે સર્વ આત્માઓ વ્યાપક છે.

૩. સુખ-દુઃખનું મૂળ જ્ઞાન છે. જ્ઞાન શરીરધારીઓને જ થાય છે, એટલે સુખ દુઃખ પણ શરીર ધારીને જ થાય છે. આત્મા જ્યારે બંધનોથી મુક્ત થાય છે ત્યારે દેહનો ત્યાગ કરે છે. દેહનો ત્યાગ થયો એટલે આત્મામાં સુખ, દુઃખ, જ્ઞાન, દ્વેષ, ઈચ્છા, પ્રયત્ન, પુણ્ય, પાપ, સંસ્કાર એ ગુણો રહેતા નથી. એટલે મુક્ત આત્મા સંસારના સંગ રહિત નિષ્ક્રિય અને વિશેષ ગુણ વિનાનો હોય છે એમ માનવું જોઇએ.

**સ્યાદ્વાદી-પરમાત્મા જગતથી અલિપ્ત છે ને જીવાત્મા શરીરમાત્રવ્યાપી અને સર્વદા સગુણ છે:**

૧. જગતનો સર્જક અને સર્વ તંત્રને ચલાવનાર જે પરમાત્મા તમે માનો છો તે

દેહયુક્ત છે કે દેહમુક્ત ? રાગી છે કે વીતરાગી ? કૃપાળુ છે કે નિર્દય ? સ્વતંત્ર છે કે પરતંત્ર ? સર્વજ્ઞ છે કે અલ્પજ્ઞ ? કહેશો કે-દેહી, રાગી, નિર્દય, પરતંત્ર અને અલ્પજ્ઞ છે તો જીવાત્મા કરતાં તેમાં કંઇ પણ વિશેષતા ન રહી, માટે પરમાત્મા થવાને તે અયોગ્ય છે. અને કહેશો કે તે દેહમુક્ત, વીતરાગ, કૃપાળુ, સ્વતંત્ર અને સર્વજ્ઞ છે તો તેને જગતને સર્જન કરવાનું કે જગતના વ્યવહાર ચલાવવાનું કંઇ પણ પ્રયોજન નથી. પ્રયોજન સિવાય મન્દ પણ પ્રવર્તતો નથી તો સર્વજ્ઞ સ્વતંત્ર પરમાત્મા તો કેમ પ્રવર્તે ? આ માટે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિજી વીતરાગસ્તવમાં ફરમાવે છે કે—

**अदेहस्य जगत्सर्गे प्रवृत्तिरपि नोचिता।**
**न च प्रयोजनं किञ्चित् स्वातन्त्र्यान्न पराज्ञया ॥ २ ॥**
**क्रीडया चेत् प्रवर्तेत रागवान् स्यात् कुमारवत्**
**कृपयाऽथ सृजेत्तर्हि सुख्येव सकलं सृजेत् ॥ ३ ॥**
**दुःखदौर्गत्यदुर्योनि—जन्मादिक्लेशविह्वलम् ।**
**जनं तु सृजतस्तस्य कृपालोः का कृपालुता ॥ ४ ॥**
**कर्मापेक्षः स चेत्तर्हि न स्वतन्त्रोऽस्मदादिवत् ।**
**कर्मजन्ये च वैचित्र्ये किमनेन शिखण्डिना ॥ ५ ॥**
**अथ स्वभावतो वृत्ति—रवितर्क्या महेशितुः ।**
**परीक्षकाणां तर्ह्येष परीक्षाक्षेपडिण्डिमः ॥ ६ ॥**

**અર્થ**—દેહમુક્ત આત્માને જગત બનાવવામાં પ્રવૃત્તિ કરવી તે ઉચિત નથી. તેને કંઇ પ્રયોજન નથી. તેને સ્વાતન્ત્ર્ય હોવાથી બીજાના હુકુમથી તે ન પ્રવર્તે. (૨) ક્રીડાથી જો પ્રવૃત્તિ કરે તો તે કુમાર (બાળક)ની જેમ રાગવાળો થાય. જો દયા વડે (જગતનું) સર્જન કરે તો સર્વને સુખી જ બનાવે. (૩) દુઃખ, દારિદ્ર, ખરાબ જન્મ સ્થાન, જન્મ વગેરે સંકટથી ભરપૂર આકુળ વ્યાકુળ એવા લોકને બનાવના એવા તે દયાળુ ઇશ્વરની દયા કઇ છે ? (૪) જો તે કર્મને પરતન્ત્ર છે તો આપણી જેમ (સામાન્ય જીવની માફક) સ્વતન્ત્ર નથી. વળી આ સર્વ વિવિધતા કર્મથી થનારી છે, તો શિખંડી સમાન (નિઃસત્વ) આનાથી શું ? (૫) (ઇશ્વરનો સ્વભાવ જ એવો છે કે તે જગતને બનાવે છે એ પ્રમાણે) ઇશ્વરની સ્વાભાવિક રીતે પ્રવૃત્તિ થાય છે ને તેમાં કોઇનો તર્ક ચાલે નહિ એમ કહેવું એ તો "અમારી પરીક્ષા કરશો નહિ, અમારી પરીક્ષા કરશો નહિ" એ પ્રમાણે પરીક્ષકોને પરીક્ષાની ના પાડવાનો ઢોલ ટીપવા તુલ્ય છે. (૬) માટે તમે માનો છો તેવા પ્રકારનો પરમાત્મા માનવો તે ઉચિત નથી, પરન્તુ જે જીવાત્માઓ સકલ કર્મથી મુકત થયા બાદ પૂર્ણજ્ઞાની, અવ્યાબાધ સુખવાળા, સ્વસ્વરૂપમાં લીન થઇ પરમ પદ પામે છે તે જ સર્વ ઉપાસ્ય પરમાત્માઓ છે, એમ માનવું જોઇએ. તે પરમાત્માઓ જગતની પ્રવૃત્તિથી પર હોય છે, કદી પણ તેમાં લેપાતા નથી. ફકત જીવાત્મા તે પરમાત્માનું ધ્યાન ધરતો તે દશાને પામે છે. જગતને સંપૂર્ણ આદર્શ ચરિત્રનું ઉદાહરણ પૂરું પાડવા સાથે કોઇ પણ આત્માના દુઃખ કે પતનમાં નિમિત્તભૂત ન થવું એ જ વાસ્તવિક પરમાત્મપણું છે.

૨. શરીરની બહાર જીવાત્માને વ્યાપક માનવો એ યુક્ત નથી, કારણ કે જે વસ્તુના ગુણ જ્યાં દેખાતો હોય ત્યાં જ તે વસ્તુ રહેતી હોય છે, જે માટે કહ્યું છે કે—

**यत्रैव यो दृष्टगुणः स तत्र, कुम्भादिवन्निष्प्रतिपक्षमेतत् ।**
**तथापि देहाद्बहिरात्मतत्त्व—मतत्त्ववादोपहताः पठन्ति ॥**

જે પદાર્થનો ગુણ જે સ્થળે દેખાય છે તે સ્થળે જ તે પદાર્થ હોય છે. જેમ ઘટ (તેના રૂપ આકૃતિ વગેરે જ્યાં દેખાય છે ત્યાં જ તે હોય છે.) આ વાત વિરોધ વગરની છે તો પણ મિથ્યા આગ્રહથી હણાયેલાઓ શરીરની બહાર આત્મા છે, એમ કહે છે. અર્થાત્ આત્માના જ્ઞાન, ઇચ્છા, સુખ વગેરે ગુણો દેહમાં અનુભવાય છે, માટે આત્માને પણ દેહ પ્રમાણ જ–માનવો જોઇએ. દેહની બહાર આત્માનો કોઇ પણ ગુણ જણાતો નથી તો ત્યાં આત્મા કેમ સંભવી શકે ? માટે આત્માને શરીરવ્યાપી જ માનવો જોઇએ. લોહચુંબક જેમ દૂર રહ્યા છતાં લોહને ખેંચે છે તેમ શરીર વ્યાપી આત્મામાં રહેલ અદષ્ટ દૂર પણ કાર્ય કરી શકે માટે કોઈ પણ વિરોધ કે બાધ આવતો નથી.

૩. શરીરધારીઓને જ જ્ઞાન હોય છે તે વાત તમારા જ સિદ્ધાંતને બાધ કરનાર છે. ઈશ્વર દેહમુક્ત હોવા છતાં જ્ઞાનયુક્ત છે, માટે મુક્ત જીવાત્મા જ્ઞાન વગેરે ગુણથી રહિત છે એ માનવામાં પ્રબલ કોઈ પણ યુક્તિ નથી. વળી સુખદુઃખને અને જ્ઞાનને કંઇ પણ એવો સંબંધ નથી કે એકબીજાના રહેવા ન રહેવામાં એક બીજા રહી ન રહી શકે. જ્ઞાન જેમ આત્માનો સ્વતંત્ર ગુણ છે તેમ સુખ પણ આત્માનો સ્વતંત્ર જ ગુણ છે. કર્મથી અથવા સાંસારિક બંધનોથી આત્મા મુક્ત થાય એટલે બંધનોથી દબાતા આત્માના જ્ઞાન, સુખ, વીર્ય વગેરે ગુણો પૂર્ણપણે ખીલી ઊઠે છે. માટે મુક્ત આત્માને નિર્ગુણી માનવો એ કોઈ રીતે સંગત થતું નથી. માટે અનન્ત, અવ્યાબાધ, અનન્ય સુખ, જ્ઞાન, વીર્યાદિ યુક્ત મુક્તિ માનવી યુક્ત છે.

**સાંખ્ય–આત્મા નિત્યનિર્ગુણી છે ને બંધ–મોક્ષ પ્રકૃતિને થાય છે.** અમારે મતે આત્માનું સ્વરૂપ નીચે પ્રમાણે છે—

**अमूर्तश्चेतनो भोगी नित्यः सर्वगतोऽक्रियः ।**
**अकर्ता निर्गुणः सूक्ष्म आत्मा कापिलदर्शने ॥**

કપિલ (સાંખ્ય) દર્શનમાં આત્મા અમૂર્ત, ચેતન, ભોક્તા, સર્વવ્યાપી, ક્રિયા વગરનો, અકર્તા, ગુણશૂન્ય અને સૂક્ષ્મ છે.

વ્યવહારના સર્વ તંત્રને ચલાવનાર પ્રકૃતિ છે તેનું સ્વરૂપ આ છે '**सत्त्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः**' સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણની જે સમાન અવસ્થા તેને પ્રકૃતિ કહેવામાં આવે છે. આ પ્રકૃતિ બંધાય છે. પુરુષ–આત્મા બંધાતો નથી. આત્મા અને પ્રકૃતિનો પાંગળો[1] આંધળા જેવો સંયોગ છે. પ્રકૃતિના બંધ મોક્ષ માટે કહેલ છે કે

**रङ्गस्य दर्शयित्वा निवर्तते नर्तकी यथा नृत्यात् ।**
**पुरुषस्य तथाऽऽत्मानं प्रकाश्य विनिवर्तते प्रकृतिः ॥**

સભાજનોને પોતાનો નાચ બતાવીને જેમ નટી ચાલી જાય છે, તેમ પ્રકૃતિ પણ

૧. જેમ આંધળો દેખી શકતો નથી અને પાંગળો ચાલી શકતો નથી, પણ આંધળો અને પાંગળો બન્ને ભેગા થાય તો આંધળો પાંગળાને ઉપાડી લે અને પાંગળો જેમ માર્ગ બતાવે તેમ આંધળો ચાલે ને ઇચ્છિત સ્થળે પહોંચવું વગેરે કાર્ય કરે છે, તેમ પુરુષ પાંગળો છે પણ ચેતન છે ને પ્રકૃતિ આંધળી છે પણ કર્ત્રી છે એટલે તે બન્નેના યોગથી સર્વ વ્યવહાર ચાલે છે.

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખકઃ- શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

## મારવાડના ભંડારી

સંઘવીની માફક ભંડારીઓ પણ તરવાર તેમજ કલમ વાપરવામાં પાવરધા હતા. તેઓએ કુશળ મુત્સદ્દીઓ કે પરાક્રમી સુભટો તરીકે જ માત્ર કીર્તિ સંપાદન નથી કરી ! એ સિવાય તેઓએ ગ્રંથનિર્માતા તરીકે અને રમણીય પ્રાસાદો બંધાવનાર તરીકે પણ ચિરસ્થાયી કીર્તિ પ્રાપ્ત કરી છે. કાપરડા પાર્શ્વનાથનું મનોહર દેવાલય કે જે ઉદેપુર નજીક આવેલ છે, તે ઊભું કરવાનો યશ ભંડારી કુટુંબના ભાગે જાય છે. એની રચના ઉપરથી તેઓમાં શિલ્પ અને કારીગરી માટે કેવો પ્રેમ હતો એ દૃષ્ટિગોચર થાય છે. નેમીચંદ્ર ભંડારીના નામથી ભાગ્યે જ કોઈ અજ્ઞાત હશે. તેમણે ગ્રંથરચયિતા તરીકે જે બુદ્ધિપ્રગલ્ભતા દાખવી છે એ ન વિસરી શકાય તેવી છે. ઇતિહાસનાં પાના પર જે ભંડારી મહાશયોની કીર્તિકથા સુવર્ણાક્ષરે આલેખાઈ છે એમાં નીચેના નામો સંબંધી ટૂંક નોંધ લઇ 'જૈનધર્મી વીરોનાં પરાક્રમ' નામાં લેખમાળામાં ભંડારી પ્રકરણ સમાપ્ત કરીશું.

---

પુરુષને પોતાને બતાવીને છૂટી થાય છે. આ પ્રમાણે કોઇ પણ બાધ આવતો નથી.

**સ્યાદ્વાદી–આત્મા સગુણી, કર્તા ને નિત્યાનિત્ય છે. બંધમોક્ષ પણ આત્માને જ થાય છે.** અચેતન પદાર્થ કર્તા હોઇ શકતો નથી. કર્તા સિવાય જગતનો વ્યવહાર ચાલતો નથી માટે કોઇ કર્તા તો માનવો જ જોઈએ, માટે જે કર્તા છે તે ચેતન છે. ને જે ચેતન છે તે જ કર્તા છે. જો આત્માને ચેતન માનો છો તો કર્તા પણ તેને જ માનવો જોઇએ. કોઇ પણ દ્રવ્ય ગુણ સિવાયનું માની શકાય નહિ. વંધ્યા અને પુત્રવાળી એમ કહેવું એ જેમ વિરોધી છે તેમ ગુણશૂન્ય અને દ્રવ્ય એ બન્ને પરસ્પર વિરોધી તત્ત્વ છે, માટે આત્મદ્રવ્યને જ્ઞાનાદિ ગુણયુક્ત જ માનવું જોઇએ. એકાન્ત નિત્ય કોઇ પણ પદાર્થ માનવામાં ઘણા દોષો આવે છે, જેનું કેટલુંક સ્વરૂપ પૂર્વે બતાવેલ છે. માટે આત્માને નિત્યાનિત્ય માનવો જોઇએ.

પ્રકૃતિ બંધાય છે ને પ્રકૃતિ મુકાય છે, આત્મા બંધાતો નથી અને મુકાતો પણ નથી, એમ માનવું એ તો આસ્તિક દર્શનોમાં સર્વથી ઊંધી રીતિ છે. સર્વ દર્શનો આત્મામાં સર્વશક્તિ, જ્ઞાન, બંધ, મોક્ષ, કર્તૃત્વ વગેરે માને છે ત્યારે તમે તેનાથી વિપરીત રીતે પ્રકૃતિમાં સર્વ માનો છો તે યોગ્ય નથી. બંધ, મોક્ષ વગેરે સર્વ આત્માને જ થાય છે અને તે જ યુક્તિયુક્ત છે.

એ પ્રમાણે છએ દર્શનવાળાઓની આત્માના સંબન્ધમાં જે માન્યતાઓ હતી તેમાં જે કંઈ અસમ્બદ્ધ અને યુક્તશૂન્ય હતું તે બતાવીને સત્ય સ્વરૂપ સમજાવીને સ્યાદ્વાદીએ આત્માના સંબંધમાં પોતાનું મંતવ્ય ટૂંકમાં બતાવ્યું તે હવે પછી જોઇશું (ચાલુ)

**ભાણુ**—મારવાડમાં ગજસિંહ દેવના રાજ્યકાળે એ 'જેત્રણ'માં રહેતા હતા. પિતાનું નામ 'અમર' હતું. વિ. સં. ૧૬૭૮માં કાપરડા પાર્શ્વનાથનું રમણીય મંદિર એમણે બંધાવ્યું. એની પ્રતિષ્ઠા બૃહત્ ખરતરગચ્છના શ્રી. જિનસિંહસૂરિના હસ્તે કરાવવામાં આવી. મુખ્ય બિંબ પર જે લેખ છે એ ઉપરથી જાણી શકાય છે કે 'ભાણુ' 'રાયલાખણુ' નો વંશજ હતો.

**રૂગનાથ**—મહારાજા અજિતસિંહજીના (સન ૧૬૮૦–૧૭૨૫) રાજ્યકાળે એમને 'દીવાન' પદ પ્રાપ્ત થયું હતું. એ જેમ અનુભવી વહીવટી હતો તેમ બહાદુર સૈનિક પણ હતો. કર્નલ વોલ્ટર કહે છે તેમ ભંડારી રૂગનાથે મહારાજ અજિતસિંહ જ્યારે દિલ્હીમાં રોકાયા હતા ત્યારે વર્ષો સુધી તેમની વતી રાજ્ય વ્યવસ્થિત રીતે ચલાવ્યું હતું.

**ભંડારી ખીમસી**—રાયસિંહના આ પુત્રે અજિતસિંહના સમયમાં દીવાનપદ ભોગવ્યું હતું. વારંવાર પાદશાહ સાથે રાજકીય પ્રશ્નોના ઉકેલ સંબંધમાં એમને મોકલવામાં આવતા. વિ. સં. ૧૭૬૯માં જ્યારે એમને મોકલવામાં આવેલ ત્યારે તે 'ગુજરાતના સૂબા' તરીકેની સનંદ મેળવી પાછા ફરેલ. તેમને થાણસિંગ અને ચમરસિંગ નામે બે પુત્રો હતા.

**ભંડારી વિજય**—સન ૧૭૧૫માં અજિતસિંહ સુલતાળીશમા સૂબા (Viceroy of Gujarat) તરીકે નિમાયા ત્યારે તેમણે પોતાની બદલીમાં વિજયરાજને મોકલેલા.

**અનોપસિંગ**—ઉપરની માફક એમને પણ અજિતસિંહે ગુજરાતમાં મોકલેલ. જો કે તેઓની કારકીર્દી અમદાવાદના કપુરચંદ ભણશાળી જેવાના ખૂનથી કલંકિત બની છે.

**સુરતરામ**—મહારાજા અભયસિંગે મેડતાથી ભંડારી સુરતરામને ઠા. સુરજમલ અને રૂપનગરના શિવસિંગ સાથે અજમેર જીતવા મોકલ્યા હતા. (સન ૧૭૪૩). તેઓએ ફોજદાર ખાનગ્રાટ વિનયસિંગને હરાવી અજમેર જીતી લીધું.

**ગંગારામ**—વિજયસિંગના રાજ્યકાળે (સન ૧૭૫૨–૯૨) એમની ચઢતી થઈ. રાજનીતિજ્ઞ તેમજ સુભટ તરીકે તેમની કીર્તિ વિસ્તરી. મરાઠા અને રાઠોડ વચ્ચે મેડતાનું જે યુદ્ધ થયું (સં. ૧૭૯૦) તેમાં તે હાજર હતા,

**લક્ષ્મીચંદ**—મહારાજા માનસિંગના રાજ્યકાળે ઘણાં વર્ષો પર્યંત તે દીવાન રહ્યા. (સન ૧૮૦૩–૪૩) બે હજાર રૂપીઆની આવકવાળું એક ગામ તેમને જાગીરમાં મળ્યું હતું.

**પૃથ્વીરાજ ભંડારી**—મહારાજા માનસિંગદેવના સમયમાં જાલોરના હાકેમ તરીકે તેઓ હતા.

**ઉત્તમચંદ**—જોધપુરના વતની હોઈ માનસિંગદેવના દરબારમાં રાજકવિ તરીકે તેમણે ખ્યાતિ મેળવી હતી. તેમને અલંકારઆશય, નાથચંદ્રિકા આદિ ગ્રંથો રચ્યા છે જે માટે નીચેનું કવિત પ્રચલિત છે :

**प्रथम हि सागरचन्द मुनि लियो सुपंथ लगाय ।**
**रामकरण कविराय पुनि ग्रन्थ हि दिये दिखाय ॥ १ ॥**

लिन ग्रन्थन तें पाय कछु आशय बोध अनूप ।
सो ही मैं पिरघट कियो अलंकार के रूप ॥ २ ॥

**બહાદરમલ**—જાતી દમના જે મુત્સદ્દીઓ થયા છે એમાં આ ગૃહસ્થનો નંબર છેલ્લો આવે છે. ડીડવાણાના જાણીતા કુળમાં એ જન્મેલ. ત્યાંથી તે જોધપુર ગયેલ જ્યાં ઇન્દ્રનાથ શાહ શરાફના મેતાજી વર્ગમાં એણે સ્થાન મેળવ્યું. પાછળથી એણે રાજ્યની નોકરી સ્વીકારી. જ્યાં પોતાનામાં રહેલા સદ્‌ગુણો વડે મહારાજા તખતસિંગજીનું ધ્યાન આકર્ષ્યું (સન ૧૮૪૩-૭૩) એની લાગવગ એટલી બધી થઇ પડી કે જનતામાં એ મારવાડના રાજવીના માનીતા કરવૈયા તરીકે ઓળખાતો. એણે કદી પણ કોઇનો પણ વિશ્વાસભંગ કર્યો નથી.

**કીશનમલ**—મહારાજા સરદારસિંગના રાજ્યમાં શરૂઆતના કાળે એ ટ્રેઝરી ઓફિસર યાને ખજાનચી હતો. એ માટે નોંધ મળે છે કે:—

He was a great financier and did his best to put the Marwar finances on sounder and firmer footing અર્થાત્ એ જબરો નાણાશાસ્ત્રી હતો. એને માટે કહેવાય છે કે:

બારા ફાટલ બેરીમાં હાકા બાસા હોય,
સુત બહાદર રે સીરે કીશ જેસા ન કોય.

આ રીતે ભંડારી વર્ગ પણ ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે. રીતભાત અને રસમ રિવાજમાં ઓસવાળ સમાજ સાથે એ મળતાપણું ધરાવે છે. એમની કુળદેવી 'આશાપુરી'નું મંદિર 'નાડોલ'માં છે, જ્યાં વર્ષમાં બે વાર મેળા ભરાય છે. કહેવાય છે કે 'લાખા'ને પ્રથમ કંઇ સંતાન ન હતું એટલે એણે દેવીને પ્રાર્થના કરી. દેવીએ પ્રસન્ન થઇ આશીર્વાદ આપ્યો કે તને ચોવીસ સંતાન થશે. ભંડારીઓ ઘણુંખરૂં કાળારંગની ગાય, બકરું કે ભેંશ નથી તો ખરીદતા કે નથી તો કોઇ તરફથી, ભેટ તરીકે અપાય તો પણ, સ્વીકારતા.

ભંડારીઓ ઘણુંખરું વેપાર કરતાં રાજ્યની નોકરી વધુ પસંદ કરે છે. તેમનામાં પણ પણ દીપાવટ, મોનાવટ, લુણાવટ, નીવાવટ નામના ભેદો છે કે જેઓમાં પરસ્પર પરણવાનો રિવાજ નથી. ભંડારી નારીવર્ગમાં પડદાનો રીવાજ સખ્તાઇથી પળાય છે, અને અન્ય ઓસવાળ જ્ઞાતિની સ્ત્રીઓ માફક 'બોર' નામનું આભૂષણ પહેરવામાં આવતું નથી.

આ સારાયે ઉલ્લેખમાંની વિવિધ વાતો જવા દઇ જો એક મુખ્ય વાત પ્રતિ લક્ષ્ય આપીશું તો સહજ જણાશે કે એ સર્વ જૈનધર્મના અનુયાયી હોવા છતાં પ્રસંગ આમ વતાં પરાક્રમ દાખવવામાં પાછી પાની નથી કરતા.

ઇતિહાસના અભ્યાસીને કે વધુ જિજ્ઞાસા ધારકને નાડલાઇનો વિક્રમ સં. ૧૫૫૭નો તથા શ્રી કાપરડા તીર્થનો વિક્રમ સં. ૧૬૭૮નો શિલાલેખ જોવાની વિનંતિ કરી આ વિષય અત્રે પૂર્ણ કરીશું. ( ચાલુ )

# શ્રી ફલોધી તીર્થ સંબંધી વધુ પ્રકાશ

લેખકઃ—**મુનિરાજ શ્રી. ન્યાયવિજયજી**

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ચોથા વર્ષના અંક ૮ અને ૧૦-૧૧ અંકમાં "ફલવર્ધિ તીર્થનો ઇતિહાસ" લેખ મેં પ્રકાશિત કરાવ્યો હતો. એ લેખમાં "પુરાતનપ્રબંધસંગ્રહ", 'ઉપદેશતરંગિણી', 'વિવિધતીર્થકલ્પ' વગેરે ગ્રંથોને આધારે ફલવર્ધિ તીર્થના સ્થાપક કોણ છે તે જણાવ્યું હતું. તેમાં પુરાતન પ્રબંધ સંગ્રહકાર નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છેઃ—

શ્રી. વાદિદેવસૂરિજી મહારાજ વિહાર કરતાં જ્યારે ફલોધી ગામ પધાર્યા ત્યારે જાળીવનના મધ્યમાં પારસ નામના શ્રાવકે શ્રી. પાર્શ્વનાથજીનું તીર્થ પ્રકટાવ્યું—સ્થાપ્યું. એ શ્રાવક શ્રી. વાદિદેવસૂરિજીનો ઉપાસક હતો. જાળીવનમાં તેણે સૌથી પ્રથમ શ્રી. પાર્શ્વનાથ જિનવરેનાં દર્શન કર્યાં. પછી આ બીના પોતાના પૂજ્ય ગુરુ સૂરિપુંગવ શ્રી. વાદિદેવસૂરિજીને જણાવી. સૂરિજી મહારાજે પોતાના વિદ્વાન શિષ્યો શ્રી. ધામદેવગણિ અને સુમતિપ્રભગણિને વાસક્ષેપ આપીને મોકલ્યા અને તેમણે પ્રભુમૂર્તિ ઉપર વાસક્ષેપ કર્યો. પછી સુંદર જિનમંદિર તૈયાર થયા બાદ શ્રી. વાદિદેવસૂરિજીએ પોતાના શિષ્યરત્ન શ્રી. જિનચંદ્રસૂરિજીને વાસક્ષેપ આપીને મોકલ્યા. સં. ૧૧૯૯ (p. પ્રતના પાઠ પ્રમાણે સં. ૧૧૮૮) ફા. શુ. ૧૦ ને ગુરુવારે શ્રી. પાર્શ્વનાથ પ્રભુના બિંબની પ્રતિષ્ઠા થઈ. અને વિ. સં. ૧૨૦૪માં મહા શુ. ૧૩ ને શુક્રવારે કલશારોપણ તથા ધ્વજારોપણ કરવામાં આવ્યા."

મેં પુરાતન પ્રબંધ સંગ્રહાકારના લખાણનો સાર આપ્યો છે. આ ગ્રંથ શ્રી. નાગેંદ્રગચ્છીય શ્રી. ઉદયપ્રભસૂરિજીના શિષ્ય શ્રી. જિનભદ્રજીએ વિ. સં. ૧૨૯૦માં બનાવેલો છે.

ઉપદેશતરંગિણીકારનું લખાણ પણ લગભગ ઉપર્યુક્ત કથનને જ ટેકો આપે છે.

શ્રી. વિવિધતીર્થકલ્પકાર કે જેઓ ખરતરગચ્છીય મહાપ્રાભાવિક શ્રી. જિનપ્રભસૂરિજી મહારાજ છે, તેઓની માન્યતા મુજબ વિ. સં. ૧૧૮૧ વર્ષ ગયા પછી શ્રી. ધર્મઘોષસૂરિજીએ શ્રી. પાર્શ્વનાથ ભગવાનના ચૈત્યના શિખરની પ્રતિષ્ઠા કરી હતી.

આ સિવાય એક શિલાલેખી પ્રમાણ પણ તેમાં આપ્યું હતું કે "૧૨૨૧માં ફલોધીમાં શ્રી પાર્શ્વનાથજીના મંદિરમાં પ્રાગ્વટવંશીય 'રોપી' આદિએ સિલફટ કરાવ્યો હતો." વિશેષ જાણવાની ઇચ્છાવાળા મહાનુભાવો એ અંકો જોઈ લે.

હવે મારા એ લેખને પુષ્ટિ કરનાર ખરતરગચ્છીય પાઠક શ્રી. ક્ષમાકલ્યાણકજીનો એક પાઠ મને મળ્યો છે. તે માટે આ લેખ લખ્યો છે.

'પર્વકથાસંગ્રહ' નામનું સુંદર પુસ્તક ઉક્ત પાઠકજીએ બનાવેલું છે. એમાં દિવાળી, જ્ઞાનપંચમી, મૌન એકાદશી વગેરે પર્વોના માહાત્મ્યની કથાઓ ગદ્યમાં આપેલી છે. ક્યાંક ક્યાંક તેમણે પોતાનો પરિચય નીચે પ્રમાણે આપ્યો છેઃ

'संवत व्योमरसाष्टेन्दु (१८६०) मिते फालगुन मासके।'
एकादश्यां कृष्णपक्षे बीकानेराख्यसत्पुरे ॥ १ ॥
व्याख्यानान् प्राक्तनान् वीक्ष्य निबद्धान् लोकभाषया ।
व्यलेखी देववाणीतः क्षमाकल्याणपाठकः ॥ २ ॥
संविग्नवाचनाचार्यपदस्थानां सुधीमतां ।
श्रीयुक्तामृतधर्माणां शिष्योऽयं वाग्विदांवरः ॥३॥

આ જ પાઠક ક્ષમાકલ્યાણજીએ પર્વકથાસંગ્રહમાં શ્રી. પોશદશમી કથામાં ફલવર્ધિમાં બિરાજમાન શ્રી. પાર્શ્વનાથજી મંદિર તીર્થનું માહાત્મ્ય આપ્યું છે. એટલે એ કથામાંનો એટલો ભાગ અક્ષરસઃ નીચે આપું છું:—

"......एतादृशानि बहूनि श्रीपार्श्वनाथप्रतिमाचमत्काराणी दृश्यन्ते, अद्याप्यष्टोत्तरशतप्रमाणानि श्रीपार्श्वनाथस्वरूपाणि भव्यजननमस्कृतानि सकलापद्हन्तॄणि अन्तरिक्षे विहरन्ति। अत एव सपादलक्षदेशान्तर्गत-श्रीफलवर्द्धिकाग्रामे बहुद्रव्यव्ययपूर्वको महीयान् समर्चनः अस्मिन्दिवसे श्रीचतुर्विधसंघमिलनेन श्रावकगणेन क्रियते, अस्मिन्विषये कथानकं लिख्यते। श्रीविक्रमादित्यराज्याद् वेदसप्तरुद्र(११९४)प्रमिते वत्सरे श्रीदेवसूरिनामानः महात्मानो जाताः, ते च श्रीअर्बुदाचलसमीपे टेलीग्रामसीम्नि लुंकडीयनामवटवृक्षस्याधोभागे श्रीउद्योतनसूरिभि· प्रशस्तमुहूर्तवेलायां सर्वदेवादीन् अष्टौ शिष्यान् शिक्षयित्वा सूरिपदे स्थापितवान्, येन च चतुरशीतिवादिनां पतिः कुमुदचन्द्रोऽपि जितः। ते चेमे चतुरशीति वादिनः बंभ अट्ठनव (११), बुद्धनग अट्ठारह (१८) जित्तीय। सैव सोल (१६), दह (१०) भट्ट, सत (७) गंधव्व विजितीय ।.१॥ जित्तदिगम्बर सत्त (७), पुण खत्तिय (४) चार, दु (२) जोई, । इक (१) धीवर, इक (१) भिल्ल, अरु इक (१) भोई ॥२॥ इत्येषां योगेन चतुरशीति भवन्ति।

अथैकदा श्रीदेवसूरयश्चातुर्मासितपश्चर्यार्थं श्रीमेडतानाम्नि नगरे स्थिता.। तत्रस्थाः श्रावकास्सर्वे वक्ष्यमाणविधिना धर्ममाचरन्तस्तिष्ठन्ति स्म तद्य–

व्याख्यानश्रवणं जिनौकसि गतिर्नित्यं गुरोर्वन्दनम्।
प्रत्याख्यानविधानमागमगिरां चित्ते चिरं स्थापनम्॥
कल्याणोदितमात्मशक्तितपसा संवत्सरारा धनम्।
श्रद्धाजन्मफलं सदेति जगृहुः श्रीसूरिपादान्तिके॥

एवं चातुर्मासमतिवाह्य ते महात्मानः फलवर्द्धिपुरे मासकल्पकरणाय गताः। तत्र चैको निःस्वः पारसनामा श्रावकः प्रतिदिनं धर्ममेवाचरन् तिष्ठति, परं तस्मिन्सर्व एव श्रावकगुणा आसन् × × ×[1] ।

अथैकदा स पारसश्रावको बहिर्भूमिं गतस्तत्रैकं पाषाणमम्लानपुष्पमण्डितं तत्रत्यां भूमिं च सचिक्कणां विलोक्य चकितमनाः स्वग्रहमागत्य चिन्तयति

१ અહિં ચાર શ્લોકમાં શ્રાવકના ગુણનું વર્ણન આપ્યુ છે ને અહીં અપ્રસ્તુત હોવાથી નથી આપ્યું

स्म। अस्मिन्नैवावसरे तस्यैका गौर्गोपालेन वने नीयमाना सायाह्ने गृहं प्रत्यागतवती दुग्धदोहाऽऽसीत्, तां निर्दुग्धां विलोक्य गोपालमाहूय तस्यैव चौर्यं विज्ञाय तमताडयत्। तदा गोपालेनोक्तं स्वामिन् न ह्यत्र ममापराधमस्ति, यत इयं धेनुः स्वयमेव वने दुग्धं प्रस्रवति मद्वचनमिदं मिथ्यैव जानासि चेन्मया सह तत्र गत्वा दर्शयतु भवान्। इत्याकर्ण्य सः श्रावक तदनु वनेऽगच्छत् ततो द्वावेव तौ तस्याः मार्गं गत्वा स्वयं तत्रैकस्मिन्प्रदेशे दुग्धं प्रस्रवंतीं गां विलोक्य जातविस्मयौ गृहमगमताम्।

स च श्रावकः प्रभाते गुरूणां समीपे गत्वा तत्कारणमपृच्छत् गुरु ध्यानेनैतद्विलोक्य तत्रार्हतीं कांचन प्रतिमां ज्ञात्वा तेन सह तस्मिन् वनप्रदेशे समागत्य तां भूमिमुत्खातयामास। ततो गर्तादेका स्वकान्त्या तद्देशं द्योतयन्ती महती श्रीपार्श्वनाथदेवस्य प्रतिमा निःसृता। तां महताडम्बरेण रथे आरोप्य गृहमानीय गुरुणाज्ञप्तः स पारसस्तस्याः पूजनादिकं प्रतिदिनं कुरुते स्म। तत एकदा सा प्रतिमा तं श्रेष्ठपुङ्गवं स्वप्न एवं जगाद। "हे भक्त! मम प्रासादं कारय"–श्रेष्ठी उवाच–स्वामिन्! अहं तु नितरां दरिद्रः वित्ताभावात्कथं देवगृहं भवेत् प्रतिमयोक्तं द्रव्यस्य चिन्ता न करणीया यतः मम पुरस्ता लोकेन प्रत्यर्पिता अक्षताः स्वर्णमया भविष्यन्ति तैश्च पुष्कलं द्रव्यं तव गृहे स्वयमेवायास्यति, परमियं वार्ता कस्याग्रेपि न प्रकाश्या। इत्युक्त्वा देवोतिरोहितः ततः प्रभाते उत्थाय स देवगृहं कारयितुं मनसि दृढविचारमकरोत्। तद्दिनत एव ये जना तत्रागत्य अक्षतान्यर्पयन्ति ते च स्वर्णमया भवन्ति स्म। अथ कियता कालेन पुष्कले सुवर्णे सति श्रेष्ठिना देवग्रहनिर्माणं प्रारब्धं। तदा कियद्भिर्दिवसैर्विशालमंडपमण्डितं प्राकारवेष्टितं तोरणपताकादिमण्डितं स्वर्णजटितस्तम्भविराजितं द्वारि स्थितमत्तवारणशोभितं पार्श्वयोः धर्मशालायुगलेन विराजितं कूपवापिकायुक्तं मनोहरमुद्यानशोभितमपरं स्वर्विमानमिव देवमन्दिरं जातं, तन्महावैभवकार्यं विलोक्य लोकाः विस्मयं प्रपेदिरे, परं न कोपि किञ्चित् मुखाद्वदति। अथैकदा तस्य कनिष्टपुत्रेणातीवाग्रहात्पृष्टं, तात! एतावद्धनं त्वया कुतो लभ्यते? श्रेष्ठिनोक्तं रे पुत्र! त्वं बालकोऽसि अत इदृग्विधेन प्रश्नेन तव किं कार्यमस्ति, पुत्रस्तु तच्छ्रुत्वा बालप्रभावाद्धठमवलम्ब्य भोजनादिकमपि त्यक्तवान्। अथ तदाग्रहं विलोक्य स पारससाधुः स्नेहवशस्तं सर्वमेव स्वर्णप्राप्तिसाधनं प्रत्यवोचत्। ततः तदनन्तरं पूर्ववत् द्वितीयेह्नि ते अक्षताः स्वर्णमया नाभवन् तेनावशिष्टं गृहमवशिष्टमेवासित् परं। श्रीदेवसूरिप्रभुपदपङ्कजप्रभाकरैः श्रीमुनिचन्द्रसूरिभिस्तत्रागत्य बिम्ब-चैत्यस्य वेदाभ्रेन्नक्षिति (१२०४) प्रमिते वर्षे तस्य गृहस्य प्रतिष्ठा कारिता। तच्च फलवर्धिकानाम तीर्थं जातं, तस्य महिमा न केनापि शक्यते वक्तुं। यत्र च स्वयमेव भगवान् जिनः नृसिंहरूपेण तद्रक्षां करोति। तदाराधनविधिस्तु श्रीमज्जिनप्रभसूरिकृतकल्पाद्विज्ञेयः। यदा स महाप्रभुस्तुष्टो भवति तदा प्रदीपहस्तस्तन्मन्दिरात् बहिरागत्य दर्शनेन कृतार्थयति जनान् वरांश्च प्रयच्छति तत्र च

**द्वारेषु कपाटानि न सन्ति यतस्तत्र कपाटदानेन कपाटानां देवप्रभया स्वयमेव भंजनं भवति।**

**तत्र च पोषदशमीदिने महोत्सवं भवति सहस्रशो जना अस्मिन् पर्वणि तत्र गत्वा दर्शनादिना पापान्नाशयन्ति तत् स्नान(त्र)जलेन नेत्रक्षालनात् अक्षिरोगाः नश्यन्ति प्रोक्षणेन च जरा विलयं यान्ति, विशेषतः पोषदशमी पर्वास्य पर्व इति पोषदशमी व्याख्यानम्।"**

## કથાસાર

આ કથા સરલ ભાષામાં છે. એટલે અક્ષરશઃ અનુવાદ ન આપતાં અહીં સાર માત્ર આપ્યો છે.

શ્રી. પાર્શ્વનાથ ભગવાનનાં ૧૦૮ સ્વરૂપોની પ્રશંસા કરીને ફલવર્ધિ તીર્થનો ઇતિહાસ શરૂ કર્યો છે. આ ઇતિહાસમાં સંવતની ગણના સાથે આપેલા પ્રસંગમાં સ્ખલના થયેલી જોવાય છે. પરંતુ આપણે તો મૂળ ઘટના સાથે સંબંધ રાખી આ વસ્તુ જોઈશું તો એટલું બરાબર પ્રાપ્ત થાય છે કે પુરાતનપ્રબંધસંગ્રહ અને ઉપદેશતરંગિણીના કથનને મળતી જ કથા પાઠકવર્ય શ્રી. ક્ષમાકલ્યાણકજીએ આપી છે.

"વાદિ શ્રી. દેવસૂરિજી મેડતા ચાતુર્માસ કરી વિહાર કરતા ફલવર્ધિ પધાર્યા છે, ફલવર્ધિમાં ગરીબ પણ ધર્માત્મા, પરમાર્હતોપાસક પારસ નામનો શ્રાવક વસે છે. એક વાર જંગલમાં તેમણે ખીલેલા ફૂલોથી ઢંકાયેલો એક પત્થર જોયો, ત્યાંની જમીન પણ ચીકણી જોઇ, આ જોઇ તેમને આશ્ચર્ય થયું અને ઘેર આવી વિચાર કરવા લાગ્યા. તેમને ઘેર એક ગાય હતી અને જંગલમાં ચરવા જતાં તેનું દુધ દોવાઇ ગયેલું જોઇ તેમણે ગોવાળને પૂછ્યું કે મારી ગાયને જંગલમાં કોણ દોઇ લે છે! ત્યારે ગોવાળે કહ્યું એમાં મારો દોષ નથી, કિન્તુ આ ગાય અમુક સ્થાને દૂધ ઝરી દે છે. પારસ શ્રેષ્ઠીએ તે સ્થાન જોયું અને ગાયનું દૂધ આપોઆપ ઝરી જાય છે તે પણ જોયું.

પછી પારસ શ્રેષ્ઠીએ ઘેર આવી ગુરુ શ્રી. વાદિદેવસૂરિજી કે જેઓ તે નગરમાં બિરાજમાન હતા તેમની પાસે જઈ ઉપર્યુક્ત હકીકત જણાવી. ગુરુએ ધ્યાનથી જોઇને જણાવ્યું કે ત્યાં શ્રી. અરિહન્ત ભગવાનની પ્રતિમાજી છે. તેઓ પણ શ્રાવક સાથે જંગલમાં પધાર્યા અને તપાસ કરાવી, તે સ્થાનેથી મહાપ્રભાવિક શ્રી. પાર્શ્વનાથ જિનવરની પ્રતિમા પ્રગટ થઇ. પછી મહાન ઉત્સવ પૂર્વક પ્રભુને નગરમાં પધરાવ્યા અને ગુરુજીની આજ્ઞાથી પ્રભુજીની નિરંતર પૂજાદિ કરવા લાગ્યો. શ્રાવકજીને એક વાર એ પ્રતિમાજીએ સ્વપ્નમાં આવી જણાવ્યું કે હે ભક્ત! તું મારું મંદિર સ્થાપિત કર! શ્રાવકે કહ્યું હે પ્રભુ! હું તો ગરીબ નિર્ધન છું. દ્રવ્ય વિના મંદિરની સ્થાપના કેવી રીતે થાય? ત્યારે પ્રતિમાજી તરફથી જવાબ મળ્યો કે તું દ્રવ્ય સંબંધી ચિન્તા ન કરીશ. મારી સામે જેટલા ચોખા ચઢશે તે બધા સોનામય થઈ જશે. તેથી તારા ઘરમાં ઘણું દ્રવ્ય આવશે, પરન્તુ આ વાત તારે કોઇને કરવી નહિ. આટલું કહી દેવ અદૃશ્ય થઈ ગયા. શેઠજીએ પ્રાતઃકાલે ઊઠી

મંદિર બનાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. જે શ્રાવકો પ્રભુજીના દર્શને આવતા અને ચોખા ચઢાવતા તે સુવર્ણમય થવા માંડયા. પારસ શ્રાવકે ટૂંક સમયમાં જ મંદિર બનાવવા માંડયું. સુંદર રંગમંડપ, કિલ્લો, તોરણાદિથી સુશોભિત, સુવર્ણ મંડિત સ્થંભોવાળું મંદિર તૈયાર થયું. નજીકમાં કુવા, વાવ, બગીચાથી સુશોભિત બે ધર્મશાળાઓ બનાવી. જાણે સાક્ષાત્ દેવવિમાન હોય તેવું મનોહર જિનમંદિર તૈયાર થઇ ગયું.

આટલું સરસ અને સુંદર મંદિર તૈયાર થતું જોઈ પારસ શેઠના છોકરાઓને આશ્ચર્ય થયું કે આટલું ધન આવે છે કયાંથી ? છેવટે નાના પુત્રે ખૂબ જ આગ્રહથી પિતાજીને પૂછયું કે આટલું બધુ ધન ખર્ચો છો તે લાવો છો કયાંથી ? પિતાએ કહ્યું તારે શું કામ છે ? પુત્રને જવાબ ન મળવાથી તેણે ખાવા પીવાનું ત્યાગ કર્યું. છેવટે પુત્રના આગ્રહને વશ થઈ પિતાએ જણાવ્યું કે ચઢેલા ચાવલ સુવર્ણમય થાય છે. બસ, આ વાત થતાં જ બીજા દિવસથી ચાવલ સુવર્ણના થતા બંધ થઈ ગયા. મંદિરજીનું થોડું કાર્ય બાકી રહ્યું. પછી વિ. સં. ૧૨૦૪માં મહાભાવિક વાદિ શ્રી. દેવસૂરિજીના શિષ્ય શ્રી. મુનિસુંદરસૂરિજીએ એ મંદિરમાં પ્રતિષ્ઠા કરાવી. ત્યારથી ફલોધી તીર્થ પ્રસિદ્ધ થયું. આ તીર્થના મહિમાનું વર્ણન કરવા કોઇ સમર્થ નથી. સાક્ષાત્ ભગવાન નરસિંહરૂપે તીર્થની રક્ષા કરે છે. આ પ્રભુજીની આરાધનાવિધિ શ્રી. જિનપ્રભસૂરિજીકૃત 'વિવિધતીર્થકલ્પ'થી જાણી લેવી. પ્રભુજી પ્રસન્ન થાય છે ત્યારે દીપક હાંથમાં લઇ બહાર પધારે છે અને ઇચ્છિત વરદાન આપે છે. મંદિરજીને કમાડ લાગતાં નથી. કમાડ બંધ કરવાથી આપોઆપ તૂટી જાય છે.

પોષ દશમીએ અહીં મોટો ઉત્સવ થાય છે, હજારો આદમી એકઠા થાય છે. અહીંના દર્શન કરી પવિત્ર થઇ મનુષ્યો પાપરહિત બને છે; સ્નાત્રજલ આંખે લગાડવાથી આંખોના રોગ મટી જાય છે. શરીરે લગાડવાથી જરા મટી જાય છે. અહીં ખાસ પોષ દશમીનું મહત્ત્વ છે."

આ કથા ઉપરથી આપણે આટલું તથ્ય તારવી શકીએ કે–શ્રી. વાદિદેવસૂરિજીના સમયે તીર્થની સ્થાપના થઈ. બાકીની કથા વિવિધતીર્થકલ્પને મળતી છે.

શ્રી. ક્ષમાકલ્યાણકજી ઓગણીસમી શતાબ્દિ સુધીનો ઇતિહાસ આપે છે. તેઓ બીજા સ્તૂપો કે બીજા મંદિરનો ઉલ્લેખ જ નથી કરતા એટલે હવે આ સિવાયના જે બીજી બીજી વાતો આ તીર્થની સ્થાપના સંબંધી લખાય છે તેમાં કલ્પના જ વધારે છે. સત્ય હકીકત તો પુરાતનપ્રબંધસંગ્રહ, ઉપદેશતરંગિણી, વિવિધતીર્થકલ્પ અને આ કથામાં આપણે જોઇએ છીએ તે છે. સુજ્ઞ વાચક સત્ય સમજી સત્ય સ્વીકારી લે એ જ શુભેચ્છા !

# અઢારમી સદીના મહાન જ્યોતિર્ધર મહોપાધ્યાય

# શ્રી. યશોવિજયજીકૃત ગ્રંથો

## [ સંક્ષિપ્ત ગ્રંથપરિચય ]

લેખકઃ–આચાર્ય મહારાજ શ્રી. વિજયપદ્મસૂરિજી

'શ્રી. જૈન સત્ય પ્રકાશ'ના ગયા અંકમાં આપણે ૧૮મી સદીના મહાન જૈન જ્યોતિર્ધર મહોપાધ્યાય શ્રી. યશોવિજયજી મહારાજનું જીવન સંક્ષેપમાં જોયું. હવે એ જીવન-ચરિત્રના અંતે ઉલ્લેખ કરાયા પ્રમાણે આ સ્થળે આપણે એમના કવન-સાહિત્યરચના સંબંધી વિચાર કરીશું કે જે સાહિત્યરચનાએ એ મહાપુરુષને અઢારમી સદીના મહાન જ્યોતિર્ધર અને પ્રખર વિદ્વાન તરીકે પ્રસિદ્ધ કરીને અમર બનાવ્યા છે.

આ વિષયમાં આપણે તેમની એક પછી એક કૃતિનું–એ કૃતિમાં આવતા વિષય-નિરૂપણનું–સંક્ષિપ્ત અવલોકન કરીશું.

## ઉપાધ્યાયજીકૃત મૌલિક ગ્રંથો

**૧. અધ્યાત્મમતપરીક્ષાઃ**—આનું બીજું નામ અધ્યાત્મમતખંડન છે. મૂળ ગ્રંથ પ્રાકૃત ભાષામાં ૧૮૪ ગાથાનો છે. તેની ઉપર વાચકવર્યે સ્વોપજ્ઞ ટીકા રચી છે. દિગંબરો એમ માને છે કે કેવલિભગવંતોને કવળાહાર હોય જ નહિ. આ બાબતમાં ગ્રંથકાર મહર્ષિએ કેવળજ્ઞાન અને કવળાહાર એ અવિરોધી વસ્તુ છે એટલે જ્યાં કેવળજ્ઞાન હોય ત્યાં જેમ મોહનીય વગેરે ચારે ઘાતી કર્મો વિરોધી હોવાથી સંભવતા નથી, તેવા વિરોધ કેવળજ્ઞાનની સાથે કવળાહારને હોવામાં નથી એ સિદ્ધ કર્યું છે. શ્રી. સમવાયાંગમાં ચોત્રીશ અતિશયોમાં જણાવ્યું છે કે 'પ્રભુના આહાર કે નિહાર ચર્મચક્ષુવાળા જીવો જોઈ શકે નહિ' એ વગેરે વસ્તુ સચોટ દાખલા દલીલો દઈને 'કેવલીને કવલાહાર હોઇ શકે' એમ સાબીત કર્યું છે. દિગંબરો માને છે કે–પ્રભુને ધાતુરહિત પરમૌદારિક શરીર હોય. આ બાબતનું, પ્રભુને જન્મથી જ એક શરીર હોય છે વગેરે જણાવીને, ખંડન કર્યું છે. જો કેવલી પ્રભુને આહાર ન હોય તો તત્ત્વાર્થમાં કેવલીને કહેલા અગિયાર પરિષહો (જેમાં ક્ષુધા પરિષહ ગણ્યો છે તે) કઈ રીતે ઘટશે? આવા અનેક પ્રશ્નો પૂછીને આહારની બાબતમાં પર્યાપ્તનામોદય પણ કારણ તરીકે જણાવીને દિગંબર મતની અનેક માન્યતાને અસત્ય ઠરાવી છે. છેવટે (૧) દિગંબર મત ક્યારે પ્રકટ થયો? (૨) તેઓ ઉપકરણ નથી રાખતા, તેનું શું કારણ? આ પ્રશ્નોના ખુલાસા કરવાના પ્રસંગે તેઓના આચાર વગેરે દર્શાવી છેવટે પ્રશસ્તિ જણાવી કર્તાએ ગ્રંથ પૂર્ણ કર્યો છે. આ ગ્રંથ ઉપરની સ્વોપજ્ઞ ટીકા નવીન ન્યાયની પદ્ધતિ પ્રમાણે બનાવી છે, તે વાંચવાથી કર્તાની અપૂર્વ વિદ્વત્તા જણાય છે.

મૂળગ્રંથની શરૂઆતમાં ગ્રંથકાર જણાવે છે કેઃ– હું શ્રી. પાર્શ્વનાથ પ્રભુને અને ગચ્છનાયક આચાર્ય મહારાજ શ્રી. વિજયદેવસૂરીશ્વરજી મહારાજને વંદન કરીને બોધને

અનુસારે અધ્યાત્મમતની પરીક્ષા કરીશ. તેમજ ટીકાની શરૂઆતમાં પણ જણાવ્યું છે કે-જે વાગ્દેવતા (સરસ્વતી) પંડિતોને અથવા દેવોને વંદન કરવા લાયક છે, અને જેણીનું સ્વરૂપ ૐકાર મન્ત્રાક્ષર ગર્ભિત છે, તે વાગ્દેવતાનું સ્મરણ કરીને હું સ્વોપજ્ઞ (સ્વકૃત) અધ્યાત્મમતપરીક્ષાનું વિવરણ કરું છું. ટીકાના શ્લોકનું પ્રમાણ ૪૦૦૦ શ્લોક છે. આ સટીક ગ્રંથ દે. લા. જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી છપાયો છે. અને તેનું ભાષાંતર શ્રી. આત્માનંદ સભા તરફથી છપાયું છે.

**૨. અધ્યાત્મસારઃ**—કર્મરૂપી વાદળાથી ઢંકાએલા ભવ્ય જીવો અધ્યાત્મ સેવારૂપિ પવનથી તે વાદળાને દૂર કરી આત્મિક તેજનો અનુભવ કરી શકે છે. આ મુદ્દાથી ગ્રંથકારે આ ગ્રંથમાં સાત મુખ્ય વિભાગ (પ્રબંધ)ની અને દરેક વિભાગમાં એકાદિ અધિકારની સંકલના કરીને અધ્યાત્મનું સ્વરૂપ વર્ણવ્યું છે. તેમાં પ્રથમ પ્રબંધમાં અધ્યાત્મની પ્રશંસા, અધ્યાત્મસ્વરૂપ, દંભત્યાગ, ભવસ્વરૂપ આ ચાર બાબતનું સવિસ્તર વર્ણન જણાવ્યું છે. બીજા પ્રબંધમાં વૈરાગ્યસંભવ, વૈરાગ્યના ભેદ અને વૈરાગ્ય સંબંધી જરૂરી બીના સ્પષ્ટ રીતે વર્ણવી છે. ત્રીજા પ્રબંધમાં મમતાનો ત્યાગ, સમતા, સદનુષ્ઠાન અને મનઃશુદ્ધિનું સ્વરૂપ જણાવ્યું છે. ચોથા પ્રબંધમાં સમ્યક્ત્વ, મિથ્યાત્વત્યાગ અને કદાગ્રહત્યાગની બીના જણાવી છે. પાંચમા પ્રબંધમાં યોગ, ધ્યાન અને ધ્યાનસ્તુતિ વર્ણવી છે. છઠ્ઠા પ્રબંધમાં આત્મનિશ્ચય વર્ણવ્યો છે. સાતમા પ્રબંધમાં જૈનમત સ્તુતિ, અનુભવી સજ્જનસ્તુતિ જણાવી છે. જૈન શ્વે. કોન્ફરન્સ પ્રકાશિત 'જૈન ગ્રંથાવલી' વગેરેના આધારે આ મૂલ ગ્રંથનું પ્રમાણ ૧૩૦૦ શ્લોક છે. આનો યથાર્થભાવ જણાવવા માટે પંન્યાસજી મહારાજ [1]શ્રી ગંભીરવિજયજી ગણિજીએ તેના ઉપર ટીકા બનાવી છે, તે શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ છપાવી છે.

**૩. અધ્યાત્મોપનિષદ્**—અનુષ્ટુપ્છંદમાં સંસ્કૃત ૨૩૧ શ્લોક પ્રમાણ આ ગ્રંથ છે. પ્રકાશક શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર. આ ગ્રંથમાં કર્તાએ—૧. શાસ્ત્રયોગ શુદ્ધિ અધિકાર, ૨. જ્ઞાનયોગાધિકાર, ૩. ક્રિયાધિકાર અને ૪. સામ્યાધિકાર—આ ચાર અધિકાર પૈકી **પહેલા**-શાસ્ત્રયોગશુદ્ધિ નામના અધિકારમાં (૧) અધ્યાત્મનું ખરૂં સ્વરૂપ શું સમજવું? (૨) તેને લાયક કયા જીવો હોઈ શકે? (૩) કેવા પ્રકારના હૃદયમાં અધ્યાત્મનો પ્રાદુર્ભાવ થાય? (૪) તુચ્છાગ્રહિ જીવોની કેવી ખરાબ હાલત થાય છે? (૫) શાસ્ત્રનું સામર્થ્ય કેવું હોય છે? (૬) શાસ્ત્રની પરીક્ષા કઇ રીતે કરી શકાય? (૭) કષ—છેદ—તાપનું સવિસ્તર સ્વરૂપ શું? (૮) અને કષશુદ્ધિ વગેરે ત્રિવિધ શુદ્ધિ કઈ રીતે શાસ્ત્રમાં ઘટાવી શકાય? (૯) એકાંતવાદીઓ પણ આડકતરી રીતે સ્યાદ્વાદ મતને કેવા રૂપે સ્વીકારે છે? (૧૦) નયશુદ્ધિ—શ્રુતજ્ઞાન ચિંતાજ્ઞાન અને ભાવનાજ્ઞાનનું સ્વરૂપ શું? (૧૧) ધર્મવાદને લાયક કોણ હોઇ શકે? આ અગિયારે પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા કરવા પૂર્વક વચમાં પ્રસંગે જરૂરી બીના પણ સરસ રીતે વર્ણવી છે. **બીજા**—જ્ઞાનયોગ નામના અધિકારમાં (૧) પ્રાતિભજ્ઞાન કોને કહીએ? (૨) આત્મજ્ઞાની મુનિ કેવા હોય છે? (૩) ખરું વૈદ્યપણું કોને કહીએ? (૪) જ્ઞાની પુરુષો

---

૧. **ટીકાકારનો ટૂંક પરિચય**—જન્મ-સં. ૧૯૦૦, ચૈ. શુ. ૩, ગ્વાલિયર રાજ્યના સોનાગીર ગામમાં. યતિપણું સં. ૧૯૨૪. સંવેગ દીક્ષા ૧૯૩૧, પંન્યાસપદ સં. ૧૯૪૮ અને સ્વર્ગવાસ સં. ૧૯૬૯ પો. વ. ૮ ગુરૂ—પરમપૂજ્ય શ્રી. વૃદ્ધિવિજયજી (વૃદ્ધિચંદજી) મહારાજ.

કઇ રીતે નિર્લેપ થઇ શકે છે? (૫) ચિત્તની શુદ્ધિ કરવા માટે કયાં કયાં સાધનોની સેવના કરવી જોઇએ? (૬) જ્ઞાનયોગ વ્યાવહારિક દૃષ્ટિએ અને નૈશ્ચયિક દૃષ્ટિએ કેવા સ્વરૂપવાળો હોય છે; આ ૭ પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા કરતી વખતે બીજી પણ જરૂરી બીના ટૂંકમાં જણાવી છે. **ત્રીજા**–ક્રિયા અધિકારમાં-ક્રિયાની જરૂરિયાત જણાવવાના પ્રસંગે કઇ ક્રિયાથી નિર્મલ ભાવવૃદ્ધિ થઇ શકે? આનો ખુલાસો જણાવીને જ્ઞાની પુરુષો પણ કર્મના નાશ કરવા માટે ક્રિયાની સાધના જરૂર કરે છે. આ બીના જણાવી છે. **ચોથા**–સામ્યાધિકારમાં (૧) સમતા ગુણવાળા જીવની કેવી સ્થિતિ હોય છે? (૨) સમતા વિનાનું સામાયિક વગેરે કેવું હોય છે? (૩) પરમાત્મસ્વરૂપને પમાડવામાં સમતા કઇ રીતે કેવા પ્રકારની મદદ કરે છે? (૪) સમતાથી કોને કોને કેવા કેવા પ્રકારના લાભ થયા? આ ચાર પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા કરતાં છેલ્લા પ્રશ્નના સમાધાનમાં ભરત, દમદંત ઋષિ, નમિરાજર્ષિ, સ્કંદસૂરિના શિષ્યો, મેતાર્ય મુનિ, ગજસુકુમાળ, અર્ણિકાપુત્ર, દૃઢપ્રહારી, શ્રી. મરુદેવા વગેરેના દાખલા આપ્યા છે. છેવટે પ્રશસ્તિ વગેરે જણાવીને ગ્રંથ પૂરો કર્યો છે.

**૪. અનેકાંતવ્યવસ્થા**–મૂળ ગ્રંથ ૩૩૫૭ શ્લોક પ્રમાણ છે. આ ગ્રંથ અમુદ્રિત છે. તેમાં શરૂઆતમાં કર્તા આ પ્રમાણે મંગલશ્લોકની રચના કરે છે—

**ऐन्द्रस्तोमनतं नत्वा, वीतरागं स्वयम्भुवम् ।**
**अनेकांतव्यवस्थायां, श्रमः कश्चित्तन्यते ॥**

**૫. દેવધર્મપરીક્ષા**–દેવો સ્વર્ગમાં પ્રભુપ્રતિમાની પૂજા કરે છે. પ્રતિમા નહિ માનનારા સ્થાનકમાર્ગી લોકો તે દેવોને અધર્મી કહે છે, આ વાત ખોટી છે એમ સાબિત કરનારો આ ગ્રંથ છે. એનું મૂળ શ્લોક પ્રમાણ ૪૨૫ છે. તેના ઉપર ટીકા નથી. પ્રકાશક શ્રી. જૈ. ધ. પ્ર. સભા ભાવનગર. જે ૨૭ મુદ્દાઓ લક્ષમાં રાખીને ગ્રંથકાર મહર્ષિએ આ ગ્રંથની રચના કરી છે તે મુદ્દાઓ ટૂંકમાં આ પ્રમાણે જાણવા (૧) દેવો અસંયત છે એમ કહેવું એ નિષ્ઠુર વચન છે. (૨) દેવોને શ્રુતધર્મ હોય છે એ મુદ્દાથી પણ તેમને અધર્મી ન કહી શકાય. (૩) દરેક સમ્યક્ત્વધારી જીવને સૂત્ર અને અર્થ હોવાથી શ્રુતધર્મ કહી શકાય જ. (૪) તેઓ સર્વવિરતિરૂપ સંયમને ધારણ કરી શકતા નથી, આ અપેક્ષાએ અધર્મસ્થિત કહેવાય છે. (૫) તેઓ વિશિષ્ટ બોધરહિત છે, માટે બાલ કહેવાય છે. (૬) સંયમ વિનાનું સમ્યક્ત્વ નિષ્ફળ છે. આ વચન વિશિષ્ટ અપેક્ષાને જાહેર કરે છે. (૭) નારક જીવોને અને દેવોને લેશ્યાઓ જુદી જુદી હોય છે. તેમાં દેવોની લેશ્યા અપેક્ષાએ પ્રશસ્ત ગણાય છે. (૮) સમ્યક્ત્વી દેવોને સાધુ વગેરેના વિનય કરવારૂપ તપ હોય છે. (૯) મુનિ વગેરે મહાપુરૂષોનું વૈયાવચ્ચ કરીને પણ દેવો પોતાના દેવભવને સફળ કરે છે. (૧૦) ઇન્દ્રો સમ્યગ્વાદી અને નિરવદ્ય ભાષાના બોલનારા કહેવાય છે. (૧૧) ઇન્દ્રો મુનિરાજને અવગ્રહ આપે છે. (૧૨) ચમરેન્દ્ર વગેરે ઇન્દ્રો તથા તેમના લોકપાળદેવો પ્રભુદેવના હાડકાની પણ આશાતના કરતા નથી. (૧૩) હરિકેશીનું વૈયાવચ્ચ યક્ષોએ કર્યું છે. (૧૪) દેવોને સમ્યક્ત્વરૂપ સંવર હોય છે. (૧૫) ધાર્મિક વ્યવસાય કરીને સૂર્યાભે પ્રભુપ્રતિમાની પૂજા કરી છે. (૧૬) વિજયદેવે પણ તે પ્રમાણે પૂજા કરી છે. (૧૭) જન્માભિષેકનો પણ તેવો જ અધિકાર છે, દેવો પ્રભુપૂજા કરે છે તે, આગળ અને પછી, કલ્યાણ

કરનારી છે. (૧૮) 'પછી' શબ્દથી અધિકાર પ્રમાણે 'પરભવ' અર્થ લેવા જોઇએ, કારણ તપશ્ચર્યાદિથી તેવું ફળ મળી શકે છે. (૧૯) સ્થિતિ પણ ધર્મ જ કહેવાય. (૨૦) જ્ઞાનવંત મહાપુરુષોનો લોકોપચાર પણ કર્મ ખપાવવા માટે જ હોય છે. (૨૧) દેવોએ કરેલ વંદનાદિ પણ પૂર્વ અને પછી હિતકારી છે. (૨૨) પૂજાધિકારનો સમાવેશ વંદનાધિકારમાં થઇ શકે છે. (૨૩) પ્રભુદેવે ઇંદ્રાદિકે કરેલ વંદનાની અનુમોદના કરી પ્રભુની આગળ કરાતું નાટક બીજા અકાલ કાર્યોના જેવું ન કહેવાય. (૨૪) આવા નાટકો ભક્તિના અંગ તરીકે જણાવ્યું છે. આવી ભક્તિના પ્રભાવે દુર્ગતિ ન થાય, સદ્ગતિનો બંધ થાય ને છેવટે મોક્ષ પણ મળે. (૨૫) દાનના ઉપદેશ કે નિષેધની પેઠે જિનપૂજાનો ઉપદેશ કે નિષેધ ન કરવો એમ નહિ, કારણકે તે અનુબંધહિંસા છે જ નહિ. (૨૬) ચૈત્ય કે પ્રતિમાને અંગે થતી દ્રવ્યહિંસા અર્થદંડ પણ ન કહેવાય અને અનર્થદંડ પણ ન કહેવાય. (૨૭) પૂજાનું સ્વરૂપ જણાવતાં દયા અને હિંસાનું સત્ય સ્વરૂપ સૂત્રપાઠ દઇને સમજાવ્યું છે.

૬. **જૈનતર્કપરિભાષા**—સ્યાદ્વાદદર્શનના પાયા જેવા (૧) પ્રમાણ, (૨) નય અને (૩) નિક્ષેપ નામના ત્રણ પરિચ્છેદવાળો આ ગ્રંથ છે. તેમાં **પ્રથમ** પ્રમાણપરિચ્છેદમાં (૧) પ્રમાણ એટલે શું? (૨) પ્રમાણનો તેના ફળની સાથે અભેદભાવ કઇ રીતે ઘટે? (૩) પ્રમાણના ભેદો કેટલા? (૪) પ્રત્યક્ષ પ્રમાણ કેટલા પ્રકારનું છે? (૫) સાંવ્યાવહારિક પ્રત્યક્ષનું અને પારમાર્થિક પ્રત્યક્ષનું તાત્ત્વિક સ્વરૂપ શું? (૬) ચક્ષુનો અને મનનો વ્યંજનાવગ્રહ ન હોવાનું કારણ? (૭) અવગ્રહાદિનું સ્વરૂપ શું? (૮) તે પ્રસંગે થતી શંકાઓના સમાધાન શું? (૯) મતિજ્ઞાનના દરેક ભેદમાં બહુ–બહુવિધ વગેરે ભેદો કઇ રીતે સમજવા? (૧૦) શ્રુતજ્ઞાનનું યથાર્થ સ્વરૂપ શું? (૧૧) સંજ્ઞાક્ષરાદિ ત્રણભેદો તથા શ્રુતજ્ઞાનના ચૌદ ભેદો ક્યા ક્યા? (૧૨) પારમાર્થિક પ્રત્યક્ષના અવધિજ્ઞાન વગેરેના ભેદો કેટલા? (૧૩) યોગજ ધર્મજન્ય જ્ઞાનમાં અને કેવલજ્ઞાનમાં તફાવત શો? (૧૪) પરોક્ષપ્રમાણનું લક્ષણગર્ભિત સ્વરૂપ શું? (૧૫) તેના પાંચ ભેદો ક્યા ક્યા? (૧૬) પરોક્ષના સ્મરણ–પ્રત્યભિજ્ઞા–તર્ક–અનુમાન–આગમ ભેદોનું સ્વરૂપ શું? (૧૭) સ્મરણનું પ્રમાણપણું કઇ રીતે ઘટી શકે? (૧૮) તેને માનવાની જરૂરિયાત શી? (૧૯) પ્રત્યભિજ્ઞાનું લક્ષણ શું? (૨૦) તેને અલગ માનવાનું કારણ શું? (૨૧) પ્રત્યભિજ્ઞામાં અનુમાન વગેરેનો સમાવેશ કઇ રીતે થઇ શકે? (૨૨) તર્કનું સ્વરૂપ શું? (૨૩) વ્યાપ્તિગ્રહમાં તેની જરૂરિયાત કઇ રીતે અને કેટલે અંશે છે? (૨૪) સામાન્ય લક્ષણનો બોધ થવામાં અને શબ્દાર્થના વાચ્ય વાચકભાવની સમજણ પાડવામાં કોની વિશેષ જરૂરિયાત પડે છે? (૨૫) તર્કનું સ્વતં.પ્રમાણપણું કઇ રીતે સમજવું? (૨૬) અનુમાનના બે ભેદો ક્યા? (૨૭) સાધ્ય–પક્ષસિદ્ધિનું સ્વરૂપ શું? (૨૮) દૃષ્ટાંતની જરૂરિયાત કઇ અપેક્ષાએ સમજવી? (૨૯) હેતુનું અને તેના વિધિસાધક–પ્રતિષેધસાધક–ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ નામના ભેદોનું સ્વરૂપ શું? (૩૦) અસિદ્ધ, વિરૂદ્ધ અને અનૈકાંતિક હેત્વાભાસનું સ્વરૂપ શું? (૩૧) આ ત્રણથી વધારે હેત્વાભાસને નહિ માનવાનું શું કારણ? (૩૨) આગમ પ્રમાણનું સ્વરૂપ શું? (૩૩) અનુમાનથી આગમની જુદાઇ કઇ રીતે સંભવે? (૩૪) સપ્તભંગીનું સ્વરૂપ શું? (૩૫) તે પ્રસંગે સકલાદેશ, વિકલાદેશનું અને તેના કારણભૂત કાલ–આત્મસ્વરૂપ–અર્થ–સંબંધ–ઉપકાર–ગુણિદેશસંસર્ગ–શબ્દસ્વરૂપનું સ્વરૂપ શું? આ પાંત્રીશ પ્રશ્નોના ખુલાસા પ્રથમ પ્રમાણપરિચ્છેદમાં ગ્રંથકારે

જણાવ્યા છે. **બીજા** નય પરિચ્છેદમાં નયનું લક્ષણ અને તેના ભેદો બતાવવાના પ્રસંગે શબ્દની પંચતયી પ્રવૃત્તિ કયા નયવાળો કઈ અપેક્ષાએ માનતો નથી તે વિસ્તારથી દર્શાવીને અર્પિત, અનર્પિત, વ્યવહાર, નિશ્ચય, જ્ઞાનક્રિયા વગેરેનું ભેદપ્રદર્શનપૂર્વક સ્વરૂપ જણાવીને છેવટે નયાભાસને ટૂંકામાં સમજાવ્યો છે. **ત્રીજા** નિક્ષેપ નામના પરિચ્છેદમાં નામાદિ નિક્ષેપાનાં સ્વરૂપ, ભેદ, પ્રયોજન દર્શાવીને દરેક નિક્ષેપ શું શું માને છે? તે જણાવીને તેને નયમાં ઉતાર્યાં છે. નિક્ષેપાની ઉત્પત્તિનો પ્રકાર જણાવતાં જીવના પણ નિક્ષેપા જણાવ્યા છે. તર્કશાસ્ત્રરૂપી મહેલમાં ચઢવા માટે આ ગ્રંથ પગથિયા જેવો છે. મૂળ ગ્રંથ ૮૦૦ શ્લોક પ્રમાણ છે. તે જૈ. ધ. પ્ર. સ. ભાવનગર તરફથી છપાયો છે. એમ સંભવી શકે છે કે જેમ બૌદ્ધ પંડિત મોક્ષાકરની તર્કભાષા જોઈને વૈદિક પંડિત કેશવમિશ્રે સ્વમતાનુસારિ તર્કભાષા બનાવી, તેમ તે બંને તર્કભાષાનું નિરીક્ષણ કરીને વાચકવર્યે આ ગ્રંથની રચના કરી હોય.

૭ **ગુરુતત્ત્વનિશ્ચય**–મૂળ પ્રાકૃતગાથા ૯૦૫ છે અને તેની ઉપર વાચકવર્યે પોતે જ સંસ્કૃત ગદ્યમાં ૭૦૦૦ સાત હજાર શ્લોક પ્રમાણ ટીકા બનાવી છે. મૂળમાં પ્રસંગે વ્યવહાર ભાષ્ય વગેરે ગ્રંથોની પણ ગાથાઓ જોડવી છે. એ પ્રમાણે ટીકામાં પણ તે તે ગ્રંથોના પ્રસંગને અનુસારે જરૂરી પાઠો આપ્યા છે. એટલું જ નહિ પણ જ્યાં પોતાને જરૂર જણાય ત્યાં સ્પષ્ટીકરણ પણ કર્યું છે. ગુરુતત્ત્વનું યથાર્થ નિરૂપણ કરવા માટે અહીં વિશાળ અધિકારસ્વરૂપ ચાર ઉલ્લાસની સંકલના કરી છે. તેમાં **પહેલા** ઉલ્લાસમાં (૧) શ્રી ગુરુમહારાજનો પ્રભાવ કેવો હોય છે? (૨) ગુરુકુલ વાસનો પ્રભાવ શો? (૩) ગુરુ કેવા હોય? (૪) શુદ્ધાશુદ્ધભાવનાં કારણો કયાં કયાં હોઈ શકે? (૫) ભાવવૃદ્ધિ શાથી થાય? (૬) કેવળ નિશ્ચયવાદી સ્વમતને પોષવા માટે કઈ કઈ દલીલો રજુ કરે છે? (૭) સિદ્ધાંતી તે (નિશ્ચય) વાદનું કઇ રીતે ખંડન કરે છે? આ સાતે પ્રશ્નોનો સ્પષ્ટ ખુલાસો છે. **બીજા** ઉલ્લાસમાં–ગુરુનું લક્ષણ જણાવતાં સદ્ગુરુ, વ્યવહારી, વ્યવહર્ત્તવ્ય, વ્યવહારના પાંચભેદ, પ્રાયશ્ચિત્ત, તેને લેવાનો તથા દેવાનો અધિકારી; એ જણાવીને છેવટે શુદ્ધ વ્યવહારને પાળનાર સુગુરુનું માહાત્મ્ય દર્શાવવાપૂર્વક વ્યવહાર ધર્મને આદરવા સૂચના કરી છે. **ત્રીજા** ઉલ્લાસમાં–ઉપસંપત્‌ની વિધિ, કુગુરુની પ્રરૂપણા, પાર્શ્વસ્થ વગેરેનું સ્વરૂપ જણાવીને છેવટે કુગુરુને તજવાનું અને સુગુરુની સેવના કરવાનું જણાવ્યું છે. **ચોથા** ઉલ્લાસમાં–પાંચે નિર્ગ્રંથોનુ સ્વરૂપ છત્રીસ દ્વારને ઘટાવી જણાવ્યું છે. છેવટે ગ્રંથકારે પ્રશસ્તિ વગેરે બીના જણાવીને ગ્રંથ પૂર્ણ કર્યો છે.

૮ **દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા**–(બત્તીસાબત્તીસી)–આ ગ્રંથમાં ગ્રંથકારે દાન વગેરે ૩૨ પદાર્થોનું યથાર્થ સ્વરૂપ જણાવવા માટે ૩૨ વિભાગ પાડયા છે અને દરેક વિભાગને બત્રીસ બત્રીસ શ્લોકમાં સંપૂર્ણ કરેલા હોવાથી આનું યથાર્થ નામ દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા પાડ્યું છે. તેમાં **પહેલી** દાનદ્વાત્રિંશિકામાં–ગ્રંથકારે દાન સ્વરૂપ જણાવતાં કયા દાનમાં એકાંત નિર્જરા થાય? અને કયા દાનમાં અલ્પ નિર્જરા થાય? વગેરે બીનાનુ રહસ્ય દર્શાવ્યું છે. અને છેવટે સૂત્રકૃતાંગ સૂત્રમાં આવતાં **आहा कम्माइं** વગેરે પદોનું યથાર્થ રહસ્ય પ્રકટ કરતાં આતુર લુબ્ધક દૃષ્ટાંત પણ સ્પષ્ટ જણાવ્યું છે. **બીજી** દેશના દ્વાત્રિંશિકામાં–(૧) દેશનાને લાયક કોણ? શ્રોતાના ભેદ કેટલા? શ્રુતજ્ઞાન, ચિંતાજ્ઞાન, ભાવનાજ્ઞાનનું સ્વરૂપ શું? બાલ વગેરે જીવોને ઉદ્દેશીને કેવી કેવી દેશના દેવી અને તેમાં કયો ક્રમ રાખવો? વગેરે

પ્રશ્નોનું રહસ્ય જણાવ્યું છે. **ત્રીજી** માર્ગદ્વાત્રિંશિકામાં–માર્ગના ભેદો, પ્રશસ્ત–અપ્રશસ્ત આચરણા, ધાર્મિકાભાસની પ્રવૃત્તિ, સંવિગ્ન પાક્ષિકનું સ્વરૂપ વગેરે બીના જણાવી છે. **ચોથી** જિનમહત્ત્વ નામની દ્વાત્રિંશિકામાં–પ્રભુ શ્રી જિનેશ્વરદેવનું મહત્ત્વ ક્ષાયિક ગુણોને લઇને જ માનવું જોઇએ વગેરે બીના જણાવી છે. **પાંચમી** ભક્તિ નામની દ્વાત્રિંશિકામાં–દ્રવ્યભક્તિનું સ્વરૂપ જણાવતાં પૃથ્વીશુદ્ધિ, અપ્રીતિનો ત્યાગ, સ્નાનની જરૂરિયાત વગેરે બીના જણાવી છે. **છઠ્ઠી** સાધુસામગ્ર્ય નામની દ્વાત્રિંશિકામાં–ત્રણ જ્ઞાન, તેનાં ચિહ્નો, ત્રિવિધ ભિક્ષા, પિંડવિશુદ્ધિ, વૈરાગ્યના ત્રણ ભેદ, ભાવશુદ્ધિનું સ્વરૂપ જણાવ્યું છે. **સાતમી** ધર્મવ્યવસ્થા દ્વાત્રિંશિકામાં–જે સાધુ હોય તે મદ્યમાંસને ખાય જ નહિ, મૈથુનનું સદોષપણું, તપ, અનાયતનનો ત્યાગ કરવો વગેરે બીના વર્ણવી છે. **આઠમી** વાદદ્વાત્રિંશિકામાં-ત્રણ પ્રકારના વાદ વગેરે બીના જણાવી છે. **નવમી** કથાદ્વાત્રિંશિકામાં અવાંતર ભેદો જણાવવા પૂર્વક ચાર પ્રકારની કથાનું સ્વરૂપ વર્ણવ્યું છે. **દસમી** યોગદ્વાત્રિંશિકામાં અને **અગિયારમી** પાતાંજલયોગ દ્વાત્રિંશિકામાં–વિવિધ યોગનાં લક્ષણ વગેરે જણાવ્યાં છે. **બારમી** યોગ-પૂર્વસેવા નામની દ્વાત્રિંશિકામાં–ગુરુપૂજા, દેવપૂજા વગેરેનું સ્વરૂપ જણાવ્યું છે. **તેરમી** મુક્ત્યદ્વેષપ્રાધાન્ય દ્વાત્રિંશિકામાં–મુક્તિ, તેનાં સાધન અને મુક્તિનાં સાધનોને સેવનારા ભવ્ય જીવો આ ત્રણેમાં દ્વેષ નહિ રાખનારા ભવ્ય જીવો જ યથાર્થ ગુરુમહારાજ વગેરેની ભક્તિ વગેરે કરી શકે છે. પાંચ પ્રકારના અનુષ્ઠાનમાં વિષાનુષ્ઠાન વગેરે પણ અનુષ્ઠાન નકામા છે અને છેલ્લા બે તદ્ધેતુ અને અમૃત અનુષ્ઠાન કરવા લાયક છે. **ચૌદમી** અપુનર્બંધક દ્વાત્રિંશિકામાં–અપુનર્બંધકજીવનું સ્વરૂપ તથા શાંત ઉદાત્ત જીવનું સ્વરૂપ વગેરે બીનાજણાવી છે. **પંદરમી** સમ્યગ્દષ્ટિ દ્વાત્રિંશિકામાં–શુશ્રૂષા, ધર્મરાગ, ત્રણ કારણ વગેરે બીના જણાવી છે. **સોળમી** મહેશાનુગ્રહ નામની દ્વાત્રિંશિકામાં–બીજા મતવાળાને માન્ય મહેશનું લક્ષણ, જપનું ફળ વગેરે બીના જણાવી છે. **સત્તરમી** દૈવપુરુષકાર દ્વાત્રિંશિકામાં–નિશ્ચય વ્યવહારનું સ્વરૂપ, સમ્યગ્દર્શન પામ્યા બાદ સંસારી જીવ દેશવિરતિ આદિ ગુણોને ક્યારે કઇ રીતે પામે? અને માર્ગાનુસારિતા વગેરે ગુણોની બીના દર્શાવી છે. **અઢારમી** યોગભેદદ્વાત્રિંશિકામાં–યોગના પાંચ ભેદો, મૈત્રી આદિ ચાર ભાવના, ધ્યાન, સમતા વગેરેની બીના જણાવી છે. **ઓગણીસમી** યોગવિવેક નામની દ્વાત્રિંશિકામાં–ત્રણ પ્રકારનો યોગ, યોગાવંચક વગેરે ત્રણ અવંચકનું સ્વરૂપ વગેરે બીના જણાવી છે. **વીસમી** યોગાવતાર દ્વાત્રિંશિકામાં–સમાધિ, આત્માના ત્રણ ભેદ, જરૂરી દૃષ્ટિનું સ્વરૂપ વગેરે બીના જણાવી છે. **એકવીસમી** મિત્રા દ્વાત્રિંશિકામાં–દૃષ્ટિના આઠ ભેદ પૈકી પહેલી મિત્રાદૃષ્ટિનું વિસ્તારથી સ્વરૂપ જણાવ્યું છે. **બાવીસમી** તારાદિ દ્વાત્રિંશિકામાં–ત્રણ દૃષ્ટિનુ એટલે બીજી તારાદૃષ્ટિ, ત્રીજી બલા અને ચોથી દીપ્રાનું સ્વરૂપ જણાવ્યું છે. **તેવીસમી** કુતર્કગ્રહનિવૃત્તિ નામની દ્વાત્રિંશિકામાં–કુતર્કનું સ્વરૂપ, ત્રણ પ્રકારનો બોધ, સદનુષ્ઠાનનું લક્ષણ, કાલ, નય વગેરેની અપેક્ષાએ થતા દેશનાના ભેદ વગેરે બીના જણાવી છે. **ચોવીસમી** સદ્દૃષ્ટિ દ્વાત્રિંશિકામાં–સદ્દૃષ્ટિ, કાંતા, ધારણાનું સ્વરૂપ, સ્થિરા દૃષ્ટિમાં થતી જીવની સ્થિતિ, પ્રભાદૃષ્ટિમાં અસંગાનુષ્ઠાન, નિર્વૃત્તિ લાભ વગેરે બીના વર્ણવી છે. **પચીસમી** ક્લેશહાનોપાય નામની દ્વાત્રિંશિકામાં–નિર્મલ જ્ઞાન–ક્રિયાની નિર્મલ સાધના કરવાથી ક્લેશનો નાશ થાય છે, આ બાબતમાં અન્ય દર્શનીના વિચારોનું યુક્તિથી ખંડન કર્યું છે. **છવીસમી** યોગમાહાત્મ્ય દ્વાત્રિંશિકામાં–ધાર-

ણાદિ સંયમનું વિસ્તારથી સ્વરૂપ દર્શાવીને છેવટે શુદ્ધ સંયમનું સ્વરૂપ, મુક્તિપદ પ્રાપ્તિનું સ્વરૂપ વર્ણવ્યું છે. **સત્તાવીસમી** ભિક્ષુભાવ દ્વાત્રિંશિકામાં- દ્રવ્યભિક્ષુ, ભાવભિક્ષુ, પર્યાયવાચક શબ્દોનું વિવરણ વગેરે બીના જણાવી છે. **અઠ્ઠાવીસમી** દીક્ષા દ્વાત્રિંશિકામાં–દીક્ષા શબ્દનો નિરૂક્તાર્થ, વ્યુત્પત્તિથી અર્થ, દીક્ષા આપવાનો વિધિ, ક્ષમાના બે ભેદ તથા બકુશાદિની બીના જણાવી છે. **ઓગણત્રીસમી** વિનય દ્વાત્રિંશિકામાં–જ્ઞાનાદિ પાંચ પ્રકારના કાયિક વિનયના ૮ ભેદ, વાચિક વિનયના ૪ માનસિક વિનયના ૨ ભેદ; એમ ૧૩ ભેદના દરેકમાં ભક્તિ–બહુમાન–વર્ણના–અનાશાતના રૂપ ચાર ચાર ભેદ ઘટાવીને વિસ્તારથી બાવન ભેદો દર્શાવી છેવટે દીક્ષાપર્યાયે નાના એવા પણ પાઠકને વંદન કરવું જોઇએ એ વાત જણાવી છે. **ત્રીસમી** કેવલીભક્તિવ્યવસ્થાપન નામની દ્વાત્રિંશિકામાં–દિગંબરો "કેવલીને કવલાહાર ન હોય" એમ જે કહે છે તેનું ખંડન કર્યું છે. **એકત્રીસમી** મુક્તિ દ્વાત્રિંશિકામાં–અન્યમતે મુક્તિનું સ્વરૂપ દર્શાવીને તેમાં અયોગ્યપણું જણાવી જૈન દર્શન પ્રમાણે યથાર્થ મુક્તિનું સ્વરૂપ જણાવ્યું છે. **બત્રીસમી** સજ્જનસ્તુતિ દ્વાત્રિંશિકામાં–સજ્જન દુર્જનનું સ્વરૂપ, ખલવચનનું ખંડન આપી છેવટે પ્રશસ્તિ આપી છે. આ બત્રીસ બત્રીસી અને તેના ઉપર તત્ત્વાર્થદીપિકા નામક સ્વોપજ્ઞ ટીકા એ બન્નેનું શ્લોક પ્રમાણ ૫૫૦૦ શ્લોક છે.

**૯ યતિલક્ષણસમુચ્ચય**–આ ગ્રંથમાં વાચકવર્યે પ્રાકૃત ૨૬૩ ગાથામાં સાધુનાં સાત લક્ષણો વિસ્તારથી જણાવ્યાં છે, તેમાં (૧) માર્ગને અનુસરતી ક્રિયા, આમાં માર્ગની વ્યાખ્યા, સિદ્ધાંતની રીતિ, આચરણાનું સ્વરૂપ વગેરે બીના જણાવી છે. (૨) શિક્ષાને લાયકપણું—આમાં વિધિસૂત્ર વગેરે સાત પ્રકારનાં સૂત્રોનું અને દેશનાનું સ્વરૂપ જણાવ્યું છે. (૩) શ્રદ્ધાલક્ષણમાં વિધિનું બહુમાન, વિધિજ્ઞાન, પચ્ચખાણ પાળવાની યોગ્યતા, વધ અને દયાની તરતમતા વગેરે જણાવ્યું છે. (૪) ક્રિયામાં અપ્રમાદ–આમાં મુક્તિદાયક સાધનોની સાધના કરવાની તીવ્ર અભિલાષા, ઉપદેશ કરવાને લાયક ગુણો, દાન, પાત્ર, વગેરેની બીના જણાવી છે. (૫) શક્યક્રિયાઆદરલક્ષણમાં અનુષ્ઠાન વિધિ, નિર્મળ ભાવરક્ષા વગેરે બીના જણાવી છે. (૬) ગુણાનુરાગ લક્ષણમાં–ગુણવંત મહાપુરૂષોની કઇ રીતે પ્રશંસા કરવી વગેરે બીના જણાવી છે. (૭) ગુરુઆજ્ઞા આરાધનમાં ગચ્છવાસ, એકાકી વિચરનારને લાગતાં દૂષણો, વિહારની રીતિ, ગુરુશિષ્યના ગુણો, સત્યપ્રરૂપકની પ્રશંસા, દુષ્મકાળમાં સાધુઓ હયાત છે વગેરે બીના જણાવી છે. આ ગ્રંથ ટીકા વિનાનો છે. મૂળ ગ્રંથ જૈન ધર્મ પ્રસારક સભાએ અધ્યાત્મસારાદિ દશ ગ્રંથોમાં છપાવ્યો છે.

**૧૦ નયરહસ્ય**—આ ગ્રંથમાં વિસ્તારથી નૈગમાદિ સાત નયોનું સ્વરૂપ જણાવ્યું છે. પૂજ્ય શ્રી. ઉપાધ્યાયજી મહારાજે જે ગ્રંથના છેડે 'રહસ્ય' શબ્દ આવે એવા ૧૦૮ ગ્રંથો રચવા ધાર્યા હતા. એમ '**भाषाविशुद्धयर्थं रहस्यपदांकिततया चिकीर्षिताष्टोत्तरशतग्रंथान्तर्गतप्रमारहस्यस्याद्वादरहस्यादि सजातीयं प्रकरणमिदमारभ्यते**' એવા ભાષારહસ્ય ગ્રંથની શરૂઆતમાં જણાવેલ બીના ઉપરથી નિર્ણય થઇ શકે છે. પણ હાલ તે બધા લભ્ય નથી. કોઇ દ્વેષીએ તે ગ્રંથોનો નાશ કર્યો હોય એમ સંભવે છે. ફક્ત ભાષારહસ્ય, ઉપદેશરહસ્ય, નયરહસ્ય મળી શકે છે. પ્રસ્તુત નયરહસ્યમાં–નયનું લક્ષણ, તેના પર્યાયો, તેને માનવાની જરૂરિયાત, નયોમાં માંહોમાંહે અવિરોધ વગેરે બીના દાખલા દલીલ સાથે સમજાવી છે.

દરેકનું ૧૩૫ પૂજ્ય શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ ઋજુસૂત્રને દ્રવ્યાર્થિકનો

ભેદ માને છે અને શ્રી. સિદ્ધસેનદિવાકર પર્યાયાર્થિકનો ભેદ માને છે–આ બંને વિચારનું સ્પષ્ટીકરણ, નયની વ્યાખ્યા જણાવતાં શ્રી. અનુયોગદ્વાર સૂત્રોમાં જણાવેલાં પ્રદેશ–પ્રસ્થક-વસતિનાં ઉદાહરણ દર્શાવ્યાં છે. તત્ત્વાર્થ, વિશેષાવશ્યક વગેરેમાં જણાવેલ નયલક્ષણોની અવિરોધ ઘટના કયા નય કયા મુદ્દાથી કેટલા નિક્ષેપાને સ્વીકારે છે, દરેક નયમાંથી કયા કયા દર્શનની ઉત્પત્તિ થઇ છે? તેનું સ્વરૂપ શું? દરેક નયની પરસ્પર સાપેક્ષતા કઈ રીતે ઘટે? સપ્તભંગીનું સ્વરૂપ શું? વગેરે બીના જણાવી છે.

**૧૧ નયપ્રદીપ**–સંસ્કૃત ગદ્યમય આ ગ્રંથ લગભગ ૫૦૦ શ્લોક પ્રમાણ સંભવે છે. આની ટીકા નથી. અહીં બે સર્ગ છે, તેમાં પહેલા સપ્તભંગી સમર્થન નામના સર્ગમાં–સાત ભાંગા કઈ રીતે થાય? સ્યાદ્વાદનું સ્વરૂપ શું? કોઈ ઠેકાણે સ્યાત્ શબ્દ ન હોય તો પણ ત્યાં અધ્યાહાર કરવો જોઇએ તેનું શું કારણ? ભાંગા સાત જ કહ્યા તેનું શું કારણ? વગેરે બીના બહુ જ સ્પષ્ટ જણાવી છે. બીજા નયસમર્થન નામના સર્ગમાં–નયવિચારની જરૂરિયાત. દરેક નયની મર્યાદા, દ્રવ્યનું સ્વરૂપ, સ્વભાવપર્યાય, વિભાવપર્યાય, દ્રવ્યાર્થિકનયના દશ મુદ્દાઓ, તેનું સ્વરૂપ જણાવીને પર્યાયાર્થિક નયનું સ્વરૂપ વર્ણવ્યું છે. તેમાં પર્યાય અને ગુણના ભેદો, તેનું સ્વરૂપ, સામાન્ય વિશેષનો સમાવેશ ક્યાં થઈ શકે? આ બીના સ્પષ્ટ જણાવીને (૧) નૈગમનયના સ્વરૂપમાં–ધર્મ, ધર્મી, ધર્મધર્મીની બાબતમાં નૈગમનો અભિપ્રાય-તેમાં સત્યાસત્યતા, નૈગમાભાસ વગેરે બીના જણાવી છે. (૨) સંગ્રહનયમાં–લક્ષણ, સલક્ષણ-ભેદ, સંગ્રહાભાસની બીના જણાવી છે. (૩) વ્યવહારનયમાં–૧૪ પ્રકારના વ્યવહાર, નવ પ્રકારના ઉપચાર અને સંબંધ જણાવ્યા છે. (૪–૭) ઋજુસૂત્રાદિ ચાર નયો પર્યાયાર્થિકનય તરીકે ગણાય છે. તેમાં ઋજુસૂત્રનયનું સ્વરૂપ જણાવતાં લક્ષણ અને ભેદનું સ્પષ્ટીકરણ કર્યું છે. શબ્દ નયમાં લક્ષણ જણાવીને કાલાદિની અપેક્ષાએ અર્થભેદ દર્શાવ્યો છે. સમભિરૂઢના સ્વરૂપમાં લક્ષણ જણાવીને પર્યાય શબ્દના વિવિધ અર્થો જણાવ્યા છે. તથા એવંભૂતનયના પ્રસંગે લક્ષણ, સ્વરૂપ, શબ્દોનો ખરો અર્થ, નયના ભેદ વગેરે બીના જણાવી છે.

**૧૨ નયોપદેશ**–આ ગ્રંથની ઉપર પોતે નયામૃતતરંગિણી નામની ટીકા બનાવી છે, તેમાં વિસ્તારથી બહુ જ સ્પષ્ટ રીતે પ્રસ્થકાદિ દૃષ્ટાંતો દઈને સાતે નયોનું સ્વરૂપ, દરેક નયની ક્યારે અને ક્યાં યોજના કરવી? દરેક નય કયા કયા નિક્ષેપા માને છે? તે તેમજ પ્રસંગે પ્રતિમા પ્રતિષ્ઠાદિનો વિચાર દર્શાવ્યો છે.

**૧૩ જ્ઞાનબિંદુ**—આ ગ્રંથનું પ્રમાણ–૧૨૫૦ શ્લોકનું છે. તેના ઉપર ટીકા નથી. (૧) જ્ઞાન એટલે શું? (૨) મતિજ્ઞાન વગેરે ચાર જ્ઞાન કઇ અપેક્ષાએ છાદ્મસ્થિક ગુણ કહેવાય છે? (૩) જ્ઞાનના ભેદ કેટલા? (૪) મતિજ્ઞાનનું લક્ષણ શું? (૫) મતિજ્ઞાનને શ્રુતજ્ઞાનથી અલગ કહેવાનું શું કારણ? (૬) મતિજ્ઞાનના શ્રુતનિશ્રિત–અશ્રુતનિશ્રિત ભેદોનું સ્વરૂપ શું? (૭) પદાર્થ–વાક્યાર્થ–મહાવાક્યાર્થ જ્ઞાનને કયા જ્ઞાનમાં ગણવું? (૮) તે ચારે પ્રકારના બોધની ઘટના કઈ રીતે કરવી? (૯) ચૌદપૂર્વીના ષટ્સ્થાનપતિત બોધને કયા જ્ઞાનમા ગણવો? આ પ્રશ્નોના ખુલાસા સવિસ્તર જણાવીને અવગ્રહાદિકના ક્રમમાં પ્રયોજન, અવગ્રહના ભેદ, સ્વરૂપ, તેના પ્રામાણ્યાદિનો નિર્ણય, સમ્યક્ત્વને લઇને જ જ્ઞાનને પ્રમાણ તરીકે ગણી શકાય, સ્યાદ્વાદનું સ્વરૂપ, એક પદાર્થના જ્ઞાનથી સર્વ પદાર્થોનું જ્ઞાન,

અવગ્રહાદિ ભેદોમાં જ્ઞાન-દર્શનની યોજના વગેરે બીના મતિજ્ઞાનના પ્રસંગે સ્પષ્ટ જણાવી છે. શ્રુતજ્ઞાનના વર્ણનમાં-સ્વરૂપભેદ, મતિશ્રુતમાં તફાવત વગેરે જણાવ્યું છે. અવધિજ્ઞાનના વર્ણનમાં-લક્ષણ, ભેદ, પરમાવધિ, મનઃપર્યવ જ્ઞાનથી ભિન્નતા જણાવી છે. મનઃપર્યવ જ્ઞાનના વર્ણનમાં-લક્ષણ, ચિંતિત પદાર્થને જાણવાની રીત, મનઃપર્યવમાં અપેક્ષાએ દર્શનનો સ્વીકાર-અસ્વીકાર, મનઃપર્યવથી જે મન જણાય તેનું સ્વરૂપ વગેરે બીના વર્ણવી છે. પાંચમા કેવલજ્ઞાનના વર્ણનમાં-તેનું લક્ષણ, સર્વજ્ઞતાની સિદ્ધિ તેનું પ્રામાણિકપણું, કેવલજ્ઞાનાવરણના ક્ષયની આવશ્યકતા, કર્મનું આવારકપણું. કફશુકાદિથી લોભાદિની ઉત્પત્તિને સ્વીકારનારના મતનું ખંડન, નૈરાત્મ્યભાવ માનનાર બૌદ્ધમતે સર્વજ્ઞપણાનું અવ્યવસ્થિતપણું, એકરસ બ્રહ્મજ્ઞાનને કેવલજ્ઞાન તરીકે માનનારના મતનું ખંડન, પારમાર્થાદિક ત્રણ શક્તિ, દૃષ્ટિસૃષ્ટિવાદનું ખંડન, બ્રહ્મવિષય અને બ્રહ્માકારવૃત્તિનું-અધ્યાસનું-અજ્ઞાનકલ્પનાનું ખંડન, દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક નયની અપેક્ષાએ સૂક્ષ્મ વિચારશ્રેણિ જણાવી છે. છેવટે મલ્લવાદિ શ્રી સિદ્ધસેન દિવાકર તથા જિનભદ્રગણિના કેવલજ્ઞાન-દર્શન અને તેના ઉપયોગની બાબતમાં વિચારો જણાવી સમ્મતિતર્કની તે વિષયની ગાથાઓનું સ્પષ્ટ વિવેચન દર્શાવી નયવાદની અપેક્ષાએ તેનું એકીકરણ બતાવ્યું છે.

**૧૪ જ્ઞાનસાર**—આ ગ્રંથમાં જુદા જુદા પૂર્ણતા વગેરે ૩૨ પદાર્થોનું આઠ આઠ શ્લોકમાં બહુજ સરસ વર્ણન સંક્ષેપમાં કર્યું છે-આની ઉપર પોતે બાલાવબોધ (ટબો) પણ કર્યો છે, એમ નીચેના શ્લોકથી સાબીત થાય છે.

**ऐन्द्रवृन्दनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।**
**अर्थः श्रीज्ञानसारस्य, लिख्यते लोकभाषया ॥**

આ ગ્રંથ ઉપર પાઠક શ્રી. દેવચંદજીએ અને પંન્યાસ શ્રી. ગંભીરવિજયજીએ સંસ્કૃત ટીકા રચી છે.

**૧૫ ઐન્દ્રસ્તુતયઃ**-આમાં શ્રી શોભનસ્તુતિના જેવી સ્તુતિઓ બનાવી છે.

**૧૬ ઉપદેશ રહસ્ય. ૧૭ આરાધકવિરાધક ચતુર્ભંગી. ૧૮ આદિજિનસ્તવન. ૧૯ તત્ત્વવિવેક. ૨૦ તિઙન્વયોક્તિ. ૨૧ ધર્મપરીક્ષા. ૨૨ જ્ઞાનાર્ણવ. ૨૩ નિશાભક્તવિચાર.**

**૨૪ ન્યાયખંડનખંડખાદ્ય**-( મહાવીરસ્તવ પ્રકરણ ) શ્રી. ઉપાધ્યાયજી મહારાજે રચેલ નવ્યન્યાયની કોટીનો આ ગ્રંથ અત્યંત અર્થગંભીર અને જટિલ છે. આ એક જ ગ્રંથ વાચકવર્યના પ્રખર પાંડિત્યની સાક્ષી કરે તેવો છે. આ ગ્રંથ ઉપર અમારા પરમોપકારી પરમ પૂજ્ય ગુરૂ મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજે મોટી ટીકા રચી છે અને અમારા મોટા ગુરૂભાઇ પરમ પૂજ્ય આચાર્ય મહારાજ વિજયદર્શનસૂરીશ્વરજી મહારાજે કલ્પલતિકા નામની ટીકા બનાવી છે. આ ગ્રંથનું ગ્રથ પ્રમાણ ૫૫૦૦ શ્લોક છે.

**૨૫ અસ્પૃશદ્ગતિવાદ.**

**૨૬ ન્યાયાલોક**-આમાં ન્યાય દૃષ્ટિએ સ્યાદ્વાદાદિનું નિરૂપણ કર્યું છે. આ ગ્રંથની ઉપર અમારા પરમ પૂજ્ય પરમોપકારી ગુરૂવર્ય આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિ

સૂરીશ્વરજી મહારાજે સ્પષ્ટ તત્ત્વબોધદાયક વૃત્તિ બનાવી છે, જે શ્રી. જૈન ગ્રંથ પ્રકાશક સભા અમદાવાદ તરફથી છપાયેલ છે. આ ગ્રંથનું ગ્રંથમાન-૧૨૦૦ શ્લોક પ્રમાણ છે.

ન્યાયખંડનખાદ્ય અને ન્યાયાલોકની શ્રી. ઉપાધ્યાયજીએ પોતાના હાથે લખેલી પ્રતો પણ મળી શકે છે.

**૨૭ પંચનિર્ગ્રંથી પ્રકરણ**–આમાં પંચનિર્ગ્રંથોની બીના જણાવી છે.

**૨૮ પરમજ્યોતિઃ પંચવિંશિકા.**

**૨૯ પરમાત્મપંચવિંશિકા.**

**૩૦ પ્રતિમાશતક**–મૂલશ્લોક ૧૦૦–આના ઉપર વાચકવર્યે મોટી ટીકા રચી છે, અને તે ટીકાને અનુસરીને વિ. સં. ૧૭૯૩માં પૌર્ણિમા ગચ્છાધીશ શ્રી. ભાવપ્રભસૂરિજીએ નાની ટીકા બનાવી છે. ગ્રંથકારે આ ગ્રંથમાં શરૂઆતના ૬૯ શ્લોકમાં શ્રી. જિનપ્રતિમાને અને જિનપ્રતિમાની પૂજાને જણાવનારા આગમાદિને નહિ માનનારા લુંપકમતનું ખંડન કર્યું છે. પછી ૯ શ્લોકમાં ધર્મસાગરીય મતનું ખંડન કર્યું છે. તે પછીના બે શ્લોકમાં જિનપ્રતિમાની સ્તુતિ કરી છે. ત્યારબાદ ૧૨ શ્લોકમાં પાયચંદ મતનું અને ત્રણ શ્લોકમાં પુણ્યકર્મવાદિના મતનું ખંડન કરીને બે શ્લોકમાં જિનભક્તિ કરવાનો ઉપદેશ આપ્યો છે. તે ઉપરાંત જિનસ્તુતિ ગર્ભિત નય ભેદો પણ દર્શાવ્યા છે. પછીના ૬ શ્લોકમાં સર્વજ્ઞ પ્રભુની અને તેમની પ્રતિમાની સ્તુતિ જણાવીને છેવટે પ્રશસ્તિ કહીને ગ્રંથ પૂર્ણ કર્યો છે.

**૩૧ પ્રતિમાસ્થાપનન્યાય**–આ ગ્રંથ અપૂર્ણ મળ્યો છે.

**૩૨ ફલાફલવિષયક પ્રશ્નોત્તર. ૩૩ ભાષા રહસ્ય. ૩૪ માર્ગ પરિશુદ્ધિ. ૩૫ મુક્તાશુક્તિ. ૩૬ યતિદિનચર્યા પ્રકરણ ૩૭. વૈરાગ્ય કલ્પલતા, ગ્રંથમાન— ૬૦૫૦. ૩૮ શ્રી. ગોડીપાર્શ્વસ્તોત્ર, ૧૦૮ પદ્ય. ૩૯ સંસ્કૃત વિજયપ્રભસૂરિસ્વાધ્યાય. ૪૦ શંખેશ્વરપાર્શ્વસ્તોત્ર, ગ્રંથમાન ૧૧૨. ૪૧ સમીકાપાર્શ્વસ્તોત્ર. ૪૨ સામાચારી પ્રકરણ. સ્વોપજ્ઞટીકા સહિત. ૪૩ સ્તોત્રાવલી.**

## ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજીકૃત ટીકા ગ્રંથો

**૪૪ અષ્ટસહસ્રીવિવરણ**–ન્યાયશાસ્ત્રનો આ ગ્રંથ દિગંબરીય છે. મૂલ કારિકાના રચનાર સમંતભદ્ર છે, ભાષ્યકર્તા–અકલંક દેવ છે અને તેને અનુસરીને વ્યાખ્યાકાર–વિદ્યાનંદ છે. શ્રી. ઉપાધ્યાયજી મહારાજે આના ઉપર વિવરણ રચ્યું છે.

**૪૫ કર્મપ્રકૃતિ મોટી ટીકા**–ગ્રંથમાન–૧૩૦૦૦ શ્લોક. આની સ્વહસ્તલિખિત પ્રત પણ મળી શકે છે. પૂજ્ય શ્રી. મલયગિરિ મહારાજે કરેલી નાની ટીકાના આધારે આ મોટી ટીકા બનાવી છે.

**૪૬ કર્મપ્રકૃતિ લઘુ ટીકા**–આ ગ્રંથની સાતગાથા સટીક મલી શકે છે, જે આત્માનંદ સભાએ છપાવી છે.

**૪૭ તત્ત્વાર્થવૃત્તિ**–પૂજ્ય શ્રી. ઉમાસ્વાતિ વાચક મહારાજે તત્ત્વાર્થાધિગમ સૂત્ર નામક ગ્રંથની રચના કરી છે. તેની ઉપર જેમ શ્રી હરિભદ્રસૂરિ અને સિદ્ધસેન ગણિ

વગેરે મહાત્માઓએ ટીકા બનાવી છે, તેમ શ્રી ઉપાધ્યાયજીએ પણ ટીકા બનાવી છે. આ ટીકા આખી મળતી નથી. ફક્ત પ્રથમ અધ્યાયની ટીકા મળી છે. તેમાં પણ કારિકાની ટીકા અપૂર્ણ મળી છે, તેને મારા પરમોપકારી વિદ્યાગુરૂ આચાર્ય મહારાજ શ્રી. વિજયોદયસૂરીશ્વરજી મહારાજે પૂર્ણ કરી છે. તે અમદાવાદના સંઘવી શેઠ માણેકલાલ મનસુખભાઈએ છપાવી છે.

૪૮ **દ્વાદશારચક્રોદ્ધાર વિવરણ**–આ ગ્રંથનું ગ્રંથમાન ૧૮૦૦૦ શ્લોક પ્રમાણ છે.

૪૯ **ધર્મસંગ્રહ ટિપ્પણ**–મૂલકાર ઉપાધ્યાય શ્રી. માનવિજયજીના ગ્રંથ ઉપરનું ટિપ્પણ ભાવનગરથી જૈન આત્માનંદ સભા તરફથી પ્રગટ થયું છે.

૫૦ **પાતંજલ યોગસૂત્રવૃત્તિ**–આ ગ્રંથ શ્રી. જૈન આત્માનંદ સભા ભાવનગર તરફથી પ્રગટ થયો છે.

૫૧ **યોગવિંશિકા વિવરણ**–પ્રકાશક–આત્માનંદ સભા ભાવનગર.

૫૨ **શાસ્ત્રવાર્ત્તા સમુચ્ચય વૃત્તિ**–આ ટીકાનુ નામ સ્યાદ્વાદ કલ્પલતા છે અને એનું ગ્રંથમાન–૧૩૦૦૦ શ્લોક પ્રમાણ છે. આ ગ્રંથ ભાવનગરની શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાલાએ પ્રકટ કર્યો છે.

૫૩ **ષોડશક વૃત્તિ**–મૂલકાર હરિભદ્રસૂરિ, ગ્રંથમાન ૧૨૦૦ શ્લોક છે. પ્રકાશક શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ સુરત, ટીકાનું નામ યોગદીપિકા છે.

૫૪ **સ્તવપરિજ્ઞાપદ્ધતિ**–શાસ્ત્રવાર્તાસમુચ્ચયટીકામાં આ ગ્રંથની સાક્ષી આપી છે.

## ઉપાધ્યાયજીકૃત અનુલબ્ધ ગ્રંથો અને ટીકાઓ

૫૫. અધ્યાત્મબિંદુ. ૫૬. અધ્યાત્મોપદેશ. ૫૭. અલંકારચૂડામણિટીકા–આનો ઉલ્લેખ પ્રતિમાશતકના ૯૯મા શ્લોકની સ્વોપજ્ઞટીકામાં આ પ્રમાણે છે.

**'प्रपंचितं चैतदलकांरचूडामणिवृत्तावस्माभिः।'**

૫૮. આકર. ૫૯. આત્મખ્યાતિ (જ્યોતિઃ?). ૬૦ કાવ્યપ્રકાશટીકા. ૬૧. છંદશ્ચૂડામણિટીકા. ૬૨. જ્ઞાનસારચૂર્ણિ. ૬૩. તત્ત્વાલોકવિવરણ. ૬૪. ત્રિસૂત્ર્યાલોકવિધિ. ૬૫. દ્રવ્યાલોક ૬૬. પ્રમારહસ્ય. ૬૭. મંગલવાદ. ૬૮. લતાદ્વય. ૬૯. વાદમાલા. ૭૦. વાદરહસ્ય ૭૧. વિચારબિંદુ ૭૨. વિધિવાદ. ૭૩ વીરસ્તવટીકા. ૭૪. વેદાંતનિર્ણય. ૭૫. વેદાંતવિવેક–સર્વસ્વ. ૭૬. વૈરાગ્યરતિ. ૭૭. શઠપ્રકરણ. ૭૮. સિદ્ધાંત તર્ક પરિષ્કાર. ૭૯. સિદ્ધાંત–મંજરી ટીકા. ૮૦. સ્યાદ્વાદ મંજૂષા (સ્યાદ્વાદમંજરીટીકા) ૮૧. સ્યાદ્વાદરહસ્ય. આ ગ્રંથનો ઉલ્લેખ–ન્યાયાલોકના ત્રીજા પ્રકાશની છેવટે આ પ્રમાણે આવે છે. '**पर्यायाश्चनंता इति न तेषां विविच्यविभाग इत्यधिकमन्नत्यं तत्त्वं स्याद्वादरस्यादावनुसंधेयम्**'।

આપણે ઉપર જોયું તે પ્રમાણે ઉપાધ્યાયજીકૃત ગ્રંથોના ત્રણ વિભાગ પાડી શકાય (૧) મૂલગ્રંથો, (૨) ટીકાગ્રંથો, (૩) અનુપલબ્ધગ્રંથટીકાદિ. તેમાં મૂલગ્રંથો લગભગ ૪૩, ટીકાગ્રંથો ૧૧, અને અનુપલબ્ધ ગ્રંથ–ટીકાદિની સંખ્યા ૨૭ છે. ગુરુતત્ત્વવિનિશ્ચયાદિ ગ્રંથો ઉપરથી એ પણ

નિર્ણય જરૂર થઇ શકે છે કે વાચકવર્યે પ્રાકૃત મૂલગ્રંથો પણ રચેલા છે. અત્યાર સુધીમાં જણાવેલી બીના ઉપરથી વાચકો જાણી શકશે કે ન્યાયાચાર્યજી મહારાજ પ્રાકૃત અને સંસ્કૃતભાષાના અને બંને ભાષામાં રચાએલા પ્રાચીન ગ્રંથોના ઉચ્ચકોટીના જાણકાર હતા.

## ઉપાધ્યાયજીકૃત લોકભાષાબદ્ધ કૃતિઓ

પણ પરોપકારસિક વાંચકવર્યે કેવળ વિદ્વદ્ભોગ્ય સાહિત્ય રચીને જ સંતોષ નથી માન્યો. તેમને બાલજીવોને પણ લાભ આપવાની તીવ્ર ઉત્કંઠા હતી. અને તેથી તેમણે લોકાભાષાબદ્ધ અનેક નાની મોટી, ગદ્ય પદ્ય કૃતિઓની રચના કરી છે. આ સંબંધમાં એમ કહેવાય છે કે–ગુરુમહારાજની સાથે ઉપાધ્યાયજી કાશીમાં અભ્યાસપૂર્ણ કરીને આગ્રા વગેરે બીજા બીજા સ્થળે વિહાર કરતાં કરતાં અનુક્રમે એક ગામમાં પધાર્યા. સાંજે પ્રતિક્રમણમાં એક શ્રાવકે શ્રી નયવિજયજીની આગળ વિનંતિ કરી કે આપની આજ્ઞાથી આજે આપના વિદ્વાન શિષ્ય શ્રી યશોવિજયજી મહારાજ સજ્ઝાય બોલે, તે સાંભળવાની ઇચ્છા છે. કૃપા કરીને તેમને આજ્ઞા દેશોજી." આ ઉપરથી ગુરુમહારાજે યશોવિજયજીને પૂછ્યું કે "કેમ ભાઇ ! બોલશો ?" આના જવાબમાં વાચકવર્યે જણાવ્યું–" મને સજ્ઝાય કંઠસ્થ નથી (આવડતી નથી)" શ્રી યશોવિજયજીનાં આ વેણ સાંભળીને શ્રાવકે કહ્યું કે "ત્યારે શું બાર વરસ કાશીમાં રહીને ઘાસ કાપ્યું ?" આ સાંભળીને શ્રી યશોવિજયજી મહારાજ સમયસૂચકતા વાપરીને મૌન રહ્યા. પ્રતિક્રમણ પૂરું થયા બાદ વિચાર કરતા સ્પષ્ટ જણાયું કે 'શ્રાવકનું કહેવું અક્ષરે અક્ષર વ્યાજબી છે. કારણ કે પ્રાકૃત સંસ્કૃતના જાણકારની સંખ્યા બહુ ઓછી છે. તે નહીં જાણનારને તો પ્રચલિત ભાષામાં જ બોધ થઈ શકે.' આ ઇરાદાથી બહુજ વૈરાગ્યમય સજ્ઝાય બનાવીને મોઢે કર્યાબાદ બીજે દિવસે પ્રતિક્રમણમાં શ્રી યશોવિજયજી મહારાજ સજ્ઝાયનો આદેશ માગી તે બોલવા લાગ્યા. સાંભળનારા શ્રાવકો સાંભળતાં વૈરાગ્યરસમાં ઝીલવા માંડયા. સજ્ઝાય લાંબી હતી, તેથી વાર બહુ લાગી. શ્રાવકો પૂછવા લાગ્યા કે હવે બાકી કેટલી રહી ? ઉપાધ્યાયજી મહારાજનો વિચાર એ હતો કે જ્યાં સુધી ઘાસ કાપવાનું કહેનાર શ્રાવક ન બોલે ત્યાં સુધી સજ્ઝાય ચાલુ રાખવી. કેટલોક ટાઇમ વીત્યા બાદ એ જ શ્રાવકે પૂછ્યું કે હે મહારાજ ! હવે સજ્ઝાય કેટલી બાકી રહી ? જવાબમાં શ્રી ઉપાધ્યાયજીએ જણાવ્યું કે મહાનુભાવ ! 'બાર વરસમાં પેદા થયેલા ઘાસના આજે પૂળા બંધાય છે. એક વરસના ઘાસના પૂળા બાંધવામાં ઘણો ટાઇમ જાય તો આમાં વધારે ટાઇમ લાગે, એમાં નવાઇ શી ? શ્રાવક મુદ્દો સમજી ગયો અને માફી માગવા લાગ્યો. શ્રી ઉપાધ્યાયજીએ સજ્ઝાયની ઢાળ પૂરી કરી. આ રીતે ઉપાધ્યાયજી મહારાજે લોકભાષાબદ્ધ કૃતિઓ રચવાની શરૂઆત કરી એમ કહેવાય છે. ઉપર જણાવેલી ઘટના અમદાવાદમાં અગર સુરતમાં બની, એમ પણ કહેવાય છે. વાચકવર્યે ગુજરાતી ને હિંદી વગેરે ભાષામાં જે તત્ત્વબોધદાયક ગ્રંથો બનાવ્યા છે તેમાંના કેટલાકની નામાવલી આ પ્રમાણે છે—

૧. અધ્યાત્મમત પરીક્ષાનો ટબો (મુદ્રિત) ૨. આનંદઘન–અષ્ટપદી–મેડતામાં આનંદઘનજી મહારાજને ઉપાધ્યાયજી મળ્યા હતા. વિશાલ અનુભવ, નિઃસ્પૃહતા વગેરે અપૂર્વ ગુણોથી આકર્ષાઇને વાચકવર્યે તેમની સ્તુતિ બનાવી હતી. તે આઠ શ્લોકપ્રમાણ હોવાથી અષ્ટપદી કહેવાય છે. ૩. ઉપદેશમાલા. ૪. જંબૂસ્વામિરાસ. ૫. જસવિલાસ. આમાં અધ્યા-

ત્માદિ આત્મદષ્ટિને પોષનાર તત્ત્વોને લક્ષ્યમાં રાખીને પદ વગેરે સ્વરૂપે રચના કરી છે. ૬. જેસલમેર પત્ર. ૭, જ્ઞાનસારનો ટબો. ૮. તત્ત્વાર્થસૂત્રનો ટબો. ૯. દ્રવ્યગુણપર્યાય રાસ (મુદ્રિત) ૧૦. દિક્પટ ચોરાશી બોલ–આની રચના કાશીથી આવતાં કરી હતી. ૧૧. પંચપરમેષ્ઠિગીતા (મુદ્રિત). ૧૨. બ્રહ્મગીતા (મુદ્રિત). ૧૩. લોકનાલિ (બત્રીશી) બાલાવબોધ (રચના સં. ૧૬૬૫). ૧૪. વિચારબિંદુ, ૧૫. વિચારબિંદુનો ટબો. ૧૬. શબ્દપ્રકરણનો બાલાવબોધ. ૧૭. શ્રીપાલરાસનો ઉત્તર ભાગ (પૂર્ણ કરવાનો સમય વિ. સં. ૧૭૩૮. ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે આ રાસની શરૂઆત કરી હતી. રાંદેરમાં અંતિમ સમય જાણીને તેઓએ પરમ વિશ્વાસભાજન શ્રી યશોવિજયજી મહારાજને તે પૂરો કરવાની ભલામણ કરી હતી. તે પ્રમાણે વાચકવર્યે આ રાસ પૂરો કર્યો.). ૧૮. સમાધિશતક. ૧૯. સમતાશતક. ૨૦. સમ્યક્શાસ્ત્ર સારપત્ર. ૨૧. સમુદ્રવ્હાણ સંવાદ. ૨૨. સમ્યક્ત્વ ચોપાઈ.

## ઉપાધ્યાયજીકૃત સ્તવનો

૨૩. આવશ્યકસ્તવન–આમાં છ આવશ્યકનું સ્વરૂપ ફલ વગેરે બીના જણાવી છે. ૨૪. કુમતિખંડન સ્તવન. ૨૫–૨૬–૨૭–વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકર પ્રભુ દેવનાં સ્તવનો–આ ત્રણ ચોવીશીમાં પ્રભુભક્તિ વગેરે બીના બહુ જ સુંદર રીતે સરલ ભાષામાં જણાવી છે. તેમાંની એક ચોવીશી શ્રી જૈનશ્રેયસ્કર મંડળે અર્થસહિત છપાવી છે. ૨૮. દશમતસ્તવન. ૨૯. નવપદપૂજા–આમાં શ્રીપાલરાસમાં નવપદનું સ્વરૂપ જણાવતી વેળાએ જે નવ ઢાળો આવે છે તે જ ઢાળો આપી છે. કેટલોક ભાગ વિમલગચ્છના શ્રી જ્ઞાનવિમલસૂરિએ અને કેટલાંક પદો શ્રી દેવચંદ્રજીએ બનાવ્યાં છે. ૩૦. નયગર્ભિત શ્રી શાંતિજિન સ્તવન. ૩૧. નિશ્ચય–વ્યવહારગર્ભિત શ્રી સીમંધર પ્રભુનું સ્તવન, ગાથા–૪૨. ૩૨. પાર્શ્વનાથ સ્તવન (ધમાલ). ૩૩. પાર્શ્વનાથ (દાતણ) સ્તવન. ૩૪. મહાવીર સ્તવન. ૩૫. મૌન એકાદશી ૧૫૦ કલ્યાણકનું સ્તવન. ૩૬. વિહરમાન જિનવીશી. ૩૭. શ્રી વીર સ્તુતિ હુંડીરૂપ સ્તવન ગાથા ૧૫૦. આમાં ઢુંઢકમતનું ખંડન કરીને પ્રતિમા પૂજા કોણે કોણે કરી? તે બીના ઢુંઢકને માન્ય એવાં ૩૨ સૂત્રોમાંના પાઠો જણાવીને પ્રતિમાની જરૂરિયાત વગેરેનું વર્ણન કર્યું છે. ૩૮. શ્રી સીમંધર ચૈત્યવંદન. ૩૯. શ્રી સીમંધર સ્વામિને વિનંતિ ગર્ભિત સ્તવન, ગાથા ૧૨૬. આમાં સાચા ગુરુનું સ્વરૂપ વગેરે બીના જણાવી છે. ૪૦. શ્રી સીમંધર સ્વામિ સ્તુતિરૂપ સ્તવન ગાથા ૩૫૦. આમાં સાધુજીવન અને શ્રાવકજીવનને અંગે બહુ જ જરૂરી બીના સ્પષ્ટભાવે જણાવી છે.

## ઉપાધ્યાયજીકૃત સજ્ઝાયો

૪૧–અઢાર પાપસ્થાનકની સજ્ઝાય
૪૨–અમૃતવેલી. ,,
૪૩–અગીઆર અંગની સજ્ઝાય. ઢાલ ૧૧
૪૪–અગીઆરઅંગ ઉપાંગની સજ્ઝાય.
૪૫–આત્મ પ્રબોધ ,,
૪૬–આઠ દૃષ્ટિની ,,
૪૭–ઉપશમ શ્રેણિની સજ્ઝાય
૪૮–ચડતા પડતાની ,,
૪૯–ચાર આહારની ,,
૫૦–જ્ઞાન ક્રિયાની ,,
૫૧–પાંચ મહાવ્રતોની ભાવનાની સજ્ઝાય
૫૨–પાંચ કુગુરુની ,,

| | | | |
|---|---|---|---|
| ૫૩–પ્રતિક્રમણ ગર્ભહેતુની | સજ્ઝાય | ૫૮–સંયમ શ્રેણિની | સજ્ઝાય |
| ૫૪–પ્રતિમાસ્થાપનની | ,, | ૫૯–સમકિતના ૬૭ બોધની | ,, |
| ૫૫–યતિધર્મબત્રીશીની | ,, | ૬૦–હરિયાલીની | ,, |
| ૫૬–સ્થાપના કલ્પની | ,, | ૬૧–હિતશિક્ષાની | ,, |
| ૫૭–સુગુરૂની | ,, | | |

આ બધી સજ્ઝાયો મુદ્રિત થઇ ગઈ છે.

આ પ્રમાણે—(૧) પ્રાકૃત, સંસ્કૃત, હીંદી, ગુજરાતી ભાષાના જે જે ગ્રંથો પ્રાચીન ટીપ (૨) જ્ઞાનભંડારોના અવલોકન (૩) જુદા જુદા વિદ્વાનોએ વાચકવર્યના ગ્રંથોની કરેલી યાદી–(૪) મુદ્રિત ગ્રંથો અને (૫) જે ગ્રંથ હાલ મળી શકતા નથી, પણ છપાએલા કે લખાએલા પ્રાચીન ગ્રંથોમાં તે અલભ્ય ગ્રંથોના લીધેલા પાઠ અથવા કરેલા નામનિર્દેશ–આ વગેરે ઉપરથી પરિશ્રમપૂર્ણ વાંચનના પરિણામે તૈયાર કરેલી વાચકવર્યની ગ્રંથાવલી જણાવી. સંભવ છે કે આથી પણ વધુ ગ્રંથો જરૂર હોવા જોઇએ, છતાં ઓછા ગ્રંથો દેખાય છે. તેનું કારણ શું? આના જવાબમાં કેટલાએક એમ માને છે કે ઉપાધ્યાયજીના સમયમાં યતિઓનું બહુ જ જોર હતું. આ વખતે પંન્યાસજી મહારાજ સત્યવિજયજી ગણિ વગેરેની સાથે સામેલ થઈ ઉપાધ્યાયજી મહારાજે ક્રિયા–ઉદ્ધાર કર્યો, સાચા ગુરુ કેવા ગુણવંત હોય વગેરે બીના નિડરપણે ઉપદેશ દ્વારા અને ગ્રંથો દ્વારા જણાવવા લાગ્યા. આથી યતિઓએ દ્વેષ ધારણ કરીને શ્રી. ઉપાધ્યાયજી મહારાજ ઉપર બહુ જ ભયંકર જુલ્મો ગુજાર્યા, છતાં તેઓ ડગ્યા નહીં, અને તેમનાં ઘણાં ગ્રંથોને અગ્નિશરણ કર્યા. આથી તે ગ્રંથો અલ્પ પ્રમાણમાં હયાતી ધરાવે છે.

ટીકાકાર મહાપુરુષોમાં પૂજ્ય શ્રી મલયગિરિજી મહારાજ વધારે વખણાય છે. કારણ કે તેઓએ બનાવેલા ગ્રંથોમાં શબ્દોની અને પદાર્થની સરલતા બહુ દેખાય છે. આથી તે ગ્રંથોનો અલ્પબોધવાળા જીવો પણ હોંશથી લાભ લઈ શકે છે. આવી સરલતા શ્રીવાચકવર્યના પ્રાકૃતાદિ ભાષના ગ્રંથોમાં જણાતી નથી, એમ ગ્રંથકાર પોતે પણ છેવટે સમજી શક્યા છે. માટે જ ગુજરાતી હિંદી ભાષામાં પણ પૂજ્યશ્રીએ વિશાલ પ્રમાણમાં ગ્રંથ રચના કરી છે. એક જ ગ્રંથકાર જુદી જુદી ભાષામાં વિવિધ પ્રયત્નો કરે, એવાં દૃષ્ટાંતો વાચકવર્યની પહેલાના સમયનાં મળવા મુશ્કેલ છે. પ્રશસ્ય સરલ ટીકાકાર શ્રી મલયગિરિજી મહારાજ અને સંગ્રહકાર શ્રી ઉમાસ્વાતિ વાચકવર્યની માફક પૂજ્ય શ્રી ઉપાધ્યાયજી મહારાજ દરેક પદાર્થના ખરા સ્વરૂપને નિડરતા અને મધ્યસ્થતા જાળવીને કહેવામાં સંપૂર્ણ પ્રશંસા પામેલા છે, માટે જ જ્યાં તેમના ગ્રંથોની સાક્ષી આપવામાં આવે, ત્યાં સર્વ કોઈ કબૂલ જ કરે છે. બારમી સદીના મહાન જ્યોતિર્ધર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યની જેમ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ પોતાના પ્રખર પાંડિત્ય અને ઉદાત્ત ચારિત્રના બળે અઢારમી સદીના મહાન જ્યોતિર્ધર હતા. તેમણે જ્ઞાન અને ચારિત્રનો સુમેળ સાધીને પોતાનું કલ્યાણ સાધવા સામે સમસ્ત સંઘને કલ્યાણનો માર્ગ દર્શાવ્યો હતો. શ્રી ઉપાધ્યાયજી મહારાજની એ અમર કૃતિઓ આપણને એ જ પરમ કલ્યાણનો માર્ગ દર્શાવે એ ભાવનાપૂર્વક આ લેખ અહીં સમાપ્ત કરૂં છું.

## વિવિધ તીર્થ કલ્પ અન્તર્ગત

# શ્રી. વસ્તુપાલ તેજપાલ મંત્રીકલ્પ

### અનુવાદક–મુનિરાજ શ્રી. યશોભદ્રવિજયજી

શ્રી. વસ્તુપાલ અને તેજપાલ નામના બે મંત્રીશ્વર હતા, જે બન્ને ભાઇ ( તરીકે ) પ્રસિદ્ધ હતા, અમે તેઓની કિર્તિની સંખ્યા કહીએ છીએ. ૧.

પૂર્વે ગુર્જર ભૂમિમાં શ્રેષ્ઠ: મંડલી (માંડલ) નામની મોટી નગરીમાં શ્રી. વસ્તુપાલ–તેજપાલ આદિ રહેતા હતા. એક વખત પાટણવાસી પોરવાડ જ્ઞાતીના ઠક્કુર ચંડપના પુત્ર ઠક્કુર ચંડપ્રસાદના પુત્ર, મંત્રી શ્રી. સોમના કુળમાં મુકુટ સમાન ઠક્કુર શ્રી. આશરાજના પુત્રો, (જે) કુમાર દેવીની કુક્ષીરૂપ સરોવરમાં રાજહંસ સમાન હતા તે, શ્રી. વસ્તુપાલ–તેજપલા શ્રી. શંત્રુજય ગિરનાર આદિ તીર્થોની યાત્રા કરવા રવાના થયા. હડાળા ગામમાં જઈને ત્યાં (તેઓએ) પોતાની મિલ્કતની ગણત્રી કરી, ત્યાં તે (મિલ્કત) ત્રણ લાખની થઇ. સૌરાષ્ટ્ર દેશની અવ્યવસ્થા જોઈ ને એક લાખ ભૂમિમાં દાટવાને માટે (તેઓ) રાત્રિના વખતે મોટા પીપળાના વૃક્ષના મૂળમાં (ભૂમિ) ખોદવા લાગ્યા. ખોદતાં ખોદતાં (ભૂમિમાંથી) કોઈ નો સોનાથી ભરેલો ધાતુનો જુનો કળશ નીકળ્યો. શ્રી. વસ્તુપાલે તે (ચરૂ) લઈને માનનીય એવા તેજપાલની પત્ની અનુપમા દેવીને પૂછ્યું કે આ કયાં મૂકીશું. તેણીએ કહ્યું કે પર્વતના ઊંચા શિખર ઉપર સ્થાપન કરો કે જેથી, પ્રાપ્ત થયેલ આ નિધિની જેમ (તે) અન્યને આધીન ન થાય. શ્રી. વસ્તુપાલે આ સાંભળી તે દ્રવ્ય શ્રી. શંત્રુજય–ગિરનાર આદિ તીર્થોમાં વાપર્યું. યાત્રા કરીને પાછા ફરતા તેઓ ધોળકા નગરમાં આવ્યા.

આ અરસામાં કનોજના રાજાની પુત્રી મયણાદેવી, જે (પોતાના) પિતા પાસેથી કાપડામાં ( ભેટ તરીકે ) ગુજરાતનું રાજ્ય પામી હતી તે, રાજ્યનું સ્વામીપણું ભોગવીને મૃત્યુ પામી અને તે જ દેશની અધિષ્ટાયક દેવી થઈ. તે એક વખત સ્વપ્નમાં વીરધવળ રાજાને કહેવા લાગી : ( હે રાજન્ ! ) વસ્તુપાલ તેજપાલને રાજ્ય સંભાળવામાં અગ્રેસર કરીને તું સુખેથી રાજ્ય ચલાવ, આમ કરવાથી તારા રાજ્યની વૃદ્ધિ થશે. એમ આદેશ કરીને અને પોતાની ઓળખાણ આપીને તે દેવી અદશ્ય થઇ. પ્રભાતે ઊઠીને રાજાએ તેઓને બોલાવ્યા અને સન્માન કરીને મોટાભાઇ(વસ્તુપાલ)ને ખંભાત અને ધોળકાનું સ્વામીપણું આપ્યું. અને તેજપાલને આખું રાજય ચલાવવાની મંત્રીમુદ્રિકા આપી. તે પછી તે બન્ને ભાઇઓ ધર્મસ્થાનો કરાવવા વડે કરીને પુન્ય ઉપાર્જન કરતા સમયને પસાર કરતા હતા, તે આ પ્રમાણે છેઃ

સવા લાખ જિન બિંબો ભરાંવ્યા. શ્રી શંત્રુજય તીર્થમાં અઢાર ક્રોડ છન્નુ લાખ દ્રવ્ય વાપર્યું. શ્રી. ગિરનાર તીર્થમાં બાર ક્રોડ એંશી લાખ અને શ્રી. આબુજી ઉપર લુણીગ વસહીમાં બાર ક્રોડ ત્રેપન લાખ (દ્રવ્ય વાપર્યું). નવસો ચોરાશી પૌષધશાલા કરાવી પાંચસો દાંતના સિંહાસનો (અને) પાંચસો પાંચ જાદરનાં ( ધાતુ વિશેષ ) સમવસરણો ( કરાવ્યાં ). સાતસો સિત્તેર બ્રહ્મશાળા (કરાવી). સાતસો દાનશાળા (કરાવી). મઠોના બધા

તપસ્વી (અને) કાપાલિકોને જમાડવા પૂર્વક દાન અપાતું. ત્રણસો એ મહાદેવનાં મંદિરો (બંધાવ્યાં). તેરસો ચાર શિખરબદ્ધ જિનમંદિરો (બંધાવ્યાં). ત્રેવીશસો જિનમંદિરોનો જીર્ણોધ્ધાર (કરાવ્યો). અઢાર ક્રોડ સોનૈયાના ખર્ચે ત્રણ ઠેકાણે જ્ઞાનભંડાર કરાવ્યા. પાંચસો બ્રાહ્મણો હંમેશાં વેદપાઠ કરતા. વર્ષમાં ત્રણ વાર સંઘની પૂજા કરતા. પંદરસો સાધુઓ હંમેશાં તેઓના ઘરે (આહાર પાણી માટે) આવતા. હજારથી અધિક તટીક (સંન્યાસી) અને પરિવ્રાજકોને જમાડતા. (તેઓએ) તેર વખત સંઘપતિ થઇને તીર્થયાત્રા કરી. તેઓ પ્રથમ યાત્રામાં શૈયાપાલક સહિત ચાર હજાર પાંચસો ગાડા, સાતસો પાલખીઓ, અઢારસો વેલ, ઓગણત્રીસ છડીદારો, એકવીસસો શ્વેતામ્બર (સાધુઓ), અગિયારસો દિગંબર (સાધુઓ), સાડા ચારસો જૈન ગવૈયા, અને તેત્રીસસો ભાટો (હતા). (તેમણે) ચોરાશી તળાવો, ચારસો ચોસઠ વાડીઓ, અને ત્રીસ (કે) બત્રીસ પત્થરના કિલ્લા બંધાવ્યા. દાંતના ચોવીશ જૈન રથો, અને સાગના એકસો વીસ રથો (કરાવ્યાં). શ્રી. વસ્તુપાલને સરસ્વતીકંઠાભરણ આદિ ચોવીશ બિરૂદો હતાં. (તેમણે) ચોસઠ મસીદો બંધાવી હતી. દક્ષિણમાં શ્રીપર્વત સુધી, પશ્ચિમમાં પ્રભાસ સુધી, ઉત્તરમાં કેદાર સુધી, અને પૂર્વમાં વારાણસી સુધી તેઓની કીર્તિ (ગવાતી). તેઓએ કુલ ત્રણ અબજ, અઢાર લાખ, અઢાર હજાર સાતસો સતાણુ (૩૦૦૧૮૧૮૭૯૭) લૌષ્ટિક (સિક્કો વિશેષ) જેટલું દ્રવ્ય ખરચ્યું હતું. તે તેસઠ વખત સંગ્રામમાં જય પામ્યા હતા. અઢાર વર્ષ તેઓએ વ્યાપાર (કર્યો હતો).

આ પ્રમાણે પુણ્ય કર્યા કરતા તેઓનો કેટલોક સમય જતા વીરધવલ રાજા મૃત્યુ પામ્યો. તે પછી તે રાજાના સ્થાને તેના પુત્ર શ્રી. વિશળદેવનો શ્રી. વસ્તુપાલ અને તેજપાલ મંત્રીએ રાજ્યાભિષેક કર્યો. તે (રાજા જ્યારે) સમર્થ થયો (અને) ક્રમે કરીને ઉદ્ધત (બન્યો ત્યારે તેણે) બીજાને મંત્રીપદ આપી તેજપાલ મંત્રીને દૂર કર્યો. તે જોઇને રાજાનો પુરોહિત સોમેશ્વર નામનો મહાકવિ રાજાને ઉદ્દેશીને કટાક્ષ પૂર્વક નવીન કાવ્ય (બનાવીને) બોલ્યો.

હે વાયુ, માસ (નામના વૃક્ષ)થી (અને) મોટા પાટલ વૃક્ષની સુગંધીમાં આસક્ત ભમરાથી આ મોટી પ્રૌઢતા (સુંગધી)ને પામીને તેં જે કાર્ય કર્યું તે જો!-(તેં) અંધકારને દૂર કરનાર સૂર્ય અને ચંદ્રમાનો અત્યંત તિરસ્કાર કરીને તેઓના સ્થાને પગ નીચે ચંપાતી ધૂળને આકાશમાં સ્થાપન કરી છે (૧) વગેરે–

પુરુષોમાં રત્ન સમાન મંત્રીઓનું બાકીનું વૃતાંત અને તેઓની ઉત્પત્તિનુ સ્વરૂપ લોક પ્રસિદ્ધીથી જ જાણી લેવું.

મંત્રીઓમાં મુખ્ય (એવા) શ્રીમાનોની કીર્તિની આ સંખ્યા (મેં) શ્રેષ્ઠ ગાયક વડે ગવાયેલ સુડા નામની કવિતા ઉપરથી કહી છે. (૧) તે બન્ને (મંત્રીઓ)નાં ચિત્તમાં હમેશાં અરિહંત ભગવંતો રહેલા છે. (અને) અરિહત ભગવંતો જ્યાં બિરાજમાન હોય તે તીર્થ કહેવાય છે. (૨) તેથી યુક્તિ વડે તીર્થરૂપ (એવા) તે શ્રેષ્ઠ પુરુષોની કીર્તિના ઉલ્લેખ વડે પણ શું કલ્પની રચના યુક્ત નથી ? (૩) એ રીતે હૃદયથી વિચારીને શ્રી. જિનપ્રભ સૂરિજીએ તે બે મંત્રિઓના આ ટૂંક કલ્પની રચનાને કરી. (૪)

# महापुराणका उद्गम

[ दिगम्बर समाजके एक विराट पुराणकी रचनाके साधन ]

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

दिगम्बर साहित्यमें बृहत् कथाग्रन्थ "महापुराण" है, जिसकी उत्पत्तिका इतिहास इस प्रकार है—

१. आ. जिनसेनने[1] आदिपुराणके पर्व ४३ श्लोक ३ पर्यन्त १०३८० श्लोक बनाए, बादमें आपकी मृत्यु हो गई।

२. आ० गुणभद्रने आदिपुराण[2] के ही शेष १६२० श्लोक बनाए, १२००० श्लोकप्रमाण ४७ पर्वमें आदिनाथपुराण समाप्त हुआ, बादमें ८००० श्लोक प्रमाण उत्तरपुराण ( २३ तीर्थंकर व चक्रवर्तिका चरित्र ) भी बनाया।

इन आदिपुराण और उत्तरपुराणके जोडका ही नाम "महापुराण" है जिसकी समाप्ति शक सं. ८२० वि. सं. ९५५में हुई है।

दिगम्बरीय मतानुसार वि. सं. ९५५में न गणधरकृत आगम थे, न पूर्व थे, न दृष्टिवाद था, न दृष्टिवादके तीसरे हिस्सेका तीर्थंकर चरित्र था, वि० सं. ३०५में ही तीर्थंकर चरित्र विनष्ट हो गए थे, और ये आचार्य भी न सातिशय ज्ञानवाले थे, अतः यहां प्रश्न उठता है कि इन आचार्योंने महापुराणका मसाला कहांसे प्राप्त किया?

जांच-पडतालके बाद सप्रमाण कहा जाता है कि महापुराणकी रचनामें काणभिक्षुका कथाग्रन्थ (आदि० उत्थानिका श्लोक ५१), कवि परमेश्वर-कृत पुरुचरित्र ( आदि० उ० श्लोक ६०; आदि० प्रशस्ति श्लोक १६ ), आ० जटीलकृत वरांगचरित्र और वाल्मीकी रामायण इत्यादि ग्रन्थोंका सहारा लिया गया है। साफ साफ कहना चाहिए कि आचारांग सूत्र, भावना-ध्ययन, श्री कल्पसूत्र और आवश्यकनिर्युक्ति इत्यादि श्वेताम्बरीय साहित्यकी सरासरी नकल कर डाली है।

वरांगचरित्र भी श्वेतांबर ग्रन्थ है और वह उस समयका श्रेष्ठ संस्कृत ग्रन्थ है। देखिए :—

जेहिं कए रमणिज्जे, वरंग-पउमाणचरियवित्थारे ॥
कहवणसलाहणिज्जो, ते कइणो जडिय-रविसेणो ॥
आ०उद्योतनसूरिकृत कुवलयमाला (ई. स. ७७८)

---

१ आ. जिनसेन पांच हुए हैं—१. आदिपुराणके कर्ता, २. हरिवंश-पुराणके कर्ता, ३. मल्लिषेणाचार्यकी महापुराणप्रशस्तिमें उल्लिखित, ४. हरिवंश पुराणकी प्रशस्तिमें सूचित और ५. सेनगणकी पट्टावलीमें भ० सोमसेनके पट्टधर।
—ग्रन्थपरीक्षा भा० २, पृ० ४७।

२ जिनसेनाचार्यपाद-स्मरणाधीनचेतसाम् ॥
गुणभद्रभदन्तानां, कृतिरात्मानुशासनम् ॥–आत्मानुशासन, श्लोक २३८

वरांगनेव सर्वाङ्गैर्वरांगचरितार्थवाक् ॥
कस्य नोत्पादयेद् गाढमनुरागं स्वगोचरम् ॥ ३५ ॥
आ०जिनसेनकृत हरिवंशपुराण परि० (ई. स. ७८३)

काव्यानुचिंतने यस्य, जटाप्रबलवृत्तयः ।
अर्थान् स्माऽनुवदन्तीव, जटाचार्यं स नोऽवतात् ॥ ५० ॥
आ०जिनसेनकृत आदिपुराण अ०१ (इ. स. ८३८)

मुणिमहसेणु सुलोयणु जेण, पउमचरिउ मुणिरविसेणेण ॥
जिणसेणेण हरिवंसु पवित्तु, जटिलमुणिणा वरंगचरित्तु ॥
—कविधवलकृत अपभ्रंश हरिवंश (इ. स. ११ वीं शताब्दि)

वरांगचरित्रकी ताडपत्रपर शक सं. १६५८में लिखी हुई सिर्फ एक प्रत कोल्हापुरके लक्ष्मीसेनके मठमें सुरक्षित है। जिसके १४८ पत्र हैं। सार्थक नामवाले ३१ अध्याय हैं, प्रथम अध्याय वसन्ततिलकावृत्तमें है। केवल दो काव्य -पुष्पिताग्रामें हैं, विशेष अध्याय व श्लोक उपजातिमें हैं और जिसमें करीब करीब प्रचलित सभी छंदके काव्य हैं। इसके उपरसे कवि वर्धमान और पं. धरणीने वरांगचरित्र बनाए मिलते हैं। वरांगचरित्रका मंगलाचरण इस प्रकार है—

अर्हंस्त्रिलोकमहितो हितकृत् प्रजानाम्, धर्मोऽर्हतो भगवतस्त्रिजगच्छरण्यः ।
ज्ञानं च यस्य सचराचरभावदर्शि, रत्नत्रयं तदहमप्रतिमं नमामि ॥ १ ॥

प्रथम अध्याय, श्लोक ७०के अन्तमें "इति धर्मकथोद्देशे चतुर्वर्गसमन्विते स्फुटशब्दार्थसंदर्भे वरांगचरिताश्रिते जनपद-नगर-नृपति-पत्नी-वर्णनो नाम प्रथमः सर्गः ॥

इस वरांगचरित्रको देखकर शोलापुरके पं. जिनदासने प्रश्न उठाया है कि—

"जटिल कवि श्वेताम्बर थे या दिगम्बर? वरांगचरित्रमें हम देखते हैं कि वरदत्त गणधर एक पत्थरके पाटिये पर बैठकर धर्मोपदेश करते हैं, यह दिगम्बर सिद्धान्तके विरुद्ध है। उनके मतानुसार केवली समवसरण या गन्ध-कुटीमें विराजमान रहते हैं। आगे स्वर्ग भी बारह ही बतलाए हैं, जबकि दिगम्बर समुदायमें १६ स्वर्ग माने गए हैं।

—जैनदर्शन, व. ८, अं. ६, पृ० २४६की फुटनोट।

इसके अलावा वरांगचरित्र, अ० १में १६वां श्लोक है कि—

मृत्-चालनी-महिष-हंस-शुक-स्वभावाः ।
मार्जार-कङ्क-मशका-ऽज-जलूकसाम्याः ॥
सच्छिद्रकुम्भ-पशु-सर्प-शिलोपमानाः ।
स्ते श्रावका भुवि चतुर्दशधा भवन्ति ॥ १५ ॥

नंदीसूत्रमें श्रोताओं (श्रावकों) के लक्षण स्पष्ट करनेके लिए "सेलधण" इत्यादि दृष्टान्त दिए हैं। प्रस्तुत श्लोक ठीक उसीका ही संस्कृत अनुवाद

है। इससे भी आ० जटिल श्वेताम्बर सिद्ध होते है। आ० जिनसेनने इस श्लोकके कथनको उठाकर आदिनाथपुराणके श्लो० नं० १३९में संग्रहीत कर लिया है, और मंत्री चामुण्डरायने तो चामुण्डपुराणमें इसको ज्यों का त्यों ही उठा लिया है, जिनमें "चालनी"के स्थान सिर्फ "सारणि" (झाडू) ऐसा पाठान्तर लिखा गया है।

प्रो० आ०ने उपाध्ये M. A. विस्तृत विचारणा करके साफ बताते हैं कि—

"ज्ञात होता है कि-आठवीं शताब्दिके चतुर्थ भागके आरम्भमें दक्षिण और उत्तर भागमें श्वेतांबर और दिगम्बर ग्रन्थकारोंके मध्यमें वरांगचरित की यथेष्ट ख्याति थी। इस दिगन्तव्यापिनी ख्यातिके आधार पर यह कहा जा सकता है की जटिल कवि भी अधिकसे अधिक सातवीं शताब्दिमें अवश्य हुए है + + + वरांगचरित की कुछ रचनाएं समन्तभद्र (लगभग दूसरी शताब्दि) और पूज्यपाद (ई. सं. ५०० के लगभग) की रचनाओंसे साम्य रखती हैं। जहांतक मैं जानता हूं किसी भी प्राचीन संग्रहमें जटिल या जटाचार्यका नाम मुझे नहीं दीख पडा + + + चामुण्डरायने जटासिंह नन्दीके नामसे वरांगचरित के कर्ताका उल्लेख किया है। + + + पार्श्वाभ्युदय के रचयिता जिनसेन जैसे गुणी पुरुषके द्वारा जटाचार्यके कवित्व या छटाकी सराहना किया जाना कोई मामूली बात नहि है। केवल इतना ही नहि, किन्तु जिनसेनने अपने ग्रन्थमें वरांगचरितका उपयोग भी किया है-आदिपुराणमें वरांगचरितके कुछ प्रसंगोंको अपने शब्दोमें लिखा है। यद्यपि आदिपुराणके प्रथम परिच्छेदको अनुष्टुब् छंदमें लिखकर उन्होंने उसका ढांचा बदल दिया है, फिर भी बहुतसे शब्द मिलते जुलत हुए हैं। उदाहरणके लिए आदिपुराणके प्रथम परिच्छेद के १२२—२४, १२७—३०, १३९, १४३, १४४ नम्बर के श्लोकों की क्रमशः वरांगचरितके प्रथम परिच्छेदके ६-७, १०-११, १५-१६ और १४ नम्बरके श्लोकोंके साथ तुलना करना चाहिए। आदिपुराणके सम्बन्धमें जो बात कही गई है वही चामुण्डराय पुराण के सम्बन्धमें भी कही जा सकती है + + वरांगचरित ही संस्कृतका प्रथम जैन काव्य है।"

—जैनदर्शन, व. ४, अं. ६, पृ० २४२से २५२।

मुझे खुशी है कि इन आचार्योंने श्वेतांबर साहित्यका ढांचा बदल कर महापुराणका निर्माण किया, और साथमें इन्साफ के लिये कतिपय श्वेताम्बर मान्यताओं को भी ज्यों की त्यों रहने दी।

मैं लिखचुका हूं कि- दिगम्बर समाज स्त्रीमुक्तिको मानता नहीं है, साथ साथ में स्त्रियोंके सम्यक् चारित्रको भी मानता नहीं है। मगर प्राचीन जैन साहित्यमें तो स्त्री-चारित्रके अनेक प्रमाण उपलब्ध होते हैं। अत इन आचार्योंने भी महापुराणमें स्त्रीदीक्षाके प्रसंग तथाप्राप्त ही वर्णित किए हैं, जैसे-

भरतस्यानुजा ब्राह्मी, दीक्षित्वा गुर्वनुग्रहात्।
गणिनीपदमार्याणां, सा भेजे पूजिताऽमरैः॥ आ० प० २४ श्लोक १७५
सुन्दरी चात्तनिर्वेदा, तां ब्राह्मीमन्वदीक्षत।
अन्ये चान्याश्च संविग्ना, गुरो प्रावाजिषुस्तदा॥ आ० प० २४ श्लोक १७७
सुलोचना व सुभद्राकी दीक्षा (आ० प० ८७ श्लोक २८८)
जिनदत्तार्यकाभ्यर्णे, श्रेष्ठीभार्या च दीक्षिता॥ उ० ७१, श्लोक २०६॥
तथा सीतामहादेवी-पृथिवीसुंदरीयुताः।
देव्यः श्रुतवती क्षांति-निकटे तपसि स्थिताः॥ उ० ६८, श्लोक ७१२॥

भगवान महावीरस्वामीके संघके साधु, आर्यिका, श्रावक और श्राविकाकी संख्या उत्तरपुराण, पर्व ७८ श्लोक ३७१ से ३७९में उल्लिखित है॥

यहां साधु और आर्यिका छठे गुरुस्थानकवाले स्वीकृत हैं, श्रावक श्राविका पांचवें गुणस्थानकवाले हैं और इन गणनामें एलक-क्षुल्लककी संख्या नहीं है। अतः वे श्रावकमें दर्ज माने जाते हैं, जबकि आर्यिका तो छठे गुणस्थानकमें ही स्थित हैं। आर्याओंमें चन्दना मुख्य है। श्लोक ३७८।

सुव्रता गणिनी, गुणवती आर्या॥ उ० प० ७६ श्लो० १६५ से १६७॥
पंचमआरे की अन्तिक साध्वी सर्वश्री॥ उ० प० ७६ श्लो० ४३३॥

आ० जिनसेनके कुछ समकालीन पुन्नारसंघीय आ० द्वि० जिनसेन (श० सं० ७०५) ने हरिवंशपुराण बनाया है। इनके रचनाकालमें करीब करीब एकता होने पर भी हरिवंशपुराण और महापुराणके कथनमें भिन्नता स्पष्ट नजर आती है, जैसेकिः—

श्वेताम्बर शास्त्रोंमें भ० ऋषभदेवकी दो पत्नीके नाम हैं सुमंगला और सुनन्दा। जबकि महापुराण प० १५ श्लोक ७० में नाम दिए हैं यशस्वती और सुनन्दा। तथा हरिवंशपुराण सर्ग ९ श्लोक १८ में नाम लिखे हैं-नंदा और सुनन्दा। कीचकके दूसरे भवके लिए भी इन दोनोंमें मतभेद है। सम्भव है कि श्वेताम्बर ग्रन्थोंसे दिगम्बरीय संस्करण करते समय परस्परका एक मिलान न होनेके कारण ऐसी ऐसी गडबड हुई हो।

हरिवंशपुराणमें भी राजीमती (प० ३ श्लोक १३० से १३४), द्रौपदी (६३। ७८), धनश्री, मित्रश्री, कुन्ती, सुभद्रा (६४। १३, १४४), ग्यारह अंगकी धारक सुलोचना* (१२। ५२) वगैरहकी दीक्षाका वर्णन है और आर्यिकाकी संख्या (१०। ५१ से ५८) भी लिखी गई है×।

इससे पाठक समझ गए होंगे कि महापुराणमें श्वेताम्बर ग्रन्थोंसे सहारा लिया है इतना ही नहीं किन्तु कुछ प्रसंग और साहित्य भी उठा लिया है।

---

*जयकुमारने १२ और सुलोचनाने ११ अंग पढे। हरि० स० १२ श्लोक ५२।

×और और दिगम्बर शास्त्रोंमें भी स्त्री-दीक्षाके और चारित्रमें स्त्रियोंके समानाधिकारके काफी वर्णन हैं।

# શ્રી કુલ્પાક તીર્થ

[ દક્ષિણ ભારતના એક જૈન તીર્થનો પરિચય ]

લેખકઃ—મુનિરાજ શ્રી. જ્ઞાનવિજયજી

**स्वस्ति श्रीऋषभो भूयात् भूयसे श्रेयसे सताम् ।**
**कुल्पाकेशः शंकरार्च्यः नीलरुग् माणिक्यप्रभुः ॥१॥**

## દક્ષિણમાં ધર્મ-સ્થિતિ

નિઝામ સ્ટેટમાં ગગનચુંબી શિખરવાળું જો કોઈ હિન્દુ મન્દિર હોય તો તે માત્ર **કુલ્પાક**-માણિક્યસ્વામીનું તીર્થ-મન્દિર છે.

આ સ્થાન દક્ષિણના **નિઝામ હૈદ્રાબાદ**થી ઇશાન કોણમાં ૪૭ માઇલ અને ૨ ફર્લાંગ પર છે. હૈદ્રાબાદથી બેઝવાડા જતી મોટર સડક અને રેલ્વે લાઇન પર ૪૩ માઇલની દૂરી પર **આલેર** સ્ટેશન આવે છે, ત્યાંથી ૪ માઇલ અને ૨ ફર્લાંગ પર **કુલ્પાક** ગામ છે. કુલ્પાક ગામની બહાર ઉક્ત ભવ્ય મન્દિર ઊભું છે. આલેર સ્ટેશનથી આ મંદિર સુધી પાકી સડક છે. આલેર સ્ટેશન પર અને કુલ્પાકમાં જૈન ધર્મશાળાઓ છે.

કુલ્પાકજીમાં ધર્મશાળાના મધ્ય ભાગમાં શ્રી. ઋષભદેવ સ્વામીનું આલિશાન મન્દિર છે. આ શ્વેતાંબર જૈનોનું પુરાણું તીર્થ છે-અતિશય ક્ષેત્ર છે.

શ્વેતાંબર જૈન આચાર્યોએ પોતાના વિહાર વડે દક્ષિણ દેશમાં પણ અનેકવિધ ઉપકાર કરેલ છે. પ્રાચીન કાળથી આજ સુધી શ્વેતાંબર જૈનાચાર્યોનો વિહાર આ દેશમાં સતત રીતે ચાલુ રહેલ છે. જૈન ઇતિહાસ કહે છે કેઃ—

આચાર્યપુંગવ આર્યસુહસ્તિસૂરિના શાસનકાળમાં સમ્રાટ્ સંપ્રતિના પ્રયત્નથી દક્ષિણમાં જૈનમુનિઓનો વિહાર લંબાયો હતો. શ્રી. સિદ્ધસેનદિવાકર દક્ષિણમાં સ્વર્ગવાસ પામ્યા હતા. શ્રી. કાલિકાચાર્યે પેઠણમાં પાંચમના બદલે ચોથે સંવત્સરીની સ્થાપના કરી (વીર સં. ૪૫૭) ત્યારથી આજ સુધી એ તિથિ દક્ષિણમાં ગણેશચોથ તરીકે ઉજવાય છે. શ્રીપાદલિપ્તસૂરિજીએ પેઠણમાં શાલિવાહન રાજાની સભામાં અનેકવાર ધર્મોપદેશ આપ્યો હતો. આ૦ શ્રી વજ્રસ્વામીજીએ ૫૦૦ મુનિઓ સાથે દક્ષિણમાં રથાવર્ત ગિરિપર અનશન કર્યું હતું. (વીર સં. ૫૮૪). દિગમ્બર સમાજ આ આચાર્યશ્રીને દ્વિતીય ભદ્રબાહુ તરીકે ઓળખાવે છે. આ. વજ્રસેનસૂરિએ દક્ષિણમાં વિચરી સોપારામાં એક શ્રેષ્ઠી કુટુંબને દીક્ષા આપી, વજ્રશાખાને સમૃદ્ધ કરી હતી. એ શેઠના ચાર પુત્રો નાગેન્દ્ર, ચંદ્ર (ચંદ્રગુપ્ત), નિવૃત્તિ અને વિદ્યાધરથી ચાર ગચ્છો નીકળ્યા છે. દિગમ્બર ગ્રન્થોમાં આ આચાર્યશ્રીનો દક્ષિણાચાર્ય તરીકે પરિચય મળે છે. મલધારી આ. અભયસૂરિએ દોલતાબાદમાં ચોમાસું કર્યું અને શ્રીપુરમાં અંતરીક્ષપાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી છે. આ. શ્રી જિનપ્રભસૂરિજીએ દોલતાબાદ સુધી વિહાર લંબાવ્યો હતો અને જૈનધર્મની પ્રભાવના કરી હતી. આ. શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય ભટ્ટારક ઉદય સુંદર વગેરે ૧૧ સાધુ તથા સાધ્વીજી વિજયરત્ન ગણિની વગેરેએ કર્ણાટક સુધી વિહાર કરેલ છે (સં. ૧૪૭૫). ત્યાર પછી પણ એ જ આચાર્યદેવના

શિષ્ય-પ્રશિષ્યો પં. શાંતિગણી (સં. ૧૪૭૫), આ. ભુવનસુંદરસૂરિ (સં. ૧૪૭૯), આ. રત્નસિંહસૂરિ (સં. ૧૪૮૧), અને પુનઃ પં. શાંતિ ગણી (સં. ૧૪૮૩) વગેરેએ કુલ્પાક સુધી વિહાર કર્યો છે, અને એ તીર્થનો જીર્ણોદ્ધાર તથા પુનઃપ્રતિષ્ઠા કરેલ છે.

સંભવતઃ શ્રી સોમધર્મગણી પણ તેજ મુનિસંઘની સાથે અત્રે પધાર્યા હતા. તપાગચ્છીય આ. દેવસુંદરસૂરિ (સ્વર્ગગમન સં. ૧૪૬૫)ના ઉપાધ્યાય જયચંદ્રગણી, સાધ્વી સુંદરી, સાધ્વી નંદપ્રભા ગણિની વગેરે પણ કર્ણાટકમાં વિચર્યા છે. મલધારગચ્છના આ. વિદ્યાસાગરસૂરિજી પણ કુલ્પાક તરફ વિચર્યા છે. (વિ. સં. ૧૪૮૭)

મોગલ સામ્રાટ અકબ્બર પ્રતિબોધક જગદ્ગુરુ આ. શ્રી હીરવિજયસૂરિ, ઉ. શ્રી ધર્મસાગરગણી વગેરેએ દોલતાબાદમાં જઇ ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું છે. (સં. ૧૬૦૦ પછી) આ. શ્રી વિજયસેનસૂરિના પરિવારના ઉપાધ્યાયજીએ કુલ્પાકમાં આવી શ્રી માણેક સ્વામીની પ્રતિષ્ઠા પુનઃ કરાવી હતી. (વિ. સં. ૧૬૬૫ ચૈત્રી પૂનમ લગભગ). પં. શ્રી. ભાવવિજયજી ગણી શ્રીપુરમાં અંતરીક્ષપાર્શ્વનાથની સ્તુતિ વડે દેખતા થયા હતા અને તેઓશ્રીએ જ એ તીર્થનો જીર્ણોદ્ધાર તથા પ્રતિષ્ઠા કરાવેલ છે. (મણિભદ્રનું ખોળું પણ તે સમયનું ઉતરેલું મનાય છે). પં. દર્શનવિજયજીગણીએ બુર્હાનપુરમાં ચોમાસું કર્યું છે અને આ પ્રદેશમાં વિહાર કરેલ છે. ભટ્ટારક વિજયરત્નસૂરિના પં. કેસર કુશલગણીએ હૈદ્રાબાદ (ભાગાનગર) તથા કુલ્પાક તરફ વિહાર કર્યો છે, અને જીર્ણોદ્ધાર-પ્રતિષ્ઠા કરાવેલ છે (સં. ૧૭૬૭). પં. રામકુશલવિજયજી તથા આ. જિનચંદ્રસૂરિજીએ પણ આ તરફ વિહાર કરેલ છે (સં. ૧૮૭૫-૭૬).

દિગમ્બર ધર્મનું પ્રભાવસ્થાન અને પ્રચારસ્થાન તો દક્ષિણ ભારત જ છે, એટલે અહીં દિગમ્બર જૈનો વિશેષ પ્રમાણમાં હોય એ તો સ્વાભાવિક જ છે. સાથોસાથ શ્વેતામ્બર જૈનો પણ અહીં વિશાલ પ્રમાણમાં હતા એમ ઉપર બતાવેલ શ્વેતાંબર મુનિઓની વિહાર ઘટનાઓથી તારવી શકાય છે.

એ જ રીતે દક્ષિણમાં શ્વેતાંબર તીર્થો પણ ઘણાં હતાં, આજે પણ ત્યાં કુલ્પાકજી, અંતરિક્ષજી, ભાંદકજી અને કુંભોજ વગેરે શ્વેતાંબર તીર્થો વિદ્યમાન છે.

કુલ્પાકજી એ અતિ પ્રાચીન તીર્થ સ્થાન છે, જે કુલ્પપાક, કુલ્પાક, કાલિયાપાક અને માણેકસ્વામી એમ વિવિધ નામોથી પ્રસિદ્ધ છે. જેનો પ્રાચીન ઇતિહાસ જુદા જુદા શ્વેતાંબર ગ્રંથોમાં વિશદરૂપે ઉલ્લિખિત છે, જે નીચે મુજબ છે—

**તીર્થકલ્પ—**

આ. જિનસિંહસૂરિજીના પટ્ટધર વિક્રમની ચૌદમી સદીના સમર્થ વિદ્વાન આ. શ્રી જિનપ્રભસૂરિજીએ[1] **તીર્થકલ્પ**માં કુલ્પાકજી તીર્થનું વર્ણન આપ્યું છે કે—

"ચક્રવર્તી ભરત મહારાજાએ અષ્ટાપદ પર્વત પર સિંહનિષિદ્યા પ્રાસાદમાં ચોવીશે તીર્થંકરોની યથાર્થ રંગ અને સંસ્થાન (આકૃતિ)વાળી રત્નમયપ્રતિમાઓ કરાવી સ્થાપી

૧. આ૦ જિનપ્રભસૂરિજીને, હંમેશા નવીન સ્તોત્ર બનાવીને નિરવદ્ય આહાર લેવાનો અભિગ્રહ હતો. તેઓશ્રીએ પોતાના નામથી અંકિત યમક શ્લેષચિત્ર છન્દોપવિશ ઇત્યાદિ ચાતુર્યવાળા ૭૦૦ સ્તોત્રો પ્રત્યક્ષ પદ્માવતી દેવીના વચન વડે તપગચ્છની દિનો દિન ચડતી જાણી ભગવાન શ્રી. સોમતિલકસૂરિજીને તેઓના શિષ્યોના પઠન-પાઠન-વિલોકન નિમિત્તે સમર્પિત કર્યા.

સિદ્ધાંતાગમસ્તવાવચૂરિ કા. ગ્રં. ૭, પૃષ્ઠ ૮૬

હતી. સાથેસાથ આ સ્થાન મનુષ્યો માટે દુર્ગમ થશે એમ વિચારી મનુષ્યોના ઉપકાર : પહેલેથી જ એક બીજી પણ ઋષભદેવ ભગવાનની પ્રતિમા કરાવી સ્થાપન કરી હતી, સ્વચ્છ મરકત [લીલા] મણિની છે, જેના સ્કંધે જટાજુટ, સૂર્યજેવી ચિબુક અને ચંદ્ર ભાલતલ છે. આથી તે પ્રતિમાનું "માણિક્ય સ્વામી"[૨] એવું નામ જાહેર થયું. એક દિ સાંજે આ સુંદર પ્રતિમાને દેખી વિસ્મિત થયેલા વિદ્યાધર યાત્રિકોએ આ પ્રતિમાને વિમા દ્વારા લઇ જઈ વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં સ્થાપિત કરી અને ભક્તિથી ભરે હૃદયથી પૂજાપાઠ આરંભ્યો. ત્યાર પછી તેઓની ઋદ્ધિ-સમૃદ્ધિ વધવા લાગી.

"એકવાર સૌધર્મેન્દ્રે નારદ ઋષિના મુખથી માણેકનાથ સ્વામીનો આ આખો વૃત્તાં સાંભળ્યો, એટલે માહાત્મ્ય શ્રવણથી આકર્ષિત થઈ આ પ્રતિમાને દેવલોકમાં લાવી સ્થાપ કરી. તથા પૂજા ચાલુ કરી. શ્રી મુનિસુવ્રત સ્વામી અને નમિનાથ તીર્થંકરનો મધ્યકાલ રીતે વ્યતીત થયો.

"એક દિવસ રાણી મંદોદરીએ નારદઋષિના મુખથી માણિક્યદેવનું વૃત્તાંત સાંભળી પ્રતિમાજીનાં દર્શન ન થાય ત્યાં સુધી અન્નજળના ત્યાગરૂપ અભિગ્રહ કર્યો. અને રાવણદ્વા ઇંદ્ર પાસેથી એ પ્રતિમાને મેળવી તેની આજીવન પૂજા કરી. અંતે સીતાના હરણ પછ અધિષ્ઠાયકના સ્વમુકથન પ્રમાણે, રાવણનો વિનાશ અને લંકાનો ભંગ થશે, એમ જાણં તે પ્રતિમાજીને સમુદ્રમાં પધરાવી, જ્યાં તેની પૂજા દેવો કરતા હતા.

"હવે કર્ણાટકના કલ્યાણ નગરમાં[૩] મારી ફેલાણી, જેને શાંત કરવા માટે તેના રાજ પરમાર્હત શંકરે અનેક પ્રયત્નો કર્યા, કિન્તુ દરેક નિષ્ફળ ગયા. આખરે પદ્માવતીદેવીએ શંકરરાજાને સ્વપ્નમાં જણાવ્યું કે—હે રાજન્, સમુદ્રમાં બિરાજમાન માણેકસ્વામીને તમાર નગરમાં લાવી પૂજશો તો મારીની શાંતિ થશે.

"ત્યારપછી શંકર રાજાએ સમુદ્ર કિનારે જઇ ઉપવાસ કરી લવણાધિપતિ દેવને સંતુષ્ટ કરી એ જિનબિંબની માંગણી કરી. દેવે પણ જિનબિંબ આપ્યું. અને સાથેસાથ જણાવ્યું કે—તું પ્રતિમાને લઈ જા, જેના પ્રભાવે તારી પ્રજા સુખી થશે. યદ્યપિ આ બિંબ તારી પાછળ પાછળ આવશે, કિન્તુ તને રસ્તે ચાલતા જ્યાં સંશય થશે ત્યાં આ બિંબ સ્થિર થઇ રહેશે. રાજાએ તે વાત લક્ષમાં લઇ ત્યાંથી કર્ણાટક તરફ પ્રયાણ કર્યું. માણેકસ્વામીનું બિંબ પણ બે બળદ જોડેલ રથમાં પાછળ પાછળ ચાલ્યું.

"વિકટ માર્ગ વટાવી કુલ્પાકજી પહોંચતા શંકર રાજાને મનમાં સંશય ઊઠયો કે રથ પાછળ આવે છે કે નથી આવતો? તે જ સમયે શાસનદેવીએ કુલ્પાક નગર કે જેને પંડિતો દક્ષિણની કાશી માને છે, તે સ્થાનમાં માણેકસ્વામીની પ્રતિમાને સ્થિર કરી. જો કે આ પ્રતિમા અતિ નિર્મળ મરકત મણિની છે પણ ચિરકાળ પર્યન્ત વેરા પાણીમાં અને ખારમાં રહેવાથી કઠિન બની ગઇ છે. આ પ્રતિમાને દેવલોકમાંથી અહીં આવ્યાને ૧૧૮૦૯૦૫

---

૨. માણેક લાલ હોય છે. કિન્તુ હીરસૌભાગ્યની ટીકામાં લીલા રત્નને પણ માણેક કહેલ છે, જેથી આ પ્રતિમા લીલારંગની છે, એમ સમજવું.

૩. આ કલ્યાણ નગર નિઝામ રાજ્યમાં બેદર પાસે છે, જે હૈદ્રાબાદથી ૧૦૦ માઇલ, કુલ્પાકથી ૧૫૦ માઇલ અને અહમદનગરથી (બીટ થઇને) ૧૫૬ માઇલ દૂર છે. મુંબઈ-ઠાણા પાસેની કલ્યાણી નગરી આ કલ્યાણનગરથી ભિન્ન છે.

વર્ષ વીતી ગયાં છે. શંકર રાજાએ ભવ્ય મંદિર બંધાવ્યું અને તેની પૂજા માટે ૧૨ ગામ આપ્યાં. અનુક્રમે આકાશમાં અધર રહેલ એ પ્રતિમા મિથ્યાત્વપ્રવેશના કારણે વિ. સં. ૬૮૦માં મંદિરમાં સિંહાસન પર સ્થાપિત થઈ.

"માણેક સ્વામીની આ મૂર્તિ દર્શકોનાં નયનમાં અમીરસ ભરી દે છે. એ કેળના થાંભલા જેવી કાંતિવાળી છે, જેના અભિષેક જળથી આજે પણ દીવા બળે છે, જેના વેદી-મંડપમાંથી નિકળતા જળકણો આજે ય યાત્રિકોના વસ્ત્રોને ભીંજવી દે છે. એ રીતે એ મહાતીર્થ છે." (ચાલુ)

# બે જૈન ગુફાઓ

લેખક—શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ

## [ ૧ ] ત્રિંગલવાડી (જિલ્લો ઇગતપુરી)×

મુંબાઈથી ૮૫ માઇલ અને ઇગતપુરીથી ૬ માઇલ દૂર એક પહાડી કીલ્લાપર ત્રિંગલ-વાડી નામનું ગામ આવેલ છે. ઉક્ત પહાડીની નીચેના ભાગમાં એક જૈન ગુફા આવેલ છે. પુરાતન સમયમાં આ ગુફા ઘણી સુંદર હતી જે તેના કોતરકામ ઉપરથી જાણી શકાય છે. ગુફાની અંદરનો ઓરડાનો ભાગ ૩૫ ફૂટ છે, અને તેની અંદરની બાજુ એક બાજો ઓરડો આવેલ છે. ગુફાના બારણાની અંદર સામેની છતના મધ્યભાગમાં પાંચ ગતુષ્યો છે કે જે ગોળાઈ આકારે કોતરાએલ છે. બારણાની ઉપરની બાજુમાં એક જૈનમૂર્તિ આવેલ છે, તેમ ગુફાની અંદરના પબાસન ઉપર ત્રણ જૈન મૂર્તિઓ કોતરાએલ છે. ગુફાની અંદરના ઓરડાના ભાગમાં અને ભીંતની જોડેના વિભાગમાં એક પુરુષાકાર જૈનમૂર્તિ જણાઇ આવે છે, જે મૂર્તિની છાતીનો ભાગ તથા મસ્તક તૂટી ગયેલ છે, પરંતુ પગ અને આસનના અવશેષો રહી ગયેલ છે. આસનના મધ્યભાગમાં વૃષભનું ચિહ્ન છે, જેથી માલુમ પડે છે કે આ મૂર્તિ જૈનતીર્થંકર શ્રી ઋષભદેવની હોવી જોઇએ. ગુફાનો શિલાલેખ સંવત ૧૨૬૬નો છે. આ શિલાલેખ ગુફાના ઉત્તર ખુણામાં ભીંતપર હતો, પરંતુ તેનો નાશ થતાં થોડોએક ભાગ બચી જવા પામ્યો છે. ગુફાની આગળનો ભાગ તથા તેના બારણાનો ભાગ પુરાતન સમયમાં સુંદર કળામય હતાં જે તેમાંના બચી ગયેલ અવશેષો પરથી જણાઈ આવે છે.

## [ ૨ ] ચાંદોડ ( નાશિક જીલ્લો )×

નાશિક શહેરથી ઉત્તર તેમ પૂર્વ દિશાએ ૩૦ માઇલના અંતરે ચાંદોડ નામનું ગામ આવેલ છે. એ લાસલ ગામ સ્ટેશનથી ઉત્તરમાં ચૌદ માઇલ થાય છે. ચાંદોડ ગામ પહાડના નીચેના ભાગમાં આવેલ છે. પુરાતન સમયમાં આનું "ચન્દ્રાદિત્યપુરી" નામ હોવું જોઇએ. પહાડની ઊંચાઈ ૪૦૦૦ થી ૪૫૦૦ ફૂટ છે. આ પુરાતન નગર યાદવવંશના રાજા દીર્ઘ-પ્રન્નારે વસાવેલ હતું. યાદવ વંશના રાજાઓએ ઈ. સ. ૮૦૧ થી ૧૦૭૩ સુધી અહીં રાજ્ય કરેલ ગણાય છે. આ શહેર ઇ. સ. ૧૬૭૫ માં મોગલ રાજ્ય કર્તાઓએ જીતી લીધું હતું. આ પર્વત પર શ્રી. રેણુકાદેવીનું મંદિર અને જૈન તીર્થંકરોની મૂર્તિઓ બિરા-જિત છે, તેમાં મૂલનાયક જૈન તીર્થંકર શ્રી ચંદ્ર પ્રભુ છે.

× Archeological Survey of India Vol. XVI. P. 48–49–51. Bombay. 1897.

# તૃષ્ણાનો જય

પૂર્વ ભારતના ગૌરવસમી શ્રાવસ્તી નગરીની કીર્તિ દેશ–વિદેશના સીમાડા વિંધી ચૂકી હતી. શ્રાવસ્તીના વૈભવ શ્રાવસ્તીના વાણિજ્ય અને શ્રાવસ્તીની શોભાની બહુવિધ વાતોએ લોકહૃદયમાં સ્થાન મેળવી લીધું હતું દૂર દેશાંતરના શાહ સોદાગરો પોતાનો અણમૂલો માલ શ્રાવસ્તીનાં હાટોમાં ઠાલવતા અને મ્હોંમાંગ્યાં મૂલ મેળવી એ અલબેલી નગરીની યશોગાથાઓ દેશ–વિદેશમાં પહોંચાડતા. વૈભવ–વિલાસ અને વાણિજ્યના સંગમસ્થાનસમી એ નગરી પોતાના પાંડિત્ય અને જ્ઞાનદાન માટે પણ પંકાતી હતી. શ્રાવસ્તીનાં છાત્રાલયો અને ગુરુકુળવાસોએ અનેક જ્ઞાનપિપાસુઓને આકર્ષ્યા હતા.

શ્રાવસ્તીના આ પાંડિત્યનો પ્રેર્યો એક બ્રાહ્મણ યુવક વિદ્યાઅધ્યયન માટે આજે શ્રાવસ્તીમાં આવ્યો હતો. ગુરુરાજની ચરણધૂલી મસ્તકે ચડાવી એ નમ્રભાવે ઊભો હતો. એનું ભવ્ય લલાટ, વાંકી નાસિકા અને મનોહર આંખો, સર્વત્ર એની કાંતિની છાયા ફેલાવતાં હતાં. બીજા છાત્રો આ સુંદર યુવકને અનિમેષભાવે જોઈ રહ્યા હતા. અને ગુરુજી જાણે તેના અંતરનું ઊંડાણ માપતા હોય તેમ, તેને પૂછતા હતાઃ

"વત્સ! શી શી આશા અને ઊર્મિઓના બળે આજે તું, પ્યારું વતન, વ્હાલાં માતા–પિતા અને હેતાળ ભાઈ–ભાંડુઓને છોડીને, અહીં આવ્યો છે? તારી સાધનાનું લક્ષ્યબિંદુ શું છે?"

"ગુરુદેવ! ન ધનની આશા છે ન વૈભવ–વિલાસની તૃષ્ણા! ધન અને વૈભવના તો અમારી કૌશામ્બીમાં ઓઘ ઊભરાય છે. એને માટે મારે આ પરભોમની સેવા કરવાની ન હોય! ગુરુરાજ! કેવળ એક જ ઇચ્છા, એક જ આશા, એક જ તમન્ના! આપના ચરણમાં રહી ષટ્દર્શનનું જ્ઞાન પામવા સરસ્વતીની ઉપાસના કરવી છે. ગુરુરાજ, મેં આપને મારા ગુરુ માની લીધા છે, આપના ચરણમાં મને સ્વીકારો!"

કૌશામ્બીના એ કુળવાન બ્રાહ્મણ યુવક સામે ગુરુજી તાકી રહ્યા, જાણે અંતર વાંચવા મથતા હોય! એ બ્રાહ્મણ યુવકની મુખાકૃતિ જાણે મુઝવતી હોય એમ ગુરુજીને લાગ્યું: તેમણે એ યુવકની વધુ કસોટી કરવા સમજાવ્યું:

"પણ વત્સ! આ યુવાન વય અને સરસ્વતી ઉપાસના–એ બેનો મેળ દુષ્કર છે. મનની ચંચળતા અને વિલાસની લાલસા કઈ પળે આવીને વેરી વળે એનું શું કહેવાય? પાંચ ઇંદ્રિયોનું સંવરણ કરીને કેવળ એકેન્દ્રિયભાવથી વર્તનાર જ આ સરસ્વતી–ઉપાસનાને પૂર્ણ કરી શકે છે. વત્સ! વિચારી જો, તારામાં એટલું બળ છે?"

"ગુરુપ્રસાદથી મને એ બળ સાંપડો!" યુવક આટલું બોલી ગુરુની સામે જોઈ રહ્યો. એને વધુ કશું કહેવાનું ન હતું.

ગુરુજીએ મૌનભાવે એનો સ્વીકાર કર્યો! અને એ બ્રાહ્મણ યુવકનું હૈયું હર્ષથી નાચી ઊઠયું. એ યુવકનું નામ કપિલકુમાર!

કપિલકુમારને મન કૌશામ્બી અને શ્રાવસ્તીનો ભેદ જાણે મટી ગયો હતો. શ્રાવસ્તી જ જાણે પોતાનુ વતન હોય એમ થોડા જ વખતમાં એ સૌ સહાધ્યાયીઓ સાથે હળી મળી ગયો હતો. ગુરુજીના આદેશ મુજબ જાણે સાચે જ એ એકેન્દ્રિય બની ગયો હોય એમ બીજી બધી પ્રવૃત્તિઓને એણે વિસારે પાડી દીધી હતી. જેમ જેમ સમય પસાર થતો હતો તેમ તેમ એની સરસ્વતી–ઉપાસના વધુ ને વધુ ઉત્કટ બનતી જતી હતી.

સૌને લાગ્યું કે કપિલકુમાર મહાન પંડિત થશે.

ગુરુજીને કપિલકુમારમાં પોતાના જ્ઞાનવારસાની પ્રતીતિ થવા લાગી હતી. તેમનું અંતર એના તરફ વધુ મમતાભર્યું બન્યું હતું!

પણ વિધિની ઈંદ્રજાળને કોણ ક્યારે સમજી શક્યું છે?

[ ૨ ]

કાચી માટીના કેટલાય ઘડવા પાકયા પહેલાં ફૂટી જાય છે!

કપિલકુમારનું પાંડિત્ય હજુ કાચું હતું; એનો પરિપાક થવો હજુ બાકી હતો. મનોવિકારનો એક જ આઘાત એ પાંડિત્યના ચૂરેચૂરા કરી નાખવા બસ હતો.

એક દિવસ નગરમાં ગયેલ કપિલ જ્યારે પાછો આવ્યો ત્યારે એનું હૈયું ભારે થયેલું હતું. એના અંતરમાં વિચિત્ર પ્રકારની લાગણીઓએ ઝંઝાવાત મચાવ્યો હતો. પોતાને શું થાય છે, એનું ભાન એને પોતાને પણ ન હતું. એનું મન બેચેન થઇ ગયું હતું.

કપિલને થયું: એક–બે દિવસમાં અસ્વસ્થ ચિત્ત સ્વસ્થ થઈ જશે. પણ એમ ન થયું. એ વિચિત્ર લાગણીઓનાં બીજ ઊંડે સુધી ઊતરી ગયાં હતાં અને એનાં અંકુરો વધવા લાગ્યા હતા. દિવસે દિવસે કપિલની અસ્વસ્થતા વધવા લાગી હતી, તેની સરસ્વતી–ઉપાસનામાં જાણે ઓટ આવવા લાગી હતી, અને તેની જ્ઞાનદૃષ્ટિ આગળ જાણે અવિવેકના પડળ આવી ગયા હતા. પોતે કેવળ વિદ્યા–અભ્યાસ માટે જ કૌશામ્બી છોડીને શ્રાવસ્તીમાં આવ્યો હતો એ વાત જાણે એ સાવ વિસરી ગયો!

બિચારો કપિલ કુમાર!

એના હૃદયમાં વિષય–વાસનાની ચીનગારીઓ પેસી ગઇ હતી. એ ચીનગારીઓ દિવસે દિવસે ઉગ્ર બનતી જતી હતી અને હવે તો એના અંતરમાં કામવાસનાના ભડકા ઊઠવા લાગ્યા હતા. એ ભડકાની જ્વાળાઓમાં એનું સર્વસ્વ ભસ્મીભૂત થતું હતું.

અનુભવી ગુરુજીને કપિલકુમારની આ દુરવસ્થા સમજતાં વાર ન લાગી. તેમને કપિલની પ્રથમ મુલાકાત વખતે પોતાના અંતરમાં ઉઠેલ મુંઝવણ યાદ આવી; તેમને થયું: તે જ દિવસે એને જતો કર્યો હોત તો કેવું સારું! પણ હવે વાત વણસી ચૂકી હતી. ગુરુજીની નિરાશાનો પાર ન હતો. છતાં તેમણે કપિલને સમજાવી જોવા પ્રયત્ન કર્યો: એક દિવસ તેમણે કપિલને બોલાવીને કહ્યું:

"કપિલ, વત્સ! તારા જ્ઞાનામૃતને મનોવિકારના વિષ બિંદુઓ વિષમય ન બનાવે તે માટે સાવધાન થા! બેટા, તારી અખંડ સરસ્વતી–ઉપાસનાને મંદ ન કર! તારા પાંડિત્યને

દુરાચારનું કલંક ન લાગે તે માટે જાગતો રહે! તને પ્રથમ દિવસે કહેલ મારો ઉપદેશ યાદ કર! બેટા! સાવધ થા! તારા જ્ઞાનધનની રક્ષા કર!

પણ કપિલનો આત્મા સૂઈ ગયો હતો. તેના અંતરમાં પાપવાસનાનું તાંડવ ગાજી રહ્યું હતું. એ તાંડવે ગુરુજીનો અવાજ કપિલના અંતર સુધી ન પહોંચવા દીધો. તેના જ્ઞાનને જાણે ચારિત્ર સાથે લેશ પણ સંબંધ નહોતો રહ્યો.

પાણીનો વધેલો પ્રવાહ પાળ તોડી નાખે તેમ, કપિલની અદમ્ય લાગણીઓએ વિવેકની બધી મર્યાદાઓને તોડી નાખી. અને એક અભાગી પળે, ગુરુવાસ છોડીને કપિલ એક સ્ત્રીની સાથે ચાલી નીકળ્યો. પાત્ર-અપાત્ર પારખવાની એની શક્તિ નષ્ટ થઈ ગઈ હતી.

સૌએ જોયું કે એક પંડિત પળવારમાં પાતકી બની ગયો હતો.

## [ ૩ ]

સરિતાના પ્રવાહની જેમ સમય ચાલ્યો જતો હતો.

કપિલ કુમારનું પતન વધુ ઊંડું થતું જતું હતું. મહાદાવાનળની જેમ એની વાસનાની તૃપ્તિ થતી ન હતી; વધુ ભોગથી એ વધુ ઉગ્ર બનતી હતી. એ આત્મભાન ખોઈ બેસ્યો હતો અને આત્માની ઠોકર સિવાય એને બીજું કોઈ જગાડી શકે એમ ન હતું.

વિષયમાં અંધ બનેલ કપિલને ભાન ન હતું કે પોતાની પાસે ધનનો અખૂટ ભંડાર ન હતો કે જેના ઉપર એ હમેશાં પોતાનો નિર્વાહ કરી શકે; એ તો એક સામાન્ય સ્થિતિનો બ્રાહ્મણ હતો. આમ વિલાસીવૃત્તિમાં થોડા દિવસો ગયા-ન ગયા એટલામાં તો એની પાસેનું તમામ દ્રવ્ય ખલાસ થઈ ગયું. અને એક દિવસ એને દરિદ્રતાનું ભયંકર દર્શન થવા લાગ્યું. પેટ ભરવા જેટલું સાધન પણ એની પાસે ન રહ્યું, એટલે ધીમે ધીમે એની વિષયવાસના ઊડવા લાગી અને એને કંઈક આત્મભાન આવવા લાગ્યું.

કપિલે જોયું કે ધન કમાવાની તાકાત તેનામાં નહોતી. એટલે તેણે ભિક્ષા માગવી શરૂ કરી.

પણ ભીખ માગવાથી કંઈ વિલાસીવૃત્તિને પોષણ મળે ખરું?

એક દિવસ તેની સ્ત્રીએ કહ્યું: "આપણા નગરના મહારાજા રોજ પ્રાતઃકાળમાં, જે પહેલો ભીખારી તેમના દ્વારે જાય તેને, બેમાસા સુવર્ણનું દાન કરે છે. આપ પ્રાતઃકાળે વહેલા ઉઠીને એ દાન લઈ આવો તો આપણું દારિદ્ર્ય નાશ પામે અને આપણે સુખ-શાંતિપૂર્વક રહી શકીએ."

કપિલનું હૃદય આ વાત સાંભળીને નાચી ઊઠયું, રોજ બેમાસા સુવર્ણ! અને તે પણ કોઈ પણ જાતની મહેનત કર્યા વગર! ખરે જ મારું ભાગ્ય જાગી ઊઠયું લાગે છે, હવે મારું દારિદ્ર્ય પળવારમાં ચાલ્યું જશે!!! મારો બેડો પાર થશે!'

અને એ—વહેલા ભિક્ષા લેવા જવાની—ચિંતામાં કપિલને આખી રાત નિદ્રા ન આવી. ક્યારે સમય થાય અને ક્યારે બે માસા સુવર્ણ લઈ આવું-એના હૃદયમાં આ એક જ રટન ચાલ્યા કર્યું.

કોઈ બીજો ભિક્ષુ પોતાથી પહેલાં ન પહોંચી જાય એ ચિંતામાં એ પરોઢ થયા પહેલાં–ઘણા સમય અગાઉ–રાજદ્વારે જવા માટે પોતાના ઘરેથી રવાના થયો. પણ દરિદ્રનું નસીબ પણ દરિદ્ર જ હોય છે. આટલી રાતે તેને એકલો ફરતો જોઈને, તેના હાલ હવાલ ઉપરથી ચોર સમજીને, રાજપુરુષોએ તેને કેદ કર્યો, અને સવાર થતાં ન્યાય માટે રાજા પાસે તેને હાજર કરવામાં આવ્યો. કપિલના ભયનો પાર ન હતો! તેને તો અત્યારે મોત સામું આવતું દેખાયું.

રાજાજીએ કપિલને હકીકત પૂછી એ ઉપરથી એ ચોર નથી એમ ખાતરી થતાં તેને મુક્ત કરવાની આજ્ઞા આપી અને કપિલને પૂછયું: "વિપ્રવર, આપ હવે નિર્ભય છો. આપે કશો અપરાધ નથી કર્યો. હું આપના ઉપર પ્રસન્ન છું. આપને જે જોઈએ તે અત્યારે માગી લ્યો."

રાજાજીની વાત સાંભળીને કપિલનો આશાદીપ ફરી પાછો ઝળહળી ઊઠયો. તેનું હૃદય, ભયમુક્ત થતાં, લોભની સીડી ઉપર ચડવા લાગ્યું. તેને થયું કે માસા સોનું માગીશ તો બે–ચાર દિવસે પાછી એની એ દુર્દશા આવી પડશે; માટે એવું માગી લઉં કે જેથી આ દરિદ્રતા સદાને માટે ચાલી જાય. આથી તે 'શું માગવું' એના વિચારના વમળે ચઢી ગયો. તેને એક એક માગણી અધૂરી જ લાગવા લાગી; જાણે ગમે તેવી માગણી કરવા છતાં અંતે દરિદ્રતા વેઠવાની જ હોય! તેને થયું: રાજાજી પાસેથી આખું રાજ્ય માગી લઉં તો કેવું સારું! હવે તેનો આત્મા ધીમે ધીમે જાગ્રત થવા લાગ્યો હતો. તેનો વિવેક અને તેનું જ્ઞાન જાગતાં થયાં હતાં. તેણે ફરી વિચાર્યું: રાજ્ય મળ્યા પછી પણ શું? એથી તૃપ્તિ થશે ખરી? અને એ રાજ્યથી પણ મૃત્યુ ખાળી શકાશે ખરું? આવી માયાવી વસ્તુની માગણી કરીને પતિત થયેલ આત્માને વધુ પતિત શું કરવા બનાવું? જે માયા આજે મારી સામે આવી પડી છે તેને હસતે મ્હોંએ ત્યાગીને અમર આત્મલક્ષ્મીની સાધના શા માટે ન કરું? કપિલ ધીમે ધીમે અંતર્મુખ થવા લાગ્યો હતો. અને પળવારમાં કપિલકુમારે પોતાના મન સાથે નિર્ણય કરી લીધો. વિચાર મંથનમાં તેને રાજાજીને જવાબ આપવાનો ખ્યાલ ન રહ્યો.

"વિપ્રવર! શું વિચાર કરો છો? જે ઈચ્છા હોય તે સુખેથી માગી લ્યો! આપની ઈચ્છા જરૂર પૂરી થશે!" રાજાજી બોલ્યા.

કપિલની વિચારનિદ્રા તૂટી. તે બોલ્યો: "રાજન્, આવ્યો હતો તો બે માસા જેટલા સુવર્ણની આશાથી, પણ વિચાર કરતાં આપનું આખું રાજ્ય મળે તોય મારી એ આશા શાંત થાય એમ નથી લાગતું. તો પછી એ અશાંત આશામાં સંતપ્ત થતા મારા આત્માને જ ઉગારી કાં ન લઉં? રાજન્, આપનું ધન આપને મુબારક હો! મારે મન હવે એનું મૂલ્ય મટી ગયું છે. અને મારું આત્મધન સમજાઈ ગયું છે. એ આત્મધનની સાધના આજથી મારો ધર્મ બનશે."

અને એ જ સુભગ પળે, સૌ વાસના અને તૃષ્ણાનો ત્યાગ કરી, કપિલ કુમાર સંસાર છોડીને ચાલી નીકળ્યા.

રાજાનું હૃદય એ પતિતપાવન અકિંચન મુનિને વંદના કરતું હતું!

રતિલાલ દીપચંદ દેસાઈ

## વિક્રમ સંવત ૧૯૯૦ના વૈશાખ શુદિ ૬ તા. ૨૦-૪-૩૪થી વિ. સં. ૧૯૯૦ના આસો વદિ ૧૨ તા. ૪-૧૧-૩૪ સુધીના સાડા ૭ મહિનાનો તેમજ સં. ૧૯૯૧ના શ્રાવણ માસથી સં. ૧૯૯૬ના આસો વદિ ૦)) તા. ૩૦-૧૦-૪૦ સુધીના સવાપાંચ વર્ષનો

## શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનો

# હિસાબ

વિ. સં. ૧૯૯૦ માં શ્રી અમદાવાદમાં મળેલ અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતાંબર મૂર્તિ-પૂજક મુનિસમ્મેલન પૂરું થયા પછી, સમ્મેલનના દસમા ઠરાવ મુજબ, શ્રી જૈનધર્મ સત્ય-પ્રકાશક સમિતિની સ્થાપના કરવામાં આવી. અને વૈશાખ શુદિ ૬ તા. ૨૦-૪-૩૪ના દિવસે એક વ્યવસ્થાપક રાખીને સમિતિનું કાર્યાલય ચાલુ કરવામાં આવ્યું. આ રીતે તા. ૪-૧૧-૩૪ સુધી સાડા ૭ મહિના સુધી સમિતિનું કાર્યાલય ચાલુ રહ્યું, પણ એ દરમ્યાન ખાસ ઉલ્લેખનીય કંઈ કાર્ય થયું ન હતું.

આ પછી સં. ૧૯૯૧ માં અમદાવાદથી શેઠશ્રી માણેકલાલ મનસુખભાઈનો સંઘ નીકળ્યો. આ સંઘ દરમ્યાન સમિતિનું કામકાજ વ્યવસ્થિત રીતે ચાલુ કરવાનો અને તે માટે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક પત્ર શરૂ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ વખતે જ કાર્યાલય ચાલુ કરવામાં તેમજ માસિક પ્રસિદ્ધ કરવામાં જે કંઈ ખર્ચ થાય તેને પહોંચી વળવા માટે કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી, પાંચ વર્ષ માટે, દરેક વર્ષે અમુક રકમની મદદનાં વચન મળ્યાં. એટલે સં. ૧૯૯૧ ના શ્રાવણ માસમાં સમિતિનું કાર્યાલય ફરી શરૂ કરીને 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું પ્રકાશન શરૂ કરવામાં આવ્યું.

માસિકનાં પાંચ વર્ષ પૂરા થતાં, આગળ કામ ચાલુ રાખવા માટે સમિતિ માટે મદદ મેળવવાની નીચે મુજબ યોજના કરવામાં આવી.

(૧) ૫૦૦) કે તેથી વધુ મદદ આપે તેમને સંરક્ષક (Patron) ગણવા.

(૨) ૧૦૦) કે તેથી વધુ મદદ આપે તેમને દાતા (Doner) ગણવા.

(૩) ૫૦) કે તેથી વધુ મદદ આપે તેમને સહાયક સભ્ય (Member) ગણવા. એક સાથે ૫૦) ન આપતાં પાંચ વર્ષ સુધી દર વર્ષે ૧૧) ની મદદ આપે તેમને પણ સહાયક સભ્ય ગણવા.

આ યોજના મુજબ જે મદદ મળી છે તે આ હિસાબના અંતે નોંધી છે.

આ બધા સમય દરમ્યાન જે જે સદ્‌ગૃહસ્થોએ સમિતિને ઉદારતાપૂર્વક મદદ કરી છે તેમનો, તેમજ જે જે પૂજ્ય મુનિમહારાજોએ સમિતિની સહાયતા માટે સદુપદેશ આપ્યો છે તેમનો હૃદયપૂર્વક આભાર માનીને સં. ૧૯૯૦ના વૈશાખ સુદિ ૬ તા. ૨૦-૪-૩૪થી આસો વદિ ૧૨ તા. ૪-૧૧-૩૪ સુધીના સાડા ૭ મહિનાનો તેમજ સં. ૧૯૯૧ના શ્રાવણ માસથી સંવત ૧૯૯૬ના આસો વદિ ૦)) તા. ૩૦-૧૦-૪૦ સુધીના સવા પાંચ વર્ષનો હિસાબ અહીં રજુ કરીએ છીએ.

વ્યવસ્થાપક

# શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનો હિસાબ

**જ**

**૮૬૯૬–૧૧–૦ શ્રી નીભાવ ફંડ ખાતે**
જુદા જુદા સદ્‌ગૃહસ્થો તરફથી મળેલ મદદ, જુઓ પરિશિષ્ટ अ

**૨૩૦૦—૦–૦ શ્રી લવાજમ ખાતે**
શ્રી જૈન સત્ય પ્રકાશના લવાજમના આવ્યા તે.

**૫૭—૧–૬ સમિતિના નીચે મુજબ દેવાના**
૪૫–૭–૬ શ્રી. ઉમેદચંદ રાયચંદ ખાતે
૯-૧૧-૦ શ્રી રામવિજય બા. વ. ખાતે
૨–૦–૦ શ્રી ઉમેદચંદ ખૂબચંદ ખાતે
૫૭–૧–૬

**૧૧૦૫૩–૧૨–૬**

**ઉ**

**૧૦૫૨૪–૧૧–૯ શ્રી ખર્ચ ખાતે નીચે મુજબ**
૮૦૫–૩–૩ ટપાલ ખર્ચ ખા.
૨૯૫૮–૧–૦ છપામણી ખર્ચ
૩૭૭૯–૫–૦ પગાર ખ. ખા.
૧૮૯૫–૨–૯ કાગળ ખર્ચ ખા.
૮૯–૨–૬ પરચુરણ ખ. ખા.
૨૮-૧૩-૩ પુસ્તક ખ. ખા.
૩૬–૦–૩ સ્ટેશનરી ખ. ખા.
૧૯૭–૬–૯ બ્લોક ચિત્ર ખા
૮૨-૧૦-૦ માસિક વહે. ખા.
૪૨૯–૫–૩ બંધામણી ખાતે
૧૩૮–૬–૯ મુસાફરી ખાતે
૨૯–૦–૦ જાહેરખબર ખા.
૧૬–૬–૦ ડેડસ્ટોક ખ. ખા.
૧૬–૧–૦ વર્તમાનપત્ર ખા.
૨૩-૧૨-૦ કમીશન ખ. ખા.
૧૦૫૨૪–૧૧–૯

**૨૬૭–૧૦–૬ સમિતિના નીચે મુજબ લેણાના**
૨૫૦–૦–૦ રતિલાલ દીપચંદ દેસાઈ ખાતે
૧૨-૧૧-૬ નવસૌરાષ્ટ્ર કાર્યાલય ખાતે
૪-૧૫-૦ ફેરીયા હર્ષવદન કેશવલાલ ખાતે
૨૬૭–૧૦–૬

**૧૦૭૯૨–૬–૩**

**૨૬૧—૬–૩ સંવત ૧૯૯૬ના આસો વદિ ૦))ના રોજ પુરાંત જણશે બાકી.**

**૧૧૦૫૩–૧૨–૬**

# પરિશિષ્ટ અ–નિભાવ ફંડની આવકની યાદી

## સમિતિને મદદ કરનાર સદ્‌ગૃહસ્થોનાં નામ

### જેમના તરફથી ૫૦૦) કે તેથી વધુ મદદ મળી તે–સમિતિના સંરક્ષકો (Patrons)

૧૧૨૫–૦–૦ શેઠ શ્રી. જમનાભાઇ ભગુભાઈ અમદાવાદ.
૧૦૦૦–૦–૦ શેઠ શ્રી. નગીનદાસ કરમચંદ સંઘવી મુબંઈ.
૧૦૦૦–૦–૦ શેઠ શ્રી. પોપટલાલ ધારશીભાઇ સંઘવી જામનગર.
૧૦૦૦–૦–૦ શેઠ શ્રી. ચીમનલાલ લાલભાઈ અમદાવાદ.
૬૨૫–૦–૦ શેઠ શ્રી. મયાભાઇ સાંકળચંદ અમદાવાદ.
૬૦૦–૦–૦ શેઠ શ્રી. સુબાજી રવજીની જૈન વિદ્યાશાળાની પેઢી અમદાવાદ.
૫૦૦–૦–૦ શેઠ શ્રી. માણેકલાલ મનસુખભાઇ સંઘવી અમદાવાદ.
૫૦૧–૦–૦ શેઠ શ્રી. માણેકલાલ ચુનીલાલ જે. પી. અમદાવાદ.
૫૦૦–૦–૦ શેઠ શ્રી. સૌભાગ્યચંદ ચુનીલાલ અમદાવાદ.
૫૦૦–૦–૦ શેઠ શ્રી. પોપટલાલ ધારશીભાઇ તથા શેઠ શ્રી. ચુનીલાલ લક્ષ્મીચંદ સંઘવી જામનગર--એમના તરફથી, તેઓશ્રીએ કાઢેલ સંઘ નિમિત્તે, ‘શ્રી પર્યુષણ પર્વ વિશેષાંક’ના ખર્ચ માટે મળેલ રકમ.

### જેમના તરફથી ૧૦૦) કે તેથી વધુ મદદ મળી તે–સમિતિના દાતાઓ (Doners)

૨૫૦–૦–૦ શ્રી. ઉજમ ફઇની ધર્મશાળા અમદાવાદ.
૨૫૦–૦–૦ રા. સા. શેઠ શ્રી. કાંતિલાલ ઇશ્વરલાલ મોરખીયા જે. પી. મુંબઈ
૨૦૦–૦–૦ શેઠ શ્રી. પદમચંદજી સંપતલાલજી અમદાવાદ.
૧૫૧–૦–૦ શેઠ શ્રી. ભગુભાઇ ચુનીલાલ સુતરીયા અમદાવાદ.
૧૦૦–૦–૦ શેઠ શ્રી. વાડીલાલ સારાભાઇ અમદાવાદ.
૧૦૦–૦–૦ શેઠ શ્રી. મગનલાલ ઠાકરશીભાઇ અમદાવાદ.
૧૦૦–૦–૦ શેઠ શ્રી. ગિરધરલાલ છોટાલાલ અમદાવાદ.

### જેમના તરફથી ૫૦) કે તેથી વધુ મદદ મળી તે–સમિતિના સહાયક સભ્યો (Member)

૫૧–૦–૦ એક સદ્‌ગૃહસ્થ સાદડી (મારવાડ)
૫૦–૦–૦ શેઠ શ્રી. આશારામભાઇ છગનલાલ અમદાવાદ.

### પરચુરણ મદદ

૧૫–૦–૦ લાલબાગ જૈન ઉપાશ્રય મુંબઈ
૧૫–૦–૦ જૈન સંઘ વિજાપુર.
૧૫–૦–૦ શ્રી ઋષભદેવ કેસરીમલજીની પેઢી રતલામ.
૧૦–૦–૦ ખેતરવસી પાડાનો શ્રીસંઘ પાટણ
૧૦–૦–૦ જૈન સંઘ જામનગર.
૧૦–૦–૦ શ્રી ખરતરગચ્છ સંઘ નાગોર.
૬–૩–૦ શ્રી જૈન સંઘ વાવ.
૫–૦–૦ શ્રી જૈન સંઘ .માસરરોડ
૫–૦–૦ શ્રી જૈન સંઘ બ્યાવર.
૨–૦–૦ એક સદ્‌ગૃહસ્થ જયપુર.
૦–૪–૦ શેઠશ્રી ગાંગજીભાઇ વેલસીભાઇ
૦–૪–૦ શેઠશ્રી સોમજી ભોજરાજ ગઢેચ

કુલ મદદ ૮૬૯૬–૧૧–૦

# સંવત ૧૯૯૭ના કારતક શુદિ ૧ પછી નોંધાયેલ તથા મળેલ મદદ

[આમાં ગત પાંચ વર્ષ દરમ્યાન મદદ કરનાર સદ્‌ગૃહસ્થો તરફથી પણ મદદ મળી છે]

૨૨૫) શેઠશ્રી જમનાભાઇ ભગુભાઇ અમદાવાદ
૧૦૧) શેઠશ્રી ભગુભાઇ ચુનીલાલ સુતરીયા અમદાવાદ
૧૦૧) શેઠશ્રી કેશવલાલ હેમચંદ નવાબ અમદાવાદ
૧૦૧) શેઠશ્રી હરજીભાઇ રાજાજી માંગરાળ (વાઘરી)
૧૦૦) શેઠશ્રી ચીમનલાલ લાલભાઈ અમદાવાદ
૧૦૦) શેઠશ્રી સૌભાગ્યચંદ ચુનીલાલ અમદાવાદ
૧૦૦) શેઠશ્રી સુબાજી રવજીની જૈન વિદ્યાશાળાની પેઢી અમદાવાદ (પાંચ વર્ષ માટે)
૫૫) શેઠશ્રી ડાહ્યાભાઇ મૂળચંદ સરાફ અમદાવાદ
૫૧) શેઠશ્રી જેશિંગભાઇ ઉગરચંદ અમદાવાદ
૫૧) શેઠશ્રી નાથાભાઇ ઝવેરચંદ લીંભેટ
૫૧) શેઠશ્રી નેમચંદ પોપટલાલ વ્હોરા અમદાવાદ
૫૧) શેઠશ્રી છગનલાલ લક્ષ્મીચંદ અમદાવાદ
૫૧) શેઠશ્રી ચંદુલાલ બુલાખીદાસ અમદાવાદ
૫૧) શેઠશ્રી ડાહ્યાભાઇ સાંકળચંદ અમદાવાદ
૫૧) શેઠશ્રી સારાભાઇ જેશિંગભાઇ કાળીદાસ અમદાવાદ

## પાંચ વર્ષ માટે, દર વર્ષે ૧૧)ની મદદ આપનાર સદ્‌ગૃહસ્થોનાં નામ

શેઠશ્રી લાલભાઇ ઉમેદચંદ લઠ્ઠા અમદાવાદ
શેઠશ્રી કેશવલાલ હેમચંદ નવાબ ,,
શેઠશ્રી નેમચંદ પોપટલાલ વ્હોરાનાં ધર્મપત્ની શ્રીમતી લક્ષ્મીબેન અમદાવાદ
શેઠશ્રી નકરચંદ મગનલાલ ,,
શેઠશ્રી ધોળીદાસ ડુંગરસીભાઇ ,,
શેઠશ્રી ચીનુભાઈ જસવંતલાલ ,,
શેઠશ્રી હરખચંદજી અગરચંદજી ,
શેઠશ્રી વીરચંદ અમથાશા ,,
શેઠશ્રી શકરાભાઈ રતનચંદ ,,
શેઠશ્રી ફુલચંદ છગનલાલ ,,
શેઠશ્રી જેશિંગભાઇ હેમચંદ અમદાવાદ
શેઠશ્રી ઇશ્વરલાલ મૂળચંદ ,,
શેઠશ્રી રતિલાલ કેશવલાલ ,,
શેઠશ્રી વાડીલાલ સાંકળચંદ ,,
શેઠશ્રી સકરચંદ દલસુખરામ ,,
શેઠશ્રી કેશવલાલ મૂળચંદ ,,
શેઠશ્રી બચુભાઇ (ગુજરાત ઇલેકટ્રીકવાળા) અમદાવાદ.
શેઠશ્રી ભોગીલાલ ચુનીલાલ ,,
શેઠશ્રી પ્રેમચંદ ચુનીલાલ લઠ્ઠા ,,
(બીજા વર્ષે પૂછવાનું)

## પરચુરણ મદદ

૫૦) શ્રીતપગચ્છ જૈન સંઘ ફલોદી
૧૫) શેઠ ઋષભદેવ કેસરીમલની પેઢી ઇંદોર
૧૫) શ્રી જૈન સંઘ જાલોર
[illegible]) શ્રી ધર્મ ભક્તિ જૈન જ્ઞાનમંદિર સમી
૧૧) શેઠશ્રી વિજયસિંહજી કેશરીમલજી જયપુર
૪૦) શ્રી જૈન શ્વેતાંબર સંઘ નંદરબાર
૧૦) શ્રી જૈન સંઘ કપડવંજ
૫) શ્રીમતી વીરજીબેન મહાસુખરામ અમદાવાદ

# સ મા ચા ર

**પ્રતિષ્ઠાઃ—**

(૧) શ્રાવણ ગામ (માલવા)માં પૂ. મુ. શ્રી. ચરણવિજયજી મહારાજની નિશ્રામાં ફાગણ શુદિ ૩ ના દિવસે પ્રતિષ્ઠા કરવામાં આવી.

(૨) ઓરૂન્દા (મારવાડ)માં પૂ. પં. શ્રી. હિમ્મતવિજયજી મહારાજની નિશ્રામાં શ્રી. શાંતિનાથ પ્રભુના મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી.

**દીક્ષાઃ—**

(૧) ફલોથી (મારવાડ)માં માહ શુદિ ૬ ના દિવસે પૂ. આ. મ. શ્રી. વિજયલબ્ધિસૂરિજી મહારાજે છાણીવાળા ભાઇશ્રી જયંતીલાલ ચંદુભાઇને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. ભદ્રાનંદવિજયજી રાખીને તેમજ પૂ મુ. શ્રી. ભદ્રંકરવિજયજીના શિષ્ય બનાવ્યા.

(૨) પાલીતાણામાં ફાગણ શુદિ ૧૧ ના રોજ પૂ. પં. શ્રી. સુન્દરવિજયજી મહારાજે લીંબડીના ભાઇશ્રી ચીમનલાલ ઉજમશીને પોતાના શિષ્ય તરીકે દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. શિવંકરવિજયજી રાખ્યું.

(૩) શંખેશ્વરમાં ચૈત્ર વદિ ૧૧ ના રોજ પૂ. આ. મ. શ્રી. વિજયલાવણ્યસૂરિજી મહારાજે કાલરીવાળા ભાઇશ્રી જીવાભાઇ મગનલાલ દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. જિનપ્રભવિજયજી રાખીને તેમને પૂ. મુ. શ્રી. સુશીલવિજયજીના શિષ્ય બનાવ્યા.

**કાળધર્મ—**

[૧] અમદાવાદમાં ફાગણ વદિ ૩ પૂ. આ. મ. શ્રી. વિજયરામચંદ્રસૂરિજી મહારાજના શિષ્ય પૂ. મુ. શ્રી. પુણ્યવિજયજી કાળધર્મ પામ્યા.

[૨] બીકાનેરમાં ચૈત્ર શુદિ ૨ પૂ. આ. મ. શ્રી. વિજયલબ્ધિસૂરિજી મહારાજના શિષ્ય પૂ. મુ. શ્રી. રત્નાકરવિજયજી કાળધર્મ પામ્યા.

[૩] માંડલમાં ચૈત્ર શુદિ ૩ પૂ. આ. મ. શ્રી. વિજયરામચંદ્રસૂરિજી મહારાજના પ્રશિષ્ય પૂ. મુ. શ્રી. સૌભાગ્યવિજયજી કાળધર્મ પામ્યા.

[૪] ઉમરીમાં ચૈત્ર વદિ ૬ પૂ. આ. મ. શ્રી. વિજયભદ્રસૂરિજી મહારાજના શિષ્ય પૂ. મુ. શ્રી. લાભવિજયજી કાળધર્મ પામ્યા.

[૫] પ્રાંતિજમાં ચૈત્ર વદિ ૭ પૂ. મુ. શ્રી. યત્નવિજયજી મહારાજના શિષ્ય પૂ. મુ. શ્રી. મોતિવિજયજી કાળધર્મ પામ્યા.

## સ્વીકાર

**બાળપ્રવેશિકાઃ**–[ જૈન ધાર્મિક વાચનમાળાનું પુસ્તક ]—પ્રકાશક શ્રી. જૈન શ્રેયસ્કર મંડળ, મ્હેસાણા. મૂલ્ય દોઢ આનો.

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे, संमीलिय सव्वसाहुसंमइयं ।
पत्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसयं ॥ १ ॥

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

વર્ષ ૬ ] ક્રમાંક ૭૦ [ અંક

વિક્રમ સંવત ૧૯૯૭ : વીર સંવત ૨૪૬૭ : ઇસ્વીસન ૧૯૪૧
જેઠ વદી ૬ : રવિવાર : જુન ૧૫

## વિ–ષ–ય—દ–ર્શ–ન



### પૂજ્ય મુનિરાજોને વિજ્ઞપ્તિ

માસિક ગેરવલ્લે ન જતાં વખતસર પહોંચાડી શકાય તે માટે દરેક અંગ્રેજી મહિનાની ૧૩મી તારીખ પહેલાં પોતાનું સરનામું તથા ચતુર્માસ નિશ્ચિત થયું હોય તો તે લખી જણાવવાની પૂજ્ય મુનિરાજોને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

### લવાજમ

વાર્ષિક–બે રૂપિયા    છુટક અંક–ત્રણ આના

મુદ્રક : ફકલભાઈ રવજીભાઇ કોઠારી પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ
પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય,
જેશિંગભાઇની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.
મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ

॥ वीराय नीत्यं नमः ॥

# श्री जैन सत्य प्रकाश

वर्ष ६ ... ... ...क्रमांक ७० .... ... ...अंक १० ]

श्रीमहेन्द्रप्रभसूरिनिर्मितम्

## श्रीजीरापल्लीपार्श्वस्तोत्रम्

अन्वेशक–आचार्य महाराज श्री विजययतीन्द्रसूरिजी

( गतांकसे पूर्ण )

तडित्पातघातस्फुटच्छैलशृङ्गा–स्तरत्तूललीलालुठद्ग्रावभृङ्गाः ।
अदभ्राभ्रगर्जाहतप्राणिताशाः, स्फुरद्दुर्दिनासाररुद्धाखिलाशाः ॥ २६ ॥
तवांहोमठाः कामठा वारिवाहाः, न निर्वापयामासुरापूर्णवाहाः ।
स्वचेतोऽभ्रकागारगं ध्यानदीपं, भजन्तं चिदानन्दसौख्यं समीपम् ॥ २७ ॥
( युग्मम् )

यदूर्ध्वंफणाः सप्तनागाधिराजः, स्फुरद्रत्नचूडा बभूर्भक्तिभाजः ।
विजित्येव तान्नारकान् दुर्गमारीन्, सदीपा ध्वजा उच्छ्रिता दुर्गमारीन् ॥ २८ ॥
विधोर्यन्महो यच्च वा चण्डभानोः, मणीनां तु यच्चाविरासीत्कृशानोः ।
अहो यन्महो ज्योतिषां विश्वभर्त्तः, स सर्वोऽपि ते ज्ञानतेजोविवर्त्तः ॥ २९ ॥
भवाम्भोनिधौ कर्मणां भीतिभीत–स्तवाज्ञान्तरीयं हि पुण्यादभीतः ।
कृपालो नृपालोकमार्गाध्वनीनं, ततो मामवानाथमेनं सुदीनम् ॥ ३० ॥
त्वया देव जिग्ये पुरा यस्तपस्वी, स कोऽनङ्गवीरोऽधुना किं तरस्वी ।
महामोहराज्ञो बलेऽज्ञायतेन–स्तृणेढि श्रितानाशुगैस्तेन ते नः ॥ ३१ ॥
समाधिं निधिं हे मनस्त्वं गृहाण, सदुर्गत्यदुःखं समस्तं मुषाण ।
अनङ्गादिनागैर्नभोनीलिमाभैः, सदा रक्षके पार्श्वनाथे च माभैः ॥ ३२ ॥
तवास्याम्बुजे यो मनश्चञ्चरीकः, पपावाधिवात्याभराकांदिशीकः ।
कणेहत्य लावण्यपीयूषपूरं, स कृष्णोऽप्यतः श्वेतपक्षोऽस्तु दूरम् ॥ ३३ ॥
ज्वलत्क्रोधदावानलं मानगोत्रं, छलाशापिशाचीकुलाकीर्णगोत्रम् ।
महालोभदुष्पूरगर्त्ताकरालं, रसोत्तालपञ्चेन्द्रियव्यालमालम् ॥ ३४ ॥
महामोहपल्लीशशोकादिभिल्लं, तमस्तल्पसङ्कल्पजल्पाच्छभल्लम् ।
कलिश्राङ्करामाशिवाघोररावं, रटच्चाटुवाचाटदोषाटदावम् ॥ ३५ ॥

परिभ्रम्य भीमं भवारण्यमापं, सरस्वत्युपान्तं विभो ते दुरापम् ।
अपामागमं चामृतं यद्दरीय-स्ततो मे पदं निर्वृतेर्नो दवीयः ॥ ३६ ॥
(त्रिभिर्विशेषकम्)
सुधावर्षिणी वक्त्रचन्द्रप्रभा ते, सदाभा समाना स्मृता सुप्रभाते ।
मनोऽमोदयन्मे परं दृग्चकोर-स्तदा नाप तृप्तिं विषादः सघोरः ॥ ३७ ॥
तवाज्ञामहं मौलिमौलिं सयत्नं, परागं पदाम्भोजयोर्भालरत्नम् ।
गुणोत्कीर्त्तनं कण्ठभूषामपारं, स्मृतिं नाथ! दध्यामुरस्तारहारम् ॥ ३८
प्रपा शीतला ते कृपा जीवलोके, भ्रमत्तत्समं यत्परं नास्तिलोके ।
मनः पापतापाध्वखेदाच भग्नं, जगत्त्रातारि त्रात एवाद्य लग्नम् ॥ ३९ ॥
स्मृतौ मानसं निर्मलं मन्यमानः, प्रभोर्दर्शने दर्शने स्वे पुनानः ।
नतौ भालदुर्वर्णवल्लीं लुनानः, स्तुतौ स्यामहं वावदूकाभिधानः ॥ ४० ॥
पुरो दह्यमाना गुरुस्तोमधूप-भ्रमद्धूममालोक्य रूपैकभूप ।
तवेन्दीवरश्याममूर्त्तेर्हताशः, कलिर्दंशनाशं ननाश श्रिताशः ॥ ४१ ॥
सतीवास्ति रत्नत्रयी रागदोषा-दिभिर्दस्युभिर्मुष्यमाणापदोषा ।
प्रमत्तस्य मे त्वद्विधेयस्य तारं, पुरः पूत्करोम्येष ते तामवारम् ॥ ४२ ॥
भवेच्चेन्मुखे लोलल्लोलासहस्रं, तथा जीवितं पूर्वकोटीरजस्रम् ।
स्तवैर्नव्यनव्यैस्तुवे चेदुदारं, ततोऽपीश तृप्तो मुदामस्मि नारम् ॥ ४३ ॥
प्रकृष्टाणवः सन्ति यावन्त एते, त्रिलोकीगता मोचितानङ्गहेते! ।
तवांघ्रौ प्रणन्नस्मि तत्संख्यवारं, ततोऽपीश तृप्तो मुदामस्मि नारम् ॥ ४४ ॥
एवं देवाधिदेवं प्रतिदिनमपि यो जीरिकापल्लिराजं,
पार्श्वं स्तौति त्रिसन्ध्यं त्रिदशविटपिनं भक्तिभाजामवन्ध्यम् ।
विश्वा विश्वाद्भुतास्ता नवनिधिरुचिरा ऋद्धयो सिद्धय. वा,
तस्योत्सर्पन्ति पुंसः सपदि जगति या श्रीमहेन्द्रस्तवार्हाः ॥ ४५ ॥

मूल स्तोत्र की पुष्पिका इस प्रकार है—

"इति श्रीप्रभुजीरिकापल्लिस्तोत्रं संपूर्णम् । श्रीअंचलगच्छे वाचक श्री. अमृतगणिभिस्तथा विनेय पं. श्रीविनीतसागरगणिभिः सह लिखितम् । चिरंजीवी लक्ष्मीचन्दपठनकृते । लेखकपाठकयोश्चिरं जीयादिति"।

यह स्तोत्र अवचूरि सहित उपलब्ध हुआ है, किन्तु स्तोत्र अति कठिन नहीं होनेसे यहां अवचूरियुक्त न देकर केवल मूलमात्र ही दिया है। अवचूरियुक्त इस स्तोत्रकी पुष्पिका इस प्रकार है --

"इति श्रीप्रभुजीरिकापल्लिस्तवावचूरिः समाप्ता। संवत् १७५८ वर्षे श्रीकार्तिक मासे शुक्लपक्षे एकादश्यां गुरुवासरे लिपीचक्रे श्रीजीर्णदुर्गपार्श्ववर्त्तीय श्रीजोसीपुरामध्ये, श्रीरस्तु।"

श्रीराजेन्द्रजैनपुस्तकालयके हस्तलिखित बिंडल नं. ६ में यह प्रति है, जिसके छ पत्र हैं । प्रतिपृष्ठ में १७ पंक्ति अवचूरि सहित और प्रतिपंक्ति में अन्दाजन ५० अक्षर तथा मूल के प्रतिपंक्ति में ३३ या ४४ अक्षर हैं । अवचूरी में कई जगह सन्धि नजर नहीं आती ।

# શ્રી કુલ્પાક તીર્થ

[ દક્ષિણ ભારતના એક જૈનતીર્થનો પરિચય ]

લેખક:–મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

( ગતાંકથી ચાલુ )

**ઉપદેશસપ્તતિકા—**

તપાગચ્છીય શ્રી સોમધર્મગણીએ વિ. સં. ૧૫૦૩માં બનાવેલ ઉપદેશસપ્તતિકામાં માણિક્યદેવ તથા શંકરરાજાનો પરિચય આપ્યો છે, જેમાંનું દરેક કથન ઉપર આપેલ આ૦ શ્રી જિનપ્રભસૂરિના તીર્થકલ્પને અનુસારે છે. તફાવત માત્ર માણિક્યસ્વામીની પ્રતિમાનું નિર્માપન અને પ્રતિમાને દેવલોકમાંથી આવ્યાની સંવતવારીને અંગે પડે છે.

જે વસ્તુ શ્લોક ૫ અને ૩૦માં નીચે મુજબ દર્શાવી છે.

ભરતચક્રવર્તિએ અષ્ટાપદપર્વત ઉપર સિંહનિષદ્યામાં ૨૪ તીર્થંકરોની પ્રતિમા ભરાવી સ્થાપી, તે જ સમયે એક જુદી નીલમરત્નની પ્રતિમા પણ ભરાવી હતી. તે જ શ્રી. માણેકસ્વામી છે. (શ્લોક ૨–૩)

પરન્તુ કેટલાએક આચાર્યો એમ પણ કહે છે કે—ભરત રાજાએ પોતાની અંગુઠી (વીંટી)ના વચલા નીલમમાંથી શ્રી માણેકસ્વામીની પ્રતિમા બનાવી છે. (શ્લોક. ૫)

આ પ્રતિમાજીને દેવલોકોમાંથી અહીં આવ્યાને ૧૧૮૧૦૦૦ વર્ષ વીતી ગયાં છે. (શ્લોક ૩૦)

આ ઉલ્લેખ ઉપરથી માની શકાય છે કે વિક્રમની પંદરમી સદીમાં માણેકસ્વામીની બનાવટ માટે બે મતો હતા. જે પૈકીનો એક મત આ. શ્રી જિનપ્રભસૂરિજીના કથનને કબુલ રાખે છે; બીજો મત તેનાથી જુદો પડી ભરત રાજાની વીંટીમાંથી નીલમ પડી ગયું તેની પ્રતિમા બની એમ જાહેર કરે છે.

કુલ્પાકજીમાં સં. ૧૬૬૫નો આ. શ્રી વિજયસેનસૂરિજીના શિષ્યનો શિલાલેખ છે તેમાં પણ આ બીજી માન્યતાને જ સ્વીકારી છે.

વર્ષોમાં ૯૫ વર્ષનો ફરક છે. કિન્તુ આ વસ્તુ સામાન્ય છે, સહેતુક પણ છે, કેમકે આ. શ્રી જિનપ્રભસૂરિજી અને શ્રી સોમધર્મ ગણીને લગભગ સવાસો વર્ષનું આંતરૂં છે, તેમ જ પદ્યમાં ઠીક ગોઠવવા માટે વર્ષોની નાની સંખ્યાને ગૌણ કરી સંક્ષિપ્ત ઉલ્લેખ કરેલ છે. કિન્તુ માણેકસ્વામીના વાસ્તવિક ઇતિહાસમાં બન્ને ગ્રંથકારોનું એકસરખું નિરૂપણ છે.

**હીરસૌભાગ્ય કાવ્ય**

વિક્રમની સત્તરમી શતાબ્દીના પ્રકાંડ કાવ્યનિર્માતા પં. શ્રી. દેવવિમલજી ગણી હીરસૌભાગ્ય મહાકાવ્ય[1] સર્ગ. ૬ શ્લોક ૧૬–૧૭માં શ્રી માણેકદેવ માટે નીચે પ્રમાણે લખે છે કે—

---

૧ આ કાવ્યની રચના નૈષધ પછી થઇ છે. તેની શૈલી અતિ સુંદર છે.

દક્ષિણમાં માણિક્ય સ્વામી બિરાજે છે જેણે શંકરરાજાને સુખી કર્યો છે. જે દક્ષિણ દિશારૂપ રમણીના મુખે નીલમનું તિલક હોય એવા શોભે છે (શ્લો. ૧૬). જે પ્રતિમા વિવિધ આભૂષણોની કાંતિની સેડોથી જળહળે છે, અને જાણે ભરતચક્રવર્તીની મૂર્તિમંત યશોગાથા ન હોય એમ શોભે છે. (શ્લો. ૧૭)

**સ્તવન રત્નાકર**

બીકાનેરના યતિવર રામલાલજી ગણીના પત્રના આધારે યતિવર નેમચંદ્રજીએ સ્તવન-રત્નાકર પૃ. ૩૮માં કુલ્પાક તીર્થનું વર્ણન આલેખ્યું છે, જેનું અવતરણ યતિવર્ય શ્રી બાલચંદ્રાચાર્યજીએ હિંદી કુલ્પાક તીર્થ વર્ણનમાં કર્યું છે, જેનો સાર નીચે મુજબ છે.

એક વાર ભરતચક્રવર્તી ભગવાન શ્રી. ઋષભદેવને વાંદવા જવા માટે હાથી પર બેઠો કે તેની વીંટીનું માણેક જમીન ઉપર પડી ગયું. ચક્રવર્તીએ તે નંગમાંથી ભગવાન્ ઋષભ-દેવની પ્રતિમા બનાવી. ગણધર શ્રી પુંડરીકસ્વામીના હાથે અંજનશલાકા કરાવી તે પ્રતિમાને સિંહનિષદ્યાની બહાર સ્થાપિત કરી, જ્યાં તેને દેવો અને વિદ્યાધરો પૂજતા હતા. શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનકાળમાં થએલ શતક્રતુ–ઈંદ્ર તે પ્રતિમાને નારદના મના કરવા છતાં દેવલોકમાં લઈ ગયો.

ત્યારબાદ રાણી મંદોદરીએ અટ્ઠમ દ્વારા એ પ્રતિમાને ઇંદ્ર પાસેથી પ્રાપ્ત કરી અને ઇંદ્રના મુખથી લંકાનો ભાવી વિનાશ સાંભળ્યો હતો તે અનુસારે રામચંદ્રજીએ લંકા પર હલ્લો કર્યો ત્યારે લંકાનું પતન સમજી એ પ્રતિમાને સમુદ્રમાં પધરાવી દીધી અને દીક્ષા અંગીકાર કરી.

સમુદ્રમાં ૧૧ લાખથી અધિક વર્ષો સુધી નાગકુમાર ધરણેન્દ્ર વગેરેએ એ પ્રતિમાની પૂજા–અર્ચા કરી. એ પ્રતિમા એટલા લાંબા કાળ સુધી સમુદ્રના ખારમાં રહી તેથી કાળી થઈ ગઇ છે.

દક્ષિણમાં તૈલંગના પાટનગર કલ્યાણી નગરમાં શંકર રાજા હતો, જે શિવભક્ત હતો. તેણે ક્રોડ શિવલિંગની સ્થાપના કરી તેથી લોકો તેને શિવકોટિ તરીકે ઓળખતા હતા. તેના સસરા વિજયે શિવકોટિને જૈન બનવા માટે સમજાવ્યો, પરંતુ શિવકોટિએ એ વાત માની નહીં. સમય જતાં વિજય રાજાએ જૈનમુનિપણું સ્વીકાર્યું. તેને નીરસ–લુકખા આહાર લેવાના કારણે ભસ્મક રોગ ઉત્પન્ન થયો. એક વાર રાજા શિવકોટિએ શિવજી પાસે ૫૦૦ મનુષ્ય ખાઈ શકે એટલો શિવભોગ ચડાવ્યો. અને એકાકી વિજયમુનિ શિવાલયના દરવાજા બંધ કરીને તે શિવભોગને આરોગી ગયા. આથી આ મુનિજીને શિવજી સાથે મેળ છે એમ વિશ્વાસ પામી રાજાએ તેની શિષ્યવૃત્તિ સ્વીકારી, પરિણામે રાજા શિવકોટિ જૈન બન્યો.[૨] બ્રાહ્મણો આ ધર્મપરાવર્તનને સહન કરી શકયા નહીં. તેઓએ શિવકોટિને પુનઃ શિવ બનાવવા માટે પ્રયત્ન આદર્યો. દુષ્ટ વ્યંતરદ્વારા કલ્યાણીમાં રોગ ઉપદ્રવ ફેલાવ્યો અને રાજાને પુનઃ શૈવ બનવા માટે દબાણ કર્યું. પરન્તુ રાજા જૈનધર્મમાં દઢ રહ્યો. હવે

૨ યતિજીએ દિગમ્બર વિદ્વાનોએ બનાવેલ આ. શિવકોટિનુ ચરિત્ર અને આ. સ્વામી સમન્તભદ્રનું ચરિત્ર વગેરેના આધારે આ કલ્પના ઊભી કરી હોય એમ લાગે છે.

મહાજન વંશ મુકતાવલીની પેઠે આ પત્ર પણ ખાસ વિશેષતાવાળો છે.

ધરણેન્દ્રે રાજા શિવકોટિને પરમ જૈન જાણીને શ્રી માણેકસ્વામીની પ્રતિમા સમર્પિત કરી અને જણાવ્યું કે ભગવાનને પધરાવવાથી રોગની સર્વથા શાન્તિ થશે.

રાજા શિવકોટિએ દેવીસહાયથી ભવ્ય જિનપ્રસાદ તૈયાર કર્યો અને તેમાં સં૦ ૧ ચૈત્ર શુદિ ૧૫ સોમવારે આ૦ શ્રી વિજયભદ્રસૂરીશ્વરના હાથે શ્રી માણેકસ્વામીની વેદીની પ્રતિષ્ઠા કરાવી.

**ઐતિહાસિક તારણ**

ઉપરના દરેક પ્રમાણો પરથી આપણને નીચે મુજબ ઐતિહાસિક વસ્તુઓ મળે છે.

શ્રી માણેકસ્વામીની પ્રતિમા ભરત ચક્રવર્તીએ ભરાવેલ છે. યદ્યપિ તે પ્રથમ અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપિત થઇ હતી કિન્તુ તે એટલી આકર્ષક હતી કે દર્શકોનાં દિલ ખેંચતી હતી અને એ જ કારણે વિદ્યાધર, ઇન્દ્ર અને મન્દોદરી વગેરેએ તેને પોતાના સ્થાનમાં લાવી પૂજાનો લાભ મેળવ્યો છે.

કુલ્પાક તીર્થની સ્થાપના વિ. સં. ૬૮૦ પહેલાં થએલ છે અને કુલ્પાકપતિ કર્ણાટકના નરેશ શંકર રાજાએ તેની સ્થાપના કરી છે.

શ્રી માણેકસ્વામીની પ્રતિમા શ્વેતામ્બર મૂર્તિ છે. ત્યાંની દરેક મૂર્તિઓ લંગોટવાળી છે. શ્રી દેવવિમલજી ગણીએ તેનાં વિવિધ આભરણનો ઉલ્લેખ કરી આ તીર્થને શ્વેતામ્બરીય હોવાની છાપ મારી છે.

વિ. સં. ૬૮૦ ની આસપાસમાં અથવા વિક્રમની ચૌદમી શતાબ્દિ પહેલાં આ તીર્થ પર વિધર્મીઓએ હુમલો કર્યો હોય એમ માની શકાય છે.

**દક્ષિણના કેટલાક રાજાઓ**

કુલ્પાક તીર્થ અંગે દક્ષિણના પ્રાચીન જૈન રાજાઓની કેટલીક ઘટનાઓ જાણી લેવી પણ જરૂરી છે, જેથી જેના આધારે કુલ્પાકજીની સ્થાપના થઇ તે શંકર રાજાના સમય પર ઘણું અજવાળું પડશે.

દક્ષિણનો ઇતિહાસ ત્યાંના જૈન રાજાઓ માટે નીચેની વસ્તુઓ આપે છે.

સમ્રાટ સંપ્રતિએ દક્ષિણમાં જૈનધર્મનો સારો ફેલાવો કર્યો હતો. બલ્કે સમ્રાટ સંપ્રતિએ દક્ષિણમાં જૈનધર્મ સ્થાપ્યો છે એમ કહિયે તો પણ ચાલે.

વિક્રમની બીજીથી આઠમી સદી સુધી દક્ષિણમાં જૈનયુગ જ હતો, જેમાં શ્વેતામ્બર અને દિગમ્બર એ બન્નેનો સમાવેશ થાય છે. જૈન ગ્રંથકારોએ દક્ષિણ દેશની ભિન્ન ભિન્ન ભાષાઓમાં એટલે પ્રાકૃત, સંસ્કૃત, દ્રાવીડી, કાનડી, તામીલ અને તેલુગુ ભાષા સાહિત્યમાં અનેક ગ્રંથો રચી તે તે ભાષાને સમૃદ્ધ બનાવી છે.

ઇસ્વી સનની પહેલી સદીમાં કાંચીના પલ્લવવંશના શિલાલેખમાં શિવસ્કંદ–શિવકુમારનો જૈનરાજા તરીકે ઉલ્લેખ છે.

ઇસ્વી સનની આઠમી સદીમાં આ. અકલંકદેવે કાંચીપતિ હસ્તિમલ્લને જૈન બનાવ્યો હતો.

સાતમા સૈકાના સુંદર પાંડયે જૈનરાજાએ રાણી અને મંત્રીની કારવાઇથી શૈવ બની એક જ દિવસે ૮૦૦ નિર્દોષ જૈનોને ફાંસીને લાકડે લટકાવ્યા હતા. આ બહાદુરીનું અંકન

અર્કાટના શિલા-ચિત્રમાં મોજુદ છે. આ વખતથી તામીલમાં જૈનધર્મનો હ્રાસ થવા લાગ્યો. આ જ અરસામાં કાંચીપતિ મહેન્દ્રવર્મન્ પલ્લવ પણ જૈન મટી શૈવ બન્યો હતો.

ઈસ્વી સનની આઠમી સદીમાં આ. અકલંકદેવે કાંચીપતિ હસ્તિમલ્લને જૈન બનાવ્યો હતો.

આંધ્રનો રાજવંશ પણ ઈસ્વી સનની પ્રથમ સહસ્રાબ્દિ સુધી જૈન હતો. ઈ. સ. ૧૦૨૨માં રાજા રાજનરેન્દ્રથી તેમાં પરિવર્તન થયું છે.

કર્ણાટકમાં બીજાથી બારમા સૈકા સુધી કદંબ, ગંગ, ચૌલુક્ય, રાષ્ટ્રકૂટ, કલચૂરી અને હોયશલ એમ ૭ મોટા રાજવંશોએ રાજ્ય કર્યું છે; જેઓ મોટે ભાગે જૈન કે જૈનધર્મ પ્રેમી હતા. કદંબ અને ગંગવંશની રાજધાની મ્હૈસુર હતી. ચાલૂક્યોની રાજધાની વાતપી-બદામી હતી અને છેલ્લા વંશની રાજધાની કાનરીસના પ્રદેશમાં હતી.

ગંગવંશનો સમય એ હિંદમાં જૈનધર્મનો સુવર્ણ યુગ મનાય છે. ચૌલુક્યો બહુ જોરદાર હતા. તેના શરૂઆતના રાજાઓ જૈન નહીં કિન્તુ જૈનધર્મના પ્રેમી હતા. આખરે પહેલા જયસિંહના ઉત્તરાધિકારી પહેલા પુલકેશીએ અલક્તમાં જિનમંદિર બંધાવ્યું હતું.

આ પ્રથમ પુલકેશીએ કાંચીના પલ્લવો પાસેથી બદામી-વાતપી પડાવી લીધું અને ત્યાં પોતાની રાજધાની સ્થાપી.

તેની ગાદીએ તેનો પુત્ર પ્રથમ કીર્તિવર્મા આવ્યો, જેણે બદામીમાં વૈષ્ણવ ગુફા ખોદાવવી શરૂ કરી. તેની ગાદીએ તેનો નાનો ભાઈ મંગલેશરાય આવ્યો, જેણે બદામી ગુફાને પૂરી કરી. આ ચૌલુક્ય મંગલેશે શંકરગણના પુત્ર બુદ્ધરાજની સરદારી નીચે કલચુરીઓને જીત્યા હતા.

ઈ. સ. ૧૯૧૪ના જાન્યુઆરીના 'ઈંદુ' પત્રના અંકમાં સાહિત્યાચાર્ય વિશ્વેશ્વરનાથજી હૈહય વંશનો ઇતિહાસ આલેખતા લખે છે કે—ચૌલુક્ય મંગલીશે વિ૦ સં૦ ૬૪૮ કે ૬૬૭ માં કલચુરીઓની લક્ષ્મી છીનવી લીધી હતી. માની શકાય છે કે આ કલચુરી રાજા તે કૃષ્ણરાજનો પૌત્ર અને શંકરગણનો પુત્ર બુદ્ધ છે.

તેની પછી કીર્તિવર્માનો પુત્ર દ્વિતીય પુલકેશી રાજા થયો, જેણે દક્ષિણ ભારતમાં ચૌલુક્ય રાજ્યને સૌથી વધુ બળવાન બનાવ્યું હતું અને હર્ષવર્ધનની દક્ષિણ તરફની ગતિને રોકી હતી. આ જૈન રાજા છે. તેનો રાજ્યકાળ ઈ. સ. ૬૦૮ થી ૬૪૨ છે. તે અંતિમ સમયમાં પલ્લવોના આક્રમણથી નબળો પડયો એટલે પલ્લવોએ તેની પાસેથી બદામી-વાતપી પાછું લઇ લીધું. આ પછી ચૌલુક્યો એ વિભાગમાં વહેંચાઇ ગયા. પૂર્વ ચૌલુક્યોએ વેંગીમાં અને પશ્ચિમ ચૌલુક્યોએ કલ્યાણીમાં રાજગાદી સ્થાપી. આ પ્રમાણે અગ્યારમી સદી સુધી ચાલ્યું.

રાષ્ટ્રકૂટોની સત્તા ઈ. સ. ૭૫૪ થી ૯૫૪ સુધી રહી છે. ખાસ બીજો તૈલપદેવ અને તેના ઉત્તરાધિકારી રાજાઓ ચુસ્ત શૈવ હતા. ઇસ્વી સનની દશમી સદીમાં ત્રીજા તૈલપે જૈનો પર જુલમ ગુજાર્યો અને સાથે સાથે તે રાજવંશનું પણ પતન થયું.

રાષ્ટ્રકૂટ પછી કલચુરીઓના હાથમાં રાજસત્તા આવી, તેનો પ્રથમ રાજા સેનાપતિ વિજજલ હતો. આ સમયે જૈનધર્મ અને લીંગાયત ધર્મમાં બહુ હુંસાતુંસી ચાલી છે.

વિજ્જલ એ જૈન રાજા હતો, છતાં બહુ સમભાવવાળો હતો, દયાળુ હતો. લિંગાયતોએ તેના ગુણોનો ગેરઉપયોગ કર્યો. લિંગાયત સંત બસવે તો વિજ્જલની કારકીર્દિમાં પ્રતિષ્ઠા મેળવી, અમલદારી મેળવી, સમય આવતાં ક્રાંતિ કરી અને કુટુમ્બ સાથે વિજ્જલનો નાશ કર્યો.

એટલે કે મંત્રી વસવે ઇસ્વી સનની બારમી સદીમાં વિજ્જલને કુવામાં નાખી મારી નાખ્યો. અને કલ્યાણીમાંથી જૈનધર્મને નાબૂદ કરવા પૂરો પ્રયત્ન કર્યો. પરિણામે બસવ અને તેના ભાણેજ ચન્ન બસવે વિજ્જલના મરણને વિજયોત્સવ માની લિંગાયત મતનો પુનરૂદ્ધાર કર્યો.

ત્યારપછી કર્ણાટકમાં યાદવોએ રાજ્ય કર્યું અને છેલ્લે ત્યાં મુસલમાન સત્તા આવી.

ગંગાવદી પ્રદેશોમાં વિક્રમની છટ્ઠી સદીમાં ત્રીજા માધવનો ઉત્તરાધિકારી રાજા અવિનીત હતો, તે જૈન મુનિ વિજયકીર્તિનો ઉપાસક હતો.

આઠમી સદીમાં શ્રીપુરૂષના પુત્ર **શિવામરે** જૈન મન્દિર બનાવ્યુ હતું.

કેટલાએક શિલાલેખના આધારે સં. ૧૧૪૦માં **શંકર** નાયક થયો મનાય છે. જે લંબપ્રલંબવંશીય પલ્લવરાયનો પુત્ર હતો.

સં. ૧૦૦૫માં લક્ષ્મણનો મોટો પુત્ર શંકરગણ હોવાની યાદી મળે છે.

દક્ષિણના આ રાજાઓમાં શંકર નામના અનેક રાજાઓ થયા છે.

**કુલ્પાકજીનો પ્રતિષ્ઠાપક શંકર—**

દક્ષિણના ઇતિહાસમાં શંકર રાજાનાં નામો અને તેની સલાવારી નીચે મુજબ મળે છે.—

૧ કાંચીપતિ શિવકોટિ, શિવસ્કંદ, કે શિવકુમાર (ઇસ્વી સનની પહેલી શતાબ્દિ).

૨ કલચુરીરાજ કૃષ્ણરાજનો પુત્ર અને બુદ્ધરાજનો પિતા શંકરગણ (વિ. સં. ૬૪૮ ની પૂર્વે). આ સમયે કર્ણાટકમાં પ્રથમ પુલકેશી રાજા હતો.

૩ શ્રીપુરૂષનો પુત્ર જૈન રાજા શિવામર (આઠમી સદી)

૪ પલ્લવરાયનો પુત્ર શંકર નાયક (સં. ૧૧૪૦)

૫ લક્ષ્મણનો મોટો પુત્ર શંકર ગણ (સં. ૧૦૦૫)

હવે આમાંથી કયા શંકર રાજાએ કુલ્પાક તીર્થની સ્થાપના કરી તે તપાસીએ.

કાંચીપતિ શિવકોટિએ કુલ્પાકજીની સ્થાપના કરી હોય એમ સિદ્ધ થતું નથી, યદ્યપિ યતિ રામલાલજીગણીના પત્રના આધારે તે કુલ્પાકજીનો પ્રતિષ્ઠાપક થઇ શકે છે એટલું જ નહીં કિન્તુ તે સમય જતાં જૈન મુનિ પણ બનેલ છે. પરન્તુ તેની તરફેણમાં પુષ્ટ પ્રમાણો મળતા નથી, કેમકે પ્રથમ તો એ પત્ર નિરાધાર છે, તે અર્વાચીન તેમજ કલ્પનાપૂર્ણ છે. પ્રમાણ રૂપે અંકાતા તીર્થકલ્પ વગેરે સાથે તેનો મેળ મળતો નથી.[૩]

આ પત્રમાં આપેલ સંવત કયા રાજાનો છે? તે પણ એક સમસ્યા છે. તે સમયે વિજયભદ્રમુનિ હોવાનું જણાવ્યું, જે વાત પણ ઘણું સંશોધન માગી લે છે. દરેક ગ્રંથકારો

૩. આ જ યતિવરે બીજો પણ એક ગ્રંથ સંગ્રહીત કર્યો છે, જેને અપ્રમાણિક બનાવતુ ઘણું સાહિત્ય બહાર પડયું છે.

શંકરને કલ્યાણીનો રાજા માને છે જ્યારે શિવકોટિ તે કલ્યાણીનો નહીં કિંતુ કાંચીનો રાજા છે એટલે બીજાં પ્રમાણો ન મળે ત્યાં સુધી શિવકોટિને કુલ્પાકના પ્રતિષ્ઠાતા તરીકે માની શકાય તેમ નથી.

બુદ્ધરાજના પિતા શંકરગણ કુલ્પાકના પ્રતિષ્ઠાપક હોય એમ સાબીત થાય છે. તેણે પ્રથમ પુલકેશીના રાજ્યકાળમાં વિક્રમની છઠ્ઠી સદીના અંતમાં આ તીર્થ સ્થાપ્યું છે.

ચૌલુકય વંશીય બન્ને પુલકેશી જૈન કે જૈનધર્મના પ્રેમી રાજાઓ છે. શંકરગણ અને બુદ્ધરાજ પણ જૈન રાજાઓ છે. ચૌલુકયોની રાજધાની વાતપી હતું. મંગલેશે બુદ્ધરાજને હરાવીને કલ્યાણીને પણ પોતાના રાજ્યમાં મેળવી દીધું હશે એ સંભવિત છે.

કલચુરીઓ જૈન હતા, તેઓ સરદારના સ્થાને નિયુકત હતા તેમજ કલ્યાણીના રાજા પણ હતા. વિજ્જલરાય પણ સરદારમાંથી બનેલ કલચુરીના જૈન રાજા છે એટલે એ વંશ બન્ને રીતે વિખ્યાત છે.

મહાકૂટના સ્તભમાં અને નેરૂરના તામ્રપત્રમાં બુદ્ધરાજને સરદાર તરીકે ઓળખાવ્યો છે, જેણે વિ. સં. ૬૪૮થી ૬૬૭માં યુદ્ધ કરેલ છે. આ રીતે શંકરગણનો સમય વિક્રમની છઠ્ઠી સદીનો અંત ભાગ માની શકાય છે. બુદ્ધરાજના મરણ પછી કલ્યાણીમાં ચૌલુકય સૂબો રહેતો હશે, જે વાતપી પડતાં જ ત્યાંનો રાજા બની બેઠો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કંઇ નથી. વાત પણ એમ જ છે કે વાતપી–બદામી ભાંગતા ચૌલુકયોના બે ભાગલા થાય છે અને ગૌણ મનાતી કલ્યાણી મુખ્ય બને છે, ઉન્નત દશાને પામે છે.

આ રીતે કલ્યાણી બુદ્ધરાજ સુધી એટલે વિક્રમની સાતમી સદીના પૂર્વાર્ધ સુધી પાટનગર હતું અને બીજા પુલકેશી પછી એટલે વિ. સં. ૬૮૦ લગભગમાં પુનઃ પાટનગર બન્યું છે.

તે વખતે કલ્યાણી એ મોટું નગર હતું, ત્યાં અનેક ઐતિહાસિક ઘટનાઓ બની છે. તે વખતે તે કર્ણાટકમાં ગણાતું હતું, આજે તેની ગણના મહારાષ્ટ્રમાં કે કર્ણાટકમાં થાય છે. અત્યારે તેની પૂર્વમાં તૈલંગ, દક્ષિણમાં કર્ણાટક અને પશ્ચિમ–ઉત્તરમાં મહારાષ્ટ્ર છે એટલે અત્યારે એ ત્રણે દેશોના સીમાડામાં કલ્યાણીનું સ્થાન છે. કુલ્પાક ત્યાંથી લગભગ ૭૫ કોષ દૂર છે. તે સમયે કલ્યાણી રાજ્યની સીમા તે પ્રદેશ સુધી હતી. તેને વિદ્વાનો દક્ષિણની કાશી કહે છે. તીર્થ હોવાના કારણે કલ્યાણીને આ ઉપનામ મળ્યું હોય એ બનવાજોગ છે.

આજે કુલ્પાકજી તીર્થ નિઝામ હૈદરાબાદ રાજ્યમાં છે.

એકંદરે વિક્રમની સાતમી શતાબ્દિ એ કલ્યાણી માટે રાજ્યક્રાન્તિનો કાળ હતો.

બીજી તરફ એ પણ પ્રમાણ મળે છે કે તે જ શતાબ્દિ કલ્યાણી માટે ધર્મસંક્રાંતિનો પણ કાળ છે.

આ. જિનપ્રભસૂરિ લખે છે કે—શંકર રાજાએ ભવ્ય મન્દિર બનાવ્યું અને તેની પૂજા માટે ૧૨ ગામ આપ્યાં. અનુક્રમે આકાશમાં અધર રહેલ એ પ્રતિમા મિથ્યાત્વ પ્રવેશના કારણે વિ. સં. ૬૮૦માં મન્દિરમાં સિંહાસન પર સ્થાપિત થઈ. આ શબ્દો એમ સૂચવે છે કે વિ૦ સં૦ ૬૮૦ની આસપાસમાં એવી ધર્મક્રાંતિ થઇ હતી કે જેની અસર કુલ્પાક તીર્થ કે તે પ્રાચીન પ્રતિમા પર થઈ હતી.

ભૂલવું ન જોઈએ કે બીજા પુલકેશીના ઉત્તરાધિકારીઓ જૈન બની રહ્યા નથી. રાષ્ટ્રકૂટ ત્રીજો તૈલપ તો ચુસ્ત શૈવ હતો. એટલે એ અરસામાં શૈવધર્મ અને જૈનધર્મને અથડામણનો પ્રસંગ આવ્યો હોય એ માની શકાય તેવી વાત છે. આ૦ જિનપ્રભસૂરિજીના કહેવા પ્રમાણે શંકરગણુ અને બુદ્ધરાજના સમય સુધી કુલ્પાકજીની મૂર્તિ જે સ્વરૂપે હતી તેમાં અજૈન રાજવંશ થતાં ઇતરધર્મીઓ દ્વારા અકલ્પ્ય પરિવર્તન થયું છે.

આમાંથી આપણને એ અચૂક નિર્ણયો મળે છે કે–કુલ્પાક તીર્થ વિક્રમની છઠ્ઠી શતાબ્દિમાં શંકરગણુના હાથે હયાતીમાં આવ્યું છે. અને વિ૦ સં૦ ૬૮૦ સુધી તે ઉન્નત બન્યું. ત્યારપછી અજૈનોના હાથે તેમાં પરિવર્તન થયુ હતું.

એટલે કે આ તીર્થનો સંસ્થાપક શંકરરાજ ને કલ્યાણીનો રાજા શંકરગણુ છે.

ત્યારપછી શિવામર, શંકરનાયક અને શંકરગણુ એમ ત્રણ શંકર રાજાઓ થયા છે. કિન્તુ કુલ્પાક તીર્થનો સ્થાપનાકાળ વિ૦ સ૦ ૬૮૦ પૂર્વનો છે. જ્યારે આ ત્રણે રાજાઓને પછી થયા છે. એટલે આ રાજાઓ કુલ્પાક તીર્થના પ્રતિષ્ઠાપક નથી એ વાત ચોક્કસ છે.

આ રીતે આ દરેક ઐતિહાસિક પ્રમાણો કુલ્પાક તીર્થના પ્રતિષ્ઠાપક તરીકે વિ. સં. ૬૦૦ની આસપાસ થએલ શંકરગણુની તરફેણમાં જાય છે.

### આ તીર્થ શ્વેતામ્બરીય છે

દક્ષિણમાં શ્વેતામ્બર જૈનધર્મ તો હતો જ. વિક્રમની બીજી શતાબ્દિમાં ત્યાં દિગમ્બર સમ્પ્રદાયનો ઉદ્ગમ થયો એટલે તે પણ દક્ષિણમાં વધવા લાગ્યો. સમય જતાં દક્ષિણમાં શ્વેતામ્બર અને દિગમ્બર એ બન્ને જૈન સંપ્રદાયો ખૂબ ફાલ્યા–ફૂલ્યા છે. એ બન્ને શાખામાં અનેક જૈન રાજાઓ પણ થયા છે, પરન્તુ સંપ્રદાય ભેદ કાયમ હતો એટલે શ્વેતામ્બર રાજાઓ અને શ્વેતામ્બર તીર્થોના ઉલ્લેખો દિગમ્બર શિલાલેખોમાં ન હોય એ સ્વાભાવિક છે.

કોકણમાં સીલ્હરો, હલસીના કદંબો, મ્હૈસુરના હોયસલો અને શંકરગણુ વગેરે ચૌલુક્ય યુગના જૈન રાજાઓ છે. કુલ્પાકજી તેજ વખતે સ્થપાયું છે. દિગમ્બર શિલાલેખોમાં તેનાં નામો નહીંવત્ મળે છે. સંપ્રદાયભેદના કારણે એ બનવું સંભવિત છે. આથી એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે—શંકરગણુ એ શ્વેતામ્બર જૈન રાજા છે અને કુલ્પાકજી એ શ્વેતામ્બર જૈનતીર્થ છે. દિગમ્બર ગ્રંથો પણ કુલ્પાકજી તીર્થ માટે મૌન છે, જે મૌન કુલ્પાકજી શ્વેતામ્બર હોવાની તરફેણમાં જાય છે.

શ્વેતામ્બર ગ્રન્થકારો કુલ્પાકજીને શ્વેતામ્બરતીર્થ માને છે અને ત્યાંની પ્રતિમાઓ પણ એ જ વાતને ટેકો આપે છે.

દિગમ્બર મૂર્તિઓ એકાન્ત નાગી હોય છે, તેમાં લંગોટ, આભરણુ કે આસનભેદ હોતા નથી તેથી તેની મૂર્તિઓ એક જ જાતની બને છે. શ્વેતામ્બર મૂર્તિઓ સાપેક્ષ બનેલી હોય છે, તેમાં લંગોટ, ચક્ષુ, કેશ, આભરણુ અને આસનભેદ હોય છે તેથી મૂર્તિઓ વિવિધતાવાળી મળે છે. દાખલા તરીકે—

મથુરામાં બે હજાર વર્ષ પહેલાંની શ્રી આદિનાથ ભગવાનની મૂર્તિઓને ખંભે વાળની લટ કોતરેલી છે. આ ચારમુષ્ટિ લોચનું પ્રતિક છે.

કેસરિયાજી તથા મક્ષીજી વગેરે સ્થાનોમાં પ્રતિમાજીને સ્પષ્ટ લંગોટ નથી. કારણુ ? આ પ્રતિમાજી વિ. સં. ૯૮૦ ની પૂર્વે બનેલી છે. શ્વેતામ્બર વિજયગચ્છની મૂર્તિઓને પણુ પ્રાયઃ લંગોટ હોતા નથી.

અંતરિક્ષજી, ભાંદકજી અને મક્ષીજી વગેરેમાં અર્ધપદ્માસન મૂર્તિઓ છે.

બનારસમાં એક ઝવેરીના ઘરમાં હીરાની જિનમૂર્તિને મુકુટ કોતરેલ છે.

પટણાના જિનમંદિરમાં પ્રાચીન ત્રણુ પ્રતિમા છે, જેની શિલાલિપિ સારનાથની પ્રાચીન લિપિને મળતી છે. જે પૈકાની બે મૂર્તિઓને વસ્ત્ર તથા મુકુટ કોતરેલા છે.

સિંહપુરી તીર્થમાં બે જિનપ્રતિમાઓ પર માહનમાલા (હાર) કોતરેલ છે.

માવલી અને ઘાસીયામાં જિનપ્રતિમાઓને હાથ તથા બાજુબંધ કોતરેલ છે.

અજમેર મ્યુજિયમમાં વાંસવાડા તરફથી પ્રાપ્ત ઘણી જિનપ્રતિમાઓને હાર તથા બાજૂબંધ કોતરેલા છે.

આ પ્રમાણે શ્વેતામ્બર જિનપ્રતિમાઓ ભિન્ન ભિન્ન સ્વરૂપવાળી પણ મળે છે.

કુલ્પાકજી તીર્થમાં જોઇએ તો ત્યાં પણુ જિનપ્રતિમાઓ આવી જ વિવિધતાવાળી મળે છે. અહીંની દરેક પ્રાચીન પ્રતિમાઓ અર્ધપદ્માસનવાળી છે. અહીં ભ૦ મહાવીરસ્વામીની પ્રાચીન જિનમૂર્તિ છે તે ઊર્ધ્વપદ્માસનવાળી છે, પીરાજા રંગની છે, હસતા ભાવવાળી છે, અલૌકિક છે. ભગવાન માણેકસ્વામિની પ્રતિમા પણુ અર્ધપદ્માસન છે, પ્યારના કારણે કાળા જેવી છે, લંગોટવાળી છે અને સુંદર છે. બીજી પ્રતિમાઓ પણુ તેને મળતી છે. અહીં દરેક પ્રતિમાઓને લંગોટ છે.

સત્તરમી સદીના મહાન કાવ્યનિર્માતા શ્રી દેવવિમલગણી લખે છે કે—શ્રી માણેકસ્વામીની પ્રતિમા આભૂષણો વડે અતિ ઝળહળે છે.

આ રીતે આ દરેક પ્રતિમાઓ શ્વેતામ્બર છે.

આ દરેક પ્રમાણોથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે કુલ્પાકજી તીર્થ એ પ્રાચીન શ્વેતામ્બર જૈનતીર્થ છે. ( ચાલુ )

## સુધારો

" શ્રી જૈન સત્ય પ્રકાશના ક્રમાંક ૬૭માં છપાયેલ માલપુરાના વધુ લેખો શીર્ષક-લેખમાં નીચે મુજબ સુધારો કરવો."

પૃ. ૨૮૧માં છપાયેલ ( ૩ B ) નંબરની ફુટનોટના છેડે નીચે મુજબ પંક્તિ વધારવી.

" પ્રતિષ્ઠાપક આચાર્યશ્રીનું નામ નથી વંચાતુ **શ્રી વીર** + + + **સૂરિભિઃ** વંચાય છે."

અને પૃષ્ઠ ૨૮૨માં [ ૧૧ A ] નંબરના મુળ શિલાલેખ સાથે છપાયેલ ઉપરની પંક્તિ ત્યાંથી રદ્દ કરવી.

# જૈનદૃષ્ટિએ ભૂગોળ-ખગોળ

લેખક—પંન્યાસજી મહારાજ શ્રી ધર્મવિજયજી ગણી

( ગતાંકથી ચાલુ )

**પ્રશ્ન**—વર્ત્તમાનમાં શોધાયેલ એશિયા, યુરોપ, આફ્રિકા તેમજ ઓસ્ટ્રેલિયા દેશોનો સમાવેશ જૈનદૃષ્ટિએ ગણાતા જંબૂદ્વીપના સાત મહાક્ષેત્રો પૈકી એક ભરતક્ષેત્રવર્તી ૭ ખંડોમાંના ક્યા ખંડમાં સમાવેશ માનવો ઉચિત લાગે છે?

**ઉત્તર**—વૈતાઢ્ય પર્વત તેમજ વૈતાઢ્યને ભેદી લવણ સમુદ્રમાં મળનાર ગંગા સિન્ધુથી ભરતક્ષેત્રના ૭ વિભાગો થયેલા છે. તે ૭ વિભાગો-ખંડો પૈકી નીચેના ત્રણ ખંડોમાં ઉપર જણાવેલા વર્ત્તમાન પાંચે દેશોનો સમાવેશ માનવો તે ઠીક લાગે છે, અને એ પ્રમાણે માનવામાં ખાસ કોઈ વિરોધ આવતો હોય તેમ વિચારદૃષ્ટિએ જણાતું નથી, કારણ કે શાસ્ત્રદૃષ્ટિએ ભરતક્ષેત્રની પહોળાઇ પર૬ યોજન અને ૬ કળા છે. અને નીચેના અર્ધા વિભાગમાં રહેલા ત્રણ ખંડની પહોળાઇ ભરતના સમગ્ર પ્રમાણની અપેક્ષાએ અર્ધથી ન્યૂન છે. તો પણ પાશ્ચાત્યવિદ્વાનો દક્ષિણ ધ્રુવથી ઉત્તર ધ્રુવનું જેટલા માઇલ પ્રમાણ અંતર માને છે તેના કરતાં જરૂર દક્ષિણાર્ધ ભરતના ત્રણ વિભાગનું પ્રમાણ વિશેષાધિક છે. પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર પર્યંત લંબાઈ ૧૪૪૭૧$\frac{5}{19}$ યોજન પ્રમાણ છે, જ્યારે સમગ્ર પૃથ્વીના એક છેડાથી બીજા પર્યંતની (પરિધિની) લંબાઈ લગભગ ૨૫૦૦૦ માઇલ પ્રમાણ છે, પૂર્વપશ્ચિમ વ્યાસ ૭૯૨૬ માઇલ પ્રમાણ અને ઉત્તર-દક્ષિણ વ્યાસ ૭૯૦૦ માઇલ પ્રમાણ છે. એ અપેક્ષાએ વર્ત્તમાનમાં શોધાયેલ દેશોનો ભરતના નીચેના ત્રણ ખંડમાં સમાવેશ કરવો તેમાં કાંઈ વિરોધક હેતુ હોય તેમ ખ્યાલમાં આવતું નથી.

## હાલમાં મનાતી પૃથ્વીનું માપ—




(હાલની પૃથ્વી પૂર્વથી પશ્ચિમ સુધી ૭૯૨૬ માઇલ છે અને ઉત્તરથી દક્ષિણ ૭૯૦૦ માઇલ છે, પરિધિ ઉપર જણાવ્યા પ્રમાણે ૨૫૦૦૦ માઇલ છે.)

**પ્રશ્ન**—જ્યારે (અમદાવાદની અપેક્ષાએ) આ દેશમાં સૂર્યોદય થાય છે, તે અવસરે અમેરિકા વગેરે દૂર દેશમાં લગભગ સંધ્યાનો ટાઇમ હોય છે, તે પ્રમાણે ત્યાંથી આવતા વાયરલેસ ટેલિગ્રાફ વગેરે સાધનોથી જાણવામાં આવે છે, એટલે કે અમેરિકામાં થતા સૂર્યોદય તેમજ સૂર્યાસ્તનું અંતર આ દેશની અપેક્ષાએ લગભગ નવદશ કલાકનું સમજાય છે, તે મુજબ ઇંગ્લેંડ, જર્મની વગેરે દેશોમાં તેમજ ખુદ હિન્દુસ્થાનમાં રહેલ મદ્રાસ, કલકત્તા વગેરે શહેરોમાં પણ કોઈ ઠેકાણે ૭ કલાકનું, કોઈ ઠેકાણે ચાર કલાકનું તો કોઇ સ્થાને કલાકનું સૂર્યોદય તથા સૂર્યાસ્ત સંબંધી અંતર પડે છે, તેમાં શું કારણ હશે? જૈન શાસ્ત્રોમાં અનેક વખત વાંચવામાં આવે છે કે 'જ્યારે ભરતક્ષેત્રમાં દિવસ હોય, ત્યારે મહાવિદેહમાં રાત્રિ હોય છે, જ્યારે મહાવિદેહક્ષેત્રમાં દિવસ હોય છે ત્યારે ભરતક્ષેત્રમાં રાત્રિ હોય છે, એ એકદેશીય બાબત વાંચવાથી અથવા સાંભળવાથી કોઇ એમ પણ કહે છે કે

અમેરિકામાં હિંદુસ્થાનથી સૂર્યોદય સૂર્યાસ્ત, દિવસ-રાત્રિ સંબંધી લગભગ વિપરીત ક્રમ હોઇ તે અમેરિકાને 'મહાવિદેહ' કેમ નહી કહી શકાય ? શાસ્ત્રના રહસ્યને જાણવાવાળાઓ તો મહાવિદેહમાં સદાકાલ ચતુર્થ આરો, તીર્થંકરોનો સદ્ભાવ, મોક્ષગમનનો અવિરહ, તેમજ સ્વાભાવિક શક્તિવંત મનુષ્યને ત્યાં જવાની શક્તિનો અભાવ વગેરે કારણોથી અમેરિકાને મહાવિદેહનું નામ સ્વપ્નામાં પણ આપતા નથી, તો પણ સૂર્યોદય તેમજ સૂર્યાસ્ત સંબંધી જે દશ કલાકનું અંતર પડે છે તેમાં શું કારણ છે ?

**ઉત્તર**—પ્રથમ જણાવવામાં આવ્યું તે પ્રમાણે ભરતક્ષેત્રની પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્ર પર્યંતની લંબાઈ ૧૪૪૭૧ ૬/૧૯ યોજન પ્રમાણે છે. વર્તમાનમાં શોધાયેલ એશિયાથી અમેરિકા પર્યંત પાંચેય ખંડોનો સમાવેશ પણ ભરતના દક્ષિણાર્ધ વિભાગમાં હોવાનું યુક્તિ પૂર્વક આપણે જણાવી ગયા છીએ. ઉચ્ચ સ્થાન ઉપર ગોઠવવામાં આવેલ ફરતો યાંત્રિક દીપક પ્રારંભમાં પોતાની નજીકના પ્રકાશયોગ્ય ક્ષેત્રમાં પ્રકાશ આપે છે, એ જ દીપક યંત્રના બલથી જેમ જેમ આગળ ખસતો જાય છે તેમ તેમ પ્રથમ પ્રકાશિત ક્ષેત્રના પાછલા અમુક વિભાગમાં અંધકાર થવા સાથે આગળ આગળના ક્ષેત્રમાં પ્રકાશ થતો જાય છે, તે જ પ્રમાણે નિષધ પર્વત ઉપર ઉદય પામતો (દૃષ્ટિગોચર થતો) સૂર્ય પ્રારંભમાં પોતાનું જેટલું પ્રકાશ્ય ક્ષેત્ર છે, તે ક્ષેત્રમાં આવતા નજીકના ભાગમાં પ્રકાશ આપે છે અર્થાત્ તે સ્થાનમાં રહેલા મનુષ્યોને સૂર્યનો પ્રકાશ મળવાથી સૂર્યોદય થયાનું ભાન થાય છે. મેરૂની પ્રદક્ષિણાના ક્રમે ફરતો સૂર્ય જેમ જેમ આગળ આવે છે તેમ તેમ પાછળના ક્ષેત્રોમાં અંધકાર થવા સાથે તે ક્ષેત્ર સંબંધી આગળ આગળના વિભાગોમાં પ્રકાશ થતો જોવાથી તે વખતે સૂર્યોદય થયો તેવો ખ્યાલ આવે છે, અને એ હિસાબે ભરતક્ષેત્રના અર્ધ વિભાગમાં રહેલા પાંચે દેશોમાં જુદા જુદા સ્થળોની અપેક્ષાએ સૂર્યોદય તેમજ સૂર્યાસ્તનું દશ કલાક આઠ કલાક યાવત્ કલાક વગેરે પ્રકારનું અંતર પડે તેવાં કોઈ પ્રકારનો વિરોધ આવતો હોય તેમ જણાતું નથી. આ વસ્તુને જ બરાબર વિચારવામાં આવે તો ચોક્કસ જણાઈ આવશે કે અમદાવાદ, મુંબઈ, પાલીતાણા કે કલકત્તા કોઈ પણ વિવક્ષિત એક સ્થાનને આશ્રયી દિવસનું પ્રમાણ બાર કલાક અથવા અમુક ઋતુમાં ચૌદ કલાક ભલે રહે, પરંતુ દક્ષિણાર્ધ ભરતના પૂર્વ છેડા ઉપર જ્યારથી પ્રકાશ પડયો-સૂર્યોદય થયો ત્યારથી ઠેઠ પશ્ચિમ છેડા સુધી સૂર્યાસ્તના સમયને ભેગો કરીશું તો આઠ પ્રહર અર્થાત્ ૨૪ કલાક સુધી સમગ્ર ભરત ક્ષેત્રના કોઇ પણ વિભાગની અપેક્ષાએ સૂર્યના પ્રકાશનું અસ્તિત્વ હોય તેમાં કોઈ પણ બાધક હેતુ દેખાતો નથી. પૂર્વનિષધની નજીક જગ્યાએથી સૂર્યનો દેખાવ થતો હોવાથી અને પશ્ચિમનિષધની નજીક જાય ત્યારે અદૃશ્ય થતો હોવાથી તેનું પરિધિક્ષેત્ર લગભગ સવાલાખ ક્ષેત્ર યોજનપ્રમાણ થાય, અને કલાકની પાંચહજાર યોજનપ્રમાણ ગતિના હિસાબે સૂર્યગતિ ગણતાં ચોવીશે કલાક સૂર્ય સમગ્ર ભરતમાં કોઇપણ જગ્યાએથી જુદા જુદા કાળે દેખાય તેમાં કશી હરકત નથી. શ્રીમંડલ પ્રકરણમાં કહ્યું છે કે:—

**पढमपहराइकाला, जंबुद्दीवंमि दोसु पासेसु ।**
**लब्भंति एगसमयं तहेव सव्वत्थ नरलोए ॥ १ ॥**

**टीका—पढ० । प्रथमप्रहरादिका उदयकालादारभ्य रात्रेश्चतुर्थयामान्त्यकालं यावन्मेरोः समन्तादहोरात्रस्य सर्वे कालाः समकालं जम्बूद्वीपे पृथक् पृथक् क्षेत्रे लभ्यन्ते । भावना यथा-भरते यदा यतः स्थानात् सूर्य उदेति तत्पाश्चात्यानां**

दूरतराणां लोकानामस्तकालः । उदयस्थानाधोवासिनां जनानां मध्याह्नः, एवं केषाञ्चित् प्रथमप्रहरः, केषाञ्चिद् द्वितीयः प्रहरः, केषाञ्चित् तृतीयः प्रहरः, क्वचित् मध्यरात्रः, क्वचित् संध्या, एवं विचारणयाऽष्टप्रहरसम्बन्धी कालः समकं प्राप्यते, तथैव नरलोके सर्वत्र जम्बूद्वीपगतमेरोः समन्तात् सूर्यप्रमाणेनाष्टप्रहरकालसंभावनं चिन्त्यम् ।

**ગાથાનો ભાવાર્થ:**—જંબૂદ્વીપમાં બન્ને બાજુએ પહેલો પ્રહર વગેરે કાળ વિભાગો એક સાથે પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે મનુષ્યલોકમાં સર્વત્ર સમજવુ.

**ટીકાનો ભાવાર્થ:**—સૂર્યોદયથી પ્રારંભીને રાત્રિના ચતુર્થ પ્રહર સુધીના અહોરાત્રના પ્રથમ પ્રહરાદિ સર્વે કાળવિભાગો મેરુની ચારે બાજુએ જંબૂદ્વીપમાં એક સાથે જુદા જુદા ક્ષેત્રોમાં પ્રાપ્ત થાય છે. જેમકે ભરતક્ષેત્રમાં જે સ્થાનેથી સૂર્ય ઉદય પામતો જોવાય છે, તે સ્થાનની પાછળના દૂરવર્તિ ક્ષેત્રમાંના લોકોને સૂર્યનું દર્શન બંધ થતુ હોવાથી સૂર્યનો અસ્તકાળ છે, જે સ્થાને સૂર્ય છે, તેની નીચેનાં ક્ષેત્રોના લોકોને મધ્યાહ્નકાળ છે, આમ એક ભરતક્ષેત્રમાં જ કોઈ ક્ષેત્રની અપેક્ષાએ હજુ પહેલો પ્રહર હોય ત્યારે તે જ અવસરે તે જ ભરતના કોઇ બીજા વિભાગોમાં કોઈ સ્થળે બીજો પ્રહર, કોઈ સ્થળે ત્રીજો પ્રહર, કોઈ સ્થળે સાયંકાળ, કોઈ સ્થળે મધ્ય રાત્ર એમ આઠ પ્રહર સંબંધી કાળ એક સાથે પ્રાપ્ત થઇ શકે છે. આ બાબત બરાબર ધ્યાન દઇને વિચારવાની છે, અને એમ જો બરાબર વિચારાય તો અમેરિકા અને હિંદમાં સૂર્યોદયનું જે દશ કલાકનું અંતર પડે છે એટલે કે અહીં દિવસ હોય ત્યારે ત્યાં લગભગ રાત્રિ હોય અને ત્યાં દિવસ હોય ત્યારે અહીં રાત્રિ હોય એમ છતાં એ બધું ભરતક્ષેત્રમાં ને ભરતક્ષેત્રમાં છે, પણ અમેરિકા એ મહાવિદેહ નથી એમ સુખેથી માની શકાય છે.

**પ્રશ્ન**—ઉત્તરધ્રુવ વગેરે કેટલાંક સ્થાનો આજની ભૂગોળમાં એવી રીતના જણાવવામાં આવે છે કે જ્યાં લગભગ એક સાથે ૭ મહિના સુધી દિવસ તેમજ ૭ મહિના સુધી રાત્રિ હોવાનું કહેવાય છે, તો તે શી રીતે બની શકે?

**ઉત્તર**—૭ મહિના સુધી સૂર્યનો એક ધારો પ્રકાશ અને ૭ મહિના સુધી એકધારી રાત્રિ એવું જે કહેવાય છે તે માટે તે તરફની પરિસ્થિતિને જાણવાવાળાઓને વધુ ઊંડા ઉતરી પૂછવામાં આવતાં એવા ખુલાસા મળે છે કે—અમુક ૭ માસના દિવસોમાં બાર કલાક તો અહિંના જેવું—અર્થાત્ દિવસ જેવું અજવાળું રહે, રાત્રે દિવસના જેવું અજવાળું ન હોય તેમ રાત્રિ જેવો તદ્દન અંધકાર પણ ન હોય, પણ ઝાંખુ અજવાળું હોય. અમુક ૭ માસમાં રાત્રે તો રાતના જેવો અંધકાર અને દિવસે સૂર્યના પ્રકાશ જેવું અજવાળું નહિ પણ ઝાંખું અજવાળું હોય. આ પ્રમાણે આ વસ્તુ જો હોય તો પ્રથમના પ્રશ્નોત્તરમાં જણાવેલ છે કે—ભરતક્ષેત્રના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધીમાં જુદા જુદા વિભાગને આશ્રયી આઠ પ્રહર સુધી પણ સૂર્યદર્શનનો સંભવ છે તો પછી તે જ ભરતના લગભગ મધ્યભાગમાં ઉત્તરદિશાવર્તિ વૈતાઢ્ય પર્વતના કોઈ પણ ઉંચાણ પ્રદેશમાં એવું સ્થાન વિચારવું જોઇએ કે સૂર્ય જ્યારે ઉત્તરાયણમાં હોય ત્યારે આઠ પ્રહર સુધી સૂર્યનો સ્પષ્ટ અથવા ઝાંખો પ્રકાશ તે સ્થાને આવી શકે અને દક્ષિણાયનમાં ગયા બાદ આઠે પ્રહરે સુધી સૂર્યના પ્રકાશનો જોઇએ તેવો સ્પષ્ટ અભાવ હોવાથી રાત્રિ થતી હોય તો તેમાં કંઇ વિરોધ આવે તેમ જણાતું નથી. છતાં આવી બાબતો બહુ જ વિચારણા માગે છે તે ચોક્કસ છે. (ચાલુ)

# छेदपींड तथा सामायिक-भाष्य

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

## [१] छेदपींड

दिगम्बरीय शास्त्रोंमें छेदग्रंथकी कमीना थी, वह कार्य भी आ० इन्द्रनन्दीने सुलझा लिया। उन्होंने श्वेताम्बर आगमोंके सहारे छेदपींड शास्त्र बनाया।

यह ग्रंथ शेठ माणिकचंद्र शास्त्रमाला-बम्बई की तरफसे प्रकाशित "प्रायश्चित्त-संग्रह" में छप गया है। दिगम्बरीय मुनिओंके लिये सबसे प्राचीन यही प्रायश्चित्त-ग्रंथ है। यह सारा ग्रंथ आ० श्री भद्रबाहुस्वामी कृत "कल्पव्यवहार" के आधार पर बनाया गया है। यह बात ग्रंथनिर्माताने भी स्पष्ट रूपसे जाहीर कर दी है। ग्रंथकर्ताकी यह उदारता है। उन्होंने साफ लिखा है कि—

एवं दसविध पायच्छित्तं भणियं तु कप्पववहारे ॥
जीदम्मि पुरिसभेदं णाउं दायव्वमिदि भणियं ॥

छेडपिंड गा० २८८ ॥

साफ बात है कि इस शास्त्रकी रचना श्री बृहत्कल्पसूत्र और व्यवहार सूत्र के आधारसे की गई है।

इस प्रकार दिगम्बरीय छेदग्रन्थ भी श्वेताम्बर शास्त्रसे बनाये गये हैं।

दिगम्बर विद्वानोंको दिगम्बर शास्त्रोंका मूल श्वेताम्बर शास्त्र हैं यह बात खटकती है अतः वे अब दिगम्बर समाज के लिये नये प्रायश्चित्त ग्रन्थ बनानेके लिए कोशिश कर रहे हैं। और दिगम्बर जैन शास्त्रार्थ संघ अंबालाने ता० १८, २, १९३८ के अधिवेशनमें प्रस्तुत विषयके बारेमें एक प्रस्ताव भी कर लिया है, जो इस प्रकार है—

प्रस्ताव-५ "भा० दि० जैन संघका यह अधिवेशन प्रस्ताव करता है कि समाजमें फैली हुई दण्डव्यवस्थाकी वर्तमान अव्यवस्थाको दूर करनेके लिये निम्नलिखित विद्वानोंकी एक समिति कायम की जाय जो कि शास्त्रीय प्रमाणोंके आधार पर इस अव्यवस्थाको दूर करनेके लिये समाज के लिये उपयोगी दंडव्यवस्थाका रूप निश्चित करे"।

प्रस्ताव-७ वेमें सात विद्वानोंके नाम वगैरह आते हैं।

इन प्रस्तावोंसे स्पष्ट है कि दिगम्बरीय साहित्य वास्तवमें पराश्रित है और पंडितोंकी कल्पनाओंके पर निर्भर है। जिस समाजमें शास्त्रोंके

निर्माता गृहस्थ हैं उस निर्ग्रन्थ पद के पक्षपाती समाजका साहित्य कितना दरिद्र है-अल्प है यह बात पाठकोंको पुनः बतानेकी आवश्यकता नहीं है। इस हालतमें उन गृहस्थीओंके वचन ही जिनवाणी माने जाय उसमें कोइ आश्चर्यकी बात नहीं है। अस्तु, कुछ भी हो वे विद्वान् भी श्वेताम्बरीय शास्त्रोंके आधार पर या कल्पनाओंके तरंग पर एक ग्रन्थ बनालेंगे जो भविष्यके दिगम्बर समाजमें वीतरागप्रणित शास्त्र याने जिनेन्द्रवचन माना जायगा।

## [२] सामायिक-भाष्य

### [ एक दिगम्बरीय विधिग्रन्थ ]

जैसे श्रीमद् वट्टेरक आचार्यने आवश्यकनिर्युक्तिके नकलरूप षडावश्यकाधिकार बनाया वैसे ही काष्ठासंघी दिगम्बर विद्वान् आ० प्रभाचन्द्रने विशेष-आवश्यकभाष्यकी नकल करके सामायिकभाष्य बनाया है।

यह सामायिकभाष्य प्राकृत-संस्कृतमें बना है और सटीक है। यह ग्रंथ हस्तलिखित ४८ पत्रोंका है। यद्यपि इसका नाम सामायिकभाष्य है, मगर इसमें सुबह और श्यामकी मुनिक्रियाका संग्रह है। परमार्थसे इसको षडावश्यक (प्रतिक्रमण)नाम दिया जाय तो भी ठीक है।

इसी ग्रंथके अंतिम ४ पत्रोंमें लिखित टीका-पाठसे पता चलता है कि: सामायिक-भाष्य नंदीतटका ग्रन्थ है।

श्रीनन्दीतटसंघमंडनविधौ ज्ञानांबुधावाश्रयम्।
पंचाचारविचारणैकचतुरं रत्नत्रयाराधकम्। (पत्र-४६)
ये नित्यं व्रतधर्ममंत्रनिरता ध्यानाग्निहोत्राकुलाः।
षट्कर्माभिरतास्तपोधनधनाः साधुक्रियासाधवः॥
शीलप्रावरणागुणप्रहरणाश्चंद्रार्कतेजोधिकाः।
मोक्षद्वारकपाटपाटणभटाः प्रीणन्तु मां साधवः॥ (पत्र-४७)

इसके अन्तमें लेखककी प्रशस्ति निम्नप्रकार है—( पत्र-४८ )

॥ इति सामायिकभाष्य समाप्त ॥ संवत् १६९९ वर्षे कार्तिकमासे शुक्लपक्षे ११ रवौ दिने श्रीअकलेश्वरग्रामे श्रीनेमिनाथचैत्यालये श्रीकाष्ठासंघे नंदीतटगच्छे विद्यागणे भ० श्रीरामसेनान्वये तदनुक्रमेण भ० श्रीविशातकीर्तितत्पट्टे भ० श्रीविश्वसेन तत्पट्टे भ० श्रीलक्ष्मीसेन विजयराज्ये, भ० श्री श्रीभूषण तस्य शिष्य उपाध्याय श्रीशीलभूषण तत्शिष्य उपाध्याय श्री हेमकीर्तिविजयराज्ये, संघवो विमलदास लक्ष्मण ( संघवी लक्ष्मण तत्सुत संघवो श्रीविमलदास ) लक्षीतं। शुभं भवतु। कल्याणमस्तु। श्रीरस्तु। जयोस्तु॥ श्री॥ पत्र ४९

मैं पहले मूलाचारके प्रकरणमें लिख चुका हुं कि श्री गणधर भगवान् रचित आवश्यकके चतुर्विंशतिस्तवनसूत्र १ व ६ को जोड कर श्रीमद् वट्टेरकजीने मूलाचार के ७ वें परिच्छेदकी ४२वीं गाथा बनाई है। सामायिक

भाष्यकारने उससे आगे कदम बढाये हैं और थोडासा परिवर्तन करके सारा चतुर्विंशतिस्तव पाठ ही उठा लिया है।

(१) आवश्यक सूत्र ( जिनागम ) में चतुर्विंशतिस्तव पाठ इस प्रकार है-

लोगस्स उज्जोयगरे धम्मतित्थयरे जिणे
अरिहंते कित्तइस्सं चउवीसंपि केवली ॥ सूत्र० १ ॥
उसभ० सूत्र २ ॥ सुविहिं सूत्र ३ ॥ कुंथु० सूत्र ४ ॥
एवं मए अभिथुआ विहुयरयमला पहीण जरमरणा ।
चउवीसंपि जिणवरा तित्थयरा मे पसीयन्तु ॥ सूत्र ५ ॥

सामायिक भाष्य पृ० १५में चतुर्विंशतिपाठ निम्न प्रकार है—

थोंसाम्यहं जिणवरे, तित्थयरे केवली अणंतजिणे,
णरपवरलोयमहिए, विहुयरयमले महप्पणे ॥ १ ॥
लोगस्सुज्जोययरे, धम्मतित्थंकरे जिणे वन्दे ।
अरहंते कित्तिस्से, चउवीसं च केवलीणो ॥ २ ॥
उसह० ३ ॥ सुविहिंच० ४ ॥ कुंथुंच० ५ ॥ एवं मए० ६ ॥

सामायिक-भाष्यमें पहली गाथा नई की है, २-३-४-५ गाथाएं आवश्यकसूत्रसे कुछ फेरफार करके ली है, और छठी गाथा आवश्यकसूत्रसे ज्यों की त्यों संगृहीत की है। मगर गाथा १ और ६ में उल्लिखित "विहुयरयमले" विशेषण दो बार आता है जो प्रथम गाथाकी कृत्रिमताका गवाह बन जाता है ॥

(२) जैन षडावश्यकमें श्रीसिद्धसेन दिवाकरजी के बाद 'नमोर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः ॥ १ ॥ पाठ पढा जाता है। दिगम्बर सामायिक भाष्य में भी उस पाठ का अनुकरण मिलता है की—　　( पृष्ठ-१६ )

अर्हत्सिद्धाचार्योपाध्यायेभ्यस्तथा च साधुभ्यः ।
सर्वजगद्वंद्येभ्यो नमोस्तु सर्वत्र सर्वेभ्यः ॥ १ ॥

(३) कलिकालसर्वज्ञ श्री हेमचन्द्रसूरिजीके अविनीत शिष्य बालचन्द्रजीने चैत्यवन्दनकी चूलिकास्तुति बनाई है। यहां उसकी तीसरी श्रुतस्तुतिको उठाकर सामायिक-भाष्यमें श्रुतभक्ति अधिकारमें जोड दी है। वह यह है:— ( पत्र—४२ )

अर्हद्वक्त्रप्रसूतं गणधररचितं द्वादशांगं विशालं,
चित्रं बह्वर्थयुक्तं मुनिगणवृषभैर्धारितं बुद्धिमद्भिः ॥
मोक्षाग्रद्वारभूतं व्रतचरणफलं ज्ञेयभावप्रदीपं,
भक्त्या नित्यं प्रपद्ये श्रुतमहमखिलं सर्वलोकैकसारं ॥ १ ॥ पत्र ५२ ॥

उपर लिखे प्रमाणोंसे सिद्ध है कि उपलब्ध दिगम्बर सामायिकभाष्य श्री आवश्यक सूत्रके भाष्यके सहारेसे विक्रमकी तेरहवीं शताब्दिके बादमें बना है।

यह ग्रन्थ सरासर श्वेताम्बरीय अनुकरण रूप है।

# જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી સંબંધી

# ત્રણ સજ્ઝાયો

સંગ્રાહક–મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

સત્તરમી સદીના આર્યાવર્તના ઇતિહાસમાં મોગલ સમ્રાટ અકબરનું નામ મોખરે તરી આવે છે તેમ એ સમયના જૈન ઇતિહાસમાં જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજીનું નામ મોખરે ગણાય છે. સત્તરમી સદીના એ સૌથી શ્રેષ્ઠ જૈન જ્યોતિર્ધર હતા એમ કહેવું જરાય વધુ પડતું નથી. એ મહાપ્રાભાવિક આચાર્યપુંગવે જૈન શાસનની શતમુખ પ્રભાવના કરવા માટે સતત પરિશ્રમ ઉઠાવ્યો હતો. એમનો યુગ જૈનોના વર્ચસ્વ માટે સુવર્ણ–યુગ સમાન હતો. કેવળ જૈન જગતમાં જ નહીં પણ સમ્રાટ્ અકબર, મહારાણા પ્રતાપથી માંડીને મોટા નાના અનેક રાજવીઓ, વિદ્વાનો તેમજ સામાન્ય જનતા ઉપર પણ તેમના પ્રભાવનો પ્રકાશ પથરાયો હતો. અને એનું જ એ પરિણામ છે કે એમના સંબંધી અનેક ઉલ્લેખો જૈન-જૈનેતર ગ્રંથોમાં મોટા પ્રમાણમાં મળી આવે છે.

ઇડર તેમજ વિજાપુરના જ્ઞાનભંડારમાંથી એમના સંબંધી ત્રણ સજ્ઝાઓ મળી આવી છે. આ સજ્ઝાઓ જગદ્ગુરુના જીવન ઉપર પ્રકાશ નાખવા ઉપરાંત જૂની ગુજરાતીના નમુના રૂપ છે એટલે એ વધુ ઉપયોગી છે એમ સમજી અહીં આપવામાં આવી છે. આશા છે આથી વિદ્વાનોને લાભ થશે.

## [૧] શ્રી ભાનુચંદ્ર ઉપાધ્યાયકૃત સજ્ઝાય×

॥૮૦॥ સરસ વચન દિઇ સારદા, ગણધારી હો;
ગાઉં તપગચ્છ રાઉ, હીર ગણધારી હો. (૧)
અઉહ વિદ્યા રતનાગરૂ, ગણ૦; ધનધન નાથી માઉ, હીર૦ (૨)
મૂરતિ મોહણ વેલડી, ગણ૦; વાણી સુધારસ પાન, હીર૦ (૩)
સુંદર સાધુ શિરોમણિ, ગણ૦; સોહઇ યુગહ–પ્રધાન, હીર૦ (૪)

---

× શ્રી ભાનુચંદ્ર ઉપાધ્યાયકૃત આ સજ્ઝાયની મૂળ હસ્તલિખિત પ્રત વિજાપુર (ગુજરાત)માંના આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિજીના જ્ઞાનભંડારમાં છે, જેનો અંક ૩૯૪ નો છે. આ પ્રત એક પાનાની છે.

આ સજ્ઝાયમાં શ્રી હીરવિજયસૂરિજીનું અતિસંક્ષેપમાં જીવન–જીવનનાં મુખ્ય મુખ્ય કાર્યો–આપેલ છે. ખાસ કરીને સમ્રાટ અકબર સાથેનો સંબંધ અને તેથી થયેલ શાસન–ઉન્નતિનાં કાર્યોનો ઉલ્લેખ આમાં આવેલ છે. આ કૃતિ શ્રી ભાનુચંદ્ર ઉપાધ્યાયની હોવાથી ઇતિહાસની દૃષ્ટિએ એનું ઘણું મહત્ત્વ ગણી શકાય.

નિસિદિન ગાવઈં ગોરડી, ગણુ૦; કીરતિ અધિક સોભાગ, હીર૦ (૫)
લંઘુ વય સંયમ આદરૂં, ગણુ૦; પરમ ધરિઉ વઇરાગ, હીર૦ (૬)
વિજયદાનસૂરિતણું, ગણુ૦; સીસ પરમ યોગિંદ, હીર૦ (૭)
ચરણુ-કમલ સેવા કરઇ, ગણુ૦; વિદ્યાધર સુરવિંદ, હીર૦ (૮)
અવલભૂપ દિલ્લીપતિ, ગણુ૦; વાત સુણી સુલતાન, હીર૦ (૯)
તેડાવેં ગુરૂરાજીયા, ગણુ૦; તબહી લખ્યો ફરમાન, હીર૦ (૧૦)
ગુજરથી ગુરૂ ચાલીયા, ગણુ૦; પુહુતા પૂરવ દેસ, હીર૦ (૧૧)
ઉચ્છવ સંઘ કરઇ ઘણા, ગણુ૦; ગુરૂજી દિઉ ઉપદેશ, હીર૦ (૧૨)
સાહ અકબરકું મિલ્યા, ગણુ૦; પુચ્છઇ ધર્મ વિચાર, હીર૦ (૧૩)
દયા-મારગ દેખાડિયા, ગણુ૦; ખયરમ દિર ખલાસ, હીર૦ (૧૪)
જનમ માસ સંવચ્છરી, ગણુ૦; બાર દિવસ અમારિ, હીર૦ (૧૫)
નવરોજા સંક્રમિ દિનિ, ગણુ૦; રવિદિન જીવ મ મારિ, હીર૦ (૧૬)
દાણુ છોરાયા જીજીયા, ગણુ૦; કરણી કરાઇ સાર, હીર૦ (૧૭)
સુંદર મતિ દિ ધર્મની, ગણુ૦; સયલ લોક ઉપકાર, હીર૦ (૧૮)
ગુજરથી ગુરૂ પધારિયા, ગણુ૦; નીકી ભઇ સબ બાત, હીર૦ (૧૯)
**વાચક ભાનચંદ** કરઇ વીનતી, ગણુ૦ તીરથ જગહ વિખ્યાત, હીર૦ (૨૦)
શ્રીશત્રુંજા મુગતા કીયા, ગણુ૦; સયલ સંઘ આસાન, હીર૦ (૨૧)
ચંદ્ર-દિવાકર-સાગરૂ, ગણુ૦; નીંકા કરઇ ગુણુગ્યાન, હીર૦ (૨૨)
ભણઇ ગુણઇ જે સાંભલઇ, ગણુ૦; તસ ઘરિ નવઇ નિધાન, હીર૦ (૨૩)

॥ ઇતિ સજ્ઝાય ॥

## [૨] પંડિત વિવેકહર્ષવિરચિત[1] સજ્ઝાય

[ ઢાળ—પહેલી : રાગ—રાજવલ્લભ ]

**સરસ વચર દિઉ સરસતી પ્રણુમી શ્રી ગુરૂપાય,**
**ગુણસ્યું જિન શાસન ધણી શ્રી હીરવિજયસૂરિરાય;**
જગ ગુરૂ ગાઇઅ માન્યો અકબર સાહિર;
જસ પટ દીયઉ, શ્રી વિજયસેન ગચ્છનાહો રે. (૧)

૧ પંડિત શ્રી વિવેકહર્ષ વિરચિત આ સજ્ઝાય ત્રણ ઢાળમાં બાવીસ કડીમાં સમાપ્ત થાય છે. પહેલી ઢાળમાં ૭ કડીઓમાં જગદ્‌ગુરૂ શ્રી હીરવિજયસૂરિજીનાં કાર્યોનો—મહિમાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. બીજી ઢાળની ૭ કડીમાં જગદ્‌ગુરૂના અંતિમ સમયનું—એમના સમાધિમય સ્વર્ગવાસનું વર્ણન આપ્યું છે અને છેલ્લી—ત્રીજી ઢાળની દસ કડીમાં જગદ્‌ગુરુના દેહના અંતિમ સંસ્કારનું ભભકભર્યું વર્ણન કવિએ આપ્યું છે. તેમજ અગ્નિસંસ્કારની ભૂમિ ઉપર પ્રગટેલ ચમત્કારનું વર્ણન આપ્યું છે. આ ત્રીજી ઢાળની બધી કડીઓમાં એક સરખાં

સાહ કુંરા કુલિચન્દ્રમા, નાથી માત મલ્હાર;
શ્રી વિજયદાનસૂરિ–પટધણી, શ્રી હીરજી જગત્ર શૃંગારો રે. (૨)
જિણિં નિજ–પર–સિદ્ધાન્ત, પામ્યો પરગટ પાર;
શીલિ થુલિભદ્ર જોડલી, વૈરાગિ વયરકુમારો રે. (૩)
મહિમા દેખી માનિઉ, અકબર સાહ સુલતાનઃ
પેસકસી પુસ્તક તણી, દીવઇ પ્રથમ બહુમાનિ રે. (૪)
જેણિ જિનધર્મ જગાવિઉ, **ગોવધ** નિત્યઇ વારિ;
વરસ પ્રતિ **ષટમાસની**, વરતાવી જીવ અમારી રે. (૫)
જેણિં છોડાવ્યો જીજીઉ, મુકાવ્યું જગિ દાણ;
બલિ લાખ મેહલાવિઆ, ઇમ કીધા જગ આસાનો રે. (૬)

[ ઢાળ–બીજી : રાગ–મારૂણી ]

મુગતુ અવિચલ વિમલાચલ ગિરિનારિનુ રે, જિણિકરિ જગ કરિઈ યાત્ર;
તે જસ હીરજી તુજ વિણુ કહુ કુણ અવરનઇરે, છાજઇ ગુણિમણિપાત્ર.
હીરજી ન વીસરઇ રે, કહુ હીરજી! કિમ વીસરઇ રે. ( એ આંકણી ) [૭]
તીરથ યાત્ર કરી ગુરૂ હીરજી સમોસર્યા રે, ઉના નયર મઝાર;
બિંબ પ્રતિષ્ઠા પ્રમુખ મહોત્સવ હીવ હીવનારે, શ્રાવક કરઈ ઉદાર,
હીરજી કિમ વિસરઈ રે. [૮]
સંવત સોલ બાવન્ન (૧૬૫૨) ભદ્રવ માસડઇ રે, કરીઅ સંલેખન સાર;
સુદિ દસમી મધ્ય રાત્રિ જગાવી સાધુનઇ રે, સમઝાવઈ સાધુશ્રૃંગાર,
હીરજી કિમ વિસરઈ રે. [૯]
નિજ નિર્વાણ–સમય કહી અણસણ આદરી રે, પચખઇ ચ્યારિ આહાર;
ઇગ્યારસિ સુપ્રભાતઇ નવ અંગિ પુજિઆ રે, અઢીઅ પહર લગઈ સાર,
હીરજી કિમ વિસરઇ રે. [૧૦]
સ્વઈ કરાવઇ સંધ્યા પડિક્કમણું પ્રભુ રે, જિમ દેશના થઇ જિનવીર;
ગણુઈ નુકાર તે વલી બઇસી પદમાસણઇ રે, આદરઇ ગુરૂ સાહસ ધીર,
હવઇ જપઇ ગુરૂ હીર. [૧૧]

---

પદો નથી, પણ ઓછા–વધતાં પદો આવે છે. મૂળ હસ્ત પ્રતમાં આ સજ્ઝાયના અંતમાં 'ઇતિ શ્રી હીરવિજયસૂરિ નિર્વાણ સજ્ઝાય સમાપ્ત' એમ જે લખ્યું છે તે યથાર્થ છે.

આ સજ્ઝાયની મૂળ પ્રત વિક્રમ સંવત ૧૬૯૫ માં લખેલી ઇડરના જ્ઞાન ભંડારમાં વિદ્યમાન છે. ત્રીજી સજ્ઝાય પણ એ જ મૂળ પ્રતમાં આપેલ છે. એટલે એ બન્ને સજ્ઝાયો- વાળી એ પ્રતની અંતિમ પુષ્પિકા ત્રીજી સજ્ઝાયના અંતે આપી છે.

રે ગચ્છધોરી જિણસાસણ દીપાવયો રે, સાધયો ઇહ પર લોકિ;
ઇમ કહી નુકારવાલી પાંચમી માંડતઇ રે, હીર પુહુતા સુરલોકિ.
હીરજી કિમ વિસરઈ રે. [૧૨]

[ ઢાળ–રાગ રામગિરિ ]

જગનઇ વાહલુ રે હીરજી, હીર નિરવાણી જાણી કરી;
આવ્યો દિવ વિમાન રે, કરવા મહોચ્છવ ગાનાર,
કલિમાહિ અછેરા સમાન રે, જગનઇ વાહલુ રે હીરજી. (૧૩)

વિમાન તે નજરઇ દીઠુઉં, સિંહલેહ સરવાસિ ભટ રે;
તસ સુત પણી દેખઇ પરગટ રે, વાણી હવિ રે આકાશમાં,
તે પણિ નિસુણી ઉદભટ રે, જગનઇ વાહલું રે હીરજી. (૧૪)

રાત્રિ અંગ જે પૂજીઉં, લ્યાહરિ અઠી હજાર રે;
માંડવી હોઇ ઉદાર રે, કરિ અકથી પણી સાર રે,
તિહાં બેઠી ચ્યારી હજાર રે, જગનઇ વાહલું રે હીરજી. (૧૫)

માંડવી નિપજી જબ રહી, તવ રહિ રાતિ ઘડી ચ્યાર રે;
તવ ઘંટા નાદ જે વાજિઉં, જેહવું ઇંદ્રનુંસાર જાણ્યો વર્ણ અઢારહિ,
પછઈ વાગા સાત ઉદાર, જગનઇ વાહલું રે હીરજી. (૧૬)

જબ ચયમાંહિ પોઢાડિયા જિહાં લગઇ દીઠીઉં અંત રે;
તિહાં લગઇ પુજમઉં અતિચંગ રે, રયા નાણે મનિ રંગ રે,
જગનઈ વાહલું રે હીરજી. (૧૭)

પનર મણિ સુકડી ભલી, અગરની ત્રણિ મણિ જાણિ,
કપુર રતિ ત્રિણિ શેર, તિહાં મલ્યું ચુઉ શેર પાંચ પ્રમાણે રે;
કસ્તુરી બઈ શેર પ્રમજાણી રે, કેસર શેર ત્રિણિ વખાણિ રે.
જગનઈ વાહલું રે હીરજી. (૧૮)

ઇણિપરિ હીર અંગ સંસ્કારિઉં, લ્યાહરી સાત હજાર રે,
ઇતિ તિહાં નિરવાણી રે,
તિણિ વાડિ જે કર લાઇઆ, તિહ જે મોરયા સહકાર રે;
ફૂલિઆ તિહ સહકાર રે એકજ રાત્રિ મઝાર રે,
અદભુત એહ અપાર રે, જગનઈ વાહલું રે હીરજી. (૧૯)

પારિખ મેઘ કરાવીઉં તિહાં, થુંભ તિહાં અતિ અભિરામ રે;
તિહાં રાત્રિ આવ્યા દેવતા, કરઈ હીરના ગુણ ગ્રામ રે,
નાહી કહું ઇચ્છી તામ રે, જગનઈ વાહલું રે હીરજી. (૨૦)

વાજિત્ર વાજેઇ તેંણી ઠામી રે, પ્રસિધ હુવું આખી ગામી રે;
તિહાં શ્રેત્રઈ જે વાસો વસઇ, વાણીઉં નાગર જાતી રે;
તિણી તિહાં જાઇ નઈ જોઇયું, ઉદ્યોત વન મઝારી રે;
કાનઇ સુણુઈ ગીત ગાન રે, વાજિંત્ર દેવતા વાત રે;
નજરઇ દેખઇ સાક્ષાત રે, સમ કરી કહઇ પ્રભાત રે;
જગનઈ વાહલું રે હીરજી. (૨૧)

[ કલશ ]

ઇઅ વીરશાસન જગત્ર ભાસન શ્રી હીરવિજયસૂરીશ્વરો,
જસુ શાહી અકબર દત્ત છાજઈ બિરૂદ સુંદર જગગુરો;
જસપટ પ્રગટ પ્રતાપી ઉગયો વિજય સેન વિદવાકરો,
કવિરાજ હર્ષાનંદ પંડિત **વિવેક હર્ષ** સુહંકરૂ (૨૨)
"ઇતિ શ્રી હીરવિજયસૂરીશ્વર નિર્વાણ સજ્ઝાય સમાપ્ત."

## [૩] શ્રી જયવિજયજીકૃત સજ્ઝાય†

સુહગુરૂ પાય પ્રણુમી કરી રે, ગાસ્યું તપાગચ્છરાય રે;
ભવિયણ ભાવ ધરી ભજો રે, જિમ ભવનાં દુઃખ જાય રે.
રજ (?) કરી સાચું અકબર શાહજી રે. (૧,

... ... × ... ... ... ... ... ... ...

ચઢતઈ સુલઇ સંઠવી રે, **જયવિજય** કરીઇ વખાણિ રે;
અમુલિક હીરૂ હીરજી પામિઉં રે, હોજો તાસ ચરણાંબુજ ત્રાણ રે
........સાચું અકબર શાહજી રે. (૧૦)

બીજી તથા ત્રીજી એમ બન્ને સજ્ઝાયો ઇડરના શ્રી જૈનશ્વેતાંબર સંઘના જ્ઞાન-ભંડારમાંની ૧૦૬૪ નંબરની બે પાનાની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતારવામાં આવી છે. આ પ્રતના અંતે નીચે પ્રમાણે પુષ્પિકા આપેલ છે :—

**सं. १६९८ वर्षे भाद्रवा वदि १३ दिने पंडितचूडामणि ५ श्री ५ सुरसौभाग्यगणि त० शिष्य गणि न्यान ( ज्ञान ) सौभाग्येनाऽलेखि सोईग्राममध्ये ।**

---

† આ સજ્ઝાયમાં જગદ્ગુરૂ શ્રી હીરવિજયજી સંબંધી કેટલાક ચમત્કારોનું વર્ણન આપવામાં આવ્યું છે.

× આ સજ્ઝાય કુલ ૧૦ કડીની છે, તેમાં પુષ્કળ અશુદ્ધિ હોવાથી માત્ર તેની પહેલી અને છેલ્લી કડી જ અહીં આપી છે, અને વચલી આઠ કડી નથી આપી. બીજી અને ત્રીજી—એ બન્ને સજ્ઝાયો એક જ હસ્તપ્રતમાં હોવાથી એનો ઉલ્લેખ કરવો ઉચિત ધાર્યો છે કે જેથી જરૂર જણાય તો મૂળ હસ્તપ્રતમાંથી એ જોઇ શકાય.

# બાંદનવાડાના પ્રતિમા-લેખો

સંગ્રાહક—મુનિરાજ શ્રી જિનભદ્રવિજયજી

બાંદનવાડા એ મેવાડ અને મારવાડની સરહદ ઉપર આવેલું ન્હાનું ગામ છે. એની ગણુના મેવાડમાં કરવામાં આવે છે. અહીં જૈનોનાં આશરે પચીશેક ઘર છે, જે ભક્તિપરાયણુ છે. પૂજ્ય મુનિરાજોનો વિહાર એ પ્રદેશમાં વિશેષ થવા પામે તો સારો લાભ ગઇ શકે એમ છે. આ ગામ અજમેર ચિત્તોડ વચ્ચેની રેલ્વે ઉપરના વિજયનગર સ્ટેશનથી ચૌદ માઇલની દૂરી ઉપર આવેલું છે. ત્યાં એક જિનમંદિર છે જેનો જીર્ણોદ્ધાર કરાવવાની ખાસ જરૂર છે. આ જિનમંદિરમાંની જિનપ્રતિમાઓના શિલાલેખો અમે ઉતાર્યા હતા તે અહીં આપું છું. આશા છે બીજા શિલાલેખોની જેમ આ લેખો પણુ જૈન ગુરુ–પરંપરાના તેમજ ઇતિહાસના અંકોડાઓ મેળવવામાં ઉપયોગી થઇ પડશે. આ બાંદનવાડાને બાંધન-વાડા તરીકે પણુ સંબોધવામાં આવે છે.

## પાષાણુ પ્રતિમાના લેખો

બાંદનવાડાના જિનમંદિરમાં મૂલનાયક તરીકે શ્રી કેસરિયાનાથ એટલે કે શ્રી આદીશ્વર ભગવાનની પ્રતિમા બિરાજમાન કરેલ છે, પણુ એ પ્રતિમા ઉપર કોઇ લેખ કોતરેલ નથી એથી એ મૂળનાયકની પ્રતિમા સિવાયની બીજી પ્રતિમાએ ઉપરના લેખો અહીં આપવામાં આવે છે.

### (૧) મૂલનાયકની ડાબી બાજુની પ્રતિમાનો લેખ

**॥ संवत्त १६७१ वर्षे अगहन वदी............ओ. ज्ञा. खेता भार्या खेतल [२][1]............प्र. तपगच्छे भ. श्री विजयदेवसूरिभिः ।**

### (૨) મૂલનાયકની જમણી તરફની પ્રથમ પ્રતિમાનો લેખ

**॥ स. १६७७ (८) वर्षे म. शु. ६......[२]...प्र. तपागच्छे भ.......।**

### (૩) મૂલનાયકની જમણી તરફની બીજી પ્રતિમાનો લેખ

**॥ सं. १५४५ वर्षे......[२]......तपापक्षे सोम...।**

## ધાતુપ્રતિમાઓ ઉપરના લેખો

શ્રી પાર્શ્વનાથ ભગવાનની સાતફણાની પ્રતિમા ઉપરનો પરિકરમાં લખાયેલ લેખ—

(१) ॥ ८० ॥ **संवत १२७५ ज्येष्ठ शु(ब)दि १ शनौ पितृ बोहडी मातृ शान्ति तयोः श्रेयोऽर्थं पुत्र राजा-सिहाभ्यां बिंबं कारितं प्रतिष्ठितं श्रीहरिभद्रसूरिशिष्यैः श्रीधनेश्वरसूरिभिः ।**

---

[1] આ રીતે [ ] આવા કાટખુણા કૌંસમાં આપેલ અંક મૂળ લેખની તે તે પંક્તિને બતાવવા માટે આપ્યા છે.

(२) सं. १५०४......उपकेशगच्छे श्रीकक्कसूरिभीः ।

(३) सं. १५१३ वर्षे ज्येष्ठ व. ३ सुचन्तिगोत्रे भ. सा. हाला भार्या हरथो पुत्र सा. सारंग भा. सुमगढ पितृ०.................श्रीसुमतिनाथबिंबं का० प्र० श्रीधर्मघोषगच्छे श्री पद्मचन्द्रसूरिपट्टे श्रीमहीतिलकसूरिभिः ।

(४) सं. १३८६ आषाढ ५ शनौ...... ..श्रीदेवभद्रसूरिभिः प्रतिष्ठितम् ।...

(५) सं. १५१८........खरतरगच्छे आचार्य श्री जिनभद्रसूरिभिः ।

(६) सं. १५०४ वर्षे वैशाख वदि ११ सोमे श्री श्रीमालज्ञातीय म. पातल भार्या प्रीमलदे सुत बुधा.........भ्रातृश्रेयोर्थं श्रीचन्द्रप्रभस्वामिबिंबं कारापितं श्रीब्रह्माणगच्छे श्री० मणिचन्द्रसू० प्रतिष्ठितं सूरिणा सूरिभिः । समीवास्तव्य ।

શ્રી આદીશ્વર ભગવાનના ચોવીશ વટ્ટા ઉપરનો લેખ—

(७) सं. १५२१ वर्षे ज्ये. शु. १५ प्राग्वाट ज्ञातीय सं. अर्जन भा. टबकु सुत सं. वस्ता भा. रामी सुत सं. चांदा भा. जीविणी सुत लींबा आका प्र० कुटुम्बयुतेन ७२ चतुर्विंशतिपट्टान् कारइत्वा स्वश्रेयसे श्रीआदिनाथ चतुर्विंशति-पट्टः कारितः प्रतिष्ठितः श्रीपिपरलक्षे [ तपापक्षे ? ] श्रीसोमसुन्दरसूरिसन्ताने श्रीरत्नशेखरसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरभि. ।

શ્રી પદ્મપ્રભુજીની પ્રતિમા ઉપરનો લેખ—

(८) सं. १५१२..............आगमगच्छे शीलरत्नसूरि आदिप्रभसूरि આદિ નામો આપ્યાં છે.

શ્રી આદીશ્વર ભગવાનની પ્રતિમા ઉપરનો લેખ

(९) सं. १६७७.........कक्कसूरि ।

શ્રી નમિનાથ ભગવાનની પ્રતિમા ઉપરનો લેખ—

(१०) सं. १५१०...........लघुसंतानीय उपकेश ज्ञाति...........प्र० द्विवंदणीकगच्छे भ. श्रीसिद्धसूरिभिः ।

શ્રી ચંદ્રપ્રભુની પ્રતિમા ઉપરનો લેખ—

(११) सं. १५३६.........प्र० श्रीकक्कपट्टे श्रीसाधुदेवसूरि ।

## એક અમારી સંબંધી લેખ

પ્રસંગોપાત્ત આ બાંહનવાડાના ઉપાશ્રય-દેરાસરની દિવાલ ઉપર વિક્રમ સંવત ૧૮૫૧ ની સાલનો એક શિલાલેખ ખોદાયેલો છે તે પણ અહીં આપવામાં આવે છે. આ શિલા-લેખ એક પ્રકારના અમારી પાળવા સંબંધી કરેલા ઠરાવ જેવો છે. વરસના અમુક સમય દરમ્યાન-ખાસ કરીને ચોમાસાના ચાર મહિના સુધી-ઘાણી નહીં ચલાવવાનો નિર્ણય કર્યાનો એમાં ઉલ્લેખ છે. બીજી પણ કેટલીક હકીકતનો એમાં સમાવેશ કરવામાં આવ્યો. આવા અમારી-લેખો એ જૈનોનાં વર્ચસ્વ અને જાહોજલાલીનાં સૂચક ગણી શકાય. દિવાલ ઉપર કોતરવામાં આવેલ આ શિલાલેખ ત્યાંના સંઘના ચોપડામાં પણ ઉતારવામાં આવ્યો છે. ઉપયોગી સમજીને એ લેખની અક્ષરશઃ નકલ અહીં આપી છે. લેખની ભાષા મેવાડી-મારવાડી છે.

શ્રી ગણેશાય નમઃ

"રાજશ્રી અખેસિંહજીકા રાજમેં ઘણાં ચોમાસાકી રહી ઇ માફક સુરૂસું, સુજા નાથા નાના રાઠા સમસ્ત બાંધનવાડાકા તેલીકા કહેવાસુ બાસ્કા એકટ સમટ આયા જોધરાજજી મેઘરાજજી ઉમેદજી સુરવા પોખરણાં* કસ્બા બાંધનવાડા માંહી ચોમાસો રાખ્યો. સાવન વદ ૧ સું લગાય કાર્તિક સુદ ૧૫ તાંય ઘાણાં રાખી, સા. સુંડાજીકી સમસ્ત ચૌદશકો છે. માસ ૧ માં સુદ વુદ ચૌદશ દોનો રાખી. ઘાણાં મેં માંકી ખુસી સું રાખી ઘાણાં દોનું લખ્યા માફક પાલસ્યાં. સમેરજી જોધરાજજી મેઘરાજજી પ્રેમરાજજી સુંડાજીકા પેટ પરવાર બેટા પોતાઇ માફક કીદા બારાંકો જીમણુાર હોસી જો મેં તો ઘાંણી સારૂં જીમણો લહેણુ લહેણાં પંચા માફક લેસ્યાં ઈન સિવાય માના રવાતી ઔર પંચાં આકર દિની ચોકો હોસી તો મેં તો ખૂટલાર આદમી એક જીમસ્યાં. ગાંવકા પંચ બારાં જાસી જદાં ખૂંટ દીઠ આદમી જાસી. બારલી ગામાઈ લેંણુ હોસી જો જીણુમાફિક ખૂંટ દિઠ તેલીયાંને દેસી. દસ્ખત પંચોલી શંભુ રામદત્ત તેલ્યાંકા કહેવાસું માંડયો છે. સંવત ૧૮૫૧ મીતી વૈશાખ વદિ ૬ ગુરૂવાર."

**નોંધ**–જે પૂજ્ય મુનિમહારાજે બાંદરવાડાના આ પ્રતિમા–લેખોનો સંગ્રહ કર્યો છે તે પૂજ્ય મુનિરાજ શ્રી જિનભદ્રવિજયજીની દીક્ષા આ ગામ–બાંદરવાડામાં જ થઇ હતી. ગૃહસ્થ અવસ્થામાં તેઓ સુરત–નિવાસી શેઠશ્રી જીવણચંદ ધરમચંદ ઝવેરીના નામથી ખ્યાત હતા. તેઓએ પૂજ્ય મુનિમહારાજશ્રી દર્શનવિજયજી (દીલ્હીવાળી ત્રિપુટી)ના સદુપદેશથી તેઓના શિષ્ય તરીકે વિક્રમ સંવત ૧૯૯૭ ના માહ વદિ દશમના દિવસે બાંદનવાડામાં ભાગવતી દીક્ષા અંગીકાર કરી હતી. આથી બાંદનવાડા ગામે એ દિવસની યાદમાં દર વર્ષે માહ વદિ દશમના દિવસે પાખી પાળવાનો ઠરાવ કર્યો છે. વ્ય.

*બ્રાહ્મણ જાતીમાં મળતી આ અટક વણિક જાતીમાં અને ખાસ કરીને ઓસવાળ જ્ઞાતિમાં પણ મળે છે. અહીં આ ઉલ્લેખ વૈશ્ય માટે છે.

# માલપુરાના વધુ લેખો

સંગ્રાહક તથા સંપાદક—મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

## મુનિસુવ્રતસ્વામીના મંદિરના ધાતુ–પ્રતિમા–લેખો

માલપુરામાંથી પાષાણુ પ્રતિમાઓ ઉપર જે વધુ લેખો મળ્યા હતા ને 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ક્રમાંક ૬૭માં આપણે જોઇ ગયા. આ લેખો ઉપરાંત બીજા પણ કેટલાક ઉપયોગી લેખો મળ્યા છે તેમાં ધાતુપ્રતિમા ઉપરના લેખો મુખ્ય છે. દરેક ધાતુ–પ્રતિમા ઉપરનો આખો લેખ ન આપતાં એમાંની હકીકત કોષ્ટક રૂપે અહીં આપી છે તેથી એ લેખોમાંથી મળતા ઐતિહાસિક અંશો વધુ સુગમતાથી સમજી શકાશે.

| તીર્થંકર | સંવત | આચાર્યઆદિ | ગચ્છ | શ્રાવકનું નામ આદિ |
|---|---|---|---|---|
| ૧ અજિતનાથ | ૧૪૮૬ | રત્નપ્રભસૂરિ | — | — |
| ૨ પાર્શ્વનાથ | ૧૪૬૭ જેઠ વદી ૫ | જિનવલ્લભસૂરિ | ખરતરગચ્છ | શ્રીમાલીજ્ઞાતીય જેસાના પુત્ર |
| ૩ — | — | દેવગુપ્તસૂરિ | ઉકેશગચ્છ | શ્રેષ્ઠી શાલીગ |
| ૪ — | ૧૪૧૪ | માણેકસૂરિ પટ્ટે- વયરસિંહસૂરિ | — | — |
| ૫ શાંતિનાથ | ૧૪૪૭ ફાગણુ શુદી ૮ સોમ | હેમચંદ્રસૂરિ જયતિલકસૂરિ | — | ઉકેશજ્ઞાતીય આસણુદેવી |
| ૬ ,, | ૧૫૩૧ માગસર | લક્ષ્મીસૂરિ | ધર્મઘોષગચ્છ | ઉપકેશજ્ઞાતીય ઉત્કૃત બાલા ગોત્રીય |
| ૭ અજિતનાથ | ૧૫૨૫ માઘ વદી | સોમસુંદરસૂરિ રત્નશેખરસૂરિપટ્ટે લક્ષ્મીસાગરસૂરિ | તપાગચ્છ | પ્રાગ્વાટ જ્ઞાતિય |
| ૮ — | ૧૧૪૯ જ્યેષ્ઠ શુદી ૯ | (આ પ્રતિમા પ્રાચીન છે) | — | સુદાવ |
| ૯ શાંતિનાથ | — | શ્રી સૂરિ | કોરંટકીયગચ્છ | — |
| ૧૦ કુંથુનાથ | ૧૫૨૪ વૈશાખ શુદી ૨ રવિ | ગુણસમુદ્રસૂરિપટ્ટે ગુણધીરસૂરિ | પૂર્ણિંપાપક્ષ | શ્રીમાલ જ્ઞાતીય સહજનક |

| તીર્થંકર | સંવત | આચાર્યઆદિ | ગચ્છ | શ્રાવકનું નામ આદિ |
|---|---|---|---|---|
| ૧૧ કુંથુનાથ | ૧૫૨૭ જ્યેષ્ઠ વદિ ૧૦ | લક્ષ્મીસાગરસૂરિ | તપગચ્છ | પાલડીવાસી પ્રાગ્વટ સહજનક |
| ૧૨ સુમતિનાથ | ...૬૬ ફાગણ શુ. | — | નાણાવાલગચ્છ | — |
| ૧૩ પદ્મપ્રભ | ૧૫૩૩ ફાગણ વદિ ૬ | સોમસુંદરસૂરિ સંતાને લક્ષ્મીસાગરસૂરિ | તપગચ્છ | વરસા |
| ૧૪ કુંથુનાથ | ૧૪૮૭ | પૂર્ણચંદ્રસૂરિપટ્ટે ભટ્ટારક શ્રી હેમહંસ | ,, | — |
| ૧૫ અરનાથ | ૧૪૮૭ | — | — | — |
| ૧૬ નમિનાથ | — | નન્નસૂરિ | કોરંટગચ્છ | — |
| ૧૭ ધર્મનાથ | — | હેમવિમલસૂરિ | તપગચ્છ | કિશનગઢ વાસ્તવ્ય પ્રાગ્વાટ જ્ઞાતીય સોમાક |
| ૧૮ વિમલનાથ | ૧૫૨૪ ચૈત્ર | વીરસૂરિ | બ્રહ્માણગચ્છ | શ્રીમાલ જ્ઞાતીય, કતાર વાસ્તવ્ય રાજા |
| ૧૯ શાંતિનાથ | ૧૩૩૯ ફાગણ સુદિ ૮ | મહેન્દ્રસૂરિ | નાણકીયગચ્છ | શ્રેષ્ઠી આશાધર |
| ૨૦ પાર્શ્વનાથ | ૧૨૦૯ | ધર્મસેનસૂરિ | — | — |
| ૨૧ શાંતિનાથ | — | સોમસુંદરસૂરિ પટ્ટે જયચંદ્રસૂરિ | તપાગચ્છ | દીસા વાસ્તવ્ય |
| ૨૨ આદિનાથ | — | ...સિંહસૂરિ | — | — |
| ૨૩ વાસુપૂજ્ય | ૧૫૦૫ મહા શુદિ ૧૫ | શાંતિસૂરિ | સંડેરકગચ્છ | ઉકેશ જ્ઞાતીય |
| ૨૪ — | ૧૩૦૬ | ધર્મસૂરિ શિષ્ય વર્ધમાનસૂરિ | — | — |
| ૨૫ — | ૧૫૩૮ ફાગણ | ધનેશ્વરસૂરિ | | ઉકેશ જ્ઞાતીય, નાગગોત્ર |

| તીર્થંકર | સંવત | આચાર્યઆદિ | ગચ્છ | શ્રાવકનું નામ આદિ |
|---|---|---|---|---|
| ૨૬ પાર્શ્વનાથ | ૧૩૬૮ (૧૨૬૮ ?) | શાંતિસૂરિ | ...કગચ્છે | દેલ્હણ |
| ૨૭ સુવિધિનાથ | ૧૫૧૮ જેઠ શુદિ ૩ ગુરૂ | જિનશેખરસૂરિ પટ્ટે જિનધર્મસૂરિ | ખરતર ગચ્છે | ઉકેશ જ્ઞાતીય, છાજડ-ગોત્ર સા. તિહુણક |
| ૨૮ — | — | — | — | — |
| ૨૯ — | ૧૩૭૭ માઘ શુદિ | ગુણશેખરસૂરિ | — | — |
| ૩૦ મહાવીર સ્વામી | ૧૪૯૩ વૈશાખ શુદિ ૯ સોમ | — | — | પ્રાગવાટ જ્ઞાતીય, ડિંડિલાવાલા વ્ય. દેદા |
| ૩૧ પાર્શ્વનાથ | — | મલ્લવાદિ સંતાને અકી કાયાકારીત (?) | નાગેન્દ્ર કુળ | — |
| ૩૨ અજિતનાથ | — | — | — | — |
| ૩૩ શાંતિનાથ | ૧૫૧૦ ચૈત્ર વદિ ૪ શનિ | સોમસુંદરસૂરિ પટ્ટે ભ. મુનિસુંદરસૂરિ રત્નશેખરસૂરિ | તપાગચ્છ | ઓસવંશે, અર્જુન સંતાનીય |
| ૩૪ પાર્શ્વનાથ | — | (મલ્લવાદિ ગચ્છની મૂર્તિ જેવી મૂર્તિ છે) | — | શાંતિનાગ |
| ૩૫ — | ૧૨૧૧ શુ. ૧૨ સોમ | (સુંદર મૂર્તિ છે) | — | — |
| ૩૬ — | ૧૪૯૨ માઘ શુદિ ૫ શુક્ર | — | — | — |

**શ્રીમુનિસુવ્રતસ્વામીના મંદિરમાંના ગુરૂસ્તુપમાંની પાદુકા**

આ પાદુકાની ગોઠવણી અને તેમાંનું લખાણ આ પ્રમાણે છે.—

| | | | |
|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | |
| ૨ | ૪ | ૬ | |
| ૧ | ૩ | ૫ | ૭ |
| ૨ | ૪ | ૬ | ૮ |

ઉપરના ૭ ખાનાંની પાદુકાઓ માટે નીચે મુજબ લખાણ છે.

૧ શ્રી ચંદ્રપ્રભુપાદુકા, શ્રીરસ્તુ શ્રી.

૨ શ્રી મહાવીરપાદુકા કલ્યાણ

૩ શ્રી શાંતિનાથપાદુકેભ્યો નમઃ કલ્યાણમસ્તુ શ્રી.

૪ શ્રી આદિનાથપાદુકેભ્યો નમઃ

૫ શ્રી નેમનાથપાદુકેભ્યો નમઃ

૬ શ્રી પાર્શ્વનાથપાદુકેભ્યો નમઃ

આ કોષ્ટકમાંના ઉપરના ૭ સિવાયનાં બાકીનાં આઠ ખાનાઓમાં અષ્ટ મંગળ છે અને તેમાં છેલ્લા સાતમા તથા આઠમા નંબરના ખાનામાં નંદ્યાવર્ત તથા સ્વસ્તિક મૂકેલ તે નોંધવા યોગ્ય છે.

આ પાદુકાની શિલાની ચારે બાજુ ચાર પંક્તિમાં નીચે મુજબ લેખ આપ્યો છે. (પંક્તિ કૌંસમાં આપી છે.)

**[१] ॥ ८० ॥ संवत् १६९५ वर्षे ताईवा (?) वदि १५ दिने रविवारे पुष्यन [२] क्षत्रे लोनी गोत्रे संघवी रायसिंघ भार्या सुरजदे तत्पुत्र सा पाहगा [३] श्री आदिनाथपादुका कारिता प्रतिष्ठिता पं. तेजसा. गणिभिः [४] संघवी वर्धमान अमरसिंअ श्रमणसंघस्य कल्याणमस्तु ।**

આ ચાર લીંટીઓમાં ત્રીજી લીંટી પાદુકાની સન્મુખ ઊભા રહેતાં સામેના ભાગમાં કોતરેલી છે.

### એક બીજી પાદુકા ઉપરનો લેખ

**[१] ॥ ८० ॥ संवत १७२४ वर्षे [२] श्रीवैशाखमासे कृष्णपक्षे तृती- [३]यायां सोमे श्रीपासचंद्रसूरिग-[४]च्छे ऋषि श्रीठाकुरसि शिष्य मु-[५]नि श्रीसुखानन्दपादुके ।**

## માલપુરાની તપાગચ્છીય પ્રાચીન દાદાવાડીની* પાદુકાના લેખો

આ દાદાવાડીમાંની સૌથી મોટી દેરી અત્યારે દાદુપંથી સંપ્રદાયના બાવાઓના કબ્જામાં છે. એ દેરીમાં જગદ્ગુરૂ શ્રી હીરવિજયસૂરિજીની પાદુકા હોવાની માન્યતા છે. દાદાવાડી માલપુરા ગામથી બે ફર્લાંગ દૂર છે.

### પહેલી પાદુકા

આ પાદુકાની રચના પણ આપણે ઉપર જોઇ ગયા તે શ્રીમુનિસુવ્રતસ્વામીના મંદિરમાંના ગુરુસ્તૂપમાંની પાદુકા જેવી જ હોઇ તેમાં ઉપરના ૭ ખાનામાં પાદુકાઓ અને નીચેના આઠ ખાનામાં અષ્ટમંગળ આપે છે. એમાં અનુક્રમે નીચે પ્રમાણે પાદુકાઓ આપવામાં આવી છે.

૧ પં. શ્રી સુવધિસાગરજીપાદુકે.

૨ પં. શ્રી જિનરંગસાગરજીપાદુકે.

૩ આ ખાનામાં પાદુકાના બદલે નીચે મુજબ લેખ છે.

**"॥ ८० ॥ संवत १८४२ शाके १७०७ प्रवर्तमाने मासानां मासोत्तममासे वैशाखमासे शुभे कृष्णपक्षे तिथौ ५ पंचम्यां भृगुवासरे पादुका प्रतिष्ठितम् ।"**

૪ શ્રી આદિનાથ પાદુકા સ્થિતે.

૫ પં. શ્રી. પ્રતાપસાગરજીપાદુકે.

૬ પં. શ્રી. નિત્યસાગરજીપાદુકે

* જે રીતે આ સ્થળની ગોઠવણી છે તે ઉપરથી દાદવાડી શબ્દ એને વધુ બંધબેસતો લાગવાથી સુગમતા માટે એનો પ્રયોગ અહીં કર્યો છે. આ ઉપરથી એ સ્થળ આ નામે પ્રસિદ્ધ છે એમ માનવાની જરૂર નથી.

આ પાદુકાની ચોકીના આગલા ભાગ ઉપર નીચે મુજબ લેખ આપેલ છે—

"**पादुका प्रतिष्ठितं शुभं भवतु कल्याणमस्तु द्रव्य*पुरनयरमध्ये प्रतिष्ठितः**"

### બીજી પાદુકા ઉપરના લેખો

ઉપરની પાદુકાની ચોકી ઉપરાંત બીજી એક ચાર પાદુકાઓવાળી ચોકી છે એમાં પણ ઉપરના અનુક્રમે નીચે મુજબ નામો છે.

(૧) પં. શ્રી. ચારિત્રસાગરપાદુકા (૨) પં. શ્રી. સુજ્ઞાનસાગરપાદુકા (૩) પં. શ્રી. કલ્યાણસાગરપાદુકા (૪) પં. શ્રી ખેમસાગરપાદુકા.

આ પાદુકાઓની ૧–૩ અને ૨–૪ પાદુકાઓના અર્ધ ભાગમાં વચ્ચે આ પ્રમાણે લખાણ કોતર્યું છે—

'**संवत् १७७१ वर्षे ज्येष्ट शुदि ११ रवौ श्री तपागच्छे विजय.**

### બીજી કેટલીક પાદુકાઓના લેખો

આ બે ચોકીઓ ઉપરાંત અહીં બીજી કેટલીક પાદુકાઓ છે જેના લેખો નીચે મુજબ છે—

(३) **पं. श्रीदयासागरजी चरण सुशीष्य ज्ञानसागरजी घासीसागर मालपुरामध्ये मति फागण शुदि ५ संवत १८८७ बृहस्पतवार ।**

(४) **पं. श्रीवीरसागरजीका चरणार प्रतिष्ठा ग्या(ज्ञा)नसागर मालपुरामध्ये मति फागण शुदि ५ बृहस्पतवार सं. १८८७**

(५) [१] **संवत १९६० का शाके १९१० का प्रवर्तमाने मासोत्तममासे** [२] **ज्येष्ठमासे शुक्लपक्षे ५ गुरुवासरे मालपुरानगरमध्ये प्रतिष्ठितं** [३] **पं. श्री. १००८ श्री घासीसागरजी चरणचेला रुगनाथ प्रतिष्ठितम्** ।

## માલપુરાના બીજા મંદિરના લેખો

માલપુરામાં બીજું નાનું મંદિર શ્રી આદિનાથ ભગવાનનું છે, મંદિર સુંદર છે. તેની પાસે ધર્મશાળા છે. મંદિરથી નીચે ઉતરતાં સીડી સામે મણિભદ્રજી છે. આ મંદિર આદિનાથજીકા મંદીર, છોટા મંદિર અને વિજયગચ્છકા મંદિરના નામે ઓળખાય છે. ધર્મશાળાની બહાર મંદિરની નીચે સડક પર ભેરૂજીનું નાનું મંદિર–દેરી છે.

આ મંદિરમાં મૂળનાયક શ્રી આદિનાથ પ્રભુ છે. એ પ્રતિમા ઉપરનો લેખ માત્ર આટલો જ વંચાય છે. **श्री अनिलस्वामी × × × श्रीजिनचन्द्रसूरिभिः ।**

મૂળનાયકની પ્રતિમાના સિંહાસનમાં અર્પણ કરનારનું નામ આ પ્રમાણે છે—

"**नाजीम गुलाबचंदजी ढढ्ढाकी माता सेगणी कुंवरबाई कार्तिक शुक्ला १५ सं. १९६२**"

મૂળનાયકજીની જમણી તરફની બે તથા ડાબી બે પ્રતિમાઓના લેખ વંચાતા નથી. તેમજ મૂળનાયકની ડાબી તરફના ગભારામાંની ત્રણ પ્રતિમાના લેખો પણ નથી વાંચી શકાતા. જમણી તરફના ગભારામાંની જિનદત્તસૂરિની મૂર્તિ ઉપરનો લેખ વંચાય છે જે આ પ્રમાણે છે—

*માલ=દ્રવ્ય એ અર્થની દૃષ્ટિએ લેખ લખાવનારે યોજેલું આ માલપુરાનું જ બીજું નામ છે.

सं. १४×× वर्षे महाशुदि ५ बुधे उकेशवंशे नवलक्षशाखा सा. रामदेव-पुत्र साह धरणा प्रभावकेन श्रीखरतर श्रीजिनदत्तसूरिप्रतिमूर्तिकारापितं प्रतिष्ठितं श्रीजिनसागरसूरिभिः ।

### શ્રીજિનકુશલસૂરિની મૂર્તિનો લેખ

सं. १४८६ वर्षे ज्येष्ठवदि ५ शुक्र सा. रामदेव भा. संमलादे पुत्र सा. सोहणाकेन श्रेयोर्थं श्रीजिनकुशलसूरिमूर्ति का. श्रीखरतरगच्छे श्रीजिनवर्धन-सूरिपट्टे प्र. श्रीजिनचन्द्रसूरिभिः ।

### એક પાદુકા ઉપરનો લેખ

संवत १६८४ वर्षे वैशाखवदि ७ गुरौ श्रीविजयगच्छे भ. श्रीउदयसागर-सूरि तत्पट्टे श्रीज्ञानसागरसूरि ऋषि श्रीपदार्थजी पादुके प्रतिष्ठिते ××× ।

### ધાતુપ્રતિમાના લેખોનો કોઠો

| તીર્થંકર | સંવત | આચાર્યઆદિ | ગચ્છ | શ્રાવકનું નામ આદિ |
|---|---|---|---|---|
| ૧ આદિનાથ | ૧૩૩૦ જ્યેષ્ઠ વદી ૫ | શાંતિસૂરિ | સંડેરગચ્છ | શ્રે. માણિકમાતા શ્રા. ઉમિયા પુત્ર |
| ૨ મહાવીર-સ્વામી | ૧૩૬૧ | મહેન્દ્રસૂરિપટ્ટે આણંદપ્રભસૂરિ | — | શ્રે. દાહડ ભાર્યા સાલુપુત્ર દેદા કર્મણ ભા. હંસલ |
| ૩ પાર્શ્વનાથ | ૧૩૮૯ જ્યેષ્ઠ વદી ૧૧ સોમ | દેવગુપ્તસૂરિ | — | શ્રે. લખમા ભાર્યા પ્રજલ પુત્ર શિન્દાહ |
| ૪ ચન્દ્રપ્રભ | ૧૪૩૧ ફાગણ સુદી ૨ શુક્ર | અભયદેવસૂરિપટ્ટ આમદેવસૂરિ | પલ્લ (પલ્લી ?) ગચ્છ | પ્ર. ક. જ્ઞાતિ. સા. ખેતા ભાર્યા સોમસરી શ્રીઆલાઉ |
| ૫ સુપાર્શ્વનાથ | ૧૪૭૩ જ્યેષ્ઠ સુદી ૫ | પુણ્યપ્રભસૂરિ | કૃષ્ણર્ષિગચ્છ | દાંગી ગોત્ર, સા. ઇલ્હા ભાર્યા ઇલ્હ પુત્ર સા. કાલુ સા ટીલણી શીતા ભ્રાતૃ કર્મણ શ્રેયસે |
| ૬ — | ૧૫૩૦ મહા વદી ૨ સોમ | જિનપ્રભસૂરિ | — | શ્રીમાલ જ્ઞાતિ ++ વરાજલના પુત્રો પદમા અને પાસા શ્રે. બીજાક |

| તીર્થંકર | સંવત | આચાર્યઆદિ | ગચ્છ | શ્રાવકનું નામ આ |
|---|---|---|---|---|
| ૭ સુમતિનાથ | ૧૬૭૨ જ્યેષ્ઠ શુદી ૫ શુક્ર | વિજયસેનસૂરિપટ્ટે વિજયદેવસૂરિ | તપગચ્છ | માલપુર વાસ્તવ્ય શ્રીમાલ જ્ઞાતીય વૃદ્ધ શાખીય સિદ્ધડગોત્રીય સા. ગોડીદાસ ભાર્યા કસ્તુરી સુત સા. સાહિસ(મ)લ |
| ૮ શાંતિનાથ | ૧૩૩૮ | — | — | — |
| ૯ મહાવીર-સ્વામી | ૧૪૬૧ માગસર શુદી ૧૦ બુધ | સોમતિલકસૂરિ | પૂર્ણિમાગચ્છ | સારવા(?) જ્ઞાતીય શ્રે. કડુયા સુત સિંહ માતા સલખુ કલ્યાણાર્થં |
| ૧૦ સુવિધિનાથ | ૧૪૬૫ જેઠ વદી ૧૧ | દેવસુંદરસૂરિ | તપગચ્છ | શ્રે. સોમા (ભાર્યા) રૂડીસુત ભીમાભાર્યા વાસુ(પુ) સુત માંડણ |
| ૧૧ પાર્શ્વનાથ | ૧૪૯૧ માહ શુદી ૫ બુધ | જિનચંદ્રસૂરિપટ્ટે જિનસાગરસૂરિ | ખરતરગચ્છ | ઉકેશવંશ, લોઢાગોત્ર સા. મોક્ષસી ભાર્યા લોલીપુત્ર સા પર્વતક |
| ૧૨ સંભવનાથ | ૧૪૯૨ આષાઢ વદી ૫ | મુનિસિંહસૂરિ | આગમિકગચ્છ | મજેડી વાસ્તવ્ય શ્રીમાલ જ્ઞાતીય ઠ. કાના ભાર્યા કામલદે સુત ઠ. લાલા, માલા બાલામાંના ઠ. બાલાએ. |
| ૧૩ સુવિધિનાથ | ૧૫૦૬ પોષ શુદી ૧૫ સોમ | જિનપ્રભસૂરિ | ખરતરગચ્છ | શ્રીમાલ, કડગોત્ર સા. કેમા(કર્મા) ભાર્યા કર્માદે પુત્ર સા. જગ તથા સિરન પુત્ર દેલ્હા પૌત્ર છાજુ |
| ૧૪ — | ૧૫૧૭ આ. શુ. ૧૦ | — | — | — |
| ૧૫ શીતલનાથ | ૧૫૫૧ મા. વ. ૨ સોમ | સોમરત્નસૂરિ | ગુરૂતપાગચ્છ (બૃહત્તપાગચ્છ) | ઉ(કેશ) જ્ઞાતિય સોનીગોત્રે સા. ચાંપા ભાર્યા ચાંપલદે પુત્રો રૂપા, રામા, હદા |

| તીર્થંકર | સંવત | આચાર્યઆદિ | ગચ્છ | શ્રાવકનું નામ આદિ |
|---|---|---|---|---|
| ૬ અજિતનાથ | ૧૫૭૧ માહ વદી ૫ શુક્રે | પદ્માનંદસૂરિપટ્ટે નંદ(દિ)વર્ધનસૂરિ | ધર્મઘોષગચ્છ | સુરાણા ગોત્ર સં. શેખા પુત્ર સં. સીપા ભાર્યા ભાલા પુત્ર વીજન સારંગ સહસા યુક્ત સં. સીપાએ. |
| ૭ — | ૧૫૮૭ | પુણ્યપ્રભસૂરિ | — | ઉરથલગોત્ર |

## શ્રી આત્મારામજી મહારાજની મૂર્તિ

આ મંદિરમાં બહારના જમણી તરફના ગોખમાં શ્રી. આત્મારામજી મહારાજની મૂર્તિ છે જેના ઉપર અર્પણ કરનાર તરીકે નાજીમ ગુલાબચંદજી ઢઢ્ઢાની માતુશ્રી શ્રાવિકા રાજકુંવર બાઈનું અને પ્રતિષ્ઠા કરનાર તરીકે મુનિ શ્રી મોતિવિજયજીનું નામ છે. સંવત ઘસાઈ ગયો છે.

## શાસનદેવની તથા બીજી મૂર્તિ

ડાબી તરફના ગોખમાં શાસનદેવીની મૂર્તિ છે. મંદિરને ત્રણ ગુંબજ છે. આ મંદિરમાં બીજી ત્રણ પાદુકાઓ છે જેના લેખો નીચે મુજબ છે—

**(१) संवत १६६७ वर्षे माहशुदि १२ दिने × × × श्रीबृहत्खरतरगच्छे युगप्रधान श्रीजिनचंद्रसूरिराज्ये श्रीजिनकुशलसूरिपादुके प्रतिष्ठित कनक...** ......(આગળ વંચાતું નથી.)

**(२) १७७० वर्षे माहशुदि २ जिनरंगसूरिपादुका**

**(३) ॥८०॥ संवत १९५१ वर्षे मिति वैशाख सुदि...शुक्रवासे गुरुमहाराज श्री श्री १०८ श्रीरुगनाथसागरतत्शिष्य......व सागर प्रतिष्ठा.... .... ।**

## ખરતરગચ્છીય દાદાવાડી

માલપુરા ગામથી લગભગ બે ફર્લાંગની દૂરિ પર આ દાદાવાડી આવેલ છે. ખરતર ગચ્છીય યુ. પ્ર. શ્રી જિનકુશલસૂરિજી મહારાજ કે જેમનું સ્વર્ગગમન પંજાબમાં દેરાઉલ ગામમાં થયું છે તેમના પ્રાચીન સ્મારકરૂપે આ દાદાવાડી બનાવવામાં આવી છે. આ સ્થાન પ્રાચીન અને સુંદર છે. મોટી ધર્મશાળા છે. હવા-પાણી તંદુરસ્ત અને વાતાવરણ શાંત છે. મૂલ સ્થાનના શિલાલેખ જોઈ શકાયા નથી. ત્યાંથી નીચેનો એક શિલા લેખ નોંધ્યો છે—

**खरतरगच्छ श्रृंगाराणां[म]ष्टोत्तरशतयुतानां दादाजी श्रीकुशलसूरीणां चरणपादुका प्रतिष्ठा मालपुराख्यनगरस्य श्रावकसंघेन गुणारामादि... ...युगवर्षे ज्येष्ठ शु. ११ शनिवासरे विक्रम सं. १९६४ ।**

# ધન્ય માતા! ધન્ય બેટો!

**દશપુરનગરમાં** આજે આનંદ-ઉત્સવની તૈયારીઓ થતી હતી!

રાજપુરોહિત પંડિત સોમદેવનો પુત્ર આજે, પાટલીપુત્ર નગરમાં વેદ અને ઉપનિષદોનું અધ્યયન કરી, મહાપંડિત બની, પાછો આવ્યો હતો. લક્ષ્મી અને સરસ્વતીના ઉપાસક મહારાજા ઉદાયનની આજ્ઞાથી એ પુરોહિત-પુત્રનો આજે, રાજસન્માનપૂર્વક, મહોત્સવ સાથે, નગર-પ્રવેશ થવાનો હતો!

આખું નગર એ મહોત્સવની તૈયારી કરતું હતું!

દશપુરનગર એ વિદ્યા અને કળા માટે વિખ્યાત માલવ દેશનું એક શહેર હતું. એ નગરને શ્રી અને ધીમાં ઉન્નત બનાવવાના મહારાજાને કોડ હતા. આજનો પ્રસંગ એ સરસ્વતીના સન્માનનો પ્રસંગ હતો!

સમય થતાં મહારાજા સ્વયં હાથી ઉપર આરૂઢ થઈને પુરોહિત-પુત્રનું સન્માન-સ્વાગત કરવા આગળ થયા. તેમની સાથે રાજપુરુષો અને નગરજનોનું મોટું જૂથ હતું. સૌને મન આજનો પ્રસંગ અપૂર્વ હતો.

અને રાજપુરોહિત પંડિત સોમદેવ? એનું મન તો આજે હર્ષઘેલું થયું હતું. પોતાના પુત્રનું આવું સન્માન જોઈ તેનું હૈયું ગદ્‌ગદ થતું હતું. તેની આંખમાં આનંદના અમી ઊભરાતાં હતાં.

પુરોહિત-પુત્ર પાસે આવી મહારાજા, રાજપુરુષો અને નગરનજનોએ તેનું સ્વાગત કર્યું. પુરોહિત-પુત્ર નત મસ્તકે એ સન્માન ઝીલી રહ્યો. પોતાના બહાને પોતાની માતા-સમી સરસ્વતીદેવીનું સન્માન થતું જોઈ તેનું હૈયું હર્ષમગ્ન થયું. આજે તેને પોતાની સરસ્વતી-ઉપાસના સફળ થતી લાગી. મહારાજાની આજ્ઞા થતાં તે હાથી ઉપર આરૂઢ થયો અને નગર-પ્રવેશ માટે પ્રયાણ કર્યું.

નગરનાં નરનારીઓએ પુરોહિત-પુત્રને અક્ષત અને પુષ્પોથી વધાવ્યો. ધવળમંગળ ગવાયાં, મંગળ સરણાઈઓના નાદોથી દિગંતોમાં હર્ષના નાદો ગાજી રહ્યા. પુરોહિત-પુત્ર

---

## ઉપસંહાર

આ રીતે માલપુરાના બન્ને જિનમંદિરોના અને દાદાવાડી આદિ સ્થળોના વધુ લેખો, અમને જેટલા ઉપલબ્ધ થયા તે આપ્યા છે. આ લેખમાં આવતાં આચાર્યો તેમજ મુનિવરોનો પરિચય આપવાની જરૂર હતી, પણ વિહારમાં સાધનોના અભાવે એ થઈ શક્યું નથી. આ પ્રદેશમાં સાધુઓનો વિહાર બહુ જ ઓછો થાય છે. રસ્તામાં વચ્ચે વચ્ચે જૈનોનાં ઘરો પણ નથી આવતાં. જયપુરનો શ્રીસંઘ એની વ્યવસ્થા જાળવે છે. માલપુરાનાં આ મંદિરોના દર્શન અવશ્ય કરવા યોગ્ય છે. દાદાવાડીના દર્શને જનાર મહાનુભાવો શ્રી જિનેશ્વર દેવનાં દર્શન કરવાનું જરૂર લક્ષમાં રાખે એટલી સૂચના કરવા સાથે આ લેખ સમાપ્ત કરું છું.

પાટલી પુત્રથી પંડિત બનીને પાછા આવ્યાની વાત આખા શહેરમાં પ્રસરી ગઇ.

રાજ દરબારે આવી પહોંચતા, રાજ સભામાં પુરોહિત–પુત્રનું સન્માન કરવામાં આવ્યું. સન્માન સમારંભ પૂર્ણ થતાં સૌ વિર્જન થયાં. પુરોહિત–પુત્રે પણ, નમતે પહોરે, પોતાના ઘર તરફ પગલાં માંડયાં.

આ મહોત્સવ અને સમારંભ વચ્ચે પણ પુરોહિત–પુત્રનું મન પોતાની માતા માટે તલસી રહ્યું હતું. તે ક્ષણભર પણ પોતાની માતાને વિસરી શકયો ન હતો. સરસ્વતી–ઉપાસના માટે પ્યારું વતન અને વ્હાલી માતાથી વર્ષો સુધી અળગા રહેવાની ધીરજવાળા પુરોહિત–પુત્રનું મન આજે ઘડી–બેઘડીનો વિલંબ કે વિયોગ સહન કરવાને જાણે અશક્ત થઇ ગયું હતું.

એના મનમાં કંઇ કંઇ તરંગો ઊઠતા હતા. મારી માતા! આટલાં વર્ષોના વિયોગ પછી એને મળીશ ત્યારે એના હર્ષનો પાર નહીં હોય. પોતાના પુત્રને આવો પંડિત બનેલો જોઇને ન માલુમ એને કેટલો આનંદ થશે!

હું એના ચરણોમાં મસ્તક ઝુકાવી હર્ષ–અશ્રુઓથી એ પુનીત માતૃ–ચરણોનું પ્રક્ષાલન કરીશ અને એ ઉપરથી હર્ષ–અશ્રુઓ વહાવી મારા મસ્તકનો અભિષેક કરશે! માતા! માતા! તારો લાડકો પુત્ર હમણાં જ તારા ચરણોમાં હાજર થાય છે!

આ અને આવા વિચારો કરતો પુરોહિત–પુત્ર રાજસભામાંથી રવાના થઇને પોતાના પિતાની સાથે પોતાના ઘરે આવી પહોંચ્યો. અને આસપાસ ઉભેલાં નોકર–ચાકરો અને સ્વજનો તરફ દૃષ્ટિમાત્ર નાખી સીધો એ તેની માતાના ઓરડામાં ગયો; પોતાની માતાના ચિંતન આગળ તે બીજા એક પણ વિચારને અવકાશ આપવા તૈયાર ન હતો

જઇને તરત તે માતાના ચરણોમાં નમી પડયો. માતાએ તેને ઊભો કર્યો. માતા અને પુત્રની દૃષ્ટિ એક થઇ. પણ માતાનું મુખ જોઇ પુરોહિત–પુત્ર સ્તબ્ધ થઇ ગયો. જાણે માર્ગમાં આવતાં એણે દોરી રાખેલ ચિત્રના ટૂકડે ટૂકડા થઇ ગયા. કયાં એણે કલ્પી રાખેલ હર્ષાશ્રુ વરસાવતી આનંદઘેલી માતાનું મુખ અને કયાં આ ગંભીર અને વિચારમગ્ન બનેલું માતાનું મુખ! એ ગંભીરતાની પાછળ જાણે વિષાદની આછી રેખાઓ ડોકીયું ન કરતી હોય એમ એને લાગ્યું.

આ શું? પોતાનો પુત્ર આટઆટલાં વર્ષ પછી પંડિત બનીને પાછો ફર્યો, છતાં માતા હર્ષ કેમ નથી અનુભવતી? માતા! તારા પુત્રના શા અપરાધે તને આજની મહા–આનંદની ઘડીએ વિષાદમય બનાવી છે? પુરોહિત–પુત્રનું હૈયું કકળી રહ્યું હતું.

માતા પુત્રની સામે જોઈ રહી હતી.
પુત્ર માતાની સામે જોઈ રહ્યો હતો.
બન્ને જાણું એક બીજાનું અંતર ઉકેલવા વિચારમગ્ન થઇ ગયાં હતાં.
જાણે સ્તબ્ધતાએ ત્યાં પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું હોય!
માતા રૂદ્રસોમાની સ્થિતિ આજે વિષમ હતી :

પોતાનો પુત્ર પંડિત બનીને પાછો ફરે અને પોતાનું હૈયું હર્ષઘેલું બનીને એનાં ઓવારણાં લેવા તૈયાર ન થાય; પોતાનું અંતર એને છાતીસરસો ચાંપવા તલસી ન ઊઠે અને પોતાનાં નેત્રો હર્ષાશ્રુનું સિંચન કરી સ્નેહનો અભિષેક કરવા તત્પર ન હોય એ સ્થિતિ એને માટે અસહ્ય હતી એનું મન આજે કકળતું હતું. પણ એ નિરૂપાય હતી.

અરિહંતદેવે પ્રરૂપેલા ધર્મની પરમ ઉપાસિકા રૂદ્રસોમા આજે વિચારતી હતી : મારો પુત્ર આજે વેદ અને ઉપનિષદોનો પારંગત બનીને આવશે. પોતાના જ્ઞાનના પ્રભાવે તે અમર કીર્તિ અને અપાર સંપત્તિને પામશે. પોતાના પુત્રની ઉન્નતિ જોઈને વેદધર્મના ઉપાસક એના પિતા પણ સંતોષ અનુભવશે. એ બધું ય ખરું, પણ મારી કુક્ષિમાંથી ઉત્પન્ન થયેલો મારો પુત્ર કેવળ આવી લૌકિક કીર્તિમાં જ અંજાઈને પોતાના આત્મધર્મને ભૂલી જાય તો મારી ધર્મપરાયણતા અને મારું ધર્મજ્ઞાન લાજ્યા વગર ન રહે! મને લાધેલો સદ્ધર્મ હું એને ન સમજાવું તો મારું માતૃપદ કલંકિત થાય.

પણ એ અરિહંતે પ્રરૂપેલ તત્ત્વજ્ઞાન કઈ રીતે જાણી શકાય એનું એને પૂરેપૂરું ભાન હતું અને એ ભાને એને વિમારમગ્ન અને ગંભીર બનાવી દીધી હતી. વર્ષોના વિયોગ પછી પાછા ફરેલા પુત્રનો ફરીને પોતાના મુખે વિયોગ માગી લઈને તેને સંયમ માર્ગે જવાદેવામાં આવે તો જ એ જ્ઞાન પામી શકાય એ એ સમજતી હતી.

બિચારી રૂદ્રસોમા! તેની સ્થિતિ અત્યારે એક તરફ વાઘ અને બીજી તરફ નદી જેવી હતી ! ન બોલવામાં પુત્રનું અકલ્યાણ હતું. બોલવામાં પુત્રનો વિયોગ સહન કરવાનો હતો. એક તરફ એનું ધર્મપરાયણ હૃદય હતું બીજી તરફ એનું પુત્રઘેલું માતૃહૃદય હતું. જાણે એક જ હૃદયમાં બે જુદાં જુદાં બળોનું દ્વંદ્વ ચાલતું હતું, અને રૂદ્રસોમાનો અંતરઆત્મા એ દ્વંદ્વને નીહાળી રહ્યો હતો. શું નિર્ણય કરવો એ કઠિન થઈ પડયું હતું.

પણ આખરે મોહ અને મમતા ઉપર ધર્મભાવનાએ વિજય મેળવ્યો. રૂદ્રસોમાએ પોતાના મન સાથે નિશ્ચય કર્યો: જો પુત્ર તૈયાર હોય તો મારે એને પરમ કલ્યાણનો માર્ગ અવશ્ય બતાવવો. કેવળ મારા હૃદયના સંતોષ ખાતર એને અનંત ભવસાગરમાં રઝળતો નહીં કરું. પુત્રનું શ્રેય એ જ મારું શ્રેય! અરિહંત પરમાત્મન્, આપનું શરણ! મારા નિર્બળ હૈયામાં બળ પૂરજો! મને ધર્મ–વિમુખ થવા ન દેશો!

આ જ વિચારોએ રૂદ્રસોમાને ગંભીર અને વિચારપૂર્ણ બનાવી હતી. પણ પુરોહિત–પુત્રને માટે આ દશ્ય અસહ્ય હતું. ક્ષણભર સ્તબ્ધતા અનુભવી છેવટે તે બોલી ઉઠયો: "માતા! આજે તને આ શું થયું છે? જો, આ તારો પુત્ર તારી સામે ઊભો છે! એને છાતી સરસો કેમ નથી ચાંપતી? માતા, તારા આ પુત્રના કયા અપરાધે તું આજે વિષાદમય બની છે? માતા, બોલ, હું શું કરું કે જેથી તારો આ વિષાદ દૂર થાય? તારા આનંદ વગર મારે મન આખી દુનિયા વેરાન જેવી છે. માતા! કૃપા કર! તારા પુત્રને આશીષ દે!"

"બેટા!" રૂદ્રસોમા બોલી "તને ક્ષેમકુશળ પાછો આવેલો જાણીને મારા અંતરમાં આજે જે આનંદનો ઓઘ ઉભરાય છે તે સાચે જ અમાપ છે. પણ વત્સ, મારો પુત્ર કીર્તિ અને સંપત્તિના મોહકપાશમાં સપડાઈને આત્મધર્મ ભૂલી જાય એ બીના મારા માટે અસહ્ય

છે. બેટા, તું આત્મધર્મને ન પિછાણે, તારા પરમ કલ્યાણના માર્ગને ન જોઈ શકે તો મારૂં માતૃપદ સફળ થયું ન ગણાય! બેટા, બસ, આ જ વિચારોની છાયા નીચે મારો એ અપાર આનંદ આજે જાણે અદૃશ્ય થઇ ગયો છે. બેટા, તને આત્મધર્મનું જ્ઞાન થાય તો મારો આત્મા અને મારો ધર્મ કૃતકૃત્ય થાય- વત્સ, એ આત્મજ્ઞાન મેળવવાની તમન્ના તારામાં છે?"

"મા, તારી આજ્ઞા એ જ મારી તમન્ના! માતૃ-આજ્ઞા ખાતર આ દેહનું સમર્પણ કરવું પડે તો આ આત્મા કૃતકૃત્ય થાય! માતા, તારી આજ્ઞાનું પાલન કરતા આ તારા પુત્રને સંસારની કોઇ તૃષ્ણાઓ, મોહ મમતાનાં કોઈ મોહક બંધનો કે દુનિયાની કોઇ શક્તિ નહીં અટકાવી શકે. માતા, હવે વિલંબ ન કર, તારી જે ઇચ્છા હોય તે કહે!" પુરોહિત-પુત્ર અધીર બનીને માતા સામે જોઇ રહ્યો.

રૂદ્રસોમા માટે હવે આકરી ઘડી આવી પડી હતી, તેના હૈયામાં જાણે ઝંઝાવાત શરૂ થયો હતો: 'હું આ શું કરૂં છું!' ક્ષણભર તેનું હૈયું ગળગળું થઇ ગયું, પણ છેવટે તે પોતાના હૃદયને કઠણ કરીને બોલી:

"તો બેટા, સાંભળ! તું શ્રી અરિહંતદેવે પ્રરૂપેલ બાર અંગોનું (દૃષ્ટિવાદનું) જ્ઞાન મેળવીને ન આવે ત્યાં સુધી તારું આ પાંડિત્ય તારી માતાને સંતોષ નહીં આપી શકે! તને આત્મજ્ઞાનનો પંડિત થયેલો જોઈશ ત્યારે મારો આત્મા ધન્ય થશે, મારી કુક્ષિ ઉજ્જ્વળ થશે અને મારો જન્મ સફળ થશે."

"બસ, એટલી જ ઇચ્છા! માતા, એમાં વિષાદ કરવાની શી જરૂર છે? એ જ્ઞાનદાયક ગુરુનું નામ જણાવ એટલે હું એમના ચરણોમાં પહોંચીને તારી આજ્ઞાનું પાલન કરૂં."

"બેટા, મહાજૈનનિગ્રંથ શ્રી તોસલીપુત્ર મુનિ પાસે જા! તે તને આત્મજ્ઞાનનો માર્ગ બતાવી બાર અંગો ભણાવશે એ જ્ઞાન લઇને આવીશ ત્યારે આજનો અધૂરો હર્ષ પૂર્ણ થશે. બેટા, વીતરાગ પ્રભુ તને સાચો માર્ગ બતાવો! તારું કલ્યાણ થાઓ"— જાણે અંતરમાં સમાઇ જવા માગતી હોય એમ આટલું બોલીને રૂદ્રસોમાએ આંખો બંધ કરી લીધી.

પુરોહિત-પુત્રે પણ આંખો બંધ કરી નતમસ્તકે માતાની આજ્ઞા શિરે ચઢાવી.

અને બીજે દિવસે સવારે-વેદધર્મી પિતાનો પંડિત પુત્ર જૈનધર્મી માતાની આજ્ઞાનું પાલન કરવા ચાલી નીકળ્યો.

માર્ગમાં સાડાનવ શેરડીના સાંઠાએ એને શુભ શુકન સૂચવ્યાં.

એ ધર્મપરાયણ માતાના માતૃભક્ત પુરોહિત-પુત્રનું નામ આર્યરક્ષિત!

## [૨]

આર્યરક્ષિતને ખબર નહતી કે પોતે ક્યાં જાય છે, કે પોતાને શું કરવું પડશે? એ તો કેવળ માતાની આજ્ઞાનો પ્રેર્યો ચાલ્યો જતો હતો! માતાની આજ્ઞાનું પાલન થતું હોય તો ગમે તે માર્ગે જવામાં એને સંકોચ ન હતો! એ તોસલીપુત્ર અણગાર પાસે આવી પહોંચ્યો અને વિનયપૂર્વક નમસ્કાર કરી તેમના ચરણમાં બેસી ગયો.

મુનિવર ક્ષણુ માટે આ બાવીસ વર્ષના યુવાનના ભવ્ય ચહેરા સામે જોઇ રહ્યા ! જાણે એમાં કંઇ અકળ ભવિષ્ય ઊકેલતા ન હોય !

પછી આર્ય રક્ષિત બોલ્યો : "મુનિવર, વેદ અને ઉપનિષદોનો જાણકાર અને રાજ-પુરોહિત સોમદેવનો પુત્ર એવો હું-આર્યરક્ષિત મારી માતા રૂદ્રસોમાની આજ્ઞાથી આપની સેવામાં આવ્યો છું. પ્રભુ, કૃપા કરી મને દૃષ્ટિવાદનું જ્ઞાન આપો, જેથી હું મારી માતાને આનંદ આપી શકું !"

મુનિવર યુવકની સામે જોઈ જ રહ્યા !

યુવક ફરીને બોલ્યા "સાધુરાજ ! જે વખત જાય છે તે અસહ્ય છે. મારી માતાનું દુઃખ હું વધુ વખત જોઈ શકું એમ નથી. મને શીઘ્ર જ્ઞાનદાન કરો."

મુનિવર બોલ્યા: "વત્સ ! દૃષ્ટિવાદનું જ્ઞાન એ કંઇ પાર્થિવ જ્ઞાન નથી જે ગમે તે વ્યક્તિને આપી શકાય ! એ તો નિર્મળ સંયમ અને ઉગ્ર તપશ્ચરણ હોય તેને જ મળી શકે ! વત્સ, તારી માતાની આજ્ઞાનું પાલન કરવું હોય તો તારે સાધુમાર્ગનો સ્વીકાર કરવો પડશે. આ સુખ અને વૈભવને છોડીને તપ ત્યાગ અને સંયમના એરણ ઉપર આત્માને ઘડવો પડશે. તું વિચારી જો કે એ માર્ગનું અનુસરણ તું કરી શકીશ ! એ અગ્નિ-પરીક્ષામાં પાર થયેલ આત્મા જ દૃષ્ટિવાદનો અધિકારી થઈ શકે."

આર્યરક્ષિતને તો કશો વિચાર કરવાપણું હતું જ નહીં. તેના રોમેરોમમાં માતૃભક્તિના દિવ્ય સ્વરો ગુંજી રહ્યા હતા. એ ભક્તિની સાધનમાં એને માટે કશું ય અશક્ય ન હતું. તે તરત જ બોલ્યો: "ગુરૂદેવ, આપની આજ્ઞા મને માન્ય છે. હવે વિલંબ ન કરશો. આજથી હું આપનો શિષ્ય છું અને આપ મારા ગુરુ છો. મને દીક્ષા આપી કૃતાર્થ કરો."

અને એ જ વખતે આર્ય રક્ષિતનો દેહ મુનિવેષથી શોભી ઊઠયો.

વેશ-પરિવર્તનની સાથે જાણે આર્ય-રક્ષિતના સમગ્ર આત્મભાવમાં જ પરિવર્તન આવ્યું હોય તેમ એ પોતાની જુની ભાવનાઓને સાવ ભૂલી ગયો અને કેવળ માતૃ-આજ્ઞાનું લક્ષ્ય રાખીને નવા-સંયમમાર્ગમાં તલ્લીન થઇને અધ્યયનમાં મગ્ન થઈ ગયો.

માતૃભક્ત આર્ય રક્ષિતની ગુરુભક્તિએ ગુરુજીનું મન વશ કરી લીધું. ગુરુજી ખૂબ ભાવપૂર્વક તેને પૂર્વોનું અધ્યયન કરાવવા લાગ્યા. આમ પોતાની અપૂર્વ બુદ્ધિ-પ્રતિભાથી થોડા વખતમાં જ તેમણે શ્રી તોસલીપુત્ર મુનિ પાસેથી ખૂબ જ્ઞાન સંપાદિત કરી લીધું.

ગુરુજીએ જોયું કે-પોતાના આ શિષ્યમાં અપાર શક્તિઓ ભરી છે. એ શક્તિઓને જેટલો વેગ મળશે તેટલી તે વધુ ખીલી ઊઠશે. એટલે તેમણે તેને વધુ અભ્યાસ માટે શ્રીવજ્રસ્વામીની પાસે ઉજ્જયિની મોકલ્યો.

વજ્રસ્વામીની પાસે જઇને આર્ય રક્ષિતે પોતાનો આગળનો અભ્યાસ શરૂ કર્યો. વજ્રસ્વામીએ જોયું કે આર્ય રક્ષિત ભવિષ્યમાં શાસનનો સ્તંભ થશે એટલે તેમણે પણ તેને ખૂબ ભાવ પૂર્વક અધ્યયન કરાવ્યું.

આ રીતે ટુંક વખતમાં આર્યરક્ષિતે બાર પૂર્વમાંના નવ પૂર્વનો અભ્યાસ પૂર્ણ કરી દશમા પૂર્વનો અભ્યાસ શરૂ કર્યો.

હવે—જાણે દૂર રહેલી પોતાની માતાના હૃદયના પડઘા ન પડતા હોય એમ ધીમે ધીમે આર્યરક્ષિતને પોતાના અધ્યયનમાં કઠિનતાનો અનુભવ થવા લાગ્યો. કદી કદી તેનું મન, ક્ષણ માટે, અધ્યયનને છોડીને પોતાની માતા પાસે દોડી જતું. તેને થતું: જે માતાને સુખી કરવા આ માર્ગ લીધો તે માતા અત્યારે શી હાલતમાં હશે? તે દુઃખી હશે કે સુખી? કદીક તો તેને થઇ આવતું કે એકાદ વખત જઈને માતાને મળી આવું તો કેવું સારું!

આમ માતાને સુખી કરવાને આરંભેલ અધ્યયનમાં માતાને સુખી જોઈ આવવાની અભિલાષાથી વિક્ષેપ આવવા લાગ્યો. એ હતો વિક્ષેપ—છતાં એ વિક્ષેપ અને એ સાધના બન્નેનું દૃષ્ટિબિંદુ એક જ હતું—માતાનું સુખ! આમ દિવસો પસાર થતા હતા!

[ ૩ ]

પુત્ર આર્યરક્ષિતને સંયમના માર્ગે વળાવી માતા રૂદ્રસોમા કઠણ હૈયું કરી દિવસો પસાર કરતી હતી. પુત્રના જવા પછી ધર્મના આલંબને એ પોતાનું જીવન વીતાવતી હતી.

આ રીતે દિવસો, મહિનાઓ અને વર્ષો પસાર થયાં હતાં.

માતા અને પુત્ર વચ્ચે કેટલાય યોજનોનું અંતર હતું, છતાં એમનાં હૃદય સદાય એક જેવાં જ રહેતાં. માતા પુત્રને વિસરી ન હતી કે પુત્ર માતાને વિસરી શકયો ન હતો.

હવે ધીમે ધીમે માતા રૂદ્રસોમાને પુત્ર આર્યરક્ષિતનું સ્મરણ વધુને વધુ થવા લાગ્યું હતું. સુખ અને આરામનો માર્ગ છોડાવીને ત્યાગના માર્ગે મોકલેલો મારો આર્ય હવે કેવો થયો હશે? એ સુખી હશે કે દુઃખી? એ કેવો ધર્મપરાયણ થયો હશે? એકાદ વખત એનું મુખ જોવા મળે તો કેવું સારૂં!

જાણે આર્ય રક્ષિતના હૃદયના પડઘા ન પડતા હોય એમ માતા રૂદ્રસોમાના હૃદયમાં આવા ભાવો વારંવાર ઉદ્ભવતા!

આમ એક તરફ આર્ય રક્ષિતનું મન બેચેન હતું—માતાને મળવા માટે, માતાને સુખી જોવા માટે; બીજી તરફ માતા રૂદ્રસોમાનું મન વિહ્વળ થતું હતું—પુત્રને જોવાને માટે!

એક દિવસ માતા રૂદ્રસોમાની લાગણીઓ અદમ્ય થઇ ગઇ; તેણે નિશ્ચય કર્યો: ગમે તેમ કરીને મારા આર્યને અહીં બોલાવી મંગાવું. મારા આર્ય રક્ષિતનો નાનોભાઈ ફલ્ગુ મારી આજ્ઞાથી આ કાર્ય જરૂર પૂરૂં કરશે. તેણે પોતાના પતિ સોમદેવ પુરોહિતને વિજ્ઞપ્તિ કરી: "નાથ, આપણો આર્ય ગયો તે ગયો જ! હવે તો એનું મુખ જોવા મળે તો સારૂં! આપની અનુમતિ હોય તો આપણા આર્ય ફલ્ગુને મોકલીને આપણા રક્ષિતને તેડાવી મંગાવું."

સોમદેવ તો પુત્રને મળવા આતુર જ હતા એટલે તેમણે તરત જ અનુમતિ આપી અને ફલ્ગુને પોતાના મોટાભાઈને તેડી લાવવાની આજ્ઞા કરી:

પોતાના મોટાભાઈ પાસે જવાના વિચારે ફલ્ગુ હર્ષ ઘેલો થઇ ગયો. માતૃભક્તિમાં એ રક્ષિત કરતાં જરાયે ઊતરે એવો ન હતો. માતાને સુખ થતું હોય તો ગમે તે કાર્ય માટે એ તૈયાર હતો. માર્ગમાં આવતી અપાર આપત્તિઓ, દુર્ગમ અટવીઓ, કે અસહ્ય ટાઢ—તડકો

ફલ્ગુને પોતાના કામથી રોકી ન શકયાં. એણે તો ભાઈને મળવાનો નિર્ણય કર્યો હતો. એટલે મજલ કાપતો કાપતો એક દિવસ એ આર્ય રક્ષિત પાસે પહોંચી ગયો. પોતાના ભાઈને જોઈને તેના હર્ષનો પાર ન રહ્યો. ને તેના ચરણમાં પડયો અને વિનંતી કરી: "ભાઈ, માતા તમારા વગર બહુ ઉદાસ રહે છે, તમે ચાલો, તમારું મુખ બતાવીને આપણાં માતા–પિતાને સુખી કરો."

આર્ય રક્ષિત બોલ્યા: "ભાઈ, આ સંસાર અસાર છે. કોણ માતા અને કોણ પુત્ર; બધું ઇંદ્રધનુષના રંગ જેવું છે; આજે દેખાય છે, કાલે અદૃશ્ય થઈ જાય છે. ભાઈ, કોઈ કોઈને તારવા સમર્થ નથી. કેવળ આપણો આત્મા જ આપણને તારી શકે છે. ભાઈ તું પણ આ સંસારનો ત્યાગ કરી તારા આત્માનો ઉદ્ધાર કર! વળી અહીંથી માતા–પિતા પાસે જવામાં પણ એમ મુનિ સાથે જોઈએ એટલે તુ સયંમી બની જા!"

ફલ્ગુએ વડિલ ભાઈની આજ્ઞા માથે ચઢાવી અને તેણે પણ દીક્ષા અંગીકાર કરી.

હજુ દૃષ્ટિવાદનો અભ્યાસ પૂરો થયો નહતો એટલે આર્યરક્ષિત અધ્યયનમાં મન પરોવવા ખૂબ મથતા હતા, પણ એક વખત માતાના સ્મરણથી વિક્ષિપ્ત થયેલું મન સ્વસ્થ ન થઈ શકયું. એક દિવસ આર્ય ફલ્ગુએ માતા પાસે જવા ફરી આગ્રહ કર્યો એટલે આર્યરક્ષિતે વજ્રસ્વામી પાસે આજ્ઞા માગી. વજ્રસ્વામીએ ભાવીભાવ જોઈને અનુમતી આપી. એટલે આર્યરક્ષિત અને આર્ય ફલ્ગુએ દશપુર તરફ પ્રયાણ કર્યું.

આ વખતે આર્યરક્ષિતે સાડાનવ પૂર્વનો અભ્યાસ કરી લીધો હતો; જાણે સાડાનવ સેલડીના સાંઠાના શુકન સફળ થયાં હોય!

બન્ને ભાઈ દશપુર આવી પહોંચ્યા ત્યારે માતા–પિતાના હર્ષનો પાર ન રહ્યો. પિતાએ કહ્યું: "બેટા, તારા માટે સુંદર અને યોગ્ય કન્યા નક્કી કરી રાખી છે. હવે જલદી પાણિગ્રહણ કરી અમને સુખી કર. અમે જીંદગીના કિનારે બેઠા છીએ. તમને સુખી જોઈ અમારો આત્મા સુખ પામશે."

માતા રૂદ્રસોમા તો ધર્મમાર્ગ સમજતી હતી એટલે તે મૂંગી રહી.

છેવટે–આર્યરક્ષિત બોલ્યા: "પિતાજી, લગ્ન કરીએ કે સંપત્તિ મેળવીએ; પણ એ બધું કેટલા ભવ માટે? અને એનાથી આત્મસુખ કયાં મળવાનું છે? વેદ–ધર્મમાં પણ આ સંસારને અસાર કયાં નથી કહ્યો? પિતાજી, ખરો માર્ગ તો એ છે કે અમને પરણાવવાનો વિચાર કરવા કરતાં આપ જ અમારા માર્ગમાં આવી ભળો."

પિતાને લાગ્યું–આ આર્ય રક્ષિત બોલતો ન હતો, આર્યરક્ષિતના નિર્મળ આત્માના એ પડઘા હતા. માતા રૂદ્રસોમાનું મન તો કયારનુંય સંસારથી વિરકત થઇ ગયું હતું. એટલે આર્યરક્ષિતનો ઉપદેશ અફળ ન ગયો!

અને એક દિવસ દશપુરના નરનારીઓએ જોયુ કે પુરોહિત સોમદેવ અને રૂદ્રસોમા સંસાર તજી ત્યાગના પંથે ચાલી નીકળ્યાં હતાં.

ધર્મપરાયણ માતાએ પુત્રનો ઉદ્ધાર કર્યો અને એ બડભાગી પુત્રે આખા કુટુંબનો નિસ્તાર કર્યો!

ધન્ય એ માતા! અને ધન્ય એ પુત્ર!

—રતિલાલ દીપચંદ દેસાઇ

# કાઠિયાવાડમાં જૈનધર્મની પ્રાચીનતા

મુંબઇથી પ્રસિદ્ધ થતાં 'જન્મભૂમિ' દૈનિકના તા. ૨૫-૫-૧૯૪૧ના રવિવારના અંકના 'કલમ અને કિતાબ' વિભાગમાં શ્રી. અમૃતલાલ વ. પંડયાનો એક પત્ર છપાયો છે. એ પત્ર ઉપયોગી લાગવાથી અક્ષરશઃ અહીં છાપીએ છીએ. ત્ય.

---

**તંત્રીશ્રી, 'કલમ અને કિતાબ',**

તા૦ ૪-૫-૪૧ ના 'કલમ અને કિતાબમાં 'પુરાતત્ત્વ સંશોધનનું એક પ્રકરણ' એ મથાળા નીચે રા. ઇશ્વરલાલ જી. રાજા (જૂનાગઢ) એ, તેમને જુનાગઢમાંથી મળી આવેલ એક ન્હાના પ્રાચીન લેખનો સ્કેચ આપેલ છે. અને જાણકારો પાસેથી એના લખાણનો ઉકેલ માગ્યો છે. મારા વાંચન મુજબ તેનો ઉકેલ આ પ્રમાણે છે:

**વાંચન**

લેખને ડાબી બાજુથી વાંચતાં તેમાં આટલા અક્ષરો લખેલા માલમ પડે છે:

## 'શ્રી. તીરબસ્વામી'

આ કોઈ વ્યક્તિનું નામ જણાય છે. આ નામનો કાંઇ અર્થ નથી બેસતો. એટલે મારા અભિપ્રાય પ્રમાણે લખાણનો ચોથો અક્ષર 'બ' ને બદલે 'થ' હોવો જોઇએ. બ્રાહ્મી લિપિના આ પ્રકારમાં આ બંને અક્ષરોનો આકાર સરખો જ હોય. 'બ' ના કુંડાળાની વચ્ચે એક ટપકું મૂકવાથી તેનો 'થ' થઈ જાય છે. કાંતો સ્કેચ કરનારની દૃષ્ટિએ આ ટપકું નહિ ચડયું હોય ને કાં એ લેખમાં નાશ પામ્યું હશે. આ પ્રમાણે આ લખાણનો ઉકેલ છે:-

## 'શ્રી. તીરથ સ્વામી' એ નામ કોનું છે?

સારાષ્ટ્રના ઇતિહાસમાં 'તીરથ સ્વામી' નામની કોઇ વ્યકિતનું નામ હજી સુધી જાણવામાં આવ્યું નથી. નામના પ્રકાર ઉપરથી જણાય છે કે એ જૈનધર્મ સાથે સંબંધ ધરાવતા કોઇ દેવનું નામ હોવું જોઇએ.

**લેખનો સમય**

લેખની લિપિ બ્રાહ્મી છે અને તેનો મરોડ જુનાગઢના ઇ. સ. ૧૫૦ ના મહાક્ષત્રપ રુદ્રદામનના લેખની લિપિ પછીનો તથા સ્કંદગુપ્તના ઇ. સ. ૪૫૭ ના લેખની ઘણી પહેલાંનો છે. મારા મત મુજબ તે ઈ. સ.ના ત્રીજા સૈકાનો હોવો જોઇએ કે જે વખતે ગુજરાતમાં શક-ક્ષત્રપોનું રાજ્ય ચાલતું હતું.

**કાઠિયાવાડમાં ક્ષત્રપ કાળમાં જૈનધર્મ**

ક્ષત્રપ કાળની ઘણી પહેલાંથી કાઠીયાવાડમાં જૈનધર્મનું પ્રાબલ્ય રહેતું આવેલું માનવાને અનેક કારણો છે. પણ ઉત્કીર્ણ લેખોમાં આ ધર્મના અસ્તિત્વની પહેલી સાક્ષી જુનાગઢમાં બાલા પ્યારાના મઠમાં મળી આવેલા બીજા સૈકાના ક્ષત્રપ લેખમાં જ મળી આવી છે. (જુઓ એપીગ્રાફી ઇન્ડીકા પુ. ૧૬. પા. ૨૩૯) એટલે ત્રીજા સૈકામાં જ્યારે આ લેખ લખાયલો ત્યારે જૈનધર્મનું પ્રાબલ્ય રહ્યું હોય તેમાં નવાઇ નથી.

**લેખનું મહત્ત્વ**

આ લેખનું મહત્ત્વ એટલું જ છે કે તે કાઠિયાવાડમાં ક્ષત્રપ કાળમાં જૈનધર્મના અસ્તિત્વની સાક્ષી આપતો બાવા પ્યારાના મઠવાળા લેખ પછીનો પહેલો જ પ્રાચીન લેખ છે અને તેને પ્રકાશમાં લાવવા માટે રા ઇશ્વરલાલ જી. રાજા ખરેખર ધન્યવાદને પાત્ર છે.

અમૃતલાલ વ. પંડયા, અમદાવાદ.

# સ. મા. ચા. ર

દીક્ષા—

(૧) પૂજ્ય મુનિરાજ શ્રી હેમસાગરજી મહારાજે વૈશાખ શુદિ ૫ ના દિવસે બોટાદના વતની ભાઈશ્રી વાડીલાલભાઈને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુનિરાજ શ્રી વિનોદસાગરજી રાખીને તેમને પૂ. મુ. શ્રી. અમરેન્દ્રસાગરજીના શિષ્ય બનાવ્યા.

(૨) વડોદરામાં જેઠ સુદિ ૨ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી કનકચંદ્રસૂરિજીએ ભાઈ હિમ્મતલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુનિરાજશ્રી ભદ્રંકરવિજયજી રાખવામાં આવ્યું.

કાળધર્મ

(૧) પાયચંદગચ્છીય પૂજ્ય મુનિરાજ શ્રી જગતચંદ્રજી મહારાજ ઉનાવા ગામમાં વૈશાખ શુદિ ૪ ના દિવસે--બુધવારે કાળધર્મ પામ્યા.

(૨) પૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય પૂજ્ય મુનિરાજશ્રી સંપતવિજયજી મહારાજ પ્રાંતીજમાં જેઠ શુદિ ૩ ના દિવસે કાળધર્મ પામ્યા.

(૩) પૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયકમળસૂરીશ્વરજી મહારાજના વયોવૃદ્ધ શિષ્ય પૂજ્ય મુનિરાજશ્રી હિમ્મતવિજયજી મહારાજ પાટણમાં વેશાખ વદિ બીજી તેરસના દિવસે કાળધર્મ પામ્યા.

(૪) પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજના શિષ્ય પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી મતિસાગરસૂરિજી વાવમાં વૈશાખ વદ ૯ ના દિવસે કાળધર્મ પામ્યા.

# અડધી કિંમતે મળશે

'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો

## શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભ. મહાવીર સ્વામીના જીવન સંબંધી વિદ્વાનોએ લખેલા
અનેક લેખોથી સમૃદ્ધ ૩૫૦ પાનાંનો દળદાર અંક

**મૂળ કિંમત બાર આના**

**ઘટાડેલી કિંમત છ આના**

[ટપાલ ખર્ચ એક આનો વધુ]



**ભગવાન મહાવીરસ્વામીનું**

## ત્રિરંગી ચિત્ર

કળા અને શાસ્ત્રીય દૃષ્ટિએ સર્વાંગ સુન્દર ચિત્ર
૧૪" × ૧૦"ની સાઈઝ, સોનેરી બોર્ડર



**મૂળ કિંમત આઠ આના**

**ઘટાડેલી કિંમત ચાર આના**

[ટપાલ ખર્ચ દોઢ આનો વધુ]



**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા—અમદાવાદ.



## મહુડીમાંથી મળેલી એક પ્રાચીન જૈન ધાતુ-પ્રતિમા

✻

આ જૈન મૂર્તિ વડોદરા રાજ્યના વિજાપુર તાલુકાના મહુડી ગામમાંથી મળી આવેલી છે. આ મૂર્તિ ધાતુની છે. આ મૂર્તિ સાથે બીજી ત્રણ મૂર્તિઓ પણ મળી આવી છે. આની વધુ વિગત માટે આ અંકમાં છપાયેલ પૂ. મુ. શ્રી. ન્યાયવિજયજી મહારાજનો "મહુડીની જૈન પ્રતિમાઓ" શીર્ષક લેખ જુઓ.

આ મૂર્તિનું આ જ ચિત્ર 'શ્રી. જૈન સત્ય પ્રકાશ'ના વર્ષ પાંચમાના ૫-૬ સંયુક્ત અંક, ક્રમાંક ૫૫-૫૬માં શ્રી સારાભાઇ નવાબના 'ગુજરાતની પ્રાચીન જૈન મૂર્તિઓ' શીર્ષક લેખ સાથે છપાયેલ છે. [ બ્લોક-શ્રી. સારાભાઇ નવાબના સૌજન્યથી

---

આ અંકની અનુક્રમણિકા માટે જુઓ ટાઇટલ પાનું ત્રીજું

॥ श्रीराय नीर्त्थं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

[ વર્ષ ૬... ... ...ક્રમાંક ૭૧.... ... ...અંક ૧૧ ]

મહામહોપાધ્યાય શ્રી મેઘવિજયજી વિરચિત

## ચોવીશ જિન સ્તવનમાલા

સંગ્રાહક તથા સંપાદક

શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ

### ૧–ઋષભજિન સ્તવન

( લાછિર દે માત મલાર–એ દેશી )

શ્રી જિન જગ આધાર, મરૂદેવી માત મલ્હાર;
આજ હો સાંમી રે શ્રી રૂષભ જિનેસર સેવીઈ જી. (૧)
જીરે જીરે સાંમી રે શ્રી રૂષભ જિનેસર સેવિઇં જી.
સેત્રુંજા ગિરિ સિરછત્ર, નાભિ નરેસર પુત્ર;
આજ હો જીપઇ રે જગદીસ; તેજઈ ભાણુને જી. (૨)
આયો હું પ્રભુ ! પાસ, સેવક દ્યો સાબાસ;
આજ હો સહી રે સાહિબ વિણુ, દેસિ કેહિ દાસને જી. (૩)
મનમાન્યે અરદાસ, માંને મોટિમ જાસ;
આજ હો તોહે રે મનમોહે, નયન પસાઉલે જી. (૪)
નામ ધરીજે નાથ, લયે સહુનો દિલ હાથ;
આજ હો નેહી રે થિતિ એહી, મોટા મેઘની જી. (૫)

॥ इति श्री उ० श्री मेघविजयगणिकृतचतुर्विंशत्यां ऋषभस्तवः ॥

### ૨–શ્રી અજિતજિન સ્તવન

( ઇણુ આંગણુડે પિઉ રમાઓ–એ દેશી )

જયકારી અજિત જિનેસ, મોહન મન મહેલ-પ્રદેસ;
પાવન કરીઈ પરમેસર રે, સાહિબ જી. (૧)

સાહિબજી છો રે સોભાગી, તુઝ સૂરતસું રતિ જાગી;
મુઝ એક રસી લય લાગી રે, સાહિબ૦ (૨)
જિનપતિ અતિશય ઇતબારૈ, દેવ ! સેવા કરૂં દરબારૈ;
અવસર સીર કર્યું ન ચીતારૈ રે, સાહિબ૦ (૩)
ગુણવંતા ગરવ ન કીજૈ, હિતુયાસું હેત ધરીજૈ;
પોતાવટિ પરિ પાલીજૈ રે, સાહિબ૦ (૪)
તુમ્હે બેઠા કૃતારથ હોઇ, સેવકનું કામ ન કોઇ;
તો પણ ન હુઈ કુજ કોઇ રે, સાહિબ૦ (૫)
સાહિબને સામેં જોવૈ, સેવક જન નિજ સિર ઢોવૈ;
**મેઘ**ની સરસાઇ હોવે રે, સાહિબ૦ (૬)

## ૩–શ્રી સંભવજિન સ્વતન

( નિંદડલી વૈરણ હુઈ રહિઈ–એ દેશી )

ભવતારણ સંભવ પ્રભુ, નિત નમીઈ હો નવ નવ ધરિ ભાવ કે;
નવરસ નાટિક નાચીઈ, વલી રાચીઈ હો કરી પૂજા ચાવ કે.
સેનાનંદન વંદિઈ. (૧)
દુઃખ દોહગ દૂરે કરૈ, ઉપગારી હો મહિ મહિમાવંત કે;
ભગવંત ભગતવચ્છલ ભલો, સાંઈ દીઠે હો તનમન વિહસંત કે. સેના૦ (૨)
અપરાધી તેં ઊધર્યા, હિવઇં કહીઈ હો તેહની કેહી વાત કે;
મુજ વેલા આલસ ધરૈ કિમ, વિસમી હો જગપતિ તુમ ધાત કે. સેના૦ (૨)
ઊભા ઓલગ કીજઈ, વલી લીજે હો નિત પ્રતિ તુમ્હ નામ કે;
તો પિણ મુજરો નવિ લહું, કેતા દિન હો ઇમિ રૈ મન ઠામ કે. સેના૦ (૪)
ઈમિ જાણીને કીજીઇં, જગ ઠાકુર હો ચાકર પ્રતિપાલ કે;
તું દુઃખ તાપને ટાલવા, જયવંતો હો પ્રભુ **મેઘ** વિસાલ કે. સેના૦ (૫)

## ૪–શ્રી અભિનન્દનજિન સ્તવન

( આજ સખી અલબેલીયાં હે—એ દેશી )

અભિનંદન જિન વંદના એ, કરીઇં ધરીહ ઉચ્છાહ;
ઘરિ સવિ સંપદ સંપજે એ, વર મંગલ વિવાહ. અ૦ (૧)

પુરિસોત્તમ પરમેસરૂ એ, અકલ સરૂપ અનંત;
મોહ તિમિર મદ મોડવા હે, ઉદયો રવિ ઉલસંત. અ૦ (૨)

સસનેહા સવિ દેવતા એ, તું નિસનેહો રે નાહ;
તો પિણ સેવકનો કરે હે, દિલ દેઇ નિરવાહ. અ૦ (૩)

ગુણવંતા આદર કરે હે, સવિ નિગુણાં પણ સામિ;
નિગુણાને પણ ગુણ કરે હે, એ જગ પ્રભુ અભિરામિ. અ૦ (૪)

સૂતાં સુપનૈ સાહિબો હે, આવિ અતિશયવંત;
તો જાણું જગનો ધણી હે, રાખે મહર મહંત. અ૦ (૫)

શ્રી જિનવર પદ પંકજે હે, ભમર પરે રમે જેહ;
**મેઘ** તણી પરિ મહીઅલે હે, જગવલ્લભ હુઈ તેહ. અ૦ (૬)

## ૫–શ્રી સુમતિજિન સ્તવન

( કલાલકીર્તે મેરા રાજિંદ મોહિયો હો લાલ–એ દેશ )

સુમતિ જિનેસર સાહિબો હો લાલ, સમરૂં હું નિસદીસ જિણંદરાય;
ચકવો જિમ રવિ બિંબને હો લાલ, સેવક પ્રભુ બગસીસ. જિ૦ સુ૦ (૧)

તુમ્હ જસ રસ રસીયા જિકે હો લાલ, તસિઆ દરસણ કાજ; જિ૦
ઉલસ્યા ગુણ ગીતસું હો લાલ, તે વસિઆ શિવરાજ. જિ૦ સુ૦ (૨)

ગયણંગણ તારા પરે હો લાલ, તુમ્હ ગુણ ગણુ અસંખ; જિ૦
લોકાલોક ન લંઘીઇ હો લાલ, જો હુઇ પરિઘલ પંખ જિ૦ સુ૦ (૩)

તો પિણ તુમ્હ ગુણ બોલવૈ હો લાલ, પાવન કીજે જીહ; જિ૦
દરસણ કીજે દેવનું હો લાલ, ધન ધન તે મુઝ દેહ. જિ૦ સુ૦ (૪)

પતિતપાવન તુંહિ જ પ્રભુ હો લાલ, મૈં દીઠો મહારાજ; જિ૦
**મેઘવિજય** જયવંતની હો લાલ, લોક વધાઇ લાજ. જિ૦ સુ૦ (૫)

## ૬–શ્રી પદ્મપ્રભુજિન સ્તવન

( રાગ–મલ્હાર, ઉદયાપુરરી નારી પુંગલરી પદમિની રે–એ દેશા )

પદ્મપ્રભુ ભગવંત મહંત હિઈ રમ્યો રે કે, મહંત૦
ગ્યાનનિદાન આનંદ અમીરસમય જમ્યો રે કે; અ૦

અવર દેવતા સેવ સભાવ સહી વમ્યો રે કે, સ૦
ફલિઓ બલિઓ મોહ મહારિપુ તેં દમ્યો રે કે. મ૦ (૧)

ભગતિરાગનો લાગ જિનેસરસું કરે રે કે, જિ૦
તે નર વંછિત ભોગ સંજોગ લીલા વરઈ રે કે; સં૦
મહિમાદિક સવિ સિદ્ધિ પ્રસિદ્ધિ સુવિસ્તરે રે કે, પ્ર૦
અપરંપાર સંસાર–મહોદધિ નિસ્તરે રે કે. મ૦ (૨)

દીઠે જિન દીદાર ઉદાર દશા જગી રે કે, ઉ૦
મિલીઓ મિનતિ યોગ કે વીનતિ સવિ લગી રે કે; વિ૦
પવિત્ર કરૂં તમ એહ સનેહસું ઓલગી રે કે, ઓ૦
થાઇં સ્વામીપ્રસાદથી સિદ્ધિ–વધૂ સગી રે કે. સિ૦ (૩)

તુઝ નામે આરામ હુઇં મન માહરે રે, હુ૦
પામું સુખસંયોગ સુણ્યો જસ તાહરે રે કે; સુ૦
તું મુઝ જીવનપ્રાણ કે આણ વહુ સહી રે કે, આ૦
રહું સદા લયલીન હજૂરે ગહગહી રે કે. હ૦ (૪)

જાસ કરીજે આસ કે તાસ મેસાસસું રે કે, તા૦
વાધે રંગ તરંગ કે મન આસાસસું રે કે; મ૦
મેઘ મહોદય દેખ મયૂર વિલાસસું રે કે, વિ૦
ખેલે તિમ પ્રભુ પાસ કે દાસ ઉલાસસું રે કે. દા૦ (૫)

(ચાલુ)

# શ્રી કુલ્પાક તીર્થ

લેખકઃ–મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

(ગતાંકથી ચાલુ)

**તીર્થ–આક્રમણ**

આપણે ઉપર જોઇ ગયા કે કુલ્પાકતીર્થ વિક્રમની છઠ્ઠી સદીમાં હૈયાતીમાં આવ્યું છે અને તે શ્વેતામ્બર જૈન તીર્થ છે, તેની જાહોજલાલી દિન પર દિન વધતી જતી હતી.

આ સ્થિતિ લાંબો સમય ન ચાલી. પહેલપહેલું વિ૦ સં. ૬૮૦માં ધર્મદ્વેષીઓએ આ તીર્થ પર આક્રમણ કર્યું હતું. જો કે આ આક્રમણ સખ્ત હશે, કિન્તુ તેમાં તીર્થનો વિચ્છેદ ન થયો, તેનો પ્રભાવ જેવોને તેવો જ અવિચ્છિન્ન ચાલુ રહ્યો, અને એ જ રીતે લગભગ ૫૦૦ વર્ષ પસાર થયાં.

ફરી આ તીર્થ પર વિક્રમની તેરમી સદીના પ્રારંભમાં આફતનું મોજું ફરી વળ્યું.

આ આક્રમણ વિજ્જલરાયના મરણ પછી વસવે કર્યું હતું. વસવે વિજ્જલરાયને મારી જૈનધર્મને નુકશાન પહોંચાડયું. અને કુલ્પાકતીર્થનો વિનાશ કરવા સખ્ત હાથે કામ લીધું હતું.

**વિજ્જલ અને વસવ**

કુલ્પાકજીના ઇતિહાસ સાથે આ બન્નેનો ગાઢ સબંધ છે. પ્રસિદ્ધ જ્યોતિષ શાસ્ત્રી પં. વેંકટેશ બાપુજી કેતકર જ્યોતિર્ગણિતમાં ભાસ્કરાચાર્યના પરિચયમાં લખે છે કે–સંહ્યાદ્રિ પર્વતની હારમાળા મુંબઈ ઇલાકાના જુન્નેર પાસેથી નીકળી પૂર્વ તરફ જઇ ગોદાવરીના દક્ષિણ કાંઠે બીડનગર સુધી લંબાઇ છે. આ બીડથી ૪૦ કોષ દૂર કલ્યાણી નગર છે, જે જૈનોની રાજધાની છે, જેનો રાજા બિજ્જલ જૈન હતો. વિ. સં. ૧૨૦૮ (શાકે ૧૦૭૨) ત્યારે ત્યાં સિદ્ધાંતશિરોમણિ ગ્રંથ પૂરો થએલ છે.

બિજાપુરના વિ. સં. ૧૨૦૮ (શાકે ૧૦૭૩)ના શિલાલેખમાં વિજ્જલરાયનો કલ્ચુરી-વંશીય પરમાદ્દિપુત્ર ચાલુકયરાજ પ્રતાપી માંડલિક અને સેનેશ તરીકે ઉલ્લેખ છે.

ઇતિહાસકારો જણાવે કે કલચુરીવંશના સેનાપતિ બિજ્જલે ત્રીજા તૈલ પાસેથી ચૌલુકયસત્તા છીનવી લીધી હતી. તે પોતે ચુસ્ત જૈન હતો તેમજ તેનો વંશ જૈન હતો. તેનો વંશ જૈનધર્મની રક્ષા અને વૃદ્ધિ કરી શકત, પરન્તુ તેના પાટનગરમાં જ જૈનધર્મવિરોધી બળો જામતાં ગયાં. જેથી જૈનધર્મને રક્ષણ આપી શકે એવા એ રાજ-વંશને નાબુદ કરવામાં આવ્યો. વીરશૈવ ધર્મની ભરતી ફરી વળી. રાજ્ય દરબારમાં પ્રપંચો વધ્યા તેનું પરિણામ દેવગિરિના યાદવ અને દક્ષિણના દ્વાર સમુદ્રના હોશિયાલોનો લાભમાં આવ્યું.

જ. રો. એ. સો. ૪, પૃષ્ઠ ૧૯ની ફુટનોટમાં જૈન ઉત્તરાધિકારીઓના જઘડાનું વૃત્તાંત છે કે– બિજ્જલ જૈનધર્મનો મહાન્ પક્ષકાર હતો, છતાં તેણે ધાર્મિક બાબતમાં લિંગાયતો (વીર શૈવ ધર્મીઓ) પર ત્યાં સુધી કૃપા દર્શાવી હતી કે લિંગાયતો તદ્દન વિરોધ થઇ ગયા અને તેનો અંત આણવાને ફાવી શકયા.

ફ્લીટ સાહેબ કહે છે કે– તે સમયે જૈનધર્મ પ્રજાધર્મ હતો. બસવે ૧૦ વર્ષ રાજ્ય કર્યું પછી પોતાની ચાર પુત્રોને વહેંચી આપ્યું. પરન્તુ તે પુત્રો થોડા વર્ષ સુધી તે રાજ્ય કરી શકયા.

ડૉ. કૃષ્ણસ્વામી કહે છે કે–દક્ષિણમાં જૈનધર્મને તોડવાને જૈનધર્મને અનુસરતા "વીરશૈવ" ધર્મની સ્થાપના થઇ હતી, તેમાં ૧. રેવન, ૨. મારૂલ, ૩. એકારામ (એકાંતડ રામય્યા) અને ૪. પંડિત આરાધ્ય એ ચાર મુખ્ય પુરુષો થયા છે. એકારામે તો આ સંપ્રદાયને બહુ જ જોર આપ્યું હતું. ત્યાર પછી બસવ અને ચન્નબસવે આ સંપ્રદાયના ઉપદેશને વ્યવસ્થિત રૂપ આપી આ સંપ્રદાયને પુનર્જીવન આપ્યું અને તેને "લિંગાયત" નામથી જાહેર કર્યો. એટલે લિંગાયત ધર્મ એ વીર શૈવ ધર્મનો જ "જીર્ણોદ્ધાર" છે. અને તેને પુનર્જીવન આપનાર બસવ જ છે. આ બસવનું ચરિત્ર તે 'બસવ–પુરાણ' લિંગાયત ધર્મનો મુખ્ય ગ્રંથ મનાય છે. જેમાં બસવનું પૌરાણિક ચરિત્ર અને બિજ્જલના વિનાશનો ચિતાર આલેખિત છે.

સારાંશ એ છે કે—કલચુરીવંશીય જૈન સેનાપતિ વિજ્જલ પોતાના સ્વામી ચૌલુક્ય-પતિ ત્રિજા તૈલને લોભથી; જીતીને કલ્યાણીનો રાજા બન્યો, રૂપસુંદરી પદ્માવતીને દેખી

મોહાંધ બની તેને પરણ્યો અને તેણીના જ ભાઈ મંત્રી વસવના હાથે જ મરાયો.

વિજ્જલનું પતન લિંગાયતના નેતા બસવ અને તેના અનુયાયિ ચન્નબસવ વગેરેએ કર્યું છે.

બસવે વિજ્જલના પગલે ચાલી એક અમલદાર તરીકે કારકીર્દી શરૂ કરી અને છેવટે પોતાના માલિક સાથે રાજકીય ઉત્ક્રાંતિ કરી તેનો નાશ કર્યો. વિજ્જલનું મૃત્યુ એ લિંગાયતો માટે વિજયોત્સવ હતો. એમ પણ કહેવાય છે કે બસવે વિજ્જલને શોધી રાજધાનીની બહાર કાઢી કરપીણ રીતે કુવામાં નાખી મારી નાખ્યો હતો. ×

પરન્તુ આમ કરવાથી લિંગાયતોને પણ ધારી સફળતા ન મલી. તેઓની આશાઓ ઉપર તુરત તો પાણી ફરી વલ્યું. કારણ? એક તો કલ્યાણી એ જૈનધર્મનો કિલ્લો હતો. અને બીજું આ કરપીણ કૃત્યથી તેઓ કલચુરીય રાજવંશની આંખે ચડી ગયા હતા; રાજવંશીની અવકૃપા ઉતરી હતી, એટલે રાજવંશ ન પહોંચી શકે તેવે સ્થાને લિંગાયતોને પોતાનો ધર્મપ્રચાર કરવાની ફરજ આવી પડી હતી. વખત જતાં એટલું પરિણામ આવ્યું કે વિજ્જલના મરણ પછી કલચુરી રાજ્યમાંથી જૈનધર્મ નીકળી ગયો. વિજ્જલના પુત્ર સોમેશ્વર પછી દક્ષિણના જ જૈનધર્મી હોયશલ સરદાર વીરબલ્લાલના હાથે કલચુરિ સત્તાનો પણ અંત આવ્યો. ચરિત્ર પ્રમાણે વિ. સં. ૧૨૧૦માં અને શિલાલેખી પુરાવા પ્રમાણે વિ. સં. ૧૨૪૩માં વિજ્જલનું મૃત્યુ થયેલ છે.

વિજ્જલ અને વસવનાં સંપૂર્ણ ચરિત્ર વિજ્જલ કાવ્ય અને વસલ-પુરાણમાં આલેખિત છે.

**બસવપુરાણની વાતો**

માસ્તર શંભુ તુકારામ આપ્ટેએ કાટગાંવ (નિઝામ-સ્ટેટ)માં અગસ્તિ કાર્તિક સ્વામીના પ્રશ્નોત્તર રૂપ મરાઠી "બસવ-પુરાણ" બનાવ્યું છે. જેમાં કેટલીક ઘટનાઓ નીચે મુજબ છે:

શંકરની પાસે માંગણી થઇ કે—દક્ષિણ ભરતમાં જૈન બૌદ્ધ ચાર્વાક અને સાંખ્યો

× ઇતિહાસના પાને ધર્મના નામે આવા અત્યાચારો થયાના અનેક દાખલાઓ નોંધાયા છેઃ પુષ્યમિત્ર રાજાએ સોનામહોરોનુ ઇનામ આપી જૈન સાધુ તથા બૌદ્ધ સાધુઓનાં માથાં કપાવ્યાં. રાજા હર્ષવર્ધને એકેક દિવસમાં આઠસો આઠસો સાધુઓના શિરચ્છેદ કરાવ્યા.

સુંદર પાંડયેએ (વિક્રમની સાતમી સદીમાં) ૮૦૦૦ નિર્દોષ જૈનોને ફાંસીએ ચડાવ્યા, જેનું ચિત્ર આજે પણ અર્કાટના ત્રિવલુરના મંદિરમાં મોજુદ છે. આ જ રીતે કાંચીપતિ સિંહવર્મન વરંગલના કૈકટીય ગણપતિ તૈલપદેવ ત્રીજો જૈત્રસિંહ વગેરેએ પણ જૈનો પર જુલમ ગુજાર્યો છે અને જિનાલયોનાં શિવાલયો બનાવી દીધાં છે. (જુઓ રા. શર્માનુ જૈનિઝમ ઓફ સાઉથ ઈન્ડિયા.)

ચૌલુક્ય અજયપાલે પણ પરમાર્હત મહારાજા કુમારપાલનાં જૈન મંદિરોનો નાશ કરાવ્યો, જૈન આચાર્યને ભૂંજાવી નાખ્યા અને જૈન મંત્રીઓ પર જુલમ ગુજાર્યો છે.

ચુસ્ત શૈવધર્મી ચૌલરાજાએ રામાનુજાચાર્યના શિષ્ય કુરથાલ્વા અને પેરીયાનમ્બીની આંખો ફોડાવી નાખી. (શ્રીમતી કુમારી સુશીલા મહેતા M. A., L L, B. નો લેખ 'ભારતીય વિદ્યા' વ. ૧ અં. ૪)

આ દરેક ઘટનાઓ નાદીરશાહી કે જહાંગીરશાહીને પણ શરમાવે તેવી છે.

ખૂબ વધી પડયા છે માટે અવતાર લઇ તેનો ઉપાય કરવો જોઇએ. આથી શંકરે નંદીગણને ભૂલોકમાં જન્મ લેવાની આજ્ઞા આપી (અધ્યાય-૨). નારદ ઋષિએ તેને કર્ણાટકમાં વિજાપુર જીલ્લામાં વાગેવાડી પ્રાંતના હિંગલાપુરી ગામમાં માદીરાજાની રાણી માદામ્બાની કુક્ષિએ જન્મ લેવાની સલાહ આપી (અ. ૩). નંદીશ્વરે યોગ છોડીને ત્યાં "બસવ"ના નામથી જન્મ લીધો (અ. ૪). વસવે જનોઈ પહેરી નહીં અને બીજાઓને પણ જનોઈ પહેરવાની મનાઈ કરી. અને પોતે લગ્ન કર્યું (અ. ૭-૮). વિજ્જલનો મંત્રી બલદેવ મરી ગયો એટલે તેના કહેવાથી તેના ભાણેજ વસવને વિજ્જલે મંત્રી બનાવ્યો, આ સમયે તેના ધર્મગુરૂએ વસવને ગુરૂમંત્ર આપ્યો કે પ્રાણ આપીને પણ શૈવધર્મને વધારજે (અ. ૯-૪૮). બસવની બેન નાગાંબાએ ચન્નવસવને જન્મ આપ્યો, બસવે તેને વિદેહી તરીકે જાહેર કરી સિદ્ધ બનાવ્યો (અ. ૧૧). બસવે એક યોગિને ભિક્ષામાં પોતાનો દેહ પણ સમર્પિત કરી દીધો. આથી અલંપ્રભુએ તેને સાક્ષાત્ દર્શન આપ્યાં (૧૨). એક ગોવાળની છોકરીએ શંકરે દર્શાવેલ વસવનું માહાત્મ્ય વર્ણવ્યું અને લોકો આકર્ષાયા (૧૫). વસવે રાજભંડારમાંથી દાન આપવું શરૂ કર્યું અને ઘણો યશ મેળવ્યો (૧૬). બસવે ચન્નબસવ વગેરેની સામે શિવ સમ્બંધી અનેક કથાઓ કહી અને લિંગ માહાત્મ્યનો પ્રચાર પારંભ્યો (૧૭ થી ૨૧).

જંગમ માચીદેવ વસવના કપડાં ધોવા જતો હતો. તેને કોઇ અડકી ગયો એટલે માચીદેવે તેને મારી નાખ્યો. આથી પ્રજાએ પોકાર કર્યો અને ન્યાય માગ્યો. વિજ્જલે આ માટે વસવને ઠપકો આપ્યો પરન્તુ વસવે માચીદેવનો પક્ષ કર્યો અને વિશેષ જણાવ્યું કે-શિવલિંગ મતની એકતા સ્થાપવા માટે સ્વયં શંકરે અવતાર લીધો છે. પરિણામે વિજ્જલે માફી માંગી અને વસવે એ માચીદેવને ગુરૂપદે સ્થાપ્યો (૨૨-૨૩). કિન્નર બ્રહ્મે ઓકડા માટે વિટને માર્યો આથી વિજ્જલે વસવને કહ્યું કે-આ શું? તારા શૈવો આવા કેમ છે? ધર્મને નામે પુત્ર પિતા કે બીજાને મારવા એ ઉચિત છે? વસવે ઉત્તર વાળ્યો કે-રાજન્! લિંગભક્ત જે કંઇ કરે તે ઉચિત જ છે. તે પોતાનો માર્ગ છોડશે જ નહીં. કિન્નર નિર્દોષ છે. સ્વયં શંકર પણ તેની નિર્દોષતા પુરવાર કરવાને તૈયાર છે. આ સમયે કિન્નરની વિનતિથી શંકરે મન્દિરના દરવાજા ખોલ્યા એટલે રાજાને કિન્નરની નિર્દોષતાની પ્રતીતિ થઈ (૨૮).

બસવે પોતાના મિત્રો સાથે જઇ રાજ્યભંડારમાં ખાતર પાડયું. અને શંકરે આવીને તે રાજભંડારને પૂરો ભરી દીધો (૨૯).

શિવભક્ત એકાંતરામે કરેલ પૂર્વકાલીન જૈનોના સંહારનું વર્ણન, પહેલા જૈનો કઇ રીતે થયા હતા તેનું વર્ણન, પીલલના ઉપદેશથી સુંદર પાંડયેએ જૈનોનો સંહાર કર્યો તેનું વર્ણન, વીર શૈવ ધર્મની વિશેષતા અને સરસતા, શિવ ભક્તોનો ચમત્કાર (૩૨), પોટ્ટલચરના બલ્લારરાજે રાણીની પ્રેરણાથી જૈનધર્મ છોડયો તેનું વર્ણન (૩૩), નાચીદેવે જૈનોનો સંહાર કર્યો, હજારો જિન પ્રતિમાઓના ટુકડા કર્યા, વૈજ્ઞમે જૈનોને તિરસ્કાર્યા, હજારો જૈનોને સંહાર્યા, હજારો જિનાલયો તોડયાં, શંકરની સહાયથી આ બધું ય કરવું, શિવના ચમત્કારો વગેરેનું વર્ણન, એકાંતરામે ચમત્કાર બતાવ્યો હજારો જિનાલયોનો ધ્વંસ, જિનપ્રતિમાઓનો નાશ કરાવ્યો. બસવ તેને ઉત્તમ શિવભક્ત માને છે ને પોતાની પાસે રાખે છે (૩૪). સોડુલબાચે શિવાલય બનાવ્યું. તેની કીર્તિ

તોડવા બિજ્જલે એક વિષ્ણુમન્દિર બંધાવ્યું અને પ્રજાને ત્યાં આવવા જણાવ્યું એટલે વસવે વિરોધ કર્યો કે સોકુલબાચ આ મન્દિરમાં દર્શનાર્થે નહીં આવે, આ માટે તેના પર દબાણ કરશો નહીં, અન્યથા અનર્થ થશે. એમ કહી શિવમાહાત્મ્ય સંભળાવ્યું (૩૫). શંકર વિષ્ણુની સરખામણી કરી (૩૬). એક દિવસ બ્રાહ્મણોએ વિજ્જલ પાસે ફરિયાદ કરી કે વસવ શિવનાગ નામના ચાંડાલને પોતાની પાસે રાખી પૂજે છે, તેણે કલ્યાણી અપવિત્ર કરી છે. આથી વિજ્જલરાયે વસવ અને શિવનાગને સભામાં બોલાવી વસવને ઠપકો આપ્યો. એટલે વસવે કહ્યું કે શિવને નહીં માનનારા બ્રાહ્મણ કરતાં ચાંડાલ શ્રેષ્ઠ છે (૩૭). પછી અનેક ચાંડાલ શિવભકતોનાં દૃષ્ટાંત આપ્યાં અને કહ્યું કે શિવનાગ તો લોકોત્તર પુરુષ છે. તેના શરીરમાં લોહીના સ્થાને દૂધ છે. આમ કહીને વસવે શિવનાગના હાથ કાપ્યા. હાથમાંથી દૂધની ધારા છૂટી. આથી લોકો બહુ ચમત્કાર પામ્યા અને રાજા અને બીજા બ્રાહ્મણોએ શિવનાગને નમસ્કાર કર્યા. વસવે શિવનાગને પોતાને ત્યાં રાખ્યો (૩૮). વસવને ત્યાં એકારામ વગેરે સેંકડો ભકતો રહેતા હતા. એક દિવસ વસવે તે બધાને ઇરાદા પૂર્વક વિષ ભેળવેલો પ્રસાદ આપ્યો, પણ શિવકૃપાથી તે અમૃતરૂપ થઇ ગયો. આ પ્રસંગથી નાગરિકોને લિંગ ઉપર શ્રદ્ધા પ્રકટી (૩૯). વસવની ભકતમંડળી માત્ર લિંગધારીનું જ ભોજન લેતી. આ માટે અનેક ઉપકથાઓ પ્રચલિત કરવામાં આવી હતી. જગદેવ મંત્રીએ આ નિયમમાં ભૂલ કરેલી તેના પ્રાયશ્ચિત્તરૂપે જગદેવને ભક્તોના કહેવા મુજબ વર્તન કરવાની શરત સ્વીકારવી પડી અને ભક્તોને જમાડવા પડયા (૪૦).

એક વાર વિજ્જલરાયે પ્રજાના પોકારથી શિવભકત મધુપ અને આલ્લમની આંખો કઢાવી લીધી. આની ખબર ભકતમંડળીને પડી એટલે વસવે જગદેવને કહ્યું: "હે જગદેવ, તેં કબુલ કરેલ શરત પાળવાનો વખત આવી પહોંચ્યો છે. જો તું એનું પાલન નહીં કરે તો તારે નરકાવાસ સેવવો પડશે. તારે શિવદ્રોહી વિજ્જલરાયને મારી નાખવાનો છે. આમ કરવાથી તારા પૂર્વ પાપનું પ્રાયશ્ચિત થઇ જશે. વળી વિજ્જલના ગયા પછી કલ્યાણી રહેવાની નથી." જગદેવે એ કાર્ય પોતાના માથે લીધું એટલે ભકતમંડળી કલ્યાણી છોડીને સ્વસ્વસ્થાને પ્રયાણ કરી ગઇ. વસવ પણ સંગમેશ્વરના દર્શનના બહાને ત્યાંથી સહકુટુંબ પ્રયાણ કરી ગયો. આ તરફ માતાએ જગદેવને કહ્યું: "ભાઇ, તું રાજાને મારતો નથી અને જીવતો રહે છે એ શ્રુતિમાર્ગથી વિરુદ્ધ છે. ભકતોએ આ મહાન કાર્ય તને સોંપ્યું છે. વળી વસવ જે બધાનો સહાયક છે તે પણ ક્યાં જતો રહ્યો તે સમજી શકાતું નથી. પણ તારે તો તારું વચન પાળવું જોઈએ." આથી જગદેવે રાત્રે પોતાના મિત્રો સાથે રાજમહેલમાં જઇ "શિવ નિંદકને આ જ દંડ હોય", એમ કહી સૂતેલ વિજ્જલને મારી નાખ્યો. પછી પોતાની માની પાસે આવી પ્રતિજ્ઞા પૂર્ણ કર્યાની વાત કહી સંભળાવી. પછી પરરાષ્ટ્રે એ રાજ્ય પોતાને હાથ કર્યું અને વિજ્જલનો વંશ નામશેષ થઇ ગયો. જગદેવ તે જ રીતે શિવનિંદકને મારવામાં થયેલ ઢીલના પ્રાયશ્ચિતરૂપે પોતાનું માથું કાપવા તૈયાર થયો એટલે શંકરે તેને વિમાનમાં લઈ લીધો. બસવને પણ શંકરે પોતાની સાથે લીધો એટલે નંદીકેશનો વસવાવતાર પૂર્ણ થયો (૪૧). વસવનું ભવિષ્ય અને ગ્રંથની પૂર્ણાહુતિ શક ૧૮૩૯ વિજયાદશમી ગુરુવાર (૪૨–૪૩).

(ચાલુ)

# નિહ્નવવાદ

લેખકઃ— મુનિરાજ શ્રી ધુરંધરવિજયજી

( ક્રમાંક ૬૮-૬૯ થી ચાલુ )

## બીજા નિહ્નવ તિષ્યગુપ્તાચાર્ય; આત્માનું ટૂંક સ્વરૂપ; અંત્યપ્રદેશાત્મવાદ, અને સર્વપ્રદેશાત્મવાદ.

આત્માનું સ્વરૂપ છ એ દર્શનોની માન્યતા સાથે સમજાવ્યા પછી સ્યાદ્વાદી આત્માના સમ્બન્ધમાં પોતાનું ટૂંક મન્તવ્ય રજુ કરે છે ને પછીથી આત્માના સમ્બન્ધમાંથી ઉદ્ભવેલ બીજા નિહ્નવ તિષ્યગુપ્તાચાર્યનો વાદ ચાલે છે.

**સ્યાદ્વાદી**–જગતમાં આત્મા નામનો એક પદાર્થ છે તે તમો સર્વે સારી રીતે સમજ્યા છો. હવે તે આત્મા કેવો છે તે સમ્બન્ધમાં સમજીએ.

૧. આત્મા નથી નાનો તેમ નથી મોટો. પરંતુ આત્મા જેટલા પ્રમાણનું શરીર ગ્રહણ કરે છે તેટલા પ્રમાણવાળો હોય છે. જેમ દીપ ઉપર જેટલું આચ્છાદન (ઢાંકણુ) મૂકવામાં આવે તેટલા વિસ્તારમાં તેની પ્રભા હોય છે તેમજ આત્મા પણ શરીર પ્રમાણ જ હોય છે.

૨. આત્મા એક નથી પણ અનેક છે; અનેક તો શું પણ જેની ગણત્રી ન થઇ શકે, જેનો પાર ન પામી શકાય તેટલા અનંતાનંત છે. જો તેટલા માનવામાં ન આવે તો કોઇ સમય એવો આવે કે સંસારમાંથી જીવો મુક્ત થતાં થતાં સંસારમાંથી આત્મ–દ્રવ્ય જ ખૂટી જાય. ગણત્રીવાળા પદાર્થનો નાશ અનિવાર્ય હોય છે.

૩. આત્મા જ્યાંસુધી સંસારમાં છે ત્યાંસુધી તે કર્મથી આવૃત છે. તે કર્મને લઇને તેની જ્ઞાનશક્તિ, દર્શનશકિત, ચારિત્રશકિત ને વીર્યશકિત વગેરે દબાયેલ છે. કોઇ પૂછે કે આ આત્માને કર્મનો સમ્બન્ધ ક્યારે થયો ? તો તેના ઉત્તરમાં એમ જ કહી શકાય કે આત્મા અને કર્મનો સમ્બન્ધ અનાદિ છે, કુદરતી છે–નૈસર્ગિક છે. જેમ પૃથ્વીમાંથી સુવર્ણ નીકળે છે ત્યારે તેની સાથે માટી વળગેલ હોય છે. અહીં કોઇ પૂછે કે સોનાને માટી ક્યારે વળગી ? તેના ઉત્તરમાં એમ જ કહેવાય છે કે જ્યારથી સોનું છે ત્યારથી તેની સાથે માટી વળગેલી જ છે. તેમ જ્યારથી આત્મા છે ત્યારથી તે કર્મ સંયુક્ત જ છે.

૪. આત્માને સંસારમાં રહેવાનાં સ્થળો સુખ–દુઃખમય નીચે પ્રમાણે છેઃ

સૂક્ષ્મ નિગોદ અને બાદર નિગોદ (સાધારણ વનસ્પતિ),એ સ્થળે આત્મા અત્યન્ત દુઃખી છે. એક સાથે એક જ શરીરમાં અનંત જીવો સાથે રહેવું પડે છે, પછી સૂક્ષ્મ ને બાદર પૃથ્વી, જલ, તેજ ને વાયુમાં એક સાથે અસંખ્યાત જીવો સાથે રહેવું પડે છે. ત્યારબાદ જીવને રહેવાને ક્રમશઃ શરીરનો વિકાસ પ્રાપ્ત થાય છે. પ્રત્યેક વનસ્પતિમાં એક શરીરમાં એક જ જીવ રહે છે. પછી અનુક્રમે દ્વિ–ઇન્દ્રિય, ત્રિ–ઇન્દ્રિય, ચતુરિન્દ્રિય, નારક, તિર્યંચ, પંચેન્દ્રિય મનુષ્ય અને દેવ. તેમાં તિર્યંચ સુધી આત્માને ઘટતું પણ વિશેષ દુઃખ હોય છે.

મનુષ્યમાં પ્રાયઃ સુખદુઃખ સમાન હોય છે. જ્યારે દેવોમાં વિશેષ સુખ ને અલ્પ દુઃખ હોય છે. પરંતુ તે સર્વમાં શાશ્વત સુખ મેળવવાનો અધિકાર મનુષ્યને જ છે.

૫. આત્માનો સંકોચ વિકાસ સ્વયં નથી થતો પણ કર્મના યોગે થાય છે એટલે આત્મા જ્યારે મુક્ત થાય છે ને શરીરનો સદાને માટે ત્યાગ કરે છે ત્યારે તે જે શરીરમાં હોય છે તેમાંથી ⅓ ભાગ કમ થઇને ⅔ ભાગ પ્રમાણ રહે છે. ⅓ ભાગ કમ થવામાં કારણ તે જ છે કે શરીરમાં ⅓ ભાગ પોલાણ છે. પોલાણવાળા ભાગમાં આત્મપ્રદેશો રહેતા નથી. જ્યારે આત્મા કર્મ વિમુક્ત થાય છે ત્યારે તે પોલાણ પુરાઈ જાય છે અને ઘનરૂપે આત્મા ⅔ ભાગનો રહે છે.

૬. આત્માના વિભાગ કરવામાં આવે અર્થાત્ આત્મામાંથી નાનામાં નાના અણુઓ જેટલા છૂટા પડે તેટલા છૂટા પાડવામાં આવે તો તેવા અણુઓ અસંખ્યાતા નીકળે. જો કે તે અણુઓ છૂટા પડી શકતા નથી. તે દરેક અણુને પ્રદેશ[1] કહે છે ને તેથી આત્મા અસંખ્યાત પ્રદેશવાળો કહેવાય છે, તે સર્વ પ્રદેશોથી સંપૂર્ણ આત્મા એ જ આત્મા છે. પણ આત્માનો એક પ્રદેશ કે એક પ્રદેશથી ન્યૂન સર્વ પ્રદેશો આત્મા એવા વ્યવહારને પામતા નથી.

૭. આત્મા એક પરિણામી દ્રવ્ય છે. તેથી કોઈ વખત સુખી તો કોઇ વખત દુઃખી, કોઈ સમય જ્ઞાની તો કોઇ સમય અજ્ઞાની, કોઇ સમય પુરુષ તો કોઇ સમય સ્ત્રી, ને કોઇ સમય નપુંસક, એ પ્રમાણે અનેકવિધ પરિણામને પામે છે. આથી કોઇ એમ માનતું હોય કે એક વખતનો મૂર્ખ તે મૂર્ખ જ, દુઃખી તે દુઃખી જ, પુરુષ તે પુરુષ જ ને સ્ત્રી તે સ્ત્રી જ હંમેશને માટે રહે છે ને તેમાં ફેરફાર થતો નથી તો તે અસત્ય છે–મિથ્યા છે.

૮. જગત્માં રહેલ આત્માઓમાં કેટલાએક આત્માઓ ભવ્ય સ્વભાવના છે. કેટલાએક આત્માઓ અભવ્ય સ્વભાવના છે ને કેટલાએક આત્માઓ દુર્ભવ્ય સ્વભાવના છે. ભવ્ય એટલે મુકિત મેળવવાની યોગ્યતા ધરાવનાર, અભવ્ય એટલે મુકિતને માટે અયોગ્ય ને દુર્ભવ્ય એટલે કોઇ પણ સમય જેને ધર્મ સામગ્રી જ મળવાની નથી તેવા જીવ.

આ સર્વ આત્માઓનું સામાન્ય લક્ષણ આ છે:

> यः कर्ता कर्मभेदानां, भोक्ता कर्मफलस्य च ॥
> संसर्ता परिनिर्वाता, स ह्यात्मा नान्यलक्षणः ॥

જે કર્મભેદોને કરે છે, કર્મના ફલને ભોગવે છે, સંસારમાં ભમે છે ને શાન્ત કરે છે તે જ આત્મા છે. અન્ય કોઇ સ્વરૂપવાળો નથી.

## તિષ્યગુપ્તની મૂંઝવણ અને નિર્ણય

ભગવાન મહાવીર સ્વામીને કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી ૧૬ વર્ષ બાદનો આ પ્રસંગ છેઃ રાજગૃહ નગરમાં ગુણશૈલ નામના ચૈત્યમાં અનેક મુનિઓથી પરિવરેલા વસુ નામના આચાર્ય મહારાજ વિરાજતા હતા. તેમને ચૌદ પૂર્વનું જ્ઞાન હતું, તેઓ શ્રુતકેવળી તરીકે વિખ્યાત હતા. તેઓ શિષ્યોને સારી રીતે ભણાવતા હતા. તેમના ભણનાર સર્વ શિષ્યોમાં

૧ પદાર્થમાંથી છૂટો ન પડી શકે તેવા નાનામાં નાના ભાગને પ્રદેશ કહે છે, અને છૂટો પડી શકે તેવા નાનામાં નાના ભાગને પરમાણુ કહે છે.

તિષ્યગુપ્ત નામના પણ એક શિષ્ય હતા. તે સમયે તિષ્યગુપ્તને ચૌદ પૂર્વમાંના દશમાં 'આત્મપ્રવાદ' પૂર્વનું અધ્યયન ચાલતું હતું. પાઠ લેતા એક સમય નીચેનો પાઠ આવ્યો—

" **एगे भंते। जीवपएसे जीवेत्ति वत्तव्वं सिया? णो इणमट्ठे समट्ठे एवं दो जीवप्पएसा तिण्णि संखेज्जा असंखेज्जा वा जाव एगपएसूणे वि यणं जीवे णो जीवेत्ति वत्तव्वं सिया जम्हा कसिणे पडिपुण्णलोगागासप्पएस-समतुल्लाप्पएसे जीवेत्ति वत्तव्वं " इत्यादि**

" ભગવન્! જીવનો એક પ્રદેશ જીવ કહી શકાય? આ વિચાર સત્ય નથી. એ પ્રમાણે જીવના બે પ્રદેશો, ત્રણ પ્રદેશો, સંખ્યાતા પ્રદેશો, અસંખ્યાતા પ્રદેશો ને છેવટે એક પ્રદેશન્યૂન સર્વપ્રદેશો પણ જીવ એ પ્રમાણે કહી શકાય નહિ. જે માટે સંપૂર્ણ સર્વ લોકાકાશના પ્રદેશ જેટલા પ્રદેશવાળો જીવ એ જ જીવ કહી શકાય છે. " વગેરે.

આ પાઠ ભણતાં ભણતાં તિષ્યગુપ્ત મૂંઝાયા અને ઉપરનો વિચાર બરાબર યથાર્થ રીતે સમજી શકયા નહિ. આ પાઠના અર્થથી તેમણે એક નવો વિચાર પોતાના મનથી કલ્પી કાઢયો કે—જો જીવનો એક પ્રદેશ જીવ નથી, બે નથી, ત્રણ નથી, હજાર નથી, લાખ નથી, સંખ્યાતા, અસંખ્યાતા ને છેવટ એકપ્રદેશન્યૂન સર્વ પ્રદેશો જ્યારે જીવ નથી અને છેવટનો એક પ્રદેશ મળે ત્યારે જ જીવ થાય છે. માટે જે તે છેલ્લો પ્રદેશ મળે છે તે જ જીવ છે, તેમાં જ આત્મત્વ રહેલ છે, માટે અન્તિમ પ્રદેશને જ જીવ માનવો જોઇએ. આ વિચાર એટલેથી જ ન અટકયો પરંતુ આ એક ઉદાહરણ પરથી તેઓ સર્વ દ્રવ્યને આ જ દૃષ્ટિથી જોવા લાગ્યા અને નક્કી કરી લીધું કે દરેક દ્રવ્યમાં તેનો છેલ્લો અવયવ જ દ્રવ્ય છે, અને દ્રવ્યત્વ દરેક દ્રવ્યના અન્તિમ અવયવમાં જ રહે છે. એ પ્રમાણે તે 'અન્ત્ય-પ્રદેશવાદી' તરીખે પ્રસિદ્ધ થયા.

### સ્થવિરો સાથે ચર્ચા

તિષ્યગુપ્તે પોતાના વિચારો સ્થવિર મુનિઓ પાસે રજુ કર્યા ત્યારે સ્થવિર મુનિઓ તેને સમજાવવા લાગ્યા—

**સ્થવિરો**—ભદ્ર! તમારા કહેવાનો સારાંશ એ છે કે—જેમ—આકાર રહેતા છતાં જ ઘટ થાય છે માટે ઘટ એ આકાર સ્વરૂપ છે, પણ આકારથી કોઇ જૂદી વસ્તુ નથી. એ પ્રમાણે અંત્યપ્રદેશ રહેતા છતાં જ આત્મા છે માટે આત્મા પણ અંત્યપ્રદેશ સ્વરૂપ છે, પણ તેથી કોઇ જુદી વસ્તુ નથી. તેની વ્યાપ્તિ તમે આ પ્રમાણે કહો છો કે 'જે રહેતા છતાં જે થાય તે તે સ્વરૂપ છે' જેમ આકાર રહેતા છતાં થતો ઘટ આકરરૂપ છે તેમ અંત્ય પ્રદેશ રહેતા છતાં થતો આત્મા અંત્ય પ્રદેશ રૂપ છે.

**તિષ્યગુપ્ત**—હા! મારું કહેવું એ જ છે કે અન્તિમ પ્રદેશ રહેતા છતાં જ આત્મા થાય છે માટે આત્મા અન્તિમ પ્રદેશ સ્વરૂપ છે. હું તેની સિદ્ધિ માટે પ્રયોગ આ પ્રમાણે કરું છું: **आत्मा अन्त्यप्रदेशरूपः, सत्यन्त्यप्रदेश एवात्मसत्त्वम्, विरहे विरहः।** આત્મા અંત્ય પ્રદેશ રૂપ છે. અંત્ય પ્રદેશ રહેતા છતાં જ આત્માની સત્તા હોવાથી. અને અંત્ય પ્રદેશના અભાવમાં આત્મા ન રહેતો હોવાથી. માટે આત્મા અંત્ય પ્રદેશ રૂપ છે.

**સ્થ૦** મહાનુભાવ! તમે આ વ્યાપ્તિ પ્રયોગ કરો છો તે ઠીક છે, પરંતુ તેમાં જે હેતુ મૂકો છો તે ઠીક નથી. કારણ કે તે હેતુ અસિદ્ધ છે. અંત્ય પ્રદેશ રહેતા છતાં જ આત્મા

રહે છે તે કેવી રીતે ? શેષ પ્રદેશ રહેતા છતાં પણ છેલ્લો પ્રદેશ નથી રહેતો ત્યારે આત્મા નથી રહેતો એટલે શું તે છેલ્લા પ્રદેશમાં શેષ પ્રદેશ કરતાં કંઇ વિશેષ છે? જો વિશેષ નથી તો શા માટે શેષ સર્વ પ્રદેશો રહેતા છતાં પણ તે અન્તિમ પ્રદેશ નથી રહેતો અને તે આવેથી જ આત્મા એવો વ્યવહાર થાય છે. અને જો વિશેષ છે તો તે વિશેષ શું ?

તિ૦ તે છેલ્લા પ્રદેશમાં વિશેષ નથી એમ નથી, પણ વિશેષ છે. તે આ પ્રમાણે–સર્વ પ્રદેશો રહેતા છતાં પણ જ્યાં સુધી છેલ્લો પ્રદેશ નથી હોતો ત્યાં સુધી વસ્તુ અપૂર્ણ છે ને છેલ્લો પ્રદેશ આવે છતે વસ્તુ પૂર્ણ થાય છે માટે તે છેલ્લા પ્રદેશમાં 'પૂરવાપણું' છે. આ 'પૂરવાપણું' સર્વ પ્રદેશો કરતાં અન્તિમ પ્રદેશમાં વિશેષ છે. વળી બીજું તે અન્તિમ પ્રદેશ બીજા પ્રદેશોને પણ વિશેષિત કરે છે માટે તેમાં ઉપકારિત્વ નામનો પણ બીજો વિશેષ છે. ને ત્રીજું તે આગમમાં વિશેષે શેષ પ્રદેશોથી જુદો–પૃથક્ બતાવાયો છે માટે આગમ પ્રતિપાદિતત્વ રૂપ ત્રીજો વિશેષ છે.

**સ્થા૦** તમે પ્રથમ જે પૂરવારૂપ વિશેષ બતાવ્યો તેમાં બે પ્રશ્ન ઉપસ્થિત થાય છે: આ પૂરવાપણું છેલ્લા પ્રદેશમાં કહેવાય છે તે તેમાં જ છે કે બીજા પ્રદેશોમાં પણ છે ? જો બીજા પ્રદેશોમાં છે એમ કહેશો તો તેમાં કંઈ વિશેષતા ન રહી. અને તેમાં જ છે તો તે વાસ્તવિકપણે છે કે અપેક્ષા–કલ્પનાથી છે ?

**તિ૦** પૂરવાપણું અન્તિમ પ્રદેશમાં જ છે ને બાકીમાં નથી, કારણ કે આ અન્તિમ કહેવાય છે ને બાકીના પ્રદેશો અન્તિમ કહેવાતા નથી. જે અન્તિમ હોય તેમાં જ પૂરવાપણું રહે છે. માટે પૂરવાપણારૂપ વિશેષ પણ છેલ્લા પ્રદેશમાં વાસ્તવિકપણે રહે છે.

**સ્થા૦** આ પ્રદેશ છેલ્લો હોવાથી તેમાં પૂરવાપણારૂપ વિશેષ વાસ્તવિકપણે રહે છે, એમ તમે જે કહો છો તે ત્યારે જ સ્થિર થાય કે જ્યારે આ પ્રદેશમાં છેલ્લાપણું નક્કી થાય. આ જ અન્તિમ છે એવો નિશ્ચય થાય ત્યારે તો તે છેલ્લાપણું આ પ્રદેશમાં કેવી રીતે છે? આત્મપ્રદેશની અપેક્ષાએ કે આત્માએ રોકેલા આકાશપ્રદેશની અપેક્ષાએ ?

**તિ૦** તે છેલ્લાપણું આ પ્રદેશમાં આત્મપ્રદેશની અપેક્ષાએ છે. કારણ કે એક બે ત્રણ એમ કરતાં આ જે છેલ્લો આવે છે તે આત્મપ્રદેશની જ ગણત્રીએ આવે છે.

**સ્થ૦** ઠીક છે. એક બે ત્રણ એમ ગણતાં ભલે એક વખત આ પ્રદેશ છેલ્લો આવે પણ હંમેશ માટે તે છેલ્લો કહી શકાશે નહિ, કારણ કે આત્મપ્રદેશો તે કોઇ વસ્તુ નથી કે તેને રહેવાને અમુક સ્થળ મુકરર કર્યાં હોય. તે તો પાણીની પેઠે ચળવિચળ થયા કરે છે. હાલ જે પ્રથમ હોય તે ક્ષણ પછી અન્તિમ થઇ જાય ને અન્તિમ હોય તે મધ્ય થઇ જાય, માટે આત્મપ્રદેશની ગણત્રીને હિસાબે અમુકમાં જ છેલ્લાપણું રહી શકશે નહિ.

**તિ૦** આત્મપ્રદેશો ચળવિચળ થયા કરે છે તે બરોબર છે, પણ આત્મામાં આઠ પ્રદેશો એવા છે કે તેનો કદી પણ પોતાના સ્થળેથી ફેરફાર થતો નથી; તેઓ તો જ્યાં હોય ત્યાં જ રહે છે. માટે તેમાંનો જે આઠમો ને સર્વ પ્રદેશોની અપેક્ષાએ છેલ્લો છે, તેમાં છેલ્લાપણું માનીશું માટે ઉપરોક્ત દૂષણ નહિ આવે.

**સ્થ૦** આયુષ્મન્ ! તમારું આ કથન સર્વથા ભૂલભરેલું છે, કારણ કે તમે જે આઠ પ્રદેશો સ્થિર રહે છે તેમ કહ્યું પણ તે આઠ પ્રદેશો કે જેને રૂચક પ્રદેશ કહેવામાં આવે છે આઠ પ્રદેશો કંઈ આત્માના કોઇ અન્ત ભાગમાં રહેતા નથી કે જેમાંથી કોઇમાં છેલ્લા-

પણું રાખી શકાય છે. આઠ પ્રદેશો હંમેશ મધ્યમાં એટલે આત્માની વચમાં જ રહે છે, તેની ચારે બાજુ અસંખ્યાત આત્મપ્રદેશો ફરી વળેલા હોય છે માટે તે આઠમાંથી તો કોઇ છેલ્લો માની શકાય જ નહીં.

**તિ૦** અસ્તુ, અમે આત્મપ્રદેશની અપેક્ષાએ નહીં પણ આત્માએ રોકેલ આકાશ પ્રદેશની અપેક્ષાએ કોઇ પણ એક પ્રદેશમાં છેલ્લાપણું રાખીએ છીએ, કારણ કે જે આકાશ પ્રદેશ જ્યાં હોય છે તે સર્વદા ત્યાં જ રહે છે.

**સ્થ૦** આકાશપ્રદેશો સ્થિર છે તે સાચું છે, પણ તે તો આત્માની ચારે તરફ દશે દિશામાં રહેલા છે માટે કઈ દિશામાં કયા આકાશપ્રદેશમાં રહેલા આત્મપ્રદેશને છેલ્લો માનવો?

**તિ૦** નીચેની દિશાથી શરૂ કરી ઊર્ધ્વ દિશાના મધ્ય ભાગમાં જે આકાશપ્રદેશ હોય ત્યાં રહેલ આત્મપ્રદેશને અન્ત્ય માનવો ઠીક છે. ને તેમાં કોઇ દૂષણ પણ નથી.

**સ્થ૦** ઠીક. આ કલ્પના પણ ત્યારે જ થઇ શકે કે જો અમુક આકાશપ્રદેશોમાં આત્મા કાયમી રહેતો હોય, પણ તેમ નથી. આત્મા તો આજ આ આકાશપ્રદેશમાં તો કાલ બીજા આકાશપ્રદેશમાં એમ ફેરફાર કર્યા કરે છે. માટે અમુક આકાશપ્રદેશ પણ નક્કી કરી શકાય નહિ. એ રીતે અમુક આત્મપ્રદેશમાં જ છેલ્લાપણું છે તે સ્થિર થતું નથી. ને વળી પૂરવાપણું પણ છેલ્લામાં જ છે તેવું કંઇ નથી, કારણ કે તેમ હોય તો આ પહેલો, આ બીજો, આ દશમો, સોમો, હજારમો વગેરે વ્યવહાર ન થઇ શકે. માટે દરેક આત્મપ્રદેશમાં અમુક અમુક સંખ્યાનું પૂરવાપણું તો છે જ. માટે પૂરવાપણારૂપ વિશેષ કેવળ છેલ્લામાં જ નથી રહેતો એટલે તે વિશેષ પણ થઈ શકતો નથી.

**તિ૦** સર્વ આત્મપ્રદેશમાં અંશે અંશે પૂરવાપણું છે તે મને માન્ય છે. પરંતુ અસંખ્યાતમો એવો જે છેલ્લો વ્યવહાર થાય છે તે પૂરવાપણું તો તે છેલ્લા આત્મપ્રદેશમાં છે ને તે છેલ્લાપણું અપેક્ષાથી લેવામાં આવે છે માટે અમુક એક આત્મપ્રદેશ બીજા સર્વ આત્મપ્રદેશ કરતાં વિશેષ થઇ શકે છે.

**સ્થ૦** અપેક્ષાથી તમે અમુક આત્મપ્રદેશને છેલ્લો ઠરાવ્યો, હવે તે અપેક્ષા તમારી પોતાની છે કે સર્વ મનુષ્યોની છે? સર્વ જનની કહેતા હો તો તે અસંભવિત છે, કારણ કે સર્વજન સમ્મત એક વિવક્ષા કોઇ થઈ શકતી નથી જેમકે અમે જ તેવી વિવક્ષામાં સમ્મત થતા નથી. ને જો તે અપેક્ષા તમારી પોતાની છે તો તે સર્વમાન્ય થઇ શકે નહિ.

**તિ૦** ભલે મૂર્ખ જગત્ મારી માન્યતાને માન્ય ન કરે પણ તેથી તે મિથ્યા છે એમ કહી શકાય નહિ. કારણ કે તે વિચાર યુક્તિસંગત છે. એક બે ત્રણ એમ ગણત્રી કરતાં અમુક [અમુક આત્મપ્રદેશ છેલ્લો આવે તે નિશ્ચિત છે. જે આત્મપ્રદેશ છેલ્લો આવે તેમાં શેષ પ્રદેશ કરતાં છેલ્લો હોવાથી અન્તિમ પૂરવાપણું વિશેષ છે. કોઇ પૂછે કે એક બે ત્રણ એવી ગણત્રી પણ કંઈ નિયત ન થઇ શકે. તો તે માટે હું કંઈ આ મારી ગણત્રી છે તે માટે માનો જ એમ હું કંઇ કોઇને તે પરાણે માનવા આગ્રહ કરતો નથી, પણ જે ગણત્રી આગમમાં જ કરેલી છે તેજ નિયત રાખું છું, તે આ પ્રમાણે. '**एगे भन्ते ! जीवप्पएसे जीवत्ति वत्तव्वं सिया ?**' એ નિરૂપણામાં જે છેલ્લો બતાવેલ છે તેમાં જ છેલ્લાપણું નિયત છે ને તેને જ હું કાયમી રાખું છુ

સ્થ૦ દેવાનુપ્રિય ! આગમમાં બતાવેલ નિરૂપણથી તમે અમુક એક આત્મપ્રદેશને છેલ્લો માની તેને કાયમી કરો છો તે ઉચિત નથી, કારણ કે આગમનું આ નિરૂપણ તે કંઇ શાશ્વત કે સદા માટેનું નિયત નથી પણ અમુક વિષયને સમજાવવા માટે વિવક્ષા કરીને બતાવેલ છે. માટે એ રીતે છેલ્લાપણાનો નિશ્ચય કરતાં ચક્રક[1] નામનો દોષ આવે છે. ને આ ચક્રક દોષની સાથે જ આત્માશ્રય અને અન્યોન્યાશ્રય દોષો તો આવે જ છે. માટે કોઈ એક પ્રદેશ છેલ્લો માનવો ને તેમાં પૂરવાપણારૂપ વિશેષ છે એમ માનવું એ કોઈ પણ રીતિએ ઘટતું નથી. વળી ઉપકાર કરે છે તો શું બીજા પ્રદેશો આત્માના નથી તેને આત્માના કરે છે ? નાના છે તે મોટા કરે છે ? અલ્પશક્તિવાળા છે તે શક્તિને વધારે છે ? શું ઉપકાર કરે છે ? જેવો તે વિવક્ષિત છેલ્લો પ્રદેશ છે તેવા જ સર્વ પ્રદેશો છે. યત્કિંચિત્ પણ તફાવત નથી તો ઉપકાર શું કરે ? માટે ઉપકાર કરવા રૂપ વિશેષ પણ બરોબર નથી. અને ત્રીજું આગમમાં જે એક જુદો કરીને બતાવેલ છે તે તો એક કલ્પના છે. ને જો આગમને જ પૂર્ણ વિચારો તો આગળ એ.જ આગમમાં કહેલ છે કે '**कसिणे पडिपुण्णे लोगागासपएसतुल्लपएसे जीवत्ति वत्तव्वं सिया.**' સર્વ પૂર્ણલોકાકાશના પ્રદેશ જેટલા પ્રદેશવાળો જીવ એ જ જીવ એમ કહી શકાય માટે જેમ હજાર તંતુવાળો પટ હજાર તંતુ મળે છતે જ પટ એવા વ્યવહારને પામે એમ આત્મા પણ તેના સર્વ પ્રદેશો મળે છતે જ આત્મા કહેવાય માટે એક પ્રદેશ ન્યૂન સર્વ પ્રદેશો કે છેલ્લો એક પ્રદેશ એ કંઇ આત્મા કહેવાય નહિ.

આ પ્રમાણે ઘણા સમય સુધી સ્થવિરો સાથે તિષ્યગુપ્તને ચર્ચા ચાલી પણ તિષ્યગુપ્ત સાચી વસ્તુ સમજ્યા પણ નહિ અને સ્થવિરોને ઉત્તર પણ આપી શકયા નહિ.

### આચાર્ય મહારાજશ્રીનું સમજાવવું

જ્યારે સ્થવિરોથી તિષ્યગુપ્ત ન માન્યા ત્યારે આચાર્ય મહારાજ શ્રી વસુસૂરિજી મહારાજ તેમને સમજાવવા લાગ્યા. ચિરંજીવ ! તું અન્ત્ય પ્રદેશને જ જીવ કહે છે તે શાથી ? શું બીજા પ્રદેશો તે છેલ્લા પ્રદેશો નથી. બધા પ્રદેશો એક સરખા સ્વભાવવાળા અને એક સરખા પ્રમાણવાળા છે. જેમ તું છેલ્લા પ્રદેશને જ આત્મા કહે છે તેમ પહેલા પ્રદેશને કેમ નથી કહેતો ? વળી આત્માના પહેલા બીજા વગેરે પ્રદેશોમાં જો જીવત્વ ન રહેતું હોય તો તે છેલ્લા પ્રદેશમાં પણ ન રહે. રેતિના એક કણીયામાંથી તેલ નથી નીકળતું તો ઘણા

---

૧ ચક્રકનું સ્વરૂપ આ છે: '**स्वावबोधसापेक्षावबोधसापेक्षावबोधसापेक्षावबोधविषयत्वेन सभिन्नत्वज्ञापनम् चक्रकः** ॥ એક જ્ઞાનનું સાપેક્ષ બીજું જ્ઞાન, તેનું સાપેક્ષ ત્રીજું ને તેની અપેક્ષા રાખતું ચોથું જ્ઞાન; તેને વિષય કરીને પ્રથમ જ્ઞાનને જુદું બતાવવું તે ચક્રક કહેવાય છે. જેવી રીતે વિવક્ષા જ્ઞાનને સાપેક્ષ આગમ છે, તેને સાપેક્ષ નિરૂપણ છે, તેને સાપેક્ષ આ અન્તિમ છે તે છે, ને તેને સાપેક્ષ તમારી વિવક્ષા છે, માટે તમે જે તેને પૃથક્ જણાવો છો તે ચક્રક દોષ દૂષિત છે. ચક્રની પેઠે પુનઃ પુનઃ ફર્યા કરે તે ચક્રક કહેવાય. જે માટે ઉત્તરાધ્યાયન બૃહદ્ વૃત્તિમાં કહ્યું છે કે **एवं सति चक्रकाख्यो दोषः, तथाहि विवक्षानैयत्यमन्त्यत्वात्, तन्नैयत्यं च निरूपणायां पर्यन्तभवनात् तन्नियमोऽपि विवक्षानियमादिति ।** એમ થતાં ચક્રક નામનો દોષ આવે છે. તે આ પ્રમાણે–વિવક્ષાનો નિશ્ચય છેલ્લાપણાથી છે, તેનો નિર્ણય નિરૂપણામાં પર્યવસિત થાય છે, તે નિયમ પણ વિવક્ષાનિયમથી છે.

કણુ ભેગા થયા છતાં પણુ તેમાંથી તેલ નીકળતું નથી તેથી એવો નિયમ થાય છે કે અવયવીના એક એક અવયવમાં જે ન હોય તે અવયવના સમુદાયમાં પણુ ન હોય. તો પછી છેલ્લા એક અવયવમાં તો કયાંથી જ હોય? કદાચ તું એમ માનતો હો કે, પ્રથમ વગેરે પ્રદેશમાં દેશથી જીવત્વ રહે છે ને છેલ્લા પ્રદેશમાં સંપૂર્ણપણે રહે છે તો તે પણુ યથાર્થ નથી, કારણુ કે પ્રથમ વગેરે પ્રદેશો છેલ્લા પ્રદેશ કરતાં કંઈ જુદી જાતિના નથી; બધા પ્રદેશો એક સરખા જ છે. તેથી એકમાં દેશથી ને એકમાં સર્વથી એમ કહી શકાય નહિ. વળી આગમમાં પ્રથમ વગેરે પ્રદેશોમાં આત્મત્વનો નિષેધ કર્યો છે ને છેલ્લા પ્રદેશમાં નિષેધ નથી કર્યો માટે છેલ્લા પ્રદેશમાં જ આત્મત્વ રહે છે એમ કહેવું યુક્ત નથી. આગમમાં તો એક વગેરે સંખ્યાથી આત્મત્વનો નિષેધ છે તેથી આગમની રીતિએ તો છેલ્લો પ્રદેશ પણ એક હોવાથી તેમાં પણુ આત્મત્વ ન જ રહે ને આગમમાં સાથે જ કહ્યું છે કે સંપૂર્ણ પ્રદેશવાળો આત્મા જ આત્મા કહેવાય.

એવંભૂત નયને આશ્રયીને જો કહેતો હો કે દેશ પ્રદેશથી વસ્તુ ભિન્ન નથી માટે અન્ત્ય પ્રદેશને આત્મા કહી શકાય તો વિચાર કે એવંભૂત નયના મતમાં તો દેશ પ્રદેશ એવી કોઈ કલ્પના જ નથી, તે તો સંપૂર્ણ વસ્તુને જ વસ્તુ માને ને તેથી પણુ સંપૂર્ણ પ્રદેશયુક્ત જીવને જ જીવ માનવો જોઈએ.

જો ઉપચારથી છેલ્લા પ્રદેશને જીવ માનતો હો તો તે ઉપચાર પણુ કંઈક ન્યૂન પદાર્થમાં સંપૂર્ણ પદાર્થનો ઉપચાર થાય છે. જેમ ગામ બળ્યું, વસ્ત્ર બળ્યું, તેમાં ગામનો કે વસ્ત્રનો ઘણો ખરો ભાગ બળ્યો હોય ત્યારે કહેવાય છે. પણુ ગામનું એક નાનું ઝૂંપડું બળ્યું હોય તો ગામ બળ્યું એમ કહેવાતું નથી. વળી પટનો એક તાંતણો પડયો હોય તો તેમાં પટનો ઉપચાર થતો નથી પરંતુ પટના અમુક તંતુઓ સંમીલિત થયા હોય તો જ તેમાં પટનો ઉપચાર થઈ શકે છે. તેમ આત્માના એક પ્રદેશમાં આત્માનો ઉપચાર ન થાય પણુ ઉપચાર કરવો હોય તો તે પણુ અમુક પ્રદેશોમાં જ થાય માટે તારું એક છેલ્લો પ્રદેશ જ આત્મા છે અને બીજા પ્રદેશો આત્મા નથી એવું કથન કોઈ પણુ રીતિએ સંગત થતું નથી. માટે આયુષ્મન્! મિથ્યા આગ્રહ છોડીને પ્રભુ શ્રીમહાવીર ભગવાનનાં ત્રિકાલાબાધિત વચનોમાં શ્રદ્ધા રાખ.

**તિષ્યગુપ્ત ગચ્છ બહાર થયા**

પૂજ્ય ગુરુમહારાજશ્રીએ પણુ ઘણી ઘણી યુક્તિઓથી મિષ્ટ વચનોથી તિષ્યગુપ્તને સમજાવ્યા છતાં પણુ જયારે તિષ્યગુપ્ત ન જ સમજ્યા ત્યારે ગુરુ મહારાજે વિચાર્યું કે આ જીવને હાલ કોઈ દુષ્કર્મનો ગાઢ ઉદય થયો છે. તેથી હાલ આ સમજી શકે તેમ જણાતું નથી. માટે તેને વિશેષ સમજાવવો એ ઉચિત નથી. અને તેની સાથે સમ્બન્ધ રાખવો તે પણુ ઉચિત નથી. એમ વિચારી તેઓશ્રીએ તિષ્યગુપ્તને ગચ્છ બહાર કર્યા. શક્તિ સમ્પન્ન તિષ્યગુપ્તે પણુ ગચ્છથી જુદા પડી પોતાનો સ્વતંત્ર સમુદાય જમાવ્યો ને પોતાના વિચારને ફેલાવવા ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા.

**મિત્રશ્રી શ્રાવકથી પ્રતિબોધ અને આલોચના**

આમલકલ્પા નામની એક નગરી છે ત્યાં મિત્રશ્રી નામે એક શ્રાવક રહે છે. તેના હાડોહાડમાં અરિહંત ધર્મનો રંગ ભર્યો છે. તે મહાવીર પ્રભુનો સાચો ઉપાસક છે. તેનું સમ્યક્ત્વ નિશ્ચલ છે. તે આમલકલ્પા નગરીમાં એક સમય તિષ્યગુપ્તા-

ચાર્ય વિચરતા વિચરતા આવ્યા અને ઉપદેશથી અનેક ભવ્યાત્માઓનાં ચિત્તને આવર્જિત કરવા લાગ્યા.

શ્રાવક મિત્રશ્રી પણ વ્યાખ્યાન શ્રવણ માટે તેમની પાસે જતો હતો. તેમની વિપરીત પ્રરૂપણાથી આ શ્રાવકને હૃદયમાં દુઃખ થતું હતું. તેમને સત્ય માર્ગે લાવવાની તીવ્ર નમન્ના તેના મનમાં જાગી હતી. પરંતુ શાસ્ત્રાર્થ કરીને હરાવવાની શક્તિ તે ધરાવતો ન હતો, તેથી તે આવા શક્તિસમ્પન્ન આચાર્યને ઠેકાણે લાવવા અનેક યુક્તિ પ્રયુક્તિઓ વિચારી રહ્યો હતો. એકદા તેને એક યુક્તિ સ્ફુરી આવી.

પ્રથમ તો તે આ આચાર્યનો અંગત ભક્ત બન્યો. સેવા સુશ્રૂષામાં ભાગ લેવા લાગ્યો ને એક દિવસ પ્રસંગ પામી સર્વ સાધુઓ સહિત આ આચર્યશ્રીને નિમંત્રણ કરી પોતાને ઘેર લાભ લેવા માટે બોલાવી ગયો. તેની પૂર્ણ ભક્તિ જોઇ આચાર્યશ્રી સકલ સાધુઓ સાથે તેને ઘરે પધાર્યા. બાજોઠ પર આચાર્યશ્રી આદિને બેસારી ગુંહલી કાઢી. વાસક્ષેપ પ્રમુખથી તેમની પૂજા કરી વંદન કરી ને પછી તેમને વહોરાવવા માટે આહાર પાણી વસ્ત્ર પાત્ર વગેરે લાવ્યો. મહારાજે વહોરવા માટે પાત્ર તૈયાર કર્યું એટલે શ્રાવકે આહારમાંથી-દરેક મિષ્ટાન્ન વગેરેમાંથી છેલ્લો એક એક કણ લઇ વહોરાવ્યો, પાણીનું એક બિંદુ વહોરાવ્યું ને વસ્ત્રમાંથી પણ એક તાંતણો જ વહોરાવ્યો.

ભક્ત શ્રાવકના આવા વિચિત્ર વર્તનથી તિષ્યગુપ્તાચાર્ય આશ્ચર્ય પામતા તેને કહેવા લાગ્યા કે શ્રાવક! શું આવા આડંબર પૂર્વક અમને અહીં આમંત્રી અમારી મશ્કરી કરે છે.

પ્રસંગ પામી મિત્રશ્રીએ કહ્યું કે—

ગુરુ મહારાજ! પદાર્થ માત્રનો અન્તિમ અવયવ એ જ અવયવી છે એ આપશ્રીનો સિદ્ધાન્ત છે. જો તે સિદ્ધાન્ત યથાર્થ હોય તો મેં આપની મશ્કરી શી કરી? ને જો એમ ન હોય તો કહો કે આ સિદ્ધાન્ત અસત્ય છે. અન્તિમ અવયવ આખા અવયવીનું કાર્ય જો ન કરતો હોય ને તેથી તમને આ અન્ન–પાન–વસ્ત્રપાત્ર વગેરેના છેલ્લા અવયવો સંતોષ ન પમાડતા હોય તો તેવા અવ્યવહારૂ (છેલ્લા અવયવમાં અવયવી માનવા રૂપ) વિચારમાં તમને મિથ્યા આગ્રહ શાથી થયો? ઘટ પટનું કાર્ય કરતો નથી. તેમ પટનો એક તંતુ પણ ઠંડીથી, લજ્જાથી રક્ષણ કરવા વગેરે કાર્યને કરતો નથી. વળી એક અવયવમાં પૂર્ણ અવયવી માનવા માટે નથી કોઇ ઉદાહરણ કે નથી કોઇ પ્રમાણ; નથી આપ્ત વચન કે નથી કોઈ યુક્તિ. માટે આપ આવા મિથ્યા વિચારને તિલાંજલી આપો ને પ્રભુ શ્રીમહાવીર-સ્વામીનું શાસન પામી તેમાં સ્થિર થાઓ!

દુષ્કર્મ ખલાસ થવાથી; સદ્ભાગ્યનો કોઇ ઉદય જાગવાનો હોવાથી શ્રાવક મિત્રશ્રીના આ વચનોની તિષ્યગુપ્તાચાર્યને સવળી અસર થઇ, તેમને સત્ય સમજાયું ને શ્રાવકને તેમણે ખમાવ્યો. પોતાના જૂઠ વિચારને દૂર કરી સર્વ સમક્ષ સત્ય માર્ગના પુનઃ અનુયાયી થયા. પછી શ્રાવકે વિધિપૂર્વક અન્ન વસ્ત્ર પાત્ર વગેરે વહોરાવ્યાં.

પછી તિષ્યગુપ્તાચાર્ય શિષ્યો સાથે ગુરૂ મહારાજ પાસે આવ્યા ને પોતાના પાપનું પાયશ્ચિત્ત કર્યું, સન્માર્ગમાં સ્થિર થયા અને અનેક જીવોને પ્રતિબોધ કરી અન્તિમ આરાધના કરી અન્તિમ અવસ્થામાં આત્માને સુધારી સદ્ગતિના ભાજન થયા.

**इति निह्नववादे द्वितीयो निह्नवः समाप्तः**

(ચાલુ)

# મહુડીની જૈન પ્રતિમાઓ

લે૦ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

આજે આખા ગુજરાતના જૈનોમાં **મહુડી** એક પ્રસિદ્ધ ચમત્કારી તીર્થધામ તરીકે મશહૂર છે. મહુડીને આટલી પ્રસિદ્ધિ આપવાનું માન સ્વર્ગસ્થ યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીને ઘટે છે. તેમણે ગુરુઆમ્નાયથી પ્રાપ્ત શ્રીઘંટાકર્ણ મહાવીરની મૂર્તિ સ્થાપી કે જેના ચમત્કારના લીધે ગુજરાતના જૈનોમાં મહુડી પ્રસિદ્ધિ પામી ગયું.

મહુડી એક પ્રાચીન શહેર હતું. અત્યારે એની મહત્તા અને ગૌરવ દેખાડતાં કેટલાંયે ખંડિયેરો, ઓંધા(વાંધા)ની વચ્ચે દેખાતા મકાનોના પાયા અને ઠેઠ ઊંચાણમાં પણ દેખાતી કિલ્લેબંદી મહુડીની પ્રાચીનતા સિદ્ધ કરી રહેલ છે. આ પ્રાચીન મહુડી તો વિરૂપ નારીની જેમ તેના ભયંકર ઓંધા (વાંધા)માં નષ્ટ ભ્રષ્ટ થઇ પડેલી છે. નવું મહુડી તો એક નાનકડા ગામડારૂપે છે. ગામની પશ્ચિમ ભાગોળે એક સુંદર જિનાલય, પાસે જ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી-સ્થાપિત ઘંટાકર્ણ મહાવીરનું ચમત્કારી મંદિર છે અને પાસે જ શ્રીબુદ્ધિસાગરસૂરિજી મહારાજનું ભવ્ય સ્મારક—સમાધિમંદિર છે. વચ્ચે બગીચો છે, સામે ઉપાશ્રય છે.

વર્તમાન મહુડીથી પૂર્વ દિશામાં લગભગ એક માઈલ દૂર એક કોટયાર્કનું વિશાલ મંદિર છે. એક ઊંચા ટેકરા ઉપર આ મંદિર આવેલું હોવાથી દૂર દૂરથી દેખાય છે. નીચે સાબરમતી નદી પોતાનો વિશાલ દેહ—પટ—પાથરીને આળોટી રહી છે. આ નદીમાં જ્યારે પાણીનાં પૂર આવે છે ત્યારે જાણે જીવતો જાગતો પ્રલયકાળ આવી રહ્યો હોય તેમ લાગે છે; એ પ્રવાહ સામે શહેરો કે ગામડાં, પર્વતો કે ઝાડો હતાં ન્હોતાં થઈ જાય છે. એ નદીએ કેટલાંયે ગામો અને શહેરોને પોતાના ઉદરમાં સમાધિ લેવરાવી છે; અને એના લીધે જ આ પ્રાચીન મહુડી ગામ પણ નષ્ટ—ભ્રષ્ટ થયું છે અને જે ટીંબા ઉપર મહુડી હતું ત્યાં મોટા મોટા કોતરો, ખાડા પાડી દીધા છે. યદ્યપિ છેલ્લાં થોડાં વર્ષોથી સાબરમતીએ પોતાનું વ્હેણુ બદલ્યું છે, એટલે ગામવાળાઓને શાન્તિ છે, છતાં **निम्नगा** (નદી)નો વિશ્વાસ કેટલો રખાય ?

આ કોટયાર્ક મંદિરથી થોડે દૂર મંદિરના નિમિત્તે ખોદકામ કરતાં પ્રાચીન સ્થાપત્યો સાથે પ્રાચીનતમ ચાર જૈન મૂર્તિઓ નીકળી હતી. તેમાંથી જે સૌથી મોટી ભવ્ય અને મનોહર મૂર્તિ છે તે તો કોટયાર્કના મહંતજીએ પોતાના મંદિરના બહારના ભાગના એક ઓરડામાં એક વેદી પર સ્થાપિત કરી સીમેન્ટથી સ્થિર કરી દીધી છે. અમે જ્યારે મહુડી ગયા ત્યારે ત્યાંના શ્રાવકોએ જૈનમૂર્તિ નીકળ્યાનું જણાવ્યું. અમારી ત્રિપુટી એ મૂર્તિઓનાં દર્શન માટે નીકળી. વૈશાખની ગરમી; સામે જ સવિતા નારાયણ પોતાના પ્રખર પ્રતાપે તપતા આગળ વધી રહ્યા હતા. અમે નાના મોટા ખાડા ટેકરા વટાવી સૂકી પડેલી નદીના ન્હાના વ્હેળાને વટાવી મોટા ટેકરા ઉપર ચઢ્યા. ગરમી કહે મારું કામ ! અમે ત્યાં ગયા એટલે તરત જ એ મહંતજીના ભાઈ ત્યાં આવ્યા અને અમને જિનમૂર્તિવાળો ઓરડો બતાવ્યો. મૂર્તિ ધાતની. ભવ્ય અને પ્રાચીન છે. મહન્તે પૂછ્યું: આ કોની મૂર્તિ છે ?

અમે કહ્યું: જૈન મૂર્તિ છે. તેમણે કહ્યું: આ બૌદ્ધ મૂર્તિ છે એમ કહેવાય છે. અમે બરાબર બારીકીથી નિરીક્ષણ કર્યું. અમે પૂર્વ દેશના વિહાર દરમ્યાન રાજગૃહી, પટણા, બનારસ, ક્ષત્રીયકુંડ આદિ સ્થાનોમાં તથા મથુરાના કંકાલીટીલામાંથી નીકળેલી અને લખનૌ મ્યુઝીયમમાં રહેલી, તેમ જ સેટમ્હેટ કીલ્લામાંથી ઉપલબ્ધ થયેલી જૈનમૂર્તિઓનાં દર્શન કર્યાં હતાં, એટલે આ મૂર્તિ જોતાં જ બૌદ્ધ અને જૈન મૂર્તિનો ભેદ જોઇ લીધો; અમને એમ બરાબર લાગ્યું કે આ જૈન મૂર્તિ જ છે. આવી જૈન મૂર્તિઓ પણ અમે ઉપર્યુક્ત સ્થાનોમાં જોઇ છે. એટલે આ કોટચાર્કમાં નીકળેલી અને ત્યાં રહેલી મૂર્તિ જૈન મૂર્તિ જ છે એમાં અમને લગારે સંદેહ ન લાગ્યો.

અલબત્ત, જિનમૂર્તિ ઉપર રહેલો શિખાનો – વાળના ગુંચળાંનો–ભાગ તથા શરીર ઉપરનો ભાગ, તથા વ્યાઘ્રાસનાદિ જોઈ કોઇ અજાણ્યા ભાઇ એને બૌદ્ધ મૂર્તિ કહેવા લલચાય એ સંભવિત છે, પરંતુ જૈન મૂર્તિઓની રચના, તેનું શિલ્પ અને કલાના અભ્યાસી તથા પ્રાચીન જૈન મૂર્તિનો અભ્યાસી કોઈ પણ મહાનુભાવ આ મૂર્તિને જરૂર જૈન મૂર્તિ કહેશે એમાં અમને લગારે સં દેહ નથી. હવે આપણે આ મૂર્તિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી લઈએ.

એક સરસ વ્યાઘ્રાસન બનેલું છે, બન્ને છેડામાં વાઘની સુંદર આકૃતિ આપેલી છે. વચમાં ધર્મચક્ર અને તેની પાસે બન્ને બાજુ બે હરણ આપેલાં છે. આ મૂર્તિ ઘણી પ્રાચીન હોવા છતાં યે મૂર્તિમાં રેખાંકન બહુ જ સ્પષ્ટ અને સાફ છે. આકૃતિ સુંદર ઊઠેલી છે. વ્યાઘ્રાસનના ઉપરના ભાગમાં વસ્ત્રની રચના છે.[૧] અરધો ભાગ ઉપર અને થોડો નીચે લટકતો દેખાડેલો છે પરંતુ એવી સૂક્ષ્મ કોરણી આપી છે કે ત્યાં બરાબર ધ્યાન ન આપીએ તો આ વસ્તુ સમજાય તેવી નથી. છેડે વસ્ત્રની કોર જણાય છે. ઉપર કમલાસન છે. સુંદર કમલની કોરણી દેખાય છે, આ કમલાસન ઉપર પદ્માસનસ્થ શ્રીવીતરાગદેવની મૂર્તિ છે. છાતીમાં મધ્ય ભાગે બારીક શ્રીવત્સનું ચિહ્ન દેખાય છે, સ્હેજ ઊંચાણમાં છાતીનો ભાગ ઉપસેલો અને ડીંટડી સાફ દેખાય છે. ગળામાં સુંદર ત્રિવલી દેખાય છે, છાતીનો ભાગ પહોળો અને ડોક સરસ ઊંચી છે.

બુદ્ધ મૂર્તિના શરીરમાં જ્યારે વસ્ત્ર, વસ્ત્રની રેખાઓ સાફ દેખાય છે જ્યારે અહીં શરીર ઉપર ક્યાંયે વસ્ત્ર દેખાતું નથી. દૂરથી જોનારને ભલે એક ક્ષણ ભ્રમણા થાય, પરંતુ વાસ્તવિક રીતે વસ્ત્રનું નામ નિશાન પણ નથી, છાતીનો ભાગ સાફ દેખાય છે.

પ્રતિમાની મુખાકૃતિ ભવ્ય અને મનોહર છે. પ્રાચીન સમયમાં જૈન મૂર્તિઓ કેવી ભવ્ય અને કલામય બનતી તે આજે બરાબર ધ્યાનમાં રાખવા યોગ્ય છે. મુખમાં જે આંખોનો ભાગ છે તે પણ બહુ જ દર્શનીય છે. અર્ધ મુકુલિત આંખમાં અંદર ચાંદીની સફેદાઈ છે અને વચમાં કીકીનો આકાર છે, જે આ મૂર્તિઓ શ્વેતાંબરીય છે તે સાફ સાફ બતાવી આપે છે. બૌદ્ધ મૂર્તિ આવી નથી હોતી.

વિશાલ અને ઊંચું લલાટ છે. માથા ઉપર કેશોનું બનાવેલું ઊંચું શિખામંડલ છે. પાછળના ભાગમાં મનોહર ભામંડલ છે. એક લાંબી પાટ જેવું બનાવી બે ભાગ તેમાં જોડી

૧. આવી વસ્ત્રની ઘેડવાળા આસન ઉપર બિરાજમાન કરેલી મૂર્તિઓ મથુરાના કંકાલીટીલામાંથી નીકળેલી લખનૌના મ્યુઝીયમમાં છે.

ભામંડલ બનાવ્યું છે. એ ભાગના સીધા પટામાં પણ સુંદર વેલબુટ્ટી બનાવેલી છે. પાટની બન્ને બાજુમાં ફૂલ ચોકડી, ગજમુખ, વ્યાઘ્રમુખ આદિ આલેખેલ છે.

ખભા પાછળ એક દંડપટ્ટી છે જે ભામંડલને પકડી રાખે છે. અને તેના ફરતી એક મોટી ગોળ કમાન છે. અમે આ ભામંડલ બહાર કઢાવીને જોયું. વચમાં કરેલું બારીક કોતરકામ બહુ જ સુંદર છે. મૂર્તિના સામેના ભાગમાં લેખ છે જે ઠેઠ પાછળ ચોતરફ ફરતો છે. મૂર્તિ સીમેન્ટથી સ્થિર કરી દીધેલી હોવાથી લેખનો પાછળનો ભાગ તો અમારાથી વંચાય તેમ ન હતો. સામેનો ભાગ જે દેખાયો તેની કોપી ઉતારી લીધી. અમે બે કોપી ઉતારી હતી તેમાં એકમાં તો આછા પાતળા અક્ષરો ઊઠયા છે. આ લીપીના અભ્યાસીઓ તેનો બરાબર ઉકેલ કરી શકે તેમ છે.

આ લેખની કોપી વડોદરા રાજ્યના પુરાતત્ત્વ સંશોધન ખાતાના અહેવાલમાં કોટયાર્કની મૂર્તિઓનો પરિચય ચિત્ર પ્લેટ નં. ૪ અ, ૫ અ, ૫ બ, અને ૬ અમાં આપવામાં આવેલ છે. અને પુરાતત્ત્વ વિભાગના ઉપરી શ્રીયુત હીરાનંદ શાસ્ત્રીજીએ આ મૂર્તિઓ માટે ચર્ચા કરી છે. જેનો સાર હું આગળ આપીશ. એ અહેવાલમાં એ. એસ. ગદ્રેએ આ મૂર્તિનો લેખ આ પ્રમાણે આપ્યો છે.

**" नम [:] सिद्ध [ नम् ] वैरिगणस्स...उप [ रि ] का–आर्य–संघ–श्रावक "**

આ લેખનો ભાવાર્થ જોતાં નમસ્કાર મંત્રના બીજા પદને–સિદ્ધને નમસ્કાર કરેલા છે. 'વૈરિગણ'નો ઉલ્લેખ છે તે પણ કલ્પસૂત્રમાં આવતી સ્થવિરાવલીમાં જે વૈરીશાખાનો ઉલ્લેખ છે, તે સમુદાયના આચાર્યે આ મૂર્તિની પ્રતિષ્ઠા કરેલી હોવાથી 'વૈરિગણ'નો ઉલ્લેખ છે. સંઘ અને શ્રાવક શબ્દ આજે પણ શ્વેતાંબર જૈન સંઘના દરેક અનુયાયીને શ્રાવક કહેવાય છે તેને અંગે પ્રસિદ્ધ જ છે.

આ લેખ એમ બરાબર સિદ્ધ કરે છે કે આ મૂર્તિ શ્વેતાંબર જૈન સંઘે બનાવેલી અને શ્વેતાંબર જૈનાચાર્યે પ્રતિષ્ઠા કરેલી જિનમૂર્તિ છે. આવો સાફ શિલાલેખ હોવા છતાં તેને બૌદ્ધ મૂર્તિ કહેવી એ તો અન્યાયની પરાકાષ્ઠા જ કહેવાય.

વડોદરાના પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ્ય શ્રીયુત હીરાનંદ શાસ્ત્રી આ મૂર્તિને જૈન મૂર્તિ નહિ કિન્તુ બૌદ્ધ મૂર્તિ હોવાનું જણાવે છે. પરંતુ તેમની આ માન્યતાનું સુંદર અને સચોટ રીતે શ્રીયુત સારાભાઇ નવાબે નિરસન કર્યું છે. એ સંબંધીનો તેમનો આખો લેખ મુંબઇથી પ્રગટ થતા "ભારતીય વિદ્યા" નામના ત્રિમાસિકના પ્રથમ વર્ષના બીજા અંકમાં પ્રગટ થયેલો છે તે જિજ્ઞાસુઓ વાંચી લ્યે. હું એ લેખનું અહીં પુનરાવર્તન કરવા નથી માંગતો. શાસ્ત્રીજી, મૂર્તિ ઉપર આવો સાફ લેખ હોવા છતાં, શા માટે એને બૌદ્ધ મૂર્તિ માને છે તે વિચારણીય છે.

એવું કેટલીયે વાર બન્યું છે કે જૈન મૂર્તિઓને બૌદ્ધ મૂર્તિઓ તરીકે ઓળખાવવામાં આવી હોય. આવી ભૂલો અંગ્રેજ વિદ્વાનોના હાથે થતી હતી અને તેમનાં પગલે પગલે ચાલવામાં આપણા હિન્દી વિદ્વાનો પણ જૈન મૂર્તિઓને બૌદ્ધ મૂર્તિઓ તરીકે સંબોધવાનું સાહસ કરતા હતા. પરંતુ આજે એ યુગ ચાલ્યો ગયો છે. જ્યાં યુક્તિ, શ્રુતિ અને તર્કની પ્રતિષ્ઠા છે ત્યાં 'હું કહું એ જ સાચુ' તે ન જ ચાલે. શ્રીયુત શાસ્ત્રીજી કોઇ પણ બૌદ્ધ મૂર્તિમાંથી સિદ્ધોને નમસ્કાર, વૈરિગણ, શ્રાવક આદિ શબ્દોવાળા શિલાલેખો બતાવશે ખરા?

બીજાં બૌદ્ધ મૂર્તિને વસ્ત્ર–ઉત્તરીય વસ્ત્ર, ઉપવીત આદિ ચિહ્નો દેખાય છે તેમાંનું એક પણ ચિહ્ન આ મૂર્તિમાં બતાવશે ખરા ? શ્રીયુત શાસ્ત્રીજી મૂર્તિમાં એક હથેલીમાં બીજી હથેલી રાખેલી હોવાથી બૌદ્ધ મૂર્તિની કલ્પના કરે છે. પરંતુ તેમની આ માન્યતા ભૂલભરેલી છે. બૌદ્ધ મૂર્તિઓ જુદી જુદી મુદ્રાઓથી અંકિત હોય છે, તેની ઘણી મુદ્રાઓમાંની એવી એક મુદ્રા હોય છે કે હથેલી પર હથેલી હોય, પરંતુ જૈન મૂર્તિઓમાં તો, બીજી કોઈ મુદ્રા છે જ નહિ; બેઠેલી–પદ્માસનસ્થ જિન મૂર્તિ, પછી તે પ્રાચીન હો કે અર્વાચીન હો, દરેકમાં હથેલી ઉપર હથેલી હોય જ છે એટલે આ દલીલ તો બૌદ્ધ કરતાં જૈન મૂર્તિની તરફેણમાં વધુ જાય છે. આ પછી શાસ્ત્રીજી બીજાં બે કારણો આપી આ મૂર્તિને બૌદ્ધ મૂર્તિ હોવાનું જણાવે છે પરંતુ તે કારણો પણ સબળ નથી :

(૧) મૂર્તિના મધ્ય ભાગમાં ધર્મચક્ર છે. (૨) મૂર્તિની આંખો ચકચકિત છે.

હવે પહેલું કારણ જોઇએ—

પ્રાચીન સમયની જૈન મૂર્તિઓમાં ધર્મચક્ર જરૂર મળે છે. જેમકે મથુરાના કંકાલીટીલામાંથી નીકળેલી અને લખૌનના મ્યુઝીયમમાં રહેલી ઘણીખરી જૈન મૂર્તિઓમાં ધર્મચક્ર વિદ્યમાન છે. હું આ સંબંધી મ્હારા મથુરાના મ્યુઝીયમની જૈન[1] મૂર્તિઓના પરિચયમાં વિગતવાર લખી ગયો છું; તેમજ પટના, રાજગૃહી અને ક્ષત્રીયકુંડના જૈન મંદિરોમાં પણ આવી મૂર્તિઓ–ધર્મચક્ર વાળી મૂર્તિઓ–છે. મારવાડની પંચતીર્થીના સુપ્રસિદ્ધ જીવિતસ્વામી–શ્રીમહાવીર પ્રભુની મૂર્તિ, નાદીયામાં છે ત્યાં પણ ધર્મચક્ર છે અને અમદાવાદનાં મંદિરો કે જેમાં પરિકર છે તેમાંની કેટલીકએક મૂર્તિઓમાં ધર્મચક્ર અત્યારે વિદ્યમાન છે. શ્રીમાન્ શાસ્ત્રીજી આ ધર્મચક્રો બરાબર નિહાળી પોતાની એ ભૂલ સુધારે કે ધર્મચક્ર કેવળ બૌદ્ધ મૂર્તિઓને જ હોય છે એવું નથી પણ જૈન મૂર્તિઓને પણ ધર્મચક્ર હોય છે. તેમજ અપરાજિત વગેરે શિલ્પગ્રંથોમાં પણ ઉલ્લેખ મલે છે કે જૈન મૂર્તિઓમાં ધર્મચક્રની રચના કરાય છે.

હવે બીજું કારણ જોઇએ. અહીંની જૈન મૂર્તિને ચકચકિત નેત્રો છે આ જોઇ શાસ્ત્રીજી લખે છે—"એથી ઉલટું ચકચકિત ચક્ષુઓ બૌદ્ધોએ જૈનો પાસેથી અપનાવેલી હોય એમ લાગે છે, કારણ કે બૌદ્ધ મૂર્તિઓ કે ચિત્રોમાં તે પ્રચલિત નથી. જો કે તેમાં પણ ક્વચિત્ મળી આવે છે ખરી. આવી મૂર્તિના ઉદાહરણ માટે (ચિત્ર પ્લેટ ૭ વાળી) તારંગાની ટેકરી ઉપરની બૌદ્ધ મૂર્તિ (તારાદેવી)નો હું ઉલ્લેખ કરું છું."

શાસ્ત્રીજી આ મૂર્તિમાંની ચકચકિત ચક્ષુ જોવા છતાં–એક સ્પષ્ટ પુરાવો જોવા છતાં, એમ લખી મનમનાવે છે કે જૈનો પાસેથી આ કળા અપનાવેલી છે; ખરી રીતે કોઇ પણ બૌદ્ધ મૂર્તિમાં આવી ચકચકિત ચક્ષુઓ હોતી જ નથી. જે તારાદેવીનું દષ્ટાંત તેઓ આપે છે ત્યાં પણ તેઓ ભૂલ્યા છે. તારાદેવી એ બુદ્ધદેવીની મૂર્તિ નથી; એમની માન્યતાનુસાર એક સામાન્ય દેવીની મૂર્તિ છે. ખરી રીતે આ મૂર્તિ પણ બૌદ્ધ માન્યતાનુસારિણી નથી પરંતુ એક જૈનશાસનાધિષ્ઠાયિની દેવીની મૂર્તિ છે. પરંતુ હું એ ચર્ચા અત્યારે નહિ કરું. શ્રીયુત શાસ્ત્રીજીને મારું સાદર નિમંત્રણ છે કે કોઇ પણ બુદ્ધ મૂર્તિ આવી ચકચકિત

[1] 'જૈનજ્યોતિ' માસિક તથા આ 'જૈન સત્ય પ્રકાશ'ના અંકોમાં મે આ સંબંધી લખ્યું છે.

ચક્ષુઓ વાળી બતાવો. બૌદ્ધોમાં ચકચકિત ચક્ષુઓવાળી મૂર્તિઓ બનતી જ નથી. આવી મૂર્તિઓ શ્વેતાંબર જૈન સંઘના અનુયાયીઓ જ બનાવે છે. એટલે આ ચકચકિત ચક્ષુ વાળી દલીલ પણ જૈન મૂર્તિ–શ્વેતાંબર જૈન મૂર્તિ–ની જ સિદ્ધિ કરે છે.

હવે આ મૂર્તિ કયા સમયની છે તે જોઈએ: મૂર્તિના લેખમાં રહેલ–"**વૈરિગણ**" શબ્દ આ મૂર્તિની પ્રાચીનતાને સિદ્ધ કરે છે. કલ્પસૂત્ર સ્થવિરાવલીમાં ઉલ્લેખ છે કે આર્ય વજ્રસ્વામીથી વૈરિશાખા નીકલી છે. આ વૈરીશાખા પણ શ્વેતાંબર જૈનાચાર્યમાં જ પ્રવર્તે છે. વૈરિગણુ શબ્દ સૂચવે છે કે વજ્રસ્વામીની પછીના સમયની આ મૂર્તિ છે. બીજું વૈરિગણુ પછીની શાખાનો ઉલ્લેખ નથી એથી બીજી શાખાઓ નીકળી તે પહેલાંની આ મૂર્તિઓ છે એમ સિદ્ધ કરે છે- અર્થાત્ વીરનિર્વાણુ સંવત ૬૦૦ લગભગની આ મૂર્તિઓ છે.[1] એના લેખની બ્રાહ્મીલીપી પણુ એની પ્રાચીનતાનું સબલ કારણ છે.

હવે આપણે બીજી મૂર્તિઓનું વર્ણન જોઈ લઇએ.

બીજી ત્રણે મૂર્તિઓના ફોટા જે 'ભારતીય વિદ્યા'માં પ્રકાશિત થયા છે તે મૂર્તિઓ પણ જૈન મૂર્તિઓ જ છે એમ જણાય છે. શ્રીયુત શાસ્ત્રીજીએ આ મૂર્તિઓને પણ બૌદ્ધ મૂર્તિ ઠરાવા પ્રયત્ન કર્યો છે પરંતુ તેમાં તેઓ ભૂલ્યા જ છે.

(૧) ચિત્ર નં. ૫ માં આપેલી શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ છે, જે જૈનોના ત્રેવીશમા તીર્થંકર તરીકે પ્રસિદ્ધ છે. સુંદર સિંહાસન ઉપર નાગરાજ બેઠા છે અને બન્ને બાજુ બે દેવતા છે. ઉપર નાગફણુની સુંદર–મનોહર આકૃતિ છે. તેવીસમા તીર્થંકરની આવી જૈન મૂર્તિઓ ઘણે ઠેકાણે મળે છે. મારવાડનાં મંદિરોમાં આવી મૂર્તિઓ વિદ્યમાન છે. શાસ્ત્રીજી ડાબી તરફની મૂર્તિને બુદ્ધ ધર્માનુયાયીની દેવીમૂર્તિ માની આ આખી મૂર્તિને બૌદ્ધ દેવની ઠરાવવા માગે છે પણુ એ તેમની ભૂલ છે. એ દેવીમૂર્તિ જૈનધર્મના બાવીશમા તીર્થંકરના શાસનની અધિષ્ઠાયિકા અંબિકા દેવીની મૂર્તિ છે. શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિના આસનમાં અંબિકાનું સ્થાન જોઈ ભલે કોઈને આશ્ચર્ય થાય, પરંતુ ચંદ્રાવતીનાં ખંડિયેરોમાં અમે જૈન મૂર્તિઓ જોઈ છે તેમાં ઘણી જૈન મૂર્તિઓ સાથે ગોમેધ યક્ષની અને અંબિકાની મૂર્તિઓ જોઇ છે. દશમી–અગિયારમી સદીની અને તેની પહેલાંની ઘણી જૈન મૂર્તિઓમાં બ્રહ્મશાન્તિ યક્ષની અને અંબિકાની મૂર્તિ જોવાય છે. એટલે આ મૂર્તિઓ જોઈ ગભરાવાની કે અન્ય દેવની મૂર્તિ માનવાની લગારે જરૂર નથી. આ મૂર્તિ પણ જૈન મૂર્તિ જ છે.

સુંદર નાગરાજની રચના અને તેનું આસન તથા પાછળના ભાગની કોરણી અને ફણાની રચના આ બધું આ મૂર્તિ શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે એમ જ સિદ્ધ કરે છે. બુદ્ધદેવની આવા આકારવાળી મૂર્તિ નથી બનતી તેમજ બુદ્ધ મૂર્તિમાં વસ્ત્ર–ઉત્તરીયવસ્ત્ર આદિ જે હોય છે તેમાંનું આ મૂર્તિમાં કશું નથી માટે એ જૈન મૂર્તિ જ છે.[2]

---

૧ 'ભારતીય વિદ્યા'માં શ્રીયુત નવાબ આ મૂર્તિઓ ઉપર વૈરિગણુ શબ્દથી શ્રીવજ્રસ્વામિની વિદ્યમાનતામાં આ મૂર્તિઓ બની હોવાનું જણાવે છે.

૨ એક સમય એવો હતો કે ઘણા જૈન તીર્થંકરોની મૂર્તિના પરિકરમાં અંબિકા દેવીને સ્થાન અપાતું હતું. આવી જૈન મૂર્તિઓ ઢાંક પર્વતની ગુફાના ખડકની ભીતમાં કોતરેલી છે. મથુરાના કંકાલીટીલામાંથી નીકળેલી જૈન મૂર્તિઓ અને તાલધ્વજગિરિના જૈનમંદિરમાંની મૂર્તિઓમાં પણ અંબિકાદેવી દેખાય છે.

આવી જ રીતે બીજી બે મૂર્તિઓ માટે પણ શાસ્ત્રીજીએ શંકાઓ ઊઠાવી. એક મૂર્તિ માટે તો લખે છે કે "લાંબી બુટવાળા કાન છે." આ ઉપરથી તેને બૌદ્ધ મૂર્તિઓ ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ તેમના જેવા પુરાતત્ત્વના અભ્યાસીને તો મથુરાના કંકાલી-ટીલામાંથી નીકળેલી પ્રાચીન જૈનમૂર્તિઓ જોવાથી સહજ રીત્યા સમજી શકાશે કે પ્રાચીન જૈન મૂર્તિઓના કાનની બુટીઓ લાંબી જ હતી. આજે પણ ઘણાં જૈન મંદિરોમાં કે જેમાં પ્રાચીન મૂર્તિઓ છે ત્યાં કાનની બુટ લાંબી છે એમ પ્રત્યક્ષ દેખાય છે. પરિકરમાં રહેલા શાસનરક્ષક દેવ-દેવીઓના આકારનું બૌદ્ધ શાસનરક્ષિકાઓ સાથે સામ્ય જોઈ કોઇ પણ મૂર્તિને બૌદ્ધ મૂર્તિ કહેવી એ ઉચિત નથી. બૌદ્ધ મૂર્તિનાં ચિહ્નો અને જૈન મૂર્તિનાં ચિહનોમાં સાફ તારતમ્ય જણાઈ આવે છે, અને એ તારતમ્ય અહીં હોવા છતાં તેને લક્ષ્યમાં લીધા સિવાય ઉપલક દષ્ટિ માત્રથી જૈન મૂર્તિઓને બૌદ્ધ મૂર્તિઓ હોવાનું લખવું એ સજ્જન પુરાતત્ત્વવિદોને શોભાસ્પદ નથી.

પુરાતત્ત્વના આચાર્ય શ્રીમાન્ જિનવિજયજીના અધ્યક્ષપણામાં નીકળતા "ભારતીય વિદ્યા" નામક ત્રૈમાસિકમાં શ્રીયુત સારાભાઇ નવાબે શાસ્ત્રીજીની બધી દલીલોનો જવાબ આપ્યો છે અને મહુડીના કોટયાર્ય સ્થાનમાંથી નીકળેલી ચારે મૂર્તિઓ જૈન મૂર્તિઓ જ છે એમ બરાબર સિદ્ધ કર્યું છે. શ્રીયુત શાસ્ત્રીજી અને અન્ય જિજ્ઞાસુ વિદ્વાનો તે લેખ જોઇ સત્ય સ્વીકારે એ શુભેચ્છા સાથે હું વિરમું છું.

આ લેખ લખવામાં મેં શ્રીયુત નવાબના લેખનો ઉપયોગ કર્યો છે, અને મૂલ મૂર્તિ કે જે અમે ત્યાં જોઇ હતી તે સિવાયની ત્રણે મૂર્તિના તેમણે રજુ કરેલા ફોટાના આધારે જ મેં આ મૂર્તિઓ માટે લખ્યું છે.

## પરિશિષ્ટ

આ ચારે મૂર્તિઓ જૈન મૂર્તિઓ જ છે એ સંબંધી હું લખી ગયો છું. આ પછી વિજાપુર બૃહદ્‌વૃત્તાંતમાંથી[1] મને જે હકીકત મલી છે તેનો સાર અહીં આપું છું.

જે કોટયાર્કના મંદિર પાસેથી આ ચારે જૈન મૂર્તિઓ નીકળી છે તે મહુડીની નજીક કરતાં ખડાયત ગામની વધુ નજીકમાં છે. આ ખડાયત નગરમાંથી ખડાયતા બ્રાહ્મણો અને ખડાયતા વણિકોની ઉત્પત્તિ થઈ છે. આ ખડાયત ગામનું અસલ સંસ્કૃત નામ **ષડાયતન નગર** હતું. કોટયાર્કનું મંદિર તેની પાસે જ હતું. એ મંદિરે જતાં રસ્તામાં ઘણે સ્થાને જુનાં મકાનોના પાયા, દીવાલો વગેરે નજરે પડે છે. મંદિરની ચોતરફ પહેલાં ગામ હશે એમ લાગે છે. અહીંથી એક ગાઉ દૂર સાભ્રમતી (સાબરમતી) નદી વહેતી હતી. નદીનું વહેણ ગામ તરફ આવતું ગયું, નદીના વેગ સામે ગામ ટકી ન શક્યું અને એના પ્રવાહોના મારાથી ગામ ધ્વસ્ત થયું. ગામની વસ્તી પણ ચાલી ગઇ. પ્રાચીન મહુડી માટે પણ આમ જ બન્યું છે. છેલ્લે ૧૯૬૩ ની ભયંકર રેલ સમયે તેનાં ખંડિયેરો–કુવા વગેરે દેખાયાં હતાં.

આ ખડાયત ગામ વીજાપુરથી અગ્નિ ખૂણામાં લગભગ ચાર માઇલ દૂર છે. આ ગામ લગભગ બે હજાર વર્ષથી પણ વધુ પ્રાચીન છે એમ કહેવાય છે. આનું નામ ત્રાંબાવતી પણ મળે છે. અત્યારે કોટયાર્કના મંદિર તરફ જતાં રસ્તામાં ષડાયતનનાં મકાનોના

---

૧ યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિજીવિરચિત.

પાયા વગેરે નજરે પડે છે, જે પુરાતત્ત્વજ્ઞોને માટે બહુ જ રસપ્રદ ઇતિહાસ પૂરો પાડે તેમ છે. ત્યાં ખોદકામ થવાથી ગુજરાતની એ પુરાતન મહત્ત્વશાલી નગરીનો જીર્ણોદ્ધાર થાય તેમ છે.

આ નગરીમાં ઠાકોરોનું રાજ્ય હતું. ચાવડાઓએ પણ અહીં સત્તા જમાવી હતી. છેલ્લે મુસલમાનોના આક્રમણોથી[1] આ નગરીનાં વૈભવ, મહત્તા અને ગૌરવ નષ્ટ થયાં અને તેમાં જે કાંઈ કચાશ રહી હતી તે સાબરમતીના પ્રવાહે નષ્ટ કરી. ત્યાં રહેતા ખડાયતા બ્રાહ્મણો અને ખડાયતા વણિકો અન્યત્ર ચાલ્યા ગયા અને વર્તમાન નાનું ખડાયતા ઠાકોરોએ વસાવ્યું છે ને તેમની વસ્તી જ વધુ પડતી છે.

આ ખડાયતન નગરનું કોટયાર્કનું મંદિર અત્યારે પણ એક ઊંચા ટીંબા ઉપર ઊભું છે. તે ખડાયતાના ઇષ્ટદેવ છે. સાબરમતીના પ્રવાહે ચોતરફ કોતરો કરી નાખ્યાં છે. ચોતરફ બીહામણા મોટા મોટા ઓંધા (વાંધા) નજરે પડે છે. નીચે જ પોતાનો વિશાલ દેહ પાથરી સાબરમતી સૂતી પડી છે, સામે ઝાડી છે અને ત્યાં એક સૂર્યકુંડ છે. કહે છે કે અહીંથી પણ દૂર સાબરમતી હતી તેને બદલે આજે કુંડ સામે પાર દેખાય છે.

આ કોટયાર્કના મંદિરનો પણ નાશ થઇ જશે એ ડરથી ભક્તજનોએ મહુડીથી બે ખેતરવા દૂર નવા કોટયાર્કનું મંદિર બનાવ્યું છે. જુના કોટયાર્કનાં દર્શન કરવા બહુ જ અલ્પ ખડાયતો જાય છે. આ પુરાણા સ્થાનેથી પહેલાં પણ જિનવરેન્દ્ર અજિતનાથ ભગવાનની ચાર હાથ મોટી પ્રતિમા નીકળી હતી. એટલે હમણાં નીકળેલી આ પ્રતિમાઓ પણ જૈન પ્રતિમા હોવાની જ સંભાવના ઘટી શકે છે, નહિ કે બૌદ્ધ પ્રતિમાઓની.

અહીં વસનાર અને અહીંથી જ જેમની ઉત્પત્તિ થઇ તે ખડાયતોએ જૈન પ્રતિમાઓ ભરાવ્યાના ઉલ્લેખો જૂઓ—

**(૧) "૧૩૭૫ वर्षे आषाढ शुदि ६ खडायति ज्ञातीय श्रे. वनदेव भार्या लाच्छि पुत्र धिणाकेन श्री आदिनाथ बिंब का. प्र. सूरिभिः**

**(२) सं. १३७० वर्षे आषाढ शुदि ६ खडायति ज्ञातीय विदे जयतशाह श्रेयसे श्रे० धीणाकेन श्री नमिबिंबं कारितं॥**

—બુદ્ધિસાગરસૂરિકૃત 'જૈન ધાતુ પ્રતિમા લેખસંગ્રહ' ભા. ૧, પૃ. ૨૪૬

પ્રથમ લેખનો ભાવાર્થ એ છે કે સં. ૧૩૭૫ માં અષાઢ શુદિ ૬ ખડાયતા જ્ઞાતીય શેઠ વનદેવની ભાર્યા લક્ષ્મી-(લાચ્છી)ના પુત્ર ધીણાકે શ્રીઆદિનાથપ્રભુનું બિંબ ભરાવ્યું.

બીજા લેખનો ભાવાર્થ એ છે કે સં. ૧૩૭૦ માં અષાઢ શુદિ ૬ ને દિવસે ખડાયતા જ્ઞાતીય વિદે જયત શાહના સ્મરણાર્થે શેઠ ધીણાકે શ્રી નમિનાથ પ્રભુનું બિંબ ભરાવ્યું છે.

એટલે ખડાયતાઓ જૈન હતા અને એ સ્થાનેથી મૂર્તિઓ મલી છે તે દૃષ્ટિએ પણ આ મૂર્તિઓ જૈન મૂર્તિઓ છે એમ સિદ્ધ થાય છે.

આ મૂર્તિઓમાં ધર્મચક્ર છે એ જોઇને શ્રીયુત શાસ્ત્રી મહોદય આ મૂર્તિઓને બૌદ્ધ મૂર્તિઓ માને છે વા માનવા પ્રેરાયા છે પણ બૌદ્ધ મૂર્તિમાં જ ધર્મચક્ર હોય એવું કશું નથી. વાસ્તવિક રીતે જોઇએ તો જૈન મૂર્તિઓમાં જ ધર્મચક્રની સંભાવના વધુ છે કારણકે

---

૧ સં. ૧૩૫૬–૫૭ માં અલાઉદ્દીન ખુનીએ પાટણ, સિદ્ધપુર; વીજાપુર, વીસનગર અને આ ખડાયતનનાં મંદિરો તોડયાં હતાં.

જૈન ધર્મ શાસ્ત્રમાં એવાં પ્રમાણો મલે છે કે તીર્થંકરને ચોત્રીશ અતિશયો હોય છે તેમાં દેવકૃત ઓગણીશ અતિશય મનાય છે તેમાં ધર્મચક્ર પણ તીર્થંકરની આગળ ચાલે છે એવો અતિશય છે. જૂઓ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરેશ્વરજીકૃત વીતરાગસ્તોત્રનો ચતુર્થ પ્રકાશ.

"मिथ्यादृशां युगान्तार्कः सुदृशाममृताञ्जनम् ।
तिलकं तीर्थकृल्लक्ष्म्याः पुरश्चक्रं तवैधते ॥ १ ॥

મિથ્યાદષ્ટિઓને પ્રલયકાળના સૂર્યની જેમ સંતાપકારી અને સમ્યગ્દૃષ્ટિઓને અમૃતના અંજનની જેમ શાન્તિકારી, અને તીર્થંકરપણાની લક્ષ્મીના તિલક સમાન એવું ધર્મચક્ર, આપની આગળ દીપી રહ્યું છે. આવી જ રીતે શ્રીજિનેશ્વરસૂરિવિરચિત 'ચંદ્પ્પહચરિય'માં પણ નિમ્ન ઉલ્લેખ મલે છેઃ

सुरकइयागुणवीसा मनीयसींहासणं सपयवीढं ।
छत्तत्तय-इंदज्झय-सियचामर-धम्मचक्काइ ॥

**ભાવાર્થ**—સુર-દેવકૃત ઓગણીસ અતિશયોમાં, પાદપીઠ સહિત મણિમય સિંહાસન, ત્રણ છત્ર, ઇન્દ્રધ્વજ, સફેદ ચામર અને ધર્મચક્રાદિ.

આવી જ રીતે જૈનોના આગમ-મૂલ શાસ્ત્ર શ્રી સમવાયાંગમાં પણ અતિશયોના વર્ણનમાં ધર્મચક્રનું વર્ણન આવે છે.

ગુજરાતીમાં પણ એક જૈન કવિરાજે વર્ણવ્યું છેઃ "ધર્મચક્ર તુજ આગળ ચલે રે"

એટલે ધર્મચક્ર જૈન તીર્થંકરોની મૂર્તિમાં આલેખાયેલ જોઇ લગારે સંશયમાં પડવાની જરૂર નથી. અત્યારે અમદાવાદમાં માંડવીની પોળમાં નાગજીભૂધરની પોળમાંના વિશાલ જિનમંદિરમાં એક સુંદર ધાતુમૂર્તિ છે, તેમાં પણ ધર્મચક્ર વિદ્યમાન છે. શ્રીમાન્ શાસ્ત્રીજી તે જોઇ "ધર્મચક્ર હોવાથી આ બૌદ્ધ મૂર્તિ છે" એવો પોતાનો આગ્રહ જરૂર સુધારી લ્યે, એમ તેમના જેવા પુરાતત્ત્વના અભ્યાસી પાસેથી આશા રાખું તો તે વધુ પડતી નહિ જ લેખાય.

જૈન તીર્થંકરની મૂર્તિમાં ધર્મચક્ર તો હોય જ છે, પરંતુ એ ધર્મચક્ર આરાધન નામનું એક તપ પણ જૈનોમાં વિદ્યમાન છે. જૂઓ તપાવલી ભા. ૧-૨, વિ. ૧૯૭૪ ઈ. સ. ૧૯૧૮માં સુરતથી પ્રકાશિત. તેમાં પૃ. ૨૦ તપસ્યા નં. ૯૩ "લઘુ ધર્મચક્રવાલ તપ." આમાં ઉજમણામાં લખ્યું છે કે "રૌપ્ય સુવર્ણમય ધર્મચક્ર પ્રભુ આગળ ઢોકવું" આવી જ રીતે પૃ. ૫૬ તપસ્યા નં. ૧૫૧માં ધર્મચક્રવાલ તપ. આમાં પણ ઉજમણામાં "ઉજમણે રૌપ્ય સુવર્ણમય ધર્મચક્ર ઢોકવું" જણાવેલું છે.

જે ધર્મના અનુયાયી ધર્મચક્રનું તપ કરે અને તેના ઉદ્યાપનમાં પ્રભુ સન્મુખ રૂપાનું અથવા સોનાનું ધર્મચક્ર બનાવીને ચઢાવે તે ધર્મના ઇષ્ટદેવની મૂર્તિમાં યદિ ધર્મચક્ર આલેખાયેલું મલે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? આ ધર્મચક્રથી અલંકૃત મૂર્તિ જિનમૂર્તિ જ છે એમાં લગારે સંદેહ નથી. આ મૂર્તિમાં બૌદ્ધધર્મ માન્ય એક પણ લક્ષણ અંકિત નથી. માત્ર ધર્મચક્રથી સુશોભિત હોવાના કારણે જ જૈનમૂર્તિ નથી એમ કહેવું એ લગારે ઉચિત નથી. શિલાલેખ જૈનમૂર્તિની સિદ્ધિ કરે છે, ચક્ષુઓ અને શરીરની આકૃતિ જૈનમૂર્તિ હોવાનું સિદ્ધ કરે છે. આ બધું જોતાં આ મૂર્તિઓ જૈનમૂર્તિઓ જ છે એમાં લગારે સંદેહને સ્થાન નથી.]

# કેટલાક ટબાઓની પુષ્પિકા

સંગ્રાહક—**મુનિરાજ શ્રી કાંતિસાગરજી, સિવની** (સી. પી.)

જૈન વાઙ્મયના અનેક પ્રકારોમાં ટબાઓનો પણ એક પ્રકાર છે. ટબાઓ શા માટે બનાવવામાં આવતા હશે? એ પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે. એનું પ્રધાન કારણ એ છે કે પ્રાકૃત–સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ એવા મનુષ્યો સરળતાથી શાસ્ત્રોનો સામાન્ય અર્થ સમજી શકે એટલા માટે મૂળ શાસ્ત્રોને અનુલક્ષીને કેટલીક ટીકાઓ લોકભાષા જેવી કે—રાજસ્થાની, ગુજરાતી, હિન્દીમાં નિર્માણ કરવામાં આવે છે, જેને ટબા કે બાલાવબોધ તરીકે ઓળખવામાં આવે છે. આ ટબા કે બાળાવબોધનું બે દૃષ્ટિએ મહત્ત્વ છે: (૧) શાસ્ત્રોનો અર્થ સમજી શકાય છે અને (૨) તત્કાલીન ભાષા સાહિત્ય પર ટબાઓ ઘણો સારો પ્રકાશ ફેંકે છે. કેટલાક એવા પણ ટબાઓ મને મળ્યા છે કે જેમાં ગ્રન્થરચયિતાનો સંક્ષિપ્ત પરિચય પણ મળી રહે છે. પ્રાચીન જૈન જ્ઞાનમંદિરોમાં સેંકડો ટબાઓ મળી આવે છે. આ ટબાસાહિત્યની જો એક અતિ સંક્ષિપ્ત નોંધ કરવામાં આવે તોપણ મજાનું એક પુસ્તક તૈયાર થાય તેમ છે. સાક્ષરવર્ય્ય શ્રીમાન્ મોહનલાલ દલીચંદ દેશાઇ B. A., L L. B. એ સંબંધી વિસ્તૃત નિબંધ તૈયાર કરી "જૈન ગુર્જર કવિઓ" ભાગ ૩ માં આપવાના છે. મેં મારા વિહાર દરમ્યાન જે જે સાહિત્ય એકત્ર કર્યું તેમાંથી ટબા સંબંધી કેટલીક હકીકત અત્રે રજુ કરવામાં આવે છે; બાલાવબોધનો પણ આમાં સમાવેશ કર્યો છે.

સી. પી. અને વરાડ પ્રાન્તમાં જૈનોનું સાહિત્ય સારા પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. મેં અત્યાર સુધી નાગપુર, હીંગણઘાટ, કામઠી, સિવની, ભાંદકનાં જ્ઞાન–મંદિરો તપાસ્યાં છે. તેનું સક્ષિપ્ત વિવરણ **"सी. पी. और बरार प्रान्तमें सुरक्षित जैनवाङ्मय"** નામે એક મોટા નિબંધમાં આપેલ છે. ઉપરના તમામ જ્ઞાનમંદિરોનાં સૂચિપત્રો, પુષ્પિકાઓ વગેરેનો મે સંગ્રહ કર્યો છે. અહીં ૧૭મી અને ૧૮મી શતાબ્દિના ટબાઓની પુષ્પિકાઓ આપવામાં આવે છે. બીજા ટબાઓનું વર્ણન આગળના અંકમાં જોઇશું.

## સત્તરમી સદીના ટબાઓ

**(૧) ભક્તામર બાલાવબોધ** પત્ર ૨૮

**संवत १६०१ वर्षे पोष सुदि १४ श्रीबुधे लिखिता.**

આ ટબો ગુજરાતી ભાષામાં છે, તેના અક્ષરો સુંદર છે, એ મારા સંગ્રહમાં છે.

**(૨) નવતત્ત્વ બાલાવબોધ** પત્ર ૯, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**संवत १६०६ वर्षे चैत्र सुदि पडिवादिने पं. गोपालदास.**

**(૩) સંગ્રહણી ટબો** પત્ર ૪૭, આ ગ્રંથ નાગપુરના ભંડારમાં છે.

**संवत १६६२ वर्षे पोष शुदि १४ दिने रविनंदन वासरे लिखितं शुभं भवतु। पंडित मतल्लिकाचक्रचक्रवर्ति सुराचार्य श्रीलक्ष्मीराजगणि शिष्य शिष्याणु॥**

ઉપરોક્ત પ્રતિ ૧૭૯૦માં ન્યાયસાગરને સીરોહીના શ્રાવકે વહોરાવી અને ૧૭૯૨માં

ન્યાયસાગરજીએ સુખવર્દ્ધનને અમદાવાદમાં અધ્યયન માટે આપી. (મૂળ પુષ્પિકા માટે **सी. पी. और बरारमें सुरक्षित जैनवाङ्मय** નામનો લેખ જોવો.)

**(૪) મૂત્રપરીક્ષા** પત્ર ૩, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**संवत १६८३ वर्षे १ दिने वार वीते (रविवारे)**

ઉપરની મૂત્રપરીક્ષા મૂળ સંસ્કૃત ભાષામાં ૨૩ શ્લોકમાં ગુમ્ફિત છે. તેના ઉપરનો આ ટબો પ્રાચીન ગુજરાતી ભાષામાં છે.

**(૫) જયતિહુઅણ બાલાવબોધ**, પત્ર ૬, આ ગ્રંથ નાગપુરના જ્ઞાનભંડારનો છે.

**संवत १६९९ वर्षे श्रावण वदि द्वितीयायां श्रीजेसलमेरुमध्ये वा० श्रीदयाकीर्तिगणि शिष्य कमलहर्ष मुनिना लिखितम्।**

**(૬) દ્વારગર્ભિત વીરસ્તવન ટબો** પત્ર ૧૧, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**"सं० १६९६ वर्षे फागुण शुदि ६ दिने संग्रामपुरमध्ये"**

ઉપરોક્ત સ્તવન જૂની ગુજરાતી ભાષામાં ગુમ્ફિત છે અને તેની ૯૧ ગાથા છે. નિર્માતાનું નામ સૂચવ્યું નથી, તો પણ લેખનકાળ ઉપરથી પ્રાચીન જણાય છે. આખુંય સ્તવન યથાવકાશે પ્રકટ કરવાની ભાવના છે.

**(૭) ઉપદેશમાલાટબો** પત્ર ૨૭, આ ગ્રંથ નાગપુરના જ્ઞાનમંદિરમાં છે.

**" महोपाध्याय श्रीभानुचंद्रगणि, तत्पट्टे महोपाध्याय श्री. ५. श्री. सिद्धिचंद्रगणि गुरुभ्यो नमः ॥ छ ॥**

આ પ્રમાણે લાલ શાહીથી શબ્દો આલેખેલ છે. સિદ્ધિચંદ્રજીની પરંપરાવાળા કોઇ મુનિએ લખેલ જણાય છે.

**(૮) જયતિહુઅણ ટબો** પત્ર ૩

પ્રસ્તુત ટબો ૧૭ મી સદીનો લખેલો જણાય છે આ સિવાય પણ દશાશ્રુતસ્કંધ આચારાંગ, ઇત્યાદિ આગમોના ટબાઓ ૧૭ મી સદીના લખેલા ઉપલબ્ધ થાય છે.

**(૯) ષટ્પંચાશિકા બાલાવબોધ** પત્ર ૧૪, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**इति श्रीषट्पंचाशिका सम्पूर्ण पं. हरजी लिखितं ॥ वरढीया साह अमरसी पुत्र साह नेणसी पठनार्थं ॥ संवत १७००० (?)**

ઉપરની પ્રતિ ૧૭૦૦ લગભગ લખેલી જણાય છે. ટબાની ભાષા ગુજરાતી છે.

## અઢારમી સદીના ટબાઓ

**(૧૦) સંગ્રહણી બાલાવબોધ** પત્ર ૬૩, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**संवत १७०९ वर्षे पोष मासे ९ दिने लिखितं श्री श्री—**

ઉપરની સંગ્રહણીના મૂળના કર્તા મલધારિ હેમચંદ્રસૂરિ છે. આ પ્રતિમાં ઘણાંય ચિત્રો કલાપૂર્ણ આલેખેલ છે, તેનો પરિચય હું "કેટલીક હસ્તલિખિત સચિત્ર પ્રતિઓ" નામક નિબંધમાં કરાવીશ.

**(૧૧) ચઉશરણપયન્ના ટબો** પત્ર ૧૦, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**संवत १७२२ वर्षे लिखितं परोपकाराय।**

ઉપરની પ્રત વિનયવિજયજીના શિષ્યે લખેલ જણાય છે. આદિ ભાગમાં "॥ पं० ॥ **महोपाध्याय श्रीविनयविजयगणिचरणकमलेभ्यो नमः श्री गुरुभ्यो नमः"** આ પ્રમાણે ઉલ્લેખ છે. બીજા પણ આ પ્રમાણે ચાર ઉલ્લેખ છે:—

(१) **संवत १७७९ वर्षे पुस वदि १४ दिने पंडित श्री सत्यविजयजी देवंगत थया वार बुधवारे पहेला पहिर मांहि काल कर्यो ।**

(२) **संवत १७३८ पं. श्री जिनविजयजीगणि जेठ वदि ३ दिने दिवंगत थया है ।**

(३) **संवत १७३२ जेठ वदि १ कुंयरविजय देवंगत ।**

(४) **संवत १७६२ मगसिर वदि ७ सातम दिने पं. श्री सौभाग्यविजयगणि देवंगत ॥**

(૧૨) **સંગ્રહણી બાલાવબોધ** પત્ર ૩૦, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**संवत १७२२ वर्षे मागसरमासे कृष्णपक्षे तिथौ अष्टमीदिने शनिवारे पंडित श्रीनेमिविजयगणि शिष्य गणि ज्ञानविजयेन लिपीकृता । मुरडावास नगरे श्रीसुविधिनाथप्रसादात् ।**

(૧૩) **યોગચિંતામણિ બાલાવબોધ** પત્ર ૩૦, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**इति महोपाध्याय श्री रत्नराजगणि शिष्य वाचनाचार्य नरसिंहगणि कृत बालावबोध समाप्तः १७३० वर्षे ।**

ઉપરોક્ત ગ્રંથ વૈદ્યક વિષયક છે.

(૧૪) **જ્ઞાતાસૂત્ર ટબો** પત્ર ૨૪૨, આ ગ્રંથ નાગપુરના જ્ઞાનભંડારમાં છે.

**संवत १७३४ कार्तिक मासे कृष्णपक्षे सप्तम्यां तिथौ अर्कवारे लिपीकृता सकलपंडितप्रवर प्रधान पंडित श्री ५ पद्मविजयगणि त. शिष्य पंडित शिरोमणि श्री ५ शीलविजयगणि त. शिष्य पद्मकिंकरगणि खेमाविजयेनाऽलेखि । श्रीपार्श्वनाथप्रसादात् श्रीकच्छदेशे श्री रायउ श्री रायधण राज्ये श्री कंथरिआ ग्रामे श्रेयस्तु ॥**

(૧૫) **દેવસીરાઈ પ્ર૦ ટબો** પત્ર ૧૬, આ ગ્રંથ નાગપુરના જ્ઞાનભંડારમાં છે.

**ग. प्रेमविमलवाचनार्थे इदं लिपीकृतं लेखकपाठकयोः शुभं भवतु । संवत १७३७ वर्षे माह वदि २ दिने भोमवासरे श्रीबन्धूपुर (सुरत?) मध्ये, जयो विजयो भवतु कल्याणमस्तु ॥**

(૧૬) **નવતત્ત્વ બાલાવબોધ** પત્ર ૬, આ ગ્રંથ ડભોઈના જ્ઞાનમંદિરમાં છે.

**संवत १७६३ वर्षे मिति वैशाख दिने लिलेखि गणि धीरसागरेण श्रीफलवर्द्धिनगरे, श्रीश्री ॥**

(૧૭) **નવતત્ત્વ બાલાવબોધ** પત્ર ૯, આ ગ્રંથ ડભોઈના જ્ઞાનભંડારમાં છે.

**संवत १६६६ वर्षे चैत्र सुदि १**

(૧૮) ઇગવીસ સ્થાન પ્રકરણ પ. ૯, આ ગ્રંથ મારા સંગ્રહમાં છે.

**संवत १७६७ वर्षे मार्गशीर्ष वलेतरे पक्षे चतुर्दशी, कर्मवाण्यां लिखितेयं पुस्तिका पं. खेतसीगणिना श्रीफलवर्द्धिनगरीमध्ये ॥**

(૧૯) વૈરાગ્યશતક ટબો પત્ર ૨૬, આ ગ્રંથ નાગપુરના જ્ઞાનભંડારમાં છે.

**संवत १७८८ वर्षे शाके १६५३ प्रवर्तमाने आषाढ मासे कृष्णनवम्यां मेदपाटदेशे पांहूनानगरे चातुर्मासीस्थितां पंडितप्रवर श्रीदूर्गादासजी तत् शिष्य जगरूपमुनिना लिपीकृता स्वज्ञानवृध्ध्यर्थं ॥**

(૨૦) જયતિહુઅણ ટબો પત્ર ૧૧, આ ગ્રંથ નાગપુરના જ્ઞાનભંડારમાં છે.

**संवत १७९१ कार्ति सुदि ६ रात्रौ श्री वीकपुर (बीकानेर) मध्ये लि. पं. रुघनाथ ॥**

(૨૧) વિપાકસૂત્ર ટબો પત્ર ૭૩, આ ગ્રંથ નાગપુર જ્ઞાનભંડારમાં છે.

**संवत १७९९ वर्षे शाके १६६४ प्रवर्तमाने मिति मिगसिर सुद २ दिने गुरुवासरे श्रीविकानेरनगरमध्ये पं. जसवंत लिपीकृतं श्रीरस्तु ।**

પંડિત જસવંત નાગપુરના અનેક પુસ્તકોના લેખકોમાંના એક છે. આ રીતે અહીં ૨૧ ટબાઓની પુષ્પિકાઓ આપવામાં આવી છે. આ ઉપરાંત બીજી પુષ્પિકાઓ મળી આવશે તે હવે પછી યથાવકાશ આપવામાં આવશે.



# ऐतिहासिक दृष्टीसे प्राचीन जैन वाङ्मयका महत्त्व

## और

## उसके संशोधनकी आवश्यकता

**लेखक—श्रीयुत भा. रं. कुलकर्णी बी. ए., शिरपुर, (प. खानदेश)**

जैनधर्मके प्राचीन साहित्यकी ओर जैनेतर विद्वानोंका ध्यान बहुत धीरे धीरे खींचा जा रहा है। पौर्वात्य और पाश्चात्य विद्वानोंने जितने परिश्रम पूर्वक बौद्ध धर्मका अभ्यास और आलोचन किया है उससे कई गुना कमती अभ्यास जैन साहित्य का किया है। कालानुक्रमसे जैनधर्मका बौद्धधर्मसे ज्येष्ठत्व विद्वानोंमें संमत हो चुका है, फिर भी भारतीय पाठशालाओंमें पढाये जानेवाले अनेक पाठ्य पुस्तकोंमें इस विषयमें विपरीत विधान[1] पाये जाते हैं। जैनधर्म यह सनातन धर्म है ऐसा भी दावा किया जाता है, किन्तु श्रद्धाके पात्र सहारे पर इस प्रकारका दावा अन्य धर्मीयोंके मुकाबलेमें कैसे हो है? आज कलके भौतिक विज्ञानमय और बुद्धिप्रधान जगतमें सना- वहार्य अर्थ प्राचीनतम ही हो सकता है इस लिये जैन पंडितोंको

[1] धर्म यह बौद्धधर्मसे अर्वाचीन है और महावीर स्वामीने जैन- किया ऐसे विधान अनेक पाठ्यपुस्तकोंमें पाये जाते हैं।

चाहिये कि वे कुछ खोज भाल करके ऐसे प्रमाण विद्वानोंके सामने प्रकट करें जिनसे जैनधर्मकी प्राचीनता सर्व सामान्य तर्क प्रणालीसे प्रस्थापित हो। और उसके द्वारा भारतीय आर्य संस्कृतिका प्राचीनत्व सुदृढ हो ।

भारतीय संस्कृतिकी ओर पाश्चात्य विद्वान बहुत साशंकतासे देखते थे और देखते हैं । किन्तु संस्कृत साहित्य और विशेषतः वैदिक वाङ्मय के प्रकाशन, परीक्षण और तुलनात्मक अभ्याससे यह साशंकता बहुत कुछ कमती होती जा रही है । और भारतीय संस्कृतिकी स्वयंपूर्ण मौलिकता तथा प्राचीनता प्रस्थापित हो रही है । मैं इस छोटेसे लेख द्वारा यही बताना चाहता हूं की जैन पंडित इस कार्यमें पूर्ण सहकार करके यशके अधिकारी हो सकते हैं ।

'वेदाङ्ग ज्योतिष' नामका एक छोटासा ज्योतिष ग्रंथ विद्यमान संस्कृत ज्योतिष ग्रंथोंमे प्राचीनतम समझा जाता है। उसकी भाषा प्राचीन संकेतमय और समझनेको इतनी क्लिष्ट है की इ. स १८७७ से आजतक इस ३५—४० श्लोकवाले छोटेसे ग्रंथका, डॉक्टर थीबो, महामहोपाध्याय सुधाकर द्विवेदी, ज्यो. शं. बा. दीक्षित, लो. टिलक इत्यादि विद्वानोंके अनेकानेक प्रयत्नों पर भी संपूर्णतः अर्थ नहीं लग सका। किंतु आजतक अशक्यप्राय: समझा गया यह चमत्कारस्वरूप कार्य महामहोपाध्याय डॉ. शामशास्त्री (मैसोर) ने सरलतासे कर डाला और वो भी जैन ज्योतिष ग्रंथोंकी सहायतासे। सूर्यप्रज्ञप्ति ज्योतिषकरंडक और काललोकप्रकाश यह वे तीन जैन ग्रंथ हैं। डॉ. महाशयके ध्यानमें यह आया की वेदांग ज्योतिषकी पद्धति और उपर्युक्त जैन ज्योतिषग्रंथोंकी पद्धतिमें स्पष्ट साम्य है और वेदांग ज्योतिषके जो जो श्लोक आज तक दुर्बोध समझकर भूतपूर्व विद्वानोनें छोड दिये थे वे इन जैन ग्रंथोंकी सहायतासे सुगम और सुसंगत ही नहीं किंतु अर्थपूर्ण प्रतीत होते हैं। इस तरहसे अगम्य वेदाङ्ग ज्योतिषको संपूर्ण तथा सुगम करनेवाले प्रथम संशोधक, ऐसा डॉ. शामशास्त्रीका सुविख्यात नाम जैन ग्रंथोंकी सहायतासे ही हुआ है ।

इस उपर्युक्त वेदाङ्ग ज्योतिषके संपादन कार्य में एक छोटीसी विसंगतता ज्योतिष करंडकके श्लोक २८८ के विषयमें हो गई है ।

" उक्तं चैतत् ज्योतिष करंडे ( प. १९६ पद्य २८८ )—

लग्गं च दक्खिणायनविसुवेसु त्रि अस्स उत्तरं अयणे ।

लग्गं साईविसुवेसु पञ्चसुवि दक्खिणं अयणे ॥ २२८ ॥

छाया—लग्नं च दक्षिणायनविषुवेषु अपि अश्वे उत्तरमयणे ।

लग्नं स्वाति विषुवेषु पञ्चस्वपि दक्षिणायने ॥

दक्षिणायनगतेषु पञ्चस्वपि विषुवेषु अश्वे अश्विनीनक्षत्रे लग्नं भवति।" इत्यादि । वेदाङ्ग ज्योतिष पृष्ठ ५०

इस श्लोकका छाया और टीका मलयगिरिकृत है और उसका अंग्रजी अनुवाद डॉ. शामशास्त्रीने ऐसा किया है ।

'The Lagna of the five Vishuwas or equinoctical days in a yuga is the rise of the Ashwini Nakshatra in the Uttarayana and that in the five Dakshinayanas is the rise of the Swati Nakshatra.

—वेदांग ज्योतिष—पृ. ३०

उपरके दोनों अवतरणोंमें स्थित विसंगति यह है कि इस श्लोककी संस्कृत टीकामें दक्षिणायनमें आनेवाले विषुव दिनका नक्षत्र अश्विनी है और अंग्रेजी भाषांतरमें वही अश्विनी नक्षत्र उत्तरायण के विषुव दिनको जोड दीया गया है। डॉ. शामशास्त्रीको मैंने इस विषयमें पत्र लिखा था। आप अपना अंग्रेजी भाषांतर ही यथार्थ प्रतिपादित करते हैं, कारण स्पष्ट है कि–अश्विनी नक्षत्रमें उत्तरायणका विषुवदिन याने वसंतसंपात यह आजसे लगभग दो हजार वर्ष पूर्व होता था। अन्यथा संस्कृत टीकाकारने लिया हुवा अश्विनी नक्षत्रमें दक्षिणायनका विषुव याने शरदसंपात होनेको कमसे कम १४००० चौदह हजार वर्षोंसे अधिक काल हो गया[1] है।

ज्योतिष करंडकका यह श्लोक स्वभावतः क्लिष्ट और संभ्रमोत्पादक है। उसमें दो बार दक्षिणायन शब्द आनेसे उसका संबंध अश्विनीसे लगाना या स्वातीसे लगाना यह एक जटिल समस्या है। और जैन प्राचीन साहित्यके अंदर आनेवाले ज्योतिष विषयके अन्यान्य प्रमाणोंका सम्यक् अभ्यास करनेवाले पंडित ही उसको हल कर सकेंगे।

चित्रा और स्वाति इनके बीचमें वसंतसंपात रहनेका प्रमाण तो संस्कृत ज्योतिष ग्रंथमें पाया जाता है। शुल्बसूत्रके भाष्यमें कर्काचार्यका एसा स्पष्टवचन[2] है। फिर उपर बताये हुए ज्योतिष करंडकके पद्यमें जो स्वातिका संबंध वसंतसंपातसे देखा जाता है वह भी यथार्थ क्यों न हो ?

यह एक ही नहीं ऐसे अनेकानेक प्रश्न उपस्थित होते हैं। आवश्यकता है उनकी ओर ध्यान देकर उस दिशासे जैन साहित्यका संशोधन करनेवालोंकी। जैन जनता धार्मिक है, उदार है और धनवान भी है। वह चाहे तो अपने प्राचीन धार्मिक साहित्यका ऐतिहासिक और तुलनात्मक पद्धतिसे अभ्यास करनेवाले विद्वानोंको प्रोत्साहन देकर भारतीय संस्कृतिका गौरव बढानेमें अंशभाक् हो सकती है और होवे यह प्रार्थना है।

નોંધ–આશા છે કે જૈન જ્યોતિષના જાણકાર પૂજ્ય મુનિરાજો આ લેખમાં પૂછવામાં આવેલ શંકા ઉપર વિચાર કરી તેનો ખુલાસો લખી મોકલવા કૃપા કરશે. આવો ખુલાસો મળશે તો અમે તે પ્રગટ કરીશું.

—તંત્રી

---

१ संपात बिंदूकी वाम गति है और नक्षत्रचक्रकी एक पूर्ण प्रदक्षिणा लगभग २६००० वर्षमें होती है। हाल वसंतसंपात उत्तरा भाद्रपदा नक्षत्रमें है अश्विनीसे उत्तरा भाद्रपदा तकका दो नक्षत्रोंका अंतर १४ हजार वर्ष पूर्व होता था।

२ पं. दी. चुलेटः 'वेदकालनिर्णय'।

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ક્રમાંક ૬૮–૬૯થી ચાલુ )

મેવાડની ભૂમિમાં પણ ધર્મે જૈન હોવા છતાં શૌર્ય દાખવવાની વેળા પ્રાપ્ત થતાં જરા પણ પાછી પાની ન કરનાર વણિક વીરોનો ટોટો નથી રહ્યો! ઓશવાળ જ્ઞાતિમાં અવતંસસમા **ભામાશાહ** વા **ભામાશા**ના નામથી ભાગ્યે જ જનતા અજાણી હોય! 'રાજસ્થાન'ના સુપ્રસિદ્ધ લેખક કર્નલ ટૉડ નિમ્ન શબ્દોમાં એ વીર પુરુષનો પરિચય આપે છે—

The name of Bhama Sah is preserved as the Saviour of Mewar. An Oswal by birth and a Jain by religion, he was the perfect model of fidelity and devotion. He was the Diwan of the illustrious Rana Pratap–an office which his family had hold for severel generations.

હિંદના ઇતિહાસનો અભ્યાસ કરનાર વિદ્યાર્થી 'ચિતોડ પર સમ્રાટ અકબરની ચઢાઈ અને મહારાણા પ્રતાપે બહાદુરીથી કરેલ બચાવ' એ ઐતિહાસિક બાબતથી માહિતગાર હોય છે જ. એટલે એ સંબંધમાં ઝાઝું લખવું જરૂરી નથી. તેમ 'ભામાશા'ના સબંધમાં પણ જૈન–જૈનેતર લેખકો દ્વારા લખાયેલ ઘણા બ્યાન પ્રાપ્ત થતાં હોવાથી એ સંબંધી પણ વિસ્તાર કરવો જરૂરી નથી. આ લેખમાળાનો આશય તો એટલો જ છે કે 'અહિંસા પરમો ધર્મ'થી જેનાં બીજારોપાણ થાય છે એવા દયામય જૈનધર્મને પાળનાર પણ સમય આવે શૂરાતન દાખવવામાં રંચમાત્ર પીછેહઠ નથી કરતા. અલબત્ત જૈનધર્મ એ નિતાંત અહિંસા પાલનમાં જ આત્મોન્નત્તિ સમાયેલી છે, એમ કહે છે અને જીવનમાં દયા-કરુણા, કિંવા સકળ સૃષ્ટિના કીડીથી માંડી કુંજર સુધીના પ્રાણીવર્ગ પ્રત્યે અને રંગ કે જાતિનો ભેદ ગણ્યા સિવાય સર્વ માનવ ગણ સાથે મૈત્રીભાવ કેળવવાની વાતને જ અગત્ય આપે છે; એ સિવાય ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત થઇ શકતી જ નથી એમ ડિંડમનાદે જાહેર પણ કરે છે; એથી વિપરીત વર્તનમાં અર્થાત્ સમરભૂમિ પર શત્રુસૈન્યનું લોહી રેડવામાં ચોકખી ને ઉઘાડી હિંસા થાય છે અને એથી કર્મબંધ પડે છે કે જે ભોગવ્યા વિના આત્માને ચાલી શકતું જ નથી એમ પણ માને છે આમ છતાં જ્યાં સંસારસ્થ આત્માને રાજકીય કે કૌટુંબિક ફરજ આવી પડે ત્યાં કાયરતાને ખંખેરી શૂરવીરતા દાખવવાનો માર્ગ ગ્રહણ કરવાનું સૂચન કરે છે. નિર્બળ, ડરપોક કે હતાશ થઇ બેસી રહે એ નથી તો સાચો માનવ કે નથી તો સાચો જૈન! કાયરોનો જૈનધર્મ હોઇ જ ન શકે! **'कम्मे सूरा से धम्मे सूरा'** જેવું પદ વાપરવામાં આવ્યુ છે તે અવશ્ય મનન કરવા જેવું છે એટલે આજે જૈનેતર લેખકો કેટલીક વાર બેજવાબદારીથી ગુજરાતના પતન

માટે અથવા તો ભારતવર્ષમાં પથરાયેલી નિર્બળતાના માટે જૈનધર્મની અહિંસાને જવાબદાર માની લ્યે છે એમાં કંઇ જ તથ્થ નથી. એ વાતના વિરોધમાં એક કરતાં વધુ ઉદાહરણો રજુ કરી શકાય તેમ છે અને ભામાશાનું ઉદાહરણ એમાં વધુ એક ઉમેરો કરે છે.

અમાપ હાડમારી ભોગવી, ગિરિકંદરાનાં આકરાં કષ્ટો સહન કરી રાણો પ્રતાપ પોતાની અણનમ વલણ જાળવી રહ્યો હતો, પણ જ્યારે ખરચી જ ખૂટી, પોતાનું અને પોતાના અનુયાયી વર્ગનું પોષણ કરવાનું સાધન જ ખૂટી પડયું ત્યારે એ ટેકીલો રાજવી હતાશ થઇ ગયો! સમ્રાટ સામે ભીડેલી બાથ લટકતી રાખી, મેવાડની ભૂમિ તજી જવાના નિશ્ચય પર એ આવ્યો! સાથીદારોને છૂટા કરી દઇ, પોતાના કુટુંબ સાથે ગણત્રીના માણસોને લઇ સિંધ પ્રતિ પ્રયાણ કરવાનો દિવસ પણ એણે નિયત કર્યો.

આ વાતની જાણ જ્યારે ભામાશાને થઇ ત્યારે તે તરત જ દોડી આવ્યો અને અરવલ્લીની પ્યારી પર્વતમાળાને આખરી પ્રણામ કરી રહેલા મહારાણાના ચરણમાં પોતાનો અઢળક વારસો રજુ કર્યો. એ ધનથી બાર વર્ષ સુધી પચીશ હજાર સૈનિકોનો ગુજારો સુખેથી થઈ શકે તેમ હતું. વિશેષમાં વિનંતિ કરી કે– એ સ્વીકારી આપ પાછા ફરી પુનઃ શત્રુનો સામનો કરો અને માતૃભૂમિને પાછી હાથ કરો. આ સંપત્તિ આવા સમયે કામ નહીં આવે તો પછી એનો અન્ય શો ઉપયોગ છે? રાષ્ટ્રની આપત્તિ ટાળો. જે ધન કામ ન આવે એ ધન નથી પણ કાંકરા છે. દિવાનજીના હૃદયમાંથી નીકળેલા ઉદ્ગારોએ અને તેમના તરફથી મળેલી આવી અણધારી સહાયથી રાણાજીમાં નવું જોમ આવ્યું, નવેસરથી લડત આરંભાઇ અને એમણે ચિત્તોડ, અજમેર અને માંડલગઢ સિવાય સારો ય મેવાડપ્રાંત જીતી લીધો. આમ જૈનધર્મી ભામાશાએ રાષ્ટ્ર ગૌરવ મેળવ્યું. ભામાશાનું નામ આજે પણ મેવાડમાં ગૌરવપૂર્વક લેવાય છે. ચિત્તોડના કારીગરીવાળા મંદિરના ખંડીયેરો આજે પણ એ સ્મૃતિ તાજી કરાવે છે. આવા વીરપુરૂષોથી જૈનધર્મ દીપ્યો છે. (ચાલુ)



# एक अलभ्य महत्त्वपूर्ण प्रति

**लेखक–श्रीयुत अगरचन्दजी नाहटा, बीकानेर**

हमारी उपेक्षा और असावधानताके कारण कई महत्त्वके ग्रंथ नष्ट हो रहे हैं या विक्रय द्वारा इतस्ततः हो रहे हैं। इस छोटेसे लेखमें ऐसी ही एक महत्त्वकी कृति, जो इस समय अलभ्य है, उसका उल्लेख किया जाता है।

कई वर्ष पूर्व नाथनगरनिवास श्रीयुत अमरचन्दजी बोथराने कहा था कि अजिमगंजके नेमिनाथ भंडारमें एक महत्त्वकी प्रति थी, जिसमें खरतरगच्छीय आचार्योंने रचे हुए स्तुति स्तोत्र और उन आचार्योंसे सम्बन्ध रखनेवाली कई एक कृतियें थीं। इस प्रति को बीकानेरके खरतरगच्छीय श्रीपूज्य जिनचारित्रसूरिजीने भी देखी थी। उसकी प्रत्यंतर करनेके लिए वे उसे

बीकानेर भी लाये थे, पर न मालूम वह प्रति कहाँ गायब हो गई। बहुत प्रयत्न करने पर भी अद्यावधि उसको उपलब्धि न हो सकी।

इस वर्ष बीकानेरके बृहद् ज्ञानभंडारके फुटकर पत्रोंका अवलोकन करते समय सौभाग्यवश उस प्रतिकी सूचि उपलब्ध हुई जिसे सं. १९२४ के ज्येष्ठ शुक्ला प्रथम १३ को, अजीमगंजमें उक्त प्रतिको वहाँकी बडी पोसालमें देखकर, लिखी थी। सूचिके लिखे अनुसार इसकी पत्रसंख्या १४४ या १४५ थी और सं. १४९० के मार्गशीर्ष शुक्ला ७ को प्रति लिखी गई थी। श्री अमरचन्दजी बोथराके कथनानुसार इस प्रतिका नाम 'जिनभद्रसूरिस्वाध्याय-पुस्तिका' है।

उपलब्ध सूचि के अनुसार यह प्रति करीब १०० कृतियोंके संग्रहरूप थी। प्रारंभमें दशवैकालिक, पाक्षिकसूत्र, साधुप्रतिक्रमण, स्थविरावली, उपदेश-माला, बृहत्संग्रहणी, कर्मविपाक आदि प्रकरण थे। मध्यमें जिनेश्वरसूरि, जिनचन्द्रसूरि, अभयदेवसूरि, जिनवल्लभसूरि, जिनदत्तसूरि आदिकी कृतियें और अंतमें जिनेश्वरसूरिरचित 'चन्द्रप्रभचरित्र' (गाथा ४०) थे।

इस प्रतिमें कई अन्यत्र अलभ्य ऐसी कृतियें भी थी, उनके नाम यहां देता हूँ ताकि इसके महत्त्वका पता चल जाय—

| | | | | | |
|---|---|---|---|---|---|
| १ | जिनपतिसूरिपंचाशिका | गाथा | ५५ | पत्रांक | १२० |
| २ | जिनेश्वरसूरिसप्ततिका | ,, | ७४ | ,, | १२१ |
| ३ | जिनप्रबोधसूरि चतुःसप्ततिका | ,, | ७४ | ,, | १२२ |
| ४ | जिनकुशलसूरि बहत्तरी | ,, | ७४ | | |
| ५ | जिनलब्धिसूरि बहत्तरी | ,, | ७४ | | |
| ६ | जिनलब्धिसूरि स्तूपनमस्कार | ,, | १३ | | |
| ७ | जिनलब्धिसूरि नागपुर स्तूपनमस्कार | ,, | ८ | | |
| ८ | अभयदेवसूरिकृत ऋषभस्तव | ,, | ८ | पत्रांक | १४२ |
| ९ | ,, नेमिस्तव | ,, | ८ | ,, | ,, |
| १० | ,, स्तंभनपार्श्वस्तव | ,, | ८ | ,, | ,, |

इनमें नं. १ से ७ तककी कृतियें ऐतिहासिक दृष्टिसे बडे ही महत्त्वकी हैं। इनके प्राप्त होनेसे खतरगच्छके इतिहासमें एक नया प्रकाश मिलेगा। अतः सर्व सज्जनोंसे सादर अनुरोध है कि जिन्हें उक्त प्रति या उपरोक्त कृतियें (इनमेंसे कोई भी) प्राप्त हो तो मुझे सूचित करनेकी कृपा करें।

ठि. नाहटोंकी गवाड, बीकानेर।

# शाह हुकुमचंदजी सुराणा

लेखक—श्रीयुत हजारीमलजी बांठिया, बीकानेर

शाह हुकुमचंदजी सुराणा, राव अमरचंदके लघु भ्राता थे। आप भी बडे वीर पराक्रमी योद्धा थे। आपका सारा जीवन बीकानेर राज्यकी सेवा और रणस्थल में बीता था। आपके जन्म और स्वर्गवासकी तिथि अभी तक निश्चित नहीं हो पाई है। आप निःसंतान ही स्वर्गवासी हो गये थे।

वि. सं. १८७१ ( ई. स. १८१४ ) में बीकानेर राज्यका चुरु पर अधिकार करनेके पश्चात् वहांके थाने पर शाहजी हुकुमचंदजो सुराणाको थानेदारके पद पर नियुक्त किया गया।

वि. सं. १८७३ (ई. स. १८१६) में पृथ्वीसिंह चुरुवालेने रतनगढ पर अधिकार कर लिया। जब यह समाचार महाराजा सूरजसिंहजीको मालूम हुवा तो उन्होंने हुकुमचंदजी को फौज मुहासिब बनाकर रतनगढ भेजा। शाहजीने वहाँ पहुँचकर पृथ्वीसिंहसे लडाई कर रतनगढ खाली करा लिया। हुकुमचंदजी की इस सफलता से महाराजा सूरजसिंहजी बडे प्रसन्न हुवे और उन्हें दीवानगी प्रदान की।

वि. सं. १८८६ (ई स. १८२९) में जैसलमेर इलाकेके गांव राजगढके भाटी राजसी आदि बीकानेरके सरकारी सांढोका टोला पकड ले गये। जब सांढोका टोला भाटीयोंने वापिस नहीं दिया तो बीकानेर से सुराणा शाहजी हुकुमचंदजीकी अध्यक्षतामें ३ हजार सेना जैसलमेर पर भेजी गई। दोनों सेनाओंका वासणपी गांव के पास घमासान युद्ध हुआ। बीकानेरी फौज कम होनेसे जेसलमेरवालोंका विजय हुआ। सुराणाजीके साथ महाजन ठाकुर वैरिसाल व महेता अभयसिंह भी प्रधान सैना संचालक थे।

बीकानेर, जयपुर और जोधपुरके कुछ सरदार इधर उधर राज्यमें लूटमार कर अपना जीवननिर्वाह करने लगे, जिससे साधारण प्रजाके जीवनका पल पल खतरोंसे भरा रहता था। इसलिए सं. १८८६ के श्रावण मास में मि. जॉर्ज क्लार्क उपर्युक्त तीनों राज्योंसे मिल, ऐसे सरदारोंको नाश करनेके विचारसे सेखावाटी गये। इस अवसर पर महाराजा रत्नसिंहजीने शाहजी हुकुमचंदजी एवं मेहता ×हिन्दुमलजीको मि. जॉर्ज की सेवामें ऐसे लुटेरे सरदारोंके रोकनेके प्रबन्धके लिए सेखावाटी भेजे गए।

इसी प्रकार जयपुर और जोधपुरसे बख्शी मुन्नालालजी व भंडारी

---

× आपका जीवनचरित्र भी प्रकट करनेका मेरा इरादा है।

लक्ष्मीचंदजी आए। और निश्चय किया गया कि ऐसे लुटेरोंकी जहां जहां गढियें है उन्हें नष्ट कर दी जाय। और राज्यकी ओरसे थाने स्थापित कियें जाय।

इसके बाद बीकानेरकी तरफसे तत्कालीन महाराजसाहबने शाहजी हुकुमचंदजीको इन डाकुओंका ठीक प्रबन्ध करनेके लिए नियुक्त किया। आपने चंद दिनोंमे ही गांव लोढासरके मालिक बीदावतकी गढीको गिरा दिया एवं उसे गिरफ्तार करा लेया। तदुपरान्त आपने अनेक डाकुओं की गढीयें नष्ट कर उन्हें गिरफतार कर लिये। आपने लोढासर, मीगणां, चारी-सेला आदि अनेक गढीयें गिरा कर वहाँ राज्य के थाने स्थापित किये।

इसी वर्ष महाजनके ठाकुर वैरिशालने अपने यहां करीब २०० लुटेरे डाकुओंको रख छोडा था। महाराज रत्नसिंहजीने उसे प्रथम डाकुओंको निकालनेके लिए कहा पर उसने ध्यान नहीं दिया, तो तत्कालीन बीकानेर-पतिने वि. स. १८८६ कार्तिक वदि १ (ई. स. १९२९ ता. १३ अक्टोबर) को सुराथाजी हुकुमचंदजीको सेनापति बनाकर, उनकी अध्यक्ष में ठाकुर वैरि-शाल पर सेना भेजी। शाहजी हुकुमचंदजीके आनेके समाचार सुनकर वह (वैरिशाल) भागकर अंग्रेजोंके इलाके गांठटीबोमें जा रहा। ठाकुरके पुत्र तीन दिन तक तो शाहजीके डंकेकी चोट सहते रहे, अंतमें इस फिजुलके खूनखराबीसे कोई फायदा न देख किलेको शाहजी हुकुमचंदजीके कर कमलोंमें सुपुर्द कर उनकी सेवामें हाजिर हो गये। थोडे दिन बाद ठाकुर वैरिशाल भी आपकी सेवामें उपस्थित हो गया।

इन्हीं दिनोंमें आप गांव केली ससैन्य भेजे गये। जिस समय महाराजा रत्नसिंहजीने पूगलकी ओर प्रस्थान किया तब आप भी महाराजाजी के साथ थे।×

महाराजा रत्नसिंहके राज्यकालमें सरदारों डाकुओंने बहुत उपद्रव मचा रखा था। वे प्रजाको बहुत कष्ट देते थे। मानसिंह, हमीरसिंह, बिसनजी, पृथ्वीसिंह, प्रतापसिंह आदिने राज्यमें खूब धूम मचा रखी थी। इन्होंने बीकानेर राज्यके करणपुरा, लाखणवास, अजीतपुरा, सीधमुख आदि करीब सो से उपर गांवोंको बरबाद कर डाला था। इस पर बीकानेरसे शाहजी हुकुमचंदजी इनका दमन करनेके लिए भेजे गये। आपने जाकर सबको भलीभांति सजा देकर उपद्रवको शांत किया।

वि. सं. १८९५ वैशाख सुदी १२ (ई. सं. १८३८ ता. ६ मई) को कर्नल एल्विसने बीकानेरमें एक खरीता भेजा उसमें लिखा कि मारवाडकी सरहद के लुटेरोंके प्रबन्धके लिए सेना भेजो। इस पर हुकुमचंदजी सुराणा

---

× श्रद्धेय रायबहादुर ओझाजीके हालहीमें प्रकाशित 'बीकानेर का इतिहास' द्वितीय खंड से कुछ सहायता ली है।

मारवाडकी सरहदके लुटेरोंके प्रबन्ध करनेके लिए कर्नल एलिवसके पास भेजे गये ।

इसी बीच ठा. हरिसिंह, डुंगरजी, जुहारजी आदि फिर उत्पात मचाने लगे। उन्होंने लक्ष्मीसर आदि कई गांवोंको लूटा और भले घरोंकी कई बहू–बेटियोंको पकडकर ले जाने लगे। तब शाहजी हुकुमचंदजीने उन पर हमला किया और उनकी सारी गढीयें नष्ट कर डाली और उन्हें भगा दिये।

श्रीजी साहिब बहादुरने आपकी खिदमतों पर प्रसन्न होकर गांव सामलसर सं. १८९५ जेठ वदि ४ को शाह हुकुमचंदको पटे दिया।

संवत १९०१ में आप रियासत बीकानेरके दीवान हुवे।

रु. ३००) शाह हुकमचंदजीने सुजानगढ जावता मोतीयारों चोकडो बगसिया तेरी कींमत। सं. १९०५ मा. व. १३।

रू. ३००) मोतियोंका चोकडा, १९०१ मीति मिगसर वदि ९।

# અનકાઈ–ટનકાઈની જૈન ગુફા

લેખક—શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ.

અનકાઇ–ટનકાઇ નાસિક જિલ્લામાં યેવલા તાલુકામાં બે પહાડીઓ સાથે આવેલ છે, જે મનમાડ સ્ટેશનથી દક્ષિણમાં છ માઇલની દૂરીના અંતરે છે. આ પર્વતોની ઊંચાઈ ૩૧૮૨ ફૂટ છે, જેના પર "સાતકોટ" કિલ્લા પ્રાચીન સમયના છે. આ જિલ્લામાં આ કિલ્લો મજબૂત ગણાય છે. ભાષામાં આ ગામ માટે અંકઇ–તંકઇનો પણ વપરાશ થાય છે.[1]

અનકાઇમાં જૈનોની સાત ગુફાઓ આવેલી છે. એ ગુફાઓ નાની હોવા છતાં શિલ્પકામ ઘણું સુંદર છે. દુર્ભાગ્યે શિલ્પકામ ઘણું ખરું તૂટી ગયેલ છે. આ ગુફાઓ અનકાઇ ગામથી બહુ તો સો વારના અંતરે આવેલ છે. પહેલી ગુફાને બે માળ છે. નીચલા માળના મોખરાના ભાગને બે સ્થંભોનો ટેકો છે. દરેક સ્થંભના તળીએ એકેક આકૃતિ છે. એ આકૃતિઓ નાના દ્વારપાળોનું સ્થાન રોકતી હોય એમ જણાય છે. જે બારણું પડસાળમાંથી ખંડમાં પડે છે તેનું શિલ્પકામ ઘણું જ સુંદર છે.

અંદરનો ખંડ સમચોરસ છે. તેની છતને ચાર થાંભલાઓનો ટેકો છે. દસમાથી બારમા સૈકા સુધી જેવા થાંભલાઓ બનતા હતા તેવા આ થાંભલાઓ છે. થાંભલાઓ પર ચાર હાથવાળી નાની આકૃતિઓ જોવામાં આવે છે. દરેક આકૃતિ ઉપર શિલ્પકામ જોવામાં આવે છે, જે મંદિરના પ્રવેશ દ્વારના જેવું જ સુશોભિત છે. ભોંયરામાં કશું નથી. ઉપલા

1 Gazetteer of the Bombay Presidency 1883 Vol. XVI P. 423–24 Archeological Survey of Western India, 1883 Vol. VI. P. 58–59.

માળમાં પડસાળની આગળના ભાગમાં બે સ્થંભો છે. એ સ્થંભો નીચેના માળ જેવા સુંદર રીતે કોતરી કાઢેલા નથી. અંદરનો ખંડ સંપૂર્ણ રીતે સાદો છે.

બીજી ગુફાઓ પણ બે માળની છે. અને પહેલી ગુફાને ઘણી મળતી આવે છે. પડસાળો ખંડના બહારના ઓરડાઓ જેવી છે. નીચેના ભાગ ઉપર પડસાળની લંબાઇ છવીસ ફૂટ અને પહોળાઈ બાર ફૂટ છે. તેના દરેક છેડે એક મ્હોટી આકૃતિ જોવામાં આવે છે. જમણે કે પશ્ચિમ ભણીના છેડે એક પુરૂષની આકૃતિ છે તે ઇંદ્ર તરીકે ઓળખાય છે. તે હાથી ઉપર બેઠેલ છે. હાથી તેમજ ઇંદ્ર જુદા જુદા બ્લોકોમાંથી કોતરી કાઢવામાં આવેલ છે. ઇંદ્રાણી કે અંબા તેની ડાબે છે. તેને રંગ કાગળ વગેરે લગાડીને લોકોએ એવી આકૃતિ બનાવી છે કે તેથી તે ભવાની દેવીની લાગે છે.

ખંડનું બારણું પહેલા નંબરની ગુફાના બારણા જેવું છે. ખંડ પચીસ સમચોરસ ફૂટ છે. તે છેલ્લા ખંડને ઘણી રીતે મળતો છે. પણ બરોબર કોતરી કાઢવામાં આવ્યો નથી.

મંદિરનું દ્વાર વધારે પડતું સાદું છે. તીર્થંકરની નાની મૂર્તિ તેમાં બિરાજમાન છે. આ મંદિર તેર સમચોરસ ફૂટ છે, તેમાં ઊંચા આસન સાથે એક મૂર્તિના માટે જગ્યા છે. મૂર્તિની આસપાસ પ્રદક્ષિણા દઈ શકાય એવી રીતે મૂર્તિ બનાવવાનો ઉદ્દેશ હોય એમ લાગે છે, પણ આ મૂર્તિ પૂરી થઇ નથી, અધૂરી રહી છે.

નીચેના આગલા ભાગના ખંડના જમણા છેડેથી સીડી વાટે ઉપલા માળે જઈ શકાય છે, કેટલાએક ચોરસ બાકાંઓથી તેમાં કેટલેક અંશે પ્રકાશ મળી રહે છે. બારણામાંથી એક સાંકડા ઝરૂખામાં જવાય છે, જેને દરેક છેડે એક સિંહ કોતરેલો જોવામાં આવે છે. ખંડ ચાર સ્થંભો સાથે વીશ સમચોરસ ફૂટ બનાવવાની ધારણા હતી પણ ખંડનો થોડોક ભાગ ખોદી શકાયો છે. ઉક્ત મંદિરની લંબાઇ નવ ફૂટ અને પહોળાઈ છ ફૂટ છે અને તેમાં મૂર્તિ માટે દીવાલ આગળ બેઠક છે.

ત્રીજા નંબરની ગુફા છેલ્લી ગુફાના નીચલા માળ જેવી છે. આગળનો ઓરડો આશરે પચીસ ફૂટ લાંબો અને નવ ફૂટ પહોળો છે, જેને એક છેડે ઇંદ્ર અને બીજે છેડે અંબાની આકૃતિઓ છે; આમાં ઇંદ્રની આકૃતિને ઘણું જ નુકશાન થયું છે. તેનો હાથી બરાબર ઓળખી શકાતો નથી. ચમરધારીઓ ઉપરાંત ગાંધર્વો તેના પરિચારકો છે. ખંડની દરેક બાજુએ એક ચાર હાથવાળો વામન છે. મકરો વચ્ચે એક તોરણની કમાન છે કે જેવી કમાન હાલના જૈન મંદિરોમાં આવા સ્થાનોમાં સામાન્ય છે. અંબાના પણ પરિચારકો છે. તેમાંનો એક પરિચારક એક નાના પ્રાણી ઉપર આરૂઢ થયેલો જોવાય છે. તેના હાથમાં એક મ્હોટી લાકડી છે. બીજો એક તાપસ છે જેને મ્હોટી દાઢી છે. એ તાપસ છત્ર લઇ જાય છે. આમ્ર વૃક્ષનાં પાંદડાંઓ આ આકૃતિ ઉપર આલેખવામાં આવ્યાં છે. એ પાંદડાંઓના છ વિભાગ કરવામાં આવ્યા છે જે સીધા તોરણો નીચે થઇને સરખે અંતરે લટકે છે. આ તોરણો શિલ્પકામના મથાળા સુધી પહોચેલાં જોવામાં આવે છે. તોરણોની મધ્યમાં કીર્તિમુખ છે.

ઉક્ત ખંડમાં એક બારણા વાટે જઇ શકાય છે. એ બારણાની શોભા સામાન્ય છે.

ખંડની લંબાઇ ૨૧ ફૂટ અને પહોળાઈ ૨૫ ફૂટ છે. છત્તને ચાર સ્થંભોનો ટેકો છે મધ્યસ્થ ચોરસાઇમાંનું કમળ ઘણું જ સુંદર છે. કમળને એક જ મધ્ય બિંદુવાળી ચાર પાંખડીઓની હાર છે, જેમાંની અંદર અને બહારની સાદી છે, જ્યારે બહારથી ગણતાં બીજી હારમાં સોળે પાંખડીઓ ઉપર મનુષ્ય આકૃતિઓ કોરવામાં આવેલી છે. એ આકૃતિઓમાંની ઘણી-ખરી સ્ત્રીઓની છે. આ બધી આકૃતિઓ કાં તો નૃત્ય કરે છે, અથવા તો કોઈ સંગીતનું વાદ્ય વગાડે છે. ત્રીજી હારમાં ચોવીસ પાંખડીઓ છે, તેમાં દરેક ઉપર કોઇ દેવી સહચારી સાથે કે સહચારી વિના કોતરવામાં આવેલ છે. એ દેવીઓ તેમનાં વાહનો ઉપર બિરાજમાન જોવામાં આવે છે. એક અષ્ટકોણ કોરમાં આખું કમળ આવેલું છે, તેની બહાર એક ખુણામાં એક આકૃતિ છે, ને એક પગે ઊભી છે. બીજા દરેક ખુણામાં ત્રણ ત્રણ આકૃતિઓ છે, જેમાં મ્હોટી આકૃતિ મધ્યમાં નાચતી કે રમતી જણાય છે. તેને બે પરિચારકો છે. પાછળની દિવાલ ઉપર દરેક બાજુએ જિન ભગવાનની મૂર્તિ નગ્ન રૂપમાં છે. એ મૂર્તિનું કદ જીવનકાળના (Life size) કદ જેટલું જ છે. ડાબી બાજુએ એક તીર્થંકરની મૂર્તિ છે, જે શાન્તિનાથની હોવી જોઇએ. એનું કારણ એ છે કે એ મૂર્તિ નીચા આસને સ્થિત થએલી છે, અને તેના દરેક છેડે એક ભક્ત કોતરવામાં આવ્યો છે. પછી એક સિંહ અને એક હાથી કોતરવામાં આવેલ છે. દરેક બાજુએ ધર્મચક્ર છે. ચક્રની નીચે સોલમા તીર્થંકરના લાંછન રૂપ મૃગ જોવામાં આવે છે. મૃગની દરેક બાજુએ એક ભક્તની આકૃતિ નજરે પડે છે. જિન ભગવાનની મૂર્તિને છાતીના મધ્ય ભાગમાં હીરાના આકારનું ચિહ્ન દેખાય છે. મોખરાના ભાગના શિલ્પ કામમાં દરેક બાજુએ પાર્શ્વનાથની મૂર્તિ છે, જેનું દૃશ્ય મધ્યસ્થ આકૃતિ જેવું છે. આ આકૃતિનું કદ મ્હોટી મૂર્તિ કરતાં ત્રીજા ભાગ જેટલું છે.

આ મૂર્તિ પંચશેષ ફણાને લીધે ઓળખાઇ આવે છે. શાંતિનાથના મસ્તકની સપાટી આવે એવા દરેક ગોખલામાં જિન તીર્થંકરની એક એક મૂર્તિ બિરાજમાન છે. તીર્થંકર શાંતિનાથના ખભાના ઉપરના ભાગમાં નાના વિદ્યાધરો જોવામાં આવે છે. આ વિદ્યાધરો ઉપર બે હાથીઓ જોઈ શકાય છે, જેમની સુંઢો બેઠેલી એક નાની આકૃતિની તરફ વળેલી છે. આ આકૃતિની દરેક બાજુએ તેમજ હાથીઓ ઉપર ચાર પુરુષો અને સ્ત્રીઓ છે, તેઓ ભક્તિ માટે જોઇતી વસ્તુઓ લાવતાં જણાય છે. તેમના ઉપર અંદર કીર્તિમુખ અને છ વર્તુલો સાથે એક તોરણ છે. એ તોરણ ઉપર પણ ખંડની સાથી ઊંચી કમાનની નીચે સાત નાની આકૃતિઓ જોવામાં આવે છે. આવું બધું હાલના જૈન મંદિરોમાં પણ માલુમ પડે છે, તેથી આ બધી વસ્તુઓ પુરાતન હોઈ શકે નહીં, તેમનો સમયકાળ ઘણું કરીને બરામા કે તેરમા સૈકાનો હોવો જોઇએ.

પાર્શ્વનાથની મૂર્તિ બીજી બાજુએ છે. એ મૂર્તિ આંગળીઓના ટેરવાથી બે ભક્તોના માથાને સ્પર્શ કરતી જણાય છે, ડાબી બાજુએ એક સ્ત્રી છે. જમણી બાજુએ એક બેઠેલી આકૃતિ છે. પાર્શ્વનાથના મસ્તક ઉપરની સર્પફણા પર એક લગભગ અર્ધ ગોળાકાર વસ્તુ છે, જેનો ઉપયોગ છત્ર તરીકે થતો હશે. તેના ઉપર હાથ જોડેલી એક મૂર્તિ જોવામાં આવે છે. વળી બન્ને બાજુએ બીજી બે મૂર્તિઓ છે તેમના હાથમાં કંઈ લંબચોરસ

વસ્તુ છે. એ વસ્તુ તેઓ તાપસો ઉપર ફેંકતી જણાય છે. મંદિરનું દ્વાર શોભાયુક્ત આકૃતિ વિનાનું છે. મંદિર બાર સમચોરસ ફુટ છે. અને તેની મધ્યમાં મૂર્તિ માટે જગ્યા છે, તેની પછવાડે જમણી બાજુએ એક મ્હોટું બાંકુ છે, એ વાટે નીચેના નાના ખંડમાં જઈ શકાય છે. એ ખંડમાં એક મૂર્તિ છે. આ મૂર્તિ મંદિરમાંથી ફેંકી દેવામાં આવેલી હોય એમ લાગે છે મૂર્તિઓ માટે નીચેના ભાગમાં ગુપ્ત ખંડો રાખવાનો રીવાજ મહમદ ગીઝનીના હુમલા પછી ચાલુ થયો છે. જે વખતે મુસ્લીમોએ મૂર્તિ ભાંગવાનું કામ કરવા માંડયું હતું તે વખતે આ મંદિર ઉપયોગમાં હતું.

ચોથી ગુફાને બે જંગી સપાટ ચોરસ સ્થંભો છે. એ સ્થંભો પડસાળની મોખરે આવેલા છે. પડસાળની લંબાઈ ૩૦ ફુટ અને પહોળાઇ ૮ ફુટ છે. બારણું પહેલા નંબરની ગુફા જેવું જ છે. ખંડની ઊંડાઈ અઢાર ફૂટ અને પહોળાઈ ચોવીસ ફૂટ છે. તેની છતને મધ્યમાંના બે સ્થંભોથી ટેકો મળી રહે છે. બાજુની દીવાલો ઉપર તેમજ મોખરે અને પાછળના ભાગમાં પણ સ્થંભો છે. એ સ્થંભોની રચના હાલના શિલ્પયુક્ત મંદિરો જેવી છે. પાછલી દીવાલના ભાગમાં એક બાંકડો છે ને મંદિરના દ્વાર તરફ પગથીયાંની ગરજ સારે છે. મૂર્તિની બેઠક પાછલી દીવાલ તરફ છે. એ દીવાલની અંદર એક કમાનવાળો ગોખલો કરવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું પણ એ કામ અધૂરું જ રહ્યું છે.

પડસાળની ડાબી બાજુના સ્થંભ ઉપર એક શિલાલેખ છે જે ભાગ્યે જ વાંચી શકાય છે, તેની લીપી ઇ. સ.ના અગીઆરમા કે બારમા સૈકાના અરસાની છે.

પૂર્વ બાજુનાં બીજાં ખોદકામો વધારે નાનાં છે, તેઓ ઘણાં તૂટી પડયાં છે, અને તેમને ઘણું નુકશાન થયું છે. તેમનાં બારણાં પહેલી અને બીજી ગુફાઓનાં બારણાં જેવાં છે. આમાંના એક મંદિરમાં તીર્થંકરની મૂર્તિ છે. આ ખોદકામો ઓછા વધતા અંશે પુરાઇ ગયાં છે.

**નોંધ**—સતરમી શતાબ્દિ આસપાસમાં થઇ ગયેલ વિદ્વાન કવિ મહોપાધ્યાય શ્રી. મેઘવિજયજીએ પોતાના થયેલ ચાતુર્માસ દરમ્યાન એક વિજ્ઞપ્તિપત્ર જેનું નામ "મેઘદૂત સમસ્યા લેખ" છે, એ વિનંતિપત્ર તૈયાર કરી આચાર્ય વિજયપ્રભસૂરિને દીવબંદર મોકલી આપેલ, જેમાં ઔરંગાબાદથી દીવબંદર સુધીનો ભૌગોલિક તેમજ પ્રાકૃતિક જ્ઞાનનો પરિચય કરાવેલ છે. તે "મેઘદૂત સમસ્યા લેખ"ના શ્લોક ૪૭માં અણુકિટણુકી પર્વત માટે ઉલ્લેખ કરતાં જણાવેલ છે કે–પૂર્વકાળમાં પાર્શ્વનાથ ભગવાનની આ ભૂમિ પર ફરસના થયેલ છે તેથી આ સ્થળ અતિ પવિત્ર મનાય છે—[૧]

**गत्यौत्सुक्येऽप्यणकिटणकीदुर्गयोः स्थेयमेव**
**पार्श्वस्वामी स इह विहृतः पूर्वमुर्वीशसेव्यः।**
**नाग्रहूपे विपदि शरणं स्वर्गिलोकेऽभिवन्ध-**
**मस्यादित्यं हुतवहमुखे सम्भृतं तद्धि तेजः ॥ ४७ ॥**[૨]

---

૧ Gazetteer of Bombay Presidency. Vol. 16. PP.. 423-24.

૨ વિજ્ઞપ્તિ ત્રિવેણી મુનિ. જિનવિજયજી, પૃષ્ઠ. ૪૨

# સમાચાર

## દીક્ષા

૧ પાલીતાણામાં માતસુખીયાની ધર્મશાળામાં પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજે રાજકોટ નિવાસી મ્હેતા વિક્રમસી મોનજીભાઈને અષાડ શુદિ ૩ના દિવસે દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. વિમલવિજયજી રાખીને તેમને પૂ. પં. શ્રી સુમતિવિજયજીના શિષ્ય બનાવ્યા.

૨ રતલામમાં પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયક્ષમાભદ્રસૂરિજીએ બેડા (મારવાડ) નિવાસી ભાઈ કપૂરચંદજીને જેઠ વદિ ૧૧ના દિવસે પોતાના શિષ્ય તરીકે દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. લક્ષ્મીવિજયજી રાખવામાં આવ્યું.

૩ ધ્રાંગધ્રામાં પૂજ્ય મુ. શ્રી. કનકવિજયજી મહારાજે ઘાણેરાવ (મારવાડ) નિવાસી ભાઇ ચુનીલાલજી સાગરમલજી પરમારને અષાડ શુદિ ૧૦ ના દિવસે પોતાના શિષ્ય તરીકે દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. ચન્દ્રપ્રભવિજયજી રાખવામાં આવ્યું.

૪ અમદાવાદમાં વીરના ઉપાશ્રયે પૂજ્ય પં. શ્રી. કીર્તિમુનિજી મહારાજે સીંધોડી (કચ્છ) નિવાસી ભાઇ નેણસી રામૈયાને સ્વશિષ્ય તરીકે દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. ભદ્રંકરમુનિ રાખવામાં આવ્યું.

## શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિના પાંચ પૂજ્યોનાં ચતુર્માસ

૧ પરમ પૂજ્ય આચાર્ય મ૦ શ્રી. સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ
ઠે. પન્નાલાલ બાબુની ધર્મશાળા, **પાલીતાણા** (કાઠિયાવાડ)

૨ પરમ પૂજ્ય આચાર્ય મ૦ શ્રી. વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ
ઠે. શા મોતીલાલજી વેદ: વેદોંકા ત્રિપોલિયા, **બીકાનેર** (રાજપુતાના)

૩ પરમ પૂજ્ય આચાર્ય મ૦ શ્રી. વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ
ઠે. સાગરનો ઉપાશ્રય, **રાધનપુર** (ગુજરાત)

૪ પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ
ઠે. જૈન ઉપાશ્રય, પોષ્ટ વીંઝાણુ, **મંજલરેલડીયા** (કચ્છ)

૫ પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજ
ઠે. ઉજમફઇની ધર્મશાળા, રતનપોળમાં વાઘણપોળ,
**અમદાવાદ** (ગુજરાત)

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे, संमीलिय सव्वसाहुसंमइयं ।
पत्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसयं ॥ १ ॥

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

વર્ષ ૬ ] ક્રમાંક ૭૧ [ અંક ૧૧

વિક્રમ સંવત ૧૯૯૭ : વીર સંવત ૨૪૬૭ : ઇસ્વીસન ૧૯૪૧

અષાડ વદિ ૭ : મંગળવાર : જુલાઇ ૧૫

## વિ–ષ–ય—દ–ર્શ–ન



### પૂજ્ય મુનિરાજોને વિજ્ઞપ્તિ

માસિક ગેરવલ્લે ન જતાં વખતસર પહોંચાડી શકાય તે માટે જ્યાં ચતુર્માસ નિશ્ચિત થયું હોય ત્યાંનું સરનામું લખી જણાવવાની પૂજ્ય મુનિરાજોને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

### લવાજમ

**વાર્ષિક–બે રૂપિયા** **છુટક અંક–ત્રણ આના**

મુદ્રક : ફકલભાઈ રવજીભાઇ કોઠારી, પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ
પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય,
જેશિંગભાઇની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.
મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे, संमीलिय सव्वसाहुसंमइयं ।
त्तं मासियमेयं, भव्वाणं मग्गयं विसय ॥ १ ॥

# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )


વર્ષ ૬ ] ક્રમાંક ૭૨ [ અંક ૧૨

| | | |
|---|---|---|
| વિક્રમ સંવત ૧૯૯૭ : | વીર સંવત ૨૪૬૭ | : ઈસ્વીસન ૧૯૪૧ |
| શ્રાવણ વદિ ૮ : | શુક્રવાર | : ઑગસ્ટ ૧૫ |


## વિ–ષ–ય—દ–ર્શ–ન






મુદ્રક : ફકલભાઈ રવજીભાઈ કોઠારી, પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ
પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.
મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ

॥ वीराय नीत्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

[ વર્ષ ૬... ... ...ક્રમાંક ૭૨.... ... ...અંક ૧૨ ]

મહામહોપાધ્યાય શ્રી મેઘવિજયજી વિરચિત

# ચોવીશ જિન સ્તવનમાલા

સંગ્રાહક તથા સંપાદક

શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ

( ગતાંકથી ચાલુ )

## ૭—શ્રી સુપાર્શ્વજિન સ્તવન

( સુણ સુગુણ સનેહી રે સાહિબા–એ દેશી )

પ્રભુવદન વિરાજે રે કમલ જ્યૂં, નયનાં તિહાં વિકસિત પત્ર રે;
વલિ શ્યામ ભમુહ ભમરાવલિ, અધરછવિ પલ્લવ તત્ર રે૦ (૧)
જિનરાજ સુપાસજી જગ જયો, મ્હારો મનમોહન કર મંત્ર રે;
વર સિદ્ધિ વધૂ વશ આણવા, ઇંણ ધરિઉં ધ્યાનનું તંત્ર રે. જિન૦ (૨)
કરે દેવ દાનવ માનવ પતિ, સિરિ અંજલિ જોડી સેવ રે;
પરિવારે કમલાકર જિસા, નવરંગ ભરે નિતમેવ રે. જિન૦ (૩)
જયકમલા કેલિ કરે ઘણું, જન કમલા કોઇ ન થાય રે;
દેવ દુંદુભિના રવ ગડગડે, જિન સમવસરણ જિહાં થાય રે. જિન૦ (૪)
ઇમ ત્રિભુવન પ્રભુતા ભોગવે, એસિ ત્રિગડે સામિ સરૂપ રે;
ભણે ભવિયણ એ ભગવંતને, જોગીસર જોગ અનૂપ રે. જિન૦ (૫)
ધુર ધર્મચક્રે રવિ ઝલહલે, ખલભલે કુમતિ વિકાર રે;
સહી વરસે ગંધોદક તણો, નવ મેઘ તિહાં તિણ વાર રે. જિન. (૬)

## ૮—શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન

( રાગ–મારુ, ભાવન વાલ્હાજીની કાગલિઓ કરતાર ભણી યાપરિ લિખું રે–એ દેશી )

ચાંદલીયા સંદેશો કહે મારા સ્વામિને રે, વંદન વારંવાર;
શ્રી ચંદ્રપ્રભુ ચરણે તું વસે રે, મુઝ મન તાપ નિવાર. ચાં૦ (૧)

દૂર દેશાંતર દેવ તુમે વસો રે, કારજ સવિ તુમ હાથ;
સાથ ન કોઇ તેહવો સાંપડે જી, નયન મિલાવે નાથ. ચાં૦ (૨)

તુમ્હ ગુણ સુણતાં મુઝ મનડું ઠરે રે, નવલો જાગે નેહ;
સાસોસાસ તુમ્હ ગુણ સાંભરે જી, મનમાં નિસંદેહ. ચાં૦ (૩)

મુગતિ માનિનિ મોહ મોહિયાજી, આનંદમય અવતાર;
વાત ન પૂછો સેવકની કદા રે; એ કુણ તુમ્હ આચાર. ચાં૦ (૪)

ચતુરને ચિંતા ચિત્તની શી કહું રે, તુમ્હે છો જગના જાણ;
આપ સરૂપ પ્રકાસો આપસું રે, મહિઅલ મેઘ પ્રમાણ. ચાં૦ (૫)

## ૯—શ્રી સુવિધિજિન સ્તવન

(નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયા—એ દેશી)

વિધિસું સુવિધિ જિનેશને વંદન ઊમહ્યા,
મન મેરા જિનનાથગુણે કરી ગહગહ્યા;
અપરાધીનાં વાંક તુમ્હે સવિ સાંસહ્યા,
ઇણ વાતે ઇક આંક જગત સિર સદ્દહ્યા. (૧)

તેં સમતા સંતોષ દયા ગુણ સંગ્રહ્યા,
માયા મમતા દોષ સવે તે નિગ્રહ્યા;
ધ્યાન અનલ બલ યોગથી ઈંધણ પરિ દહ્યા,
સુકલધ્યાન જલ પાયકે પંક સવે વહ્યા. (૨)

તઈં બાવીસ પરિસહ સાહસ ધર સહ્યા,
તું મુઝ મન વિશ્રામ ચરણ તુમ મઈં ગહ્યા;
ઊગમતે જિમ ભાણ પંખી જણ વહવહ્યા,
તિમ તુમ્હ દીઠે નૂર સહૂ ભવિ નિગ્રહ્યા. (૩)

ભાગ્ય ઉદૈથી આજ ભલા પ્રભુ એ લહ્યા,
અંગ ચઢયો બહુ રંગ અમીરસ પરવર્યા;
ઉપગારી જિનરાજ સમા જગિ કુણ કહ્યા,
તપ જપ હીણા તે પિણ ભગતેં નિરવહ્યા. (૪)

મુઝ મન કમલે નિત્ય હંસા પરિ તું રહ્યા,
જસ પરિમલ તુઝ સામિ સદા જગે મહમહ્યા;
તારક પાર ઉતાર મેં પાલવ તુઝ ગ્રહ્યા,
કરો સરસે રસરેલિ કે મેઘ જયું ઉમહ્યા. (૫)

## ૧૦—શ્રી શીતલજિન સ્તવન

( ઢાલ-રસીયાની, સુગુણ સનેહી હો સાહિબ માહરા-એ દેશી )

શીતલ શીતલ ઉપશમ આદરે, દશમ જિણુંદ દયાલ શુભંકર;
ભવભયભંજન રંજન જન તણો, મુનિ મન કમલ મરાલ જયંકર.
નંદાનંદન દેવ જિણેસરુ. (૧)
જિમ જિમ કીજે દરિસણુ જિન તણો, તિમ તિમ તેજ પ્રસાર શુભંકર;
ઇકતારીસું જે પ્રભુ ઓલગે, અધિક ઉતસય અધિકાર જયંકર. નંદા૦ (૨)
જે તુઝ ચરણે શરણે આવીયા, ત્યાંને કીધ પસાય શુભંકર;
આપ સમોવડિ વડિમ દેઇ ઘણી, થાપ્યા ત્રિભુવન રાય જયંકર. નંદા૦ (૩)
તુઝ દરબારેં રે ખઈ સી પડે, કીજે રંકને રાજ શુભંકર;
સાચું સાહિબ બિરુદ વહે સહી, નાથ ગરીબનિવાજ જયંકર. નંદા૦ (૪)
અંતર દુસમન દૂરે કરી સહૂ, આપો અરિહંત સિદ્ધિ શુભંકર;
**મેઘ** મહોદધિ મોટા રાજવી, તૂઠા હુઈ નવિ નિધિ જયંકર. નંદા૦ (૫)

## ૧૧—શ્રી શ્રેયાંસજિન સ્તવન

નાયક જી હો શ્રી શ્રેયાંસ જિણુંદ કે, ભગતે હું તુમ ભોલિઓ જી;
નાયક જી હો સંસારી સવિ વાત, વિસારી હૂઓ પોલિઓ જી. (૧)
નાયક જી હો દેવ અવર સહુ છાંડિ, માંડિ ધરી તુમ્હ ઉપરે જી;
નાયક જી હો સુજસ સુણ્યો છે અખંડ, અપરાધી પિણુ ઉધરે જી. (૨)
નાયક જી હો મુઝ અવગુણુ છે અનેક, તો પિણુ તે મન મત ધરો જી;
નાયક જી હો વહીઇં રાજ વિવેક, કુગતિ પડંતા ઉધરો જી. (૩)
નાયક જી હો દાખે નહીં જિન દોસ, રાખે પોલિ રહ્યા તણી જી;
નાયક જી હો આએ આપણો મોસ, મહિર કરે મોટા ધણી જી. (૪)
નાયક જી હો સ્યું કહીઇ બહુ વાત, મેલિ મિલાવો મન તણો જી;
નાયક જી હો **મેઘ** મહા રસપૂર, ઉપજે આનંદ અતિ ઘણો જી. (૫)

## ૧૨—શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

( હિરિયા મન લાગો-એ દેશી )

વાસપૂજ્ય જિન વંદીએ, ભાવ ધરી ભગવંત રે જિનપતિ;
જસધારી દીઠે દેવ દયાલનેં, નયણાં હેજ હસંત રે. જિન૦ (૧)
હરિ હર જેણુ વશે કર્યા, ઇંદ્રાદિક જસ દાસ રે જિન૦;
તે મનમથનો મદ હર્યો, તેં પ્રભુ કીધો ઉદાસ રે. જિન૦ (૨)
મયણુ મયણુ પરિ ગાલિઓ, ધ્યાન અનલ બલ દેખ રે જિન૦;
કામની કોમલ વયણસ્યું, ચૂકો નહિં રાઈ રેખ રે. જિન૦ (૩)

નાંણુ દંસણુ ચરણુતણો, જે ભંડાર જયંત રે જિન૦;
આપ તરી પર તારવ્યો તું, અવિચલ બલવંત રે. જિન૦ (૪)
મન મેરો તુમ પાખલે, રસીઓ રહે દિન રાત રે જિન૦;
સરસ **મેઘને** વરસવે, નાચે મોર વિખ્યાત રે. જિન૦ (૫)

## ૧૩—શ્રી વિમલજિન સ્તવન

( ઇડર આંબા આંબલી રે, ઇડર દાડિમ દ્રાખ–એ દેશી )

વિમલ જિણેસર વાંદવા રે જાગે રાગ વિશેષ
તે નરને નરપતિ નમે રે વૈર વિરોધ ઉવેખ (૧)
જગતગુરુ કર અમને ઉપગાર.
તુમ્હે કરુણા રસ ભૃંગાર, તુમ્હે સિદ્ધિવધૂ શૃંગાર. જ૦
નામ અનેક જિનંદનાં રે, પણિ પરિણામે એક;
ધારાધર જલ એકસાં રે, વૂઠઇં ઠામિ વિવેક. જ૦ (૨)
નામ થાપના દ્રવ્યસું રે, તું તારે બહુ લોક;
ભાવઇં ભગતિ સહુ કરે રે, જાણે લોકાલોક. જ૦ (૩)
કામધેનુ ચિંતામણિ રે, નાથ ન આવે જોડ;
છિલ્લર સર કહો કિમ કરે રે, ખીર સમુદ્રની હોડ. જ૦ (૪)
મોટાના પગ સેવતાં રે, લઘુ પિણ મોટાં નામ;
**મેઘ** સમુદ્ર રસ મેલસું રે, પામિં ઇંદ્રનું ઠામ. જ૦ (૫)

## ૧૪—શ્રી અનંતજિન સ્તવન

( તરવાર્યાં તોરણ થયાં વલિ હાંજી રે–એ દેશી )

વરદાઇ રે ગ્યાન અનંત, અનંતનું વરદાઇ રે.
દરસણ ચરણ અનંતકિં; અતિશય દીસે રે જિનનાથના. વ૦
સરસ કુસુમ વરસે ઘણા વ૦, સમવસરણ મહંત કે. અ૦ (૧)
નવ પલ્લવ દેવેં રચ્યો વ૦, તરુઅર નામ અશોક કે અ૦;
દેઈ પ્રદક્ષિણા દેવને વ૦, વાણિ સુણે સવિ લોક કે. અ૦ (૨)
વાણી જોયણગામિની વ૦, સુર નર ને તિરિજંચ કે અ૦.;
ધ્વનિ મધુરી પડિબૂઝવે વ૦, કહિ સંસાર પ્રપંચ કિ. અ૦ (૩)
ચિહું દિસિ વર ચામર ઢલે વ૦, સુરપતિ સારે સેવ કે અ૦.;
મણિમય કનક સિંઘાસણેં વ૦, દીપે બેઠા દેવ કિ. અ૦ (૪)
પૂઠિ ભામંડલ ઝલહલે વ૦, ગાજે દુંદુભિ ગાજ કે અ૦.;
છત્ર ત્રય સિર ઉપરે વ૦, **મેઘાડંબર** સાજ કે. અ૦ (૫)

( ચાલુ )

# નિહ્નવવાદ

લેખક:— મુનિરાજ શ્રી ધુરંધરવિજયજી

( ક્રમાંક ૧૮-૧૯થી ચાલુ )

## ત્રીજા નિહ્નવ: આર્યઆષાઢાચાર્ય(થી) અવ્યક્તવાદીઓ

**કથાવસ્તુ-**

**चोद्दा दो वाससया तइआ सिद्धिं गयस्स वीरस्स ।**
**तो अव्वत्तयदिट्ठी सेयविआए समुप्पण्णा ॥**
**सेयविपोलासाढे जोगे तद्दिवसहिययसूले य ।**
**सोहम्मनलिणिगुम्मे रायगिहे मुरियबलभद्दे ॥ निर्युक्ति:**

૧. શ્રી વીરજિન મુક્તિ ગયા બાદ ૨૧૪ વર્ષે અવ્યક્ત દૃષ્ટિઓ શ્વેતામ્બિકા નગરીમાં ઉત્પન્ન થયા. ૨. શ્વેતામ્બિકા નગરીમાં પોલાષાઢ નામના ચૈત્યમાં ચાલુ જોગે અને તે દિવસના શૂલે સૌધર્મ દેવલોકે નલિનીગુલ્મ વિમાનમાં (ઉત્પન્ન થયા) ૩. રાજગૃહમાં મૌર્યબલભદ્રે (પ્રતિબોધ પમાડયા). —નિર્યુક્તિ

## (૧) કથા વિભાગ

આજકાલ શ્વેતામ્બિકા નગરીમાં ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. ધર્મના સ્તમ્ભ સ્વરૂપ આચાર્ય મહારાજ હાલમાં ત્યાં બિરાજે છે, ઉપદેશથી જનતાને ધર્મરસિક બનાવે છે, ને કહેવાય છે કે:

'આજથી ૨૧૪ વર્ષ પૂર્વે જ્યારે પ્રભુ મહાવીર સ્વામીજી વસુધાતલ પાવન કરતા કરતા અહીં આવી સમવસરતા હતા ત્યારે જેમ જનતા ધર્મમય થઈ જતી હતી તેમ અત્યારે પણ, પ્રભુજીનો યોગ નથી છતાં એમ નથી જણાતું કે 'પ્રભુજીનો વિયોગ છે.' આચાર્યશ્રીના ઉપદેશ, સમજાવવાની શૈલી, શંકા સમાધાન કરવાની પદ્ધતિ તેમજ સ્નેહમય મૃદુ રીતભાતથી તે નગરીની સર્વ પ્રજા તેઓને પૂજ્ય-ભાવથી જોવે છે. આચાર્યશ્રી સંપૂર્ણ દિવસ કાર્યમાં જ ગૂંથાયેલા રહે છે. લોકોને ઉપદેશ આપી ધર્મમાં જોડવા ઉપરાંત કેટલાએક મુનિઓએ, ક્રિયારૂચિ અને ભક્તિવાળા શ્રાવકોનો યોગ મળ્યો હોવાથી અને ગીતાર્થ આચાર્ય મહારાજ સાથે રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોવાથી, મોટા મોટા આગાઢ[1] યોગ શરૂ કર્યા છે. તેથી તેમને ક્રિયા કરાવવી વગેરેથી આચાર્ય મહારાજશ્રીનો કાળ આ રીતે

---

૧. યોગ એટલે સૂત્ર ભણવા માટે કરવામાં આવતો ક્રિયાવિધિ. તે યોગ બે પ્રકારના છે; એક કાલિક ને બીજા ઉત્કાલિક. કાલિક એટલે કાળગ્રહણ વાળા, અને ઉત્કાલિક એટલે કાળગ્રહણ રહિત. તેમાં કાલિક યોગના બે પ્રકાર છે. આગાઢ અને અનાગાઢ. આગાઢ એટલે ગમે તેવા કારણે યોગમાંથી છૂટા ન થવાય ને પૂર્ણ કરવા જ પડે. ને અનાગાઢ એટલે વિશિષ્ટ કારણે જોગમાંથી છૂટા થયા બાદ કારણ નિવૃત્ત થયે ફરીથી આગળ પૂર્ણ કરાય.

પસાર થતો હતોઃ રાત્રિના બીજા પ્રહરે 'વેરત્તિય કાળ'ની ક્રિયા કરાવવી, ચોથા પ્રહરે 'પ્રાભાતિક કાળ'ની ક્રિયા કરાવવી અને આવશ્યક કરવો. સૂર્યોદય બાદ ઘડીભર દિવસ ચડે એટલે સજ્ઝાય પાટલી ઉદ્દેશ–સમુદ્દેશ–અનુજ્ઞા આદિનાં અનુષ્ઠાનો કરાવવાં. ત્યારબાદ વ્યાખ્યાન ઉપદેશ આપી જનતાને પ્રતિબોધિત કરવી. પછી યોગોદ્વાહી મુનિઓના આહાર-પાણીની દેખરેખ રાખવી, મધ્યાહ્ન બાદ વાચના આપવી, આવશ્યક ક્રિયાઓમાં અપ્રમત્ત રહેવું, શેષ મુનિઓને શિક્ષણ આપવું, સંઘમાં ધ્યાન આપવું અને સાથે સાથે સૂરિપદનાં વિશિષ્ટ અનુષ્ઠાનો પણ આરાધવાં. સાચે જ મોટાની મોટાઇ અપ્રમત્તભાવે ઉદ્યમશીલ રહેવામાં જ સમાયેલી છે.

માનવ શરીર અમુક પરિશ્રમ બાદ વિશ્રામ માગે છે, પરંતુ સજ્જનોનો એવો સ્વભાવ હોય છે કે તેઓ કોઇપણ કાર્ય પોતે પાર પામી શકે તેમ ન હોય તો તેની શરૂઆત જ કરતા નથી અને કદાચ શરૂ કરે તો તેને પ્રાણાન્તે પણ અધવચમાં અપૂર્ણ મૂકતા નથી. તેથી આચાર્યશ્રી પણ રાત્રિ દિવસ તેઓએ હાથમાં લીધેલ કાર્યોમાં સતત પ્રયત્નશીલ રહે છે.

એક દિવસ એકાએક આયુઃકર્મની પૂર્ણાહુતિ થવાથી જીવનદોરનો છેડો આવવાથી રાત્રિના સમયે વેદનીય કર્મના ઉદયથી હૃદયમાં શૂલ થયું ને ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી આચાર્ય મહારાજ સૌધર્મ દેવલોકના નલિનીગુલ્મ[૧] વિમાનમાં ઉત્પન્ન થયા.

યોગોદ્વાહી મુનિઓ તેમજ અન્ય મુનિઓ દિવસના પરિશ્રમથી સંયમ માર્ગમાં ઉપકારી દેહને વિશ્રામ આપવા યોગનિદ્રા સુખને અનુભવે છે. રાત્રિના બનાવની કોઈ મુનિને કલ્પના પણ નથી. દેવલોકમાં ઉત્પન્ન થવાની સાથે આચાર્યશ્રીનો આત્મા વિચાર કરે છે કે હું અહીં કઇ ગતિમાંથી, કઇ સ્થિતિમાંથી, કયા સુકૃતના સેવનથી ઉત્પન્ન થયો છું? ઉપયોગ મૂકવાથી જણાય છે કે અહો! હું જે સ્થાનથી અહીં આવ્યો છું ત્યાં કેવી પરિસ્થિતિ છે. મારા અભાવે ત્યાં કેટલી બધી અડચણો થવા સંભવ છે. સાધુઓને આગાઢ યોગ ચાલે છે તે હજુ પૂર્ણ થયા નથી. શાસ્ત્રની એવી આજ્ઞા છે કે તે પૂર્ણ કરવા જ જોઇએ. મારા સિવાય ત્યાં અન્ય કોઇ યોગવહન કરાવી શકે ને વાચના આપી શકે તેવા આચાર્ય નથી. જો સાધુઓના જોગ અપૂર્ણ રહેશે તો તેઓ ઘણા જ કલેશને અનુભવશે, તેઓના આત્માને દુઃખ થશે ને શાસ્ત્રાજ્ઞા ન પળાયાથી ઘણો જ અનર્થ થશે.

---

૧ નલિનીગુલ્મ વિમાન એક સૌધર્મ દેવલોકમાં ને બીજું આઠમા સહસ્રાર નામના દેવલોકમાં પણ છે. વધારે પ્રસિદ્ધિમાં સૌધર્મ દેવલોકનું છે.

અવંતી સુકુમાલની કથાથી એમ જણાય છે કે તે વિમાન ઘણું જ મનોહર, રમ્ય અને સુખ સમ્પત્તિથી ભરપૂર છે, કારણકે તેનું સ્વરૂપ સાંભળીને તે મેળવવા માટે તે કુમારે ૩૨ સ્વરૂપવતી કામિનીઓ, અઢળક સમ્પત્તિ આદિ ભોગવિલાસ છોડી દીધા ને કષ્ટપૂર્ણ સંયમમાર્ગનું સેવન કર્યું ને મેળવ્યું. તે વિમાનનું ખાસ વર્ણન કે સ્વરૂપ કોઇ સ્થળે જોવામાં આવતું નથી, પણ એવું જણાય છે કે ઓસવાલ જ્ઞાતીય શ્રાવક ધરણે સ્વપ્નમાં નલિનીગુલ્મ વિમાન જોયું ને તે પ્રમાણે વિમાનના આકારવાળું રાણકપુરજીમાં ૧૪૪૪ સ્તંભની ભૂલભૂલામણી ને નકસીદાર ચોવીશ રંગ મંડપથી સુશોભિત બે માળવાળું ચતુર્મુખ ત્રૈલોક્યદીપક નામે મંદિર–શ્રી આદિનાથ પ્રભુનું દેરાસર બંધાવ્યું જે હાલ પણ વિદ્યમાન છે,

છતાં હજુ કાંઇ બગડી ગયું નથી. હજુ કોઇ મુનિઓ ત્યાં મારા કાળધર્મની વાત જાણતા નથી. હું હમણાં તરત જ મારા પૂર્વના તે શરીરમાં પ્રવેશ કરૂં ને મુનિઓને યોગ વગેરે પૂર્ણ કરાવું તો આ ભાવી સંકટ સર્વ દૂર થઈ જાય.

આર્ય આષાઢાચાર્યે 'વેરત્તિય કાલગ્રહણ' કરવાનો સમય થયો એટલે મુનિઓને ઉપયોગ આપી ક્રિયા શરૂ કરાવી. યોગમાં વિધિવિધાનનો ઉપયોગ ઘણો જ રાખવાનો હોય છે. તેમાં ક્રિયાઓમાં આવતાં સૂત્રો જો ફરીથી બોલાય તો તે ક્રિયા વ્યર્થ જાય છે. જ્યાં ક્રિયા ચાલતી હોય ત્યાંથી સો હાથ આજુબાજુ જન્મ મરણ થાય યા માંસ, રક્ત, હાડ, ચામ વગેરે નીકળે તો પણ ક્રિયા નિષ્ફળ થાય છે. ક્રિયા ચાલતી હોય તે સમયે રૂદનના, ગર્દભ આદિ અશુભ પ્રાણીઓના, ઘંટી આદિ યંત્રોના અવાજ સંભળાય તો પણ તે ક્રિયા નકામી જાય છે. આ રીતે અનેક પ્રકારનાં વિઘ્નો ન હોય ત્યારે જ ક્રિયા શુદ્ધ થાય છે. વિઘ્નો આવવાનો પ્રાયઃ સંભવ હોય છે, તો પણ દેવ આષાઢાચાર્યના પ્રભાવથી તે સર્વ ઉપદ્રવો દૂર થઇ જઈ એક પછી એક કાળગ્રહણો આવે છે ને ક્રિયાઓ એકદમ ચાલે છે. અંતરાય ન થવાનું કારણ મુનિઓને જણાતું નથી, પરંતુ યોગ જલદી થતા હોવાથી એક જાતનો આહ્લાદ–ઉલ્લાસ સર્વમાં વ્યાપી રહ્યો છે.

સર્વ મુનિઓને યોગ નિક્ષેપ થઈ ગયો છે, (યોગ પૂર્ણ થયે તેમાંથી બહાર થવા માટે કરાવવામાં આવતી ક્રિયાને નિક્ષેપ કહે છે.) સાધુઓ હવે યોગથી છૂટા થઇ ગયા છે, એટલે આર્ય આષાઢાચાર્ય સર્વ મુનિઓને બોલાવી બેસારીને કહેવા લાગ્યા; અભિવંદનીય મુનિઓ! મને ક્ષમા કરજો, મારા પાપને મિથ્યા ઇચ્છું છું. છઠ્ઠે ને સાતમે ગુણસ્થાનકે વર્તતા આપ સર્વને વંદન કે ક્રિયા કરાવવાનો મને કોઇપણ અધિકાર ન હતો. હું ચોથે ગુણસ્થાનકે વર્તનાર છું. આપ સર્વ જાણતા નથી, પણ આજથી અમુક દિવસે મારા જીવનની પૂર્ણાહુતિ થઇ અને હું સૌધર્મ નલિનીગુલ્મ વિમાને દેવતા થયો. ઉપયોગ મૂકતાં જણાયું કે સાધુઓ જોગમાં છે, આગાઢયોગ પૂર્ણ કરાવવા જ જોઈએ. મારા કાળધર્મની કોઇને ખબર ન હતી એટલે મેં મારા પૂર્વ શરીરમાં પ્રવેશ કર્યો ને તમારા યોગાદિ પૂર્ણ કરાવ્યા. હવે હું આ દેહને છોડી મારા સ્થાને જઉં છું. તમો સર્વને ત્રિવિધે ત્રિવિધે ખમાવું છું ને મારા પાપનો પશ્ચાત્તાપ કરતો તમો સર્વથી 'મિચ્છામિદુક્કડં'' ઇચ્છતો જવાની અનુજ્ઞા માગું છું', એમ કહીને એ દેવ એકાએક અદૃશ્ય થઈ ગયા.

કેટલાએક મુનિઓએ, રત્નાધિક–પર્યાયવૃદ્ધ મુનિઓને વંદન કરવાનો વ્યવહાર છોડી દીધો છે ને તેઓ કહે છે કે 'અમને શી ખબર પડે કે આ મુનિઓ છે. આજ સુધી તો ગુણસ્થાનકે વર્તતા અવિરત આચાર્યને વંદન કરી મિથ્યા આચરણ કર્યું, મૃષાવાદની પુષ્ટિ કરી ને સંયમને દૂષિત કર્યું, પણ હવે શા માટે તેમ કરવું જોઈએ? આચાર્ય બધો વ્યવહાર કરતા હતા પણ અમને ખબર ન પડી કે તે મુનિ નથી, દેવ છે. તો હજુ પણ શી ખબર પડે કે અમુક દેવ નથી અને મુનિ છે, માટે સૌથી સારૂં છે કે જ્યાં સુધી પાકો નિશ્ચય ન થાય ત્યાં સુધી કોઇને પણ વંદન જ ન કરવું, જેથી લાભ ન થાય તો કાંઈ નહિ પણ દોષમાં તો ન પડાય. દોષના ભાગી થવા કરતાં લાભ ઓછો થાય તે વધારે ઉત્તમ છે. અશિક્ષિત મુનિઓનું આવું ગેરવ્યાજબી આચરણ જોઈ સ્થવિર મુનિઓને દુઃખ થાય છે ને તેથી સ્થવિરો

ઘણી યુક્તિપ્રયુક્તિ પૂર્વક તેઓને સમજાવે છે, પરંતુ તેઓ પોતાનો કદાગ્રહ છોડતા નથી. ત્યારે વૃદ્ધ મુનિઓ વિચારે છે કે હવે આ મુનિઓ સાથે સંબંધ રાખવો ઉચિત નથી. એક સડેલ પાન ગમે તેવું રૂડું દેખાતું હોય તો પણ દૂર કરવું જોઈએ, નહિ તો તે બીજા અનેકમાં સડો ઘાલે છે. આચારભ્રષ્ટ કરતાં વિચારભ્રષ્ટ આત્મા વધારે ભયંકર છે. એમ વિચારી વૃદ્ધ મુનિઓ તેઓની સાથેનો વ્યવહાર બંધ કરે છે ને તેઓને સમુદાયની બહાર કરે છે.

આ પ્રસંગે શ્રી રાજગૃહ નગરમાં બલભદ્ર નામે રાજા રાજ્ય કરે છે. તે રાજા મૌર્યવંશી છે. જેમ પુષ્કરાવર્તનો મેઘ વરસ્યા પછી હજારો વર્ષ સુધી જમીનમાં રસકસ કાયમ રહે છે ને નવાં નવાં ધાન્યો ઉત્પન્ન થતાં રહે છે તેમ રાજગૃહમાં પણ પ્રભુ મહાવીર સ્વામીએ જે ઉપદેશ વરસાવ્યો હતો તેની અસર હજુ નષ્ટ થઈ નથી. તેથી જનતામાં ધાર્મિક જાગૃતિ હજુ જેવી ને તેવી જ છે. રાજા બલભદ્ર પણ આર્હત ધર્મમાં રત છે, અચલ શ્રદ્ધાળુ છે. જ્યારે તે કર્ણોપકર્ણ આ અપક્વ મુનિઓનું વૃત્તાન્ત સાંભળે છે ત્યારે તેને ખેદ થાય છે. ધાર્મિક આત્માને ધર્મની જરી પણ ઓછાશ આઘાત પહોંચાડે છે. બળાત્કારથી ને સત્તાથી મુનિઓને સમજાવ્યા સિવાય કેવળ આજ્ઞાથી જ તેઓને ઠેકાણે લાવવા તે સમર્થ છે, તો પણ એ માર્ગ અવિનયનું શિક્ષણ આપતો હોવાથી તે ગ્રહણ કરતો નથી અને કોઇક સરળ અને સાદા માર્ગનો વિચાર કરે છે.

કેટલાએક સમય બાદ સંઘાડાથી છૂટા પડેલા મુનિઓ રાજગૃહ નગરમાં આવે છે. રાજાને ખબર પડે છે કે તે મુનિઓ આ નગરમાં આવ્યા છે, એટલે તરત જ તે પોતાના સિપાઇઓને મોકલી મુનિઓને પોતાની પાસે બોલાવી મંગાવે છે. અને સિપાઇઓને હુકમ કરે છે કે, 'જાવ આ મુંડકાઓને હાથીને પગે કચરી મારો. આ લોકો કોઈ દુષ્ટ જણાય છે.' સિપાઇઓ રાજઆજ્ઞા પ્રમાણે હસ્તિ સૈન્ય લાવે છે. એટલે મુનિઓ અને રાજા વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થાય છે:

**મુનિઓ**—રાજન્! અમે સાંભળ્યું છે કે રાજગૃહનો રાજા મૌર્ય બલભદ્ર જૈન છે ને અરિહન્તનો ઉપાસક છે, સાધુઓ પ્રત્યે પૂજ્યભાવ રાખે છે, તો પછી તું શા કારણે અમારા પ્રત્યે આવું ગેરવર્તન રાખે છે? અમે નથી કર્યો તારો કંઈ અપરાધ કે તારું કે તારા રાજ્યનું કંઇ બગાડયું નથી, કે નથી લોપ્યું તારું કોઇ ફરમાન, તો શા માટે અમને આવી પ્રાણાન્ત શિક્ષા કરે છે?

**રાજા**—લુચ્ચાઓ! હું સમજું છું. કોણે કહ્યું કે હું શ્રાવક છું? તમે શાથી જાણ્યું કે હું જૈન છું? તમારી અવ્યક્ત દૃષ્ટિએ તો હું ગમે તે છું. સમજો કે હું જૈન નથી ને શ્રાવકે નથી. અને મને પણ તે રીતે શી ખબર પડે કે તમે મુનિઓ છો. હું તો એમ સમજું છું કે તમે કોઈ લુટારાઓ કે ધાડપાડુઓ છો અને મને ફસાવવા માટે આ મુનિનો વેષ લઇ કોઈ શત્રુ રાજા તરફથી ગુપ્તચર તરીકે આવ્યા છો. માટે મેં તમને જે શિક્ષા કરી છે તે યોગ્ય જ છે.

**મુનિઓ**—રાજન્! નથી અમે લુચ્ચા કે નથી ધાડપાડુઓ. નથી ગુપ્તચર કે નથી

નકતંચર, ચોર કે લુંટારૂ. અમે તો વિશુદ્ધ સંયમ પાળનારા આચારવિચારથી પવિત્ર મુનિઓ છીએ. કેટલાએક સમયથી અમારા ગચ્છનાયક મુનિઓ સાથે મતભેદ પડવાથી જુદા વિચરીએ છીએ, માટે તું અમારા પ્રત્યે આવી શંકા કે વહેમ ન રાખ અને અમને મુક્ત કર !

**રાજા**–મુનિઓ ! તમે કહો છો કે અમે સાધુઓ જ છીએ ને અન્ય કોઈ નથી, તો પણ વિશ્વાસ શું આવે કે તમે મુનિઓ જ છો ? કારણ કે તમને પોતાને જ તમારામાં વિશ્વાસ નથી તો પછી મને તો ક્યાંથી જ હોય ?

**મુનિઓ**–રાજન્ ! અમે મુનિઓ જ છીએ, અમને અમારામાં વિશ્વાસ છે. વળી અમે કદી પણ અસત્ય બોલતા નથી, માટે અમારું કથન સત્ય માની અમને શિક્ષા ન કર !

**રાજા**–મુનિઓ ! જો તમને તમારામાં વિશ્વાસ છે ને તમે માનો છો કે મુનિઓ કદી જૂઠ ભાષણ કરતા નથી, તો શું ? તમે પ્રભુ મહાવીરના શાસનમાં માનતા નથી ! જો વીતરાગ પ્રભુની આજ્ઞાને માનતા હો તો શા માટે તમારા જ્યેષ્ઠ ને ચારિત્ર પર્યાયે વૃદ્ધ મુનિઓને વન્દનાદિ કરતા નથી ? શું તેઓ જૂઠ કહે છે કે અમે દેવ નથી, મુનિઓ જ છીએ.

**મુનિઓ**–રાજન્ ! સત્ય છે. આજ સુધી અમે ભ્રમમાં હતા. તારા કથનથી અમારો ભ્રમ દૂર થયો છે ને હવે અમને સમજાય છે કે અમારું આ વર્તન અયોગ્ય છે. હવેથી અમે પરસ્પર પર્યાય પ્રમાણે વંદનાદિ કરીશું, કારણ કે જે પ્રમાણે અમે કહીએ છીએ કે અમે મુનિ છીએ ને તે બીજાએ સત્ય માનવું જોઇએ તો બીજા મુનિ જે કહે છે કે અમે મુનિ છીએ તો તે અમારે પણ સત્ય માનવું જ જોઈએ. અમે બીજા પર વિશ્વાસ ન રાખીએ તો અમારા પર બીજા કેમ વિશ્વાસ રાખે ? અને જો એમ વિશ્વાસ લોપાય તો વ્યવહારમાર્ગ જ નાશ પામે. માટે હે રાજન્ ! આજ સુધીના આ અશુદ્ધ આચરણની અમે આલોચના કરીશું અને આજથી વૃદ્ધ મુનિઓ સાથે રહી સમુદાયના આચારમાં સ્થિર થઇશું.

**રાજા**–પૂજ્ય ગુરુવર્યો ! મારા અવિનીત આચારણ માટે મને ક્ષમા કરજો. મેં તમારા પ્રત્યે આ વર્તન જે કર્યું છે તે ફક્ત તમોને સમજાવવા માટે. મને તમારા પ્રત્યે કોઈ જાતનો ક્રોધ યા દ્વેષ નથી, છતાં આ સમ્બન્ધમાં મારાથી તમારા પ્રત્યે જે કંઈ ઓછુંવત્તું બોલાયું હોય, બહુમાન ન સચવાયું હોય તેની માફી યાચું છું, ને આપ સર્વેને સંયમના શુદ્ધ માર્ગમાં વિહરવાને વિનતિ કરું છું.

આ રીતે મુનિઓ ગચ્છમાં આવીને પ્રાયશ્ચિત્ત કરી ફરીથી પૂર્વની જેમ રહે છે અને સંયમની સારી રીતે પાલના કરે છે. છેવટે વિશુદ્ધ રીતે મુનિધર્મની આરાધના કરી શુભગતિના ગામી બને છે.

મુનિઓના સમજી જવાથી 'અવ્યક્તવાદ' ફેલાયો નહિ અને થોડો સમય ઝળહળી છેવટે શાન્ત થઈ ગયો.

[ ચાલુ ]

# दीवान राव शाह
# लक्ष्मीचन्दजी सुराणा

लेखक : श्रीयुत हजारीमलजी बांठिया

शाह लक्ष्मीचंदजी, शाह ताराचंदजी के ज्येष्ठ पुत्र थे। आपका राव अमरचंदजी की तरह सैनिक क्षेत्र विशाल है, जो सर्वथा प्रशंसनीय है।

वि० सं० १८७३ [ ई० स० १८१६ ] में शाहजी हुकुमचंदजी के साथ आप भी रतनगढ सर करने के लिए भेजे गये थे। इस खिदमात में महाराजा सूरतसिंहजी ने लक्ष्मीचंदजी को रावका खिताब प्रदान किया।

वि० सं० १८८१ [ ई० स० १८२४ ] में देवा के ठाकुर सूरजमल बीकाने अंग्रेजी इलाकेमें गांव थाणा आदि लूटे और उत्पात किया। अंग्रेजी सेनाने उस पर चढाई की तो वह भाग कर बीदावतों के गांव सेला की गढ़ी में चला गया। इस पर बीकानेर से रावजी लक्ष्मीचंदजी सुराणा की अध्यक्षता में उस पर सेना भेजी गई। आपके साथ मेहता सालमसिंहजी भी थे। १० दिन तो वह रावजी का सामना करता गया, अंत में वह गढ़ छोडकर गांव लाधडिया की गढ़ी में चला गया। इस प्रकार वह आठ गढ़ीयों में भागता रहा पर रावजीने ससैन्य उसका पीछा छोडा नहीं और सूरजमलका निवास-स्थान नष्ट कर दिये।

वि. सं. १८८७ [ इ. स. १८३० ] में महाजन के ठाकुर वैरिशालने भावलपुर से निकल कर-जैसलमेर जाकर वहाँ के रावल से मिलकर एवं सहायता लेकर ज्येष्ठ मास में पूगल से लडाई करनेकी तैयारी की। इधर महाराजा रत्नसिंहजीने अपने दीवान राव लक्ष्मीचंदजी सुराणा को महाजन भेजा।

वि० सं० १८८७ [ ई० स० १८३० ] के लगभग फाल्गुन मास में चुरु के सरदारों का उपद्रव बढने पर महाराजा रत्नसिंहजी ने उस उपद्रव को शांत करके सुप्रबन्ध करने के लिये लक्ष्मीचंदजी सुराणा को चुरु भेजा। आपके साथ खवास गुलाबसिंह भी था। उन्हीं दिनो में दिल्ली से एक खरीता आया, उसमें यह लिखा था कि कर्नल लॉकेट शेखावटी के लुटेरे सरदारों का प्रबन्ध करने जा रहे हैं। इस खरीते को पाकर महाराजा रत्नसिंहजीने रावजी लक्ष्मीचंदजी को उसकी सेवामें भेजा।

बागी बख्तावरसिंह अभी तक बीकानेर के इलाके में लूटमार किया करता था। उसे पकडने के लिए एक खरीता कर्नल सदरलैंडके पास से वि० सं०

१८९३ फाल्गुन सुदि ४ [ इ० स० १८४३ ता. ५ मार्च ] का बीकानेर आया। महाराजा रत्नसिंहजीने उस बागी लुटेरे बख्तावरसिंह को गिरफ्तार करने के लिए रावजी लक्ष्मीचंदजी को भेजा, आपने जोधपुर जाकर कुछ लुटेरों को गिरफ्तार किया।

चंद दिनों बाद एक खरीता जिसमें हरिसिंह बीदावत आदि जो अल्वर के इलाके में उत्पात मचा रहे थे उन्हें गिरफतार करने के लिए फिर आया। इस कार्य के लिए महाराजा साहबने लक्ष्मीचंदजी को नियुक्त किया पर रावजी कई मास होने पर भी उस लुटेरे को गिरफ्तार करने में असमर्थ रहे।

वि० संवत १९०१ से १९०५ तक शाह हुकुमचंदजी तथा लक्ष्मीचंदजी दीवान रहे।

वि० संवत १९०६ में शाहजी लक्ष्मीचंदजी तथा माणेकचंदजी दीवान रहे। इस खिदमात में आपको महाराजा साहबकी ओरसे एक हाथी व मोतियों के चौकडे के रूपये प्रदान किये गये। वह बात रुक्को में इस प्रकार हैः—

॥ रु० १०००) अखरे रु० हजार शाह लखमीचंद माणकचंद नै दिवानगिरी खिजमत इनायत कोना तारां हाथी बगसीयो तेरी कीमतरा दिराया छै तैरा खजानची भोमपाल देजो। आकरा खरा पावै ते ठौड रा जमांखरच कर लेजो। द. अचारज ठाकरसी सं १९०६ फागण सुदी १

श्री हजुर दफतर सही रजु दफतर

॥ इसी प्रकार सं० १९०६ मिती फागण सुदी १ दिवानगीरी खिजमत इनायत मोतीयां के चौकडेरा रु. ५००) साह लिखमिचंद को दिराया।

वि. सं० १९११ [ ई० स० १८५४ ] में चुरुवाले इसरीसिंहने चुरुपर कब्जा कर लिया जब शाहजी लक्ष्मीचंदजी बीदासर से चुरु पहुंचे और उनसे झगडा करके चुरु खाली कराई। नारायण दारोगा काम आया। इस खिदमात में शाहजी को श्रीजी साहिबने खिल्लत व पैरमें सोने का खानदानी कडा बख्सा।

वि० सं० १९१४ [ ई० स० १८५७ ] गदर के वक्त बीकानेर से जो फौज हांसि-हिसार अंग्रेजों को सहायता देने के लिए भेजी गई थी उसमें लक्ष्मीचंदजी सुराणा भी प्रधान थे हांसी में अचानक ज्वर फैल जाने से बहुत से बीकानेरी सैनिक अकाल ही काल के ग्रास हो गये, जिनमें प्रधान मोतमिद लक्ष्मीचंदजी भी थे।

# પર્વાધિરાજ

લેખક—મુનિરાજ શ્રી ચરણવિજયજી

જૈન શાસનની સાથે પર્યુષણ પર્વનું અભિન્નપણું હોવાથી જેમ શાસન અનાદિ છે, તે જ પ્રમાણે પ્રવાહરૂપે પર્યુષણ મહાપર્વ પણ અનાદિ છે. તેમજ લૌકિક અને લોકોત્તર તમામ પર્વોમાં શ્રી પર્યુષણ મહાપર્વનું પર્વાધિરાજપણું છે.

જેમ રાજાધિરાજ તુષ્ટમાન થાય તો વિક્રમાદિત્ય, સંપ્રતિ અને કુમારપાલાદિકની પેઠે જગત આખાને અનૃણ, અદરિદ્ર અને અપાપ બનાવે છે, તેમ શ્રી પર્યુષણ પર્વ સમસ્ત જગતને જ્ઞાન, દર્શન, ચારિત્ર, દાન, શીલ, તપ અને ભાવનાની લ્હાણી આપી અલ્પ સંસારી બનવાનો સુયોગ પ્રાપ્ત કરી આપે છે.

એક બાજુ વર્ષના ૩૫૨ દિવસો કે જેમાં છુટાંછવાયાં અનેક નાનાંમોટાં પર્વો આવે છે તે સર્વેની આરાધના ભેગી વિચારવામાં આવે તો પણ તે શ્રી પર્યુષણ મહાપર્વના એક દિવસની આરાધના જેટલી પણ ન થાય, તો પછી આઠ દિવસની આરાધનાનું તો કહેવું જ શું ?

અનાદિ કાળથી આખું જગત અજ્ઞાનમાં અથડાઈ રહેલ હોવાથી સ્વપરનું કે જીવ-જડનું તેને જરા પણ ભાન નથી અને એ જ કારણે મહામૂલ્યવાન મનુષ્ય જન્મ મળવા છતાં! અને પુન્ય–પાપના ફળરૂપ સુખદુઃખ નજરે દેખવા છતાં જીવોને આરાધનાનો માર્ગ દેખાતો નથી, દેખાય તો ગમતો નથી, અને કોઈકને ગમે તો પચતો નથી. આવા, આરાધનામાં તત્પર જનોની ગણના કરવામાં આવે તો માત્ર આંગળીના ટેરવે મૂકીએ એટલા પણ મળવા અશકય છે. આવા જગતના જીવોને આરાધના સૂઝતી નથી, છતાં આ મહાપર્વ આવે ત્યારે વડીલ, મિત્ર,ભાઈ, પત્ની કે સંબંધીની પ્રેરણાએ કે પોતાના ભાવથી પણ પર્યુષણ મહાપર્વમાં મોટાભાગના જૈનોને ઓછીવત્તી પણ આરાધના કરવાનો પ્રસંગ જરૂર પ્રાપ્ત થાય છે. વર્ષભરમાં નવકારશી પણ નહિ કરનાર છઠ્ઠ, અઠ્ઠમ, અઠ્ઠાઇ, પાખમણુ આદિ નાની મોટી તપસ્યાઓ કરે છે. વ્યસનીઓ વ્યસન છોડે છે, અબ્રહ્મચારી બ્રહ્મચર્યને પાળે છે, કૃપણો પણ બે પૈસા પુન્યમાર્ગમાં વાપરે છે, એક સામાયિક પણ નહિ કરનાર ચોસઠ પોરી, આઠ પ્રહર કે સોળ પ્રહરના પૌષધ કરે છે, અને બને વખતનાં પ્રતિક્રમણુ કરતા જોવાય છે. અન્ય દિવસે પ્રભુમુખને નહિ ભાળનાર આઠે દિવસ પૂજા–સેવા, આંગી પ્રભાવનાઓ કરે છે, મુનિઓથી દૂર રહેનાર પણ આ પર્વમાં મુનિઓનો નિકટ પરિચય પામી મુનિરાજોમાં રહેલ મુનિગુણું નજરે નિહાળી ધર્મપ્રભાવક થઈ શકે છે. આ સર્વ પ્રભાવ પર્યુષણ મહાપર્વનો જ છે.

શ્રી. પર્યુષણ મહાપર્વને પામ્યા છતાં કેટલાક પર્યુષણને ઓળખતાય નથી, તેમ તેની આધના કરતા નથી. પણ તેમાં આ પર્વાધિરાજનો દોષ ન ગણાય. ખૂબ વરસાદ પડયા છતાં જવાશો ઊભો સૂકાય તેમાં વરસાદનો શો દોષ ? ઘૂવડ સૂર્યને ન જોઇ શકે તેમાં સૂર્યની શી ખામી ? અભવ્ય દુર્ભવ્ય કે ભારેકર્મી જીવ શ્રી તીર્થંકર દેવના ઉપકારક-પણાનો લાભ ન મેળવી શકે તેમાં એ પરમ ઉપકારીનો શો દોષ ? જેઓને ધર્મનું આરા-ધન કરવું છે તેઓ તો ગમે તે રીતે કરે જ છે.

કોઇક જગ્યાએ સુવિહિત સાધુઓ પહોંચી શકતા નથી, ત્યાંના શ્રદ્ધાળુઓ કોઇ વ્રતધારીઓ દ્વારા પણ શ્રી કલ્પસૂત્રની સજ્ઝાયો વગેરે વંચાવી શ્રી પર્યુષણ મહાપર્વ ઉજવે છે. આજે એડન અને રંગુન જેવા સ્થાનોમાં પણ આસ્તિક ભાઇઓ શ્રી કલ્પમાહાત્મ્ય સાંભળે છે અને આરાધના કરે છે.

જેમ ચોથા આરામાં ઠામ ઠામ દાન, શીલ, તપ, ભાવનામય ધર્મનું સામ્રાજ્ય દેખાતું હતું તેમ શ્રી પર્યુષણ મહાપર્વમાં જૈન જગતમાં આજે પણ લાખો રૂપીઆ દાનમાં અપાય છે. હજારો માણસો શીળવ્રત પાળે છે. અનેક જીવો નાની મોટી તપશ્ચર્યાઓ કરે છે. અને લાખ નહિ પણ લાખોની સંખ્યામાં સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ અને પ્રભાવનાઓ આદિ થાય છે. જૈનોના નિકટ સંબંધવાળા જૈનેતરો પણ આ પર્યુષણ મહાપર્વની જૈનો તરફથી થતી આરાધના જોઈ આસ્તિકોની ભૂરિ ભૂરિ પ્રશંસા કરે છે. અને તેથી આસ્તિકો ઠેરઠેર બોલતા સંભળાય છે કે અત્યારે ચોથો આરો વર્તે છે.

શ્રી પર્યુષણ પર્વમાં શ્રી કલ્પસૂત્રના પ્રારંભમાં પ્રભુ મહાવીરનું જીવન વંચાય છે તેમાં સુપનનું વર્ણન આવે છે. તે ચૌદ મહાસ્વપ્ન અને પારણાદિકના ચડાવા બોલાય છે. ઘણાં ગામોની મળી લાખો રૂપીઆની દેવદ્રવ્યની ઉપજ થાય છે. તે દ્વારા આજે તીર્થંકરોના કીર્તિસ્તંભરૂપ હજારો જિનાલયો પોષાય છે. કલ્પપૂજનમાં આવેલ દ્રવ્ય જ્ઞાન ખાતામાં જાય છે. તેનાથી હજારો વર્ષથી બનેલા ગ્રંથરત્નો સચવાય છે. જૈનોનાં બાળકોને ધર્મનાં પુસ્તકો દુર્લભ હતાં, તે આજે લગભગ પ્રતિઘર પામી શકાય છે. આટલો બધો જ્ઞાનફેલાવો તે શ્રી પર્યુષણ મહાપર્વમાં વંચાતા શ્રી કલ્પસૂત્રને જ આભારી છે. વળી પર્યુષણ મહાપર્વ સાતે ક્ષેત્રોનું પણ પોષક છે. કારણ કે પર્યુષણ મહાપર્વને પામીને લાખો રૂપીઆ સાતે ક્ષેત્રોમાં વપરાઇ રહેલ છે. તેના પ્રતાપે આજે જીવદયા મંડલીઓ, પાંજરાપોળો, અનાથાશ્રમો, બાલાશ્રમો, ગુરુકુલો, શ્રાવિકાશ્રમો આદિ અનેક ધાર્મિક અને સામાજિક ખાતાંઓ પોષાઇ રહેલ છે. આ પણ શ્રી પર્યુષણ મહાપર્વનો જ પ્રતાપ છે.

'સાહમ્મિના સગપણ સમું, સગપણ કો નહિ' એમ જે કહેવાય છે તે શ્રી પર્યુષણ પર્વમાં સાક્ષાત્ થાય છે. જૈનશાસનમાં શ્રમણસસ્થાને ઉત્તમ પાત્ર કહેલ છે અને બીજા નંબરનું પાત્ર શ્રાવક, શ્રાવિકા જ ગણાય છે. તે શ્રાવક શ્રાવિકાની ઓળખાણ, પૂજા, અન્ય દિવસોમાં તો કોઇક જ ભાગ્યશાળી કરતા હશે. પરંતુ પર્યુષણ મહાપર્વમાં તો સ્વામી ભાઇઓની ભક્તિ સારા પ્રમાણમાં થાય છે. અને કંઇક ઉદાર મહાનુભાવો દ્વારા સીદાતાને સહાય જરૂર થાય છે. આ સ્વાર્મી ભાઈઓને જોવાનું, જાણવાનું અને પૂજવાનું કે પોષવાનું કામ શ્રી પર્યુષણ મહાપર્વની મદદથી જ થાય છે. અને સ્વામીવાત્સલ્યો નૌકારસીઓ અને સંઘ જમણો આદિ શ્રી પર્યુષણ મહાપર્વના પ્રભાવે જ ઉજવાય છે.

આ પર્વાધિરાજનું સૌથી મહત્ત્વનું અંગ ક્ષમાપના છે. પરસ્પર ક્ષમાપના દ્વારા અંતરના મળ ધોઈ નાખીને આપસમાં સ્નેહ અને સંપનું સામ્રાજ્ય સ્થાપનાર આ મહાપર્વ જેવું પર્વ બીજા કોઈ ધર્મમાં બનાવ્યું નથી. ક્ષમાપનાની ઉદાર ભાવનાથી આરાધવામાં આવતું આ મહાપર્વ આત્મકલ્યાણ અને સમસ્ત શ્રી સંઘનું કલ્યાણ કરનાર છે.

આ રીતે ધર્મના પ્રાણસમા દાન, શીલ, તપ અને ભાવનાનું પોષણ કરનાર અને આત્માને મોક્ષનો અમરપંથ દર્શાવનાર આ પર્વાધિરાજનું આરાધન કરી સૌ જીવો આત્મકલ્યાણ સાધે એ જ ભાવના !

# ત્રણ પ્રાચીન જૈન ગુફાઓ

લેખક–શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ

## [૧] ઐવલ્લીની જૈન ગુફા

ઐવલ્લી નામનું ગામ માલપુરઆના કિનારા ઉપર અને કૃષ્ણા નદીના કાંઠે ઉન્ડાવલ્લી [ Undavalli ] નામના ગામ નજીક આવેલું છે. ડૉ. બરજેસે જણાવેલ છે કે—અહીં નાની ગુફાઓ વિષેની શોધખોળ કરતાં બે નાની પણ એક બીજાથી કેટલેક દૂર, એક જૈનની અને બીજી બ્રાહ્મણોની ગુફાઓ મળી આવેલ છે.

આ ગુફાઓ ગામથી દક્ષિણ પશ્ચિમમાં ખડકવાળી ટેકરીમાં અને નદીના ખડકવાળા કિનારા ઉપરના જૂના મંદિરોના જથ્થાથી ઉત્તર–પૂર્વમાં આવેલ છે.

જૈન ગુફાનો આગળનો ભાગ દક્ષિણ–પશ્ચિમમાં આવેલ છે, અને આગળની ઓસરીમાં ચાર થાંભલાઓ છે. એક દીવાલ એક ફુટ નવ ઇંચ જાડી મોટા પથ્થરના ટુકડાઓથી બાંધેલી છે. દાખલ થવા માટેના ઓરડાની ડાબી બાજુના થાંભલાઓની જોડી વચ્ચેની જગ્યા ચાર ફીટ નવ ઇંચ પહોળી અને છ ફીટ અગિયાર ઇંચ ઊંચી છે. તેની ઓસરીનો ભાગ બત્રીશ ફુટ લાંબો અને સાત ફુટ ત્રણ ઇંચ પહોળો અને આઠ ફીટ ત્રણ ઇંચ ઊંચો છે. છાપરાના કોતરકામમાં ફુલો અને વેલો વગેરે શિલ્પકળાથી કોતરાયેલ છે. આ ગુફાના ઓરડાની ડાબી બાજુએ બદામીની ગુફાની જેમ સહસ્ર ફણાવાળા પાર્શ્વનાથની મૂર્તિ આવેલ છે. આ જગ્યાનું કોતરકામ સુંદર રીતે કરેલ છે. મૂર્તિની જમણી બાજુએ એક પુરુષ અને સ્ત્રી સર્પની ફણાના નીચે ઊભેલ છે. ગુફાની ઓસરીના નાકાથી બીજી બાજુએ બદામીની ગુફાની જેમ જિન અથવા નાથના ચિહ્નની સાથે બે સ્ત્રીઓએ પોતાનું શરીર ટેકવી રાખેલ બતાવેલ છે. તેની પાછળ એક વૃક્ષની ડાળીઓ ડાબી બાજુએ બે આકારો સાથે કોતરાએલ છે.

ગુફાના દરવાજાથી આઠ ફીટ પહોળા અને છ ફીટ પાંચ ઇંચ ઊંચા બે નાના થાંભલાઓ પૂરા પાડેલ છે. અને પંદર ફીટ ઊંડાઈ સત્તર ફીટ આઠ ઇંચ પહોળાઇ અને સાત ફીટ અગિયાર ઇંચની ઊંચાઇવાળી પરસાલ અથવા શાળામાં દાખલ થવાય છે. છાપરાના મધ્ય ભાગમાં એક મ્હોટું કમળ અધર લટકે છે. અને ચાર બીજાં કમલો છે કે જે એક બીજાના ખૂણામાં અને મધ્યમાં સપાટીથી બે અથવા અઢી ઇંચમાં લાગેલ છે. મધ્યભાગમાં માછલીઓ, ફુલો અને માણસના માથાઓનાં ચિહ્નો બતાવેલ છે.

પડસાલની પછવાડે જમણી બાજુએ હાથી ઉપર એક દ્વારપાલ માથા પર મ્હોટા પોશાકો અને પાછળના ભાગમાં વસ્ત્રો પહેરેલ છે, તેના બે હાથમાં કમળ પકડી રાખેલ છે. આની ડાબી બાજુએ એવો જ દ્વારપાલ તેની ઠીંગણી સ્ત્રી સાથે એક ગોળ રકાબીમાં કંઇ ચીજ ધરી રાખે છે. ત્રણ અથવા ચાર પગથીઆં ઉપર એક ત્રિકોણવાળો રસ્તો બારણામાં દાખલ થાય છે. તેનાથી પાંચ ફીટ છ ઇંચ ઊંચે એક પવિત્ર જગ્યા છે, તેમાં બદામીની ગુફાની જેમ બેઠેલી એક તીર્થંકરની મૂર્તિ તેનાથી આઠ ફીટ અને પાંચ ઇંચ છેટે છે.

પડસાલની જમણી તેમજ ડાબી દિશા તરફ પાંચ ફીટ ઊંડી, ચૌદ ફીટ લાંબી અને ૭ ફીટ પાંચ ઇંચ ઊંચી એવી બે ઓરડીઓ આવેલ છે. ત્રિકોણવાળા દરવાજામાં દાખલ થતાં થાંભલા જુદા ઉભેલા દેખાય છે. બીજી ત્રણ દીવાલો ઉપર ખુલ્લી રીતે કોતરકામ પૂરું કરેલ છે. પાછલની દીવાલના મધ્યમાં ચોવીશમા તીર્થંકર પ્રભુમહાવીર પદ્માસન ઉપર ત્રણ સિંહોની સાથે બિરાજમાન છે. તેમની પાછલના ભાગમાં કેટલાક ભકતો, પૂજારીઓ ઊભેલા છે. પ્રભુ મહાવીરની જમણી બાજુએ એક માણસ તેમ સીપાઇ મૂર્તિના માથા ઉપરના પાંચ ફણવાળા સર્પની પૂજા કરતા દેખાય છે. માણસના માથાની પાછળ અને દીવાલની આસ-પાસ બાર માણસના આકારો કોતરેલા છે. દીવાલને છેવાડે જમીન ઉપરનાં પગલાંની પાછલ ભકતો ઊભેલા છે. બીજી બાજુએ દીવાલના નાકા ઉપરના એક હાથી ઉપર તેમનામાંના ત્રણ ભકતો બતાવેલ છે. ફકત આ ઓરડીમાંનાં કેટલાક ચિત્રોમાં ચાંદા પડેલ છે.

આ ઓસરીના થાંભલા અને બરોબર મળતી ઓરડીઓ કે જે બીજી બાજુ આવેલ છે તે ચોખૂણા પાયા વિનાની છે, ત્યાં એક લાકડાનું બારણું ત્રિકોણવાળા ભાગને બંધ કરવા માટે ગોઠવેલ છે.[1]

આ ગામનું નામ પ્રાચીન સમયમાં આર્યપુર હતું. અહીં મળી આવેલ શિલાલેખ ઇ. સ. ૬૩૪નો છે.

## [૨] અઇહોલની જૈન ગુફા

બદામીની ગુફા કરતાં અઇહોલની ગુફા કંઇક મ્હોટી છે. ગામથી નૈઋત્ય ખૂણામાં આવેલ એક ખડકબંધ ટેકરીની મોખરે આવેલ છે. તેની પડસાલ અંદરના ભાગમાં આશરે બત્રીશ ફૂટ જેટલી લાંબી છે. પડસાલની પહોળાઈ સવા સાત ફૂટ છે. પડસાલ આગળના ભાગમાં ચાર ચોરસ સાદા સ્થંભોથી ટેકવાયેલી છે. એ સ્થંભોની આગળના ભાગમાં એક દીવાલ બાંધવામાં આવેલ છે. પડસાલના ઉપલા ભાગમાં મકરો, ફૂલો વગેરેનું શિલ્પકામ કરેલું છે અને દીવાલની ડાબી બાજુના છેડે બદામીની ગુફાની માફક સહસ્રફણા પાર્શ્વનાથ આવેલા છે. મૂર્તિની સેવામાં નાગ–નાગિણી જોવામાં આવે છે. જમણે છેડે બે સ્ત્રીઓથી પરિચારિત એક જિનમૂર્તિ ઊભેલી જોવામાં આવે છે. એ મૂર્તિની પછવાડે એક ઝાડ છે, જેની શાખાઓમાં ડાબી બાજુએ બે આકૃતિઓ છે.

ઓરડાનું પ્રવેશદ્વાર આઠ ફૂટ પહોળું છે અને બે સ્થંભોથી આ પ્રવેશદ્વાર વહેંચાઈ જાય છે. એક બ્રાહ્મણી ગુફા જે બહુ જ દૂર નથી, તેના જ સ્થંભોને લગભગ મળતા આજ સ્થંભો છે. ખંડની લંબાઇ ૧૫ ફૂટ અને પહોળાઇ ૧૭ ફૂટ ૮ ઇંચની છે. તેનું છાપરું એક મ્હોટા મધ્યસ્થ કમળ અને ખૂણાઓ ઉપરના ચાર બીજાં કમળોથી કોતરવામાં આવેલ છે. એ ઉપરાંત છાપરાના મધ્ય ભાગમાં મકરો, માછલાં, ફૂલો અને મનુષ્યનાં માથાઓ કોતરાએલ જોવામાં આવે છે.

ખંડના પાછલા ભાગમાં બે દ્વારપાલો છે, જેમનાં મસ્તકનો પોશાક એલીફન્ટાની ગુફાના શિલ્પકામ જેવો ઊંચો છે. એક વામન પુરુષ એક દ્વારપાલની અને એક વામનરૂપી

૧ આર્કિઓલોજીકલ સર્વે ઓફ ધી બોમ્બે પ્રેસીડન્સી. પૃ. ૩૭–૩૮.
Journal of the Bombay Royal Asiatic Society Vol. IV. P. 460

સ્ત્રી બીજા દ્વારપાળની સેવામાં જોવામાં આવે છે. મંદિરના પ્રવેશદ્વારના બે સ્થંભને લીધે ત્રણ ભાગ પડી જાય છે. મંદિરની લંબાઈ તેમજ પહોળાઇ સવા આઠ ફુટ છે અને તેમાં બદામીની ગુફામાંની મૂર્તિને લગભગ મળતી તીર્થંકરની મૂર્તિ પદ્માસને બેઠેલ જોવામાં આવે છે.

ઓરડાની ડાબી બાજુએ મંદિરની દીવાલો ઉપર સિંહાસનસ્થ પ્રભુ મહાવીરની આકૃતિ-ઓવાળું શિલ્પકામ જોવામાં આવે છે. પાછળની દીવાલના મધ્યભાગમાં ચમરધારીઓ તેમજ આશરે બાર જેટલી બીજી આકૃતિઓ જોવાય છે. કેટલીક આકૃતિઓ હાથી ઉપર છે. પ્રભુ મહાવીરને આ આકૃતિઓ પગે પડતી હોય તેવો આ દેખાવ લાગે છે.

અહીં બે શિલાલેખો પુરાતન સમયના મળી આવેલ છે, તેમાં એક શિલાલેખ શક સંવત ૫૦૭નો છે અને બીજો શિલાલેખ શક સંવત ૫૫૬નો ઐતિહાસિક છે. આ શિલાલેખ રાજા પુલકેશી બીજાના સમયનો કોતરાએલ છે.[1]

## [૩] ભામેર જૈન ગુફા

ભામેરનો કિલ્લો ખાનદેશમાં નિઝામપુર વિભાગમાં આવેલો છે. તે ધુલીઆથી વાયવ્ય ખૂણામાં ત્રીસ માઈલ દૂર છે. જે બે ટેકરીઓ ગામથી ઊંચે આવેલ છે તે પૈકીની પશ્ચિમ ભણીની ટેકરીમાં સાધુપુરુષોને યોગ્ય સાદું મકાન છે. બીજી ટેકરીમાં બે ભોંયરાં છે અને ત્રીજી એક ગુફા છે. એ ગુફાની પડસાલ ૭૪ ફુટ લાંબી છે. તેના ડાબા છેડા તરફનું ભોંયરૂં અધુરું જ રહી ગયું છે. પડસાલમાં ત્રણ બારણાં પડે છે, જેમાંથી ત્રણ નાના ખંડોમાં જઇ શકાય છે. એ ખંડો અંધારાવાળા છે. તેમની દરેકની લંબાઇ ૨૪ ફુટ અને પહોલાઈ ૨૦ ફુટ છે. ખંડોના છાપરાને ચાર ચોરસ સ્થંભોથી ટેકો મળી રહે છે. દિવાલો ઉપર પાર્શ્વનાથ તેમજ બીજા જિન તીર્થંકરોનું જેવુ તેવું પણ પુષ્કળ પ્રમાણમાં શિલ્પકામ જોવામાં આવે છે. ખડકની દુર્દશાના કારણે આ શિલ્પકામ ઘણું ભૂંસાઇ ગયું છે. આ શિલ્પકામ ચામરલેનાની ટેકરીના શિલ્પકામ જેવું ખડબચડું શિલ્પકામ છે.[2]

---

૧ કેવ ટેમ્પલ્સ ઓફ ઇન્ડીઆ, ચેપ્ટર બીજું.

J. F. Fleet. Sanskirit and old Canarese Inscriptions ( Indian An liqury. Vol. IV. and XX ) Bombay. 1875-1891.

2 Cave Temples of India, PP. 494.

# " મહુડીની મૂર્તિઓ જૈન છે "

લેખકઃ શ્રીયુત ડૉ. હસમુખલાલ ધીરજલાલ સાંકળિયા
M. A., LL. B., Ph. D.

[ અંગ્રેજી લેખનો અનુવાદ ]

વડોદરા રાજ્યના વીજાપુર તાલુકામાંના મહુડી ગામમાંથી કોટયાર્કના મંદિરનું ખોદકામ કરતાં ધાતુની ચાર પ્રતિમાઓ મળી આવી હતી. આ પ્રતિમાઓ મળ્યા પછી તે સંબંધીની એક નોંધ વડોદરા રાજ્યના પુરાતત્ત્વખાતાના વડા ડૉ. હીરાનંદ શાસ્ત્રીજીએ ઇ. સ. ૧૯૩૭-૩૮ના વડોદરા રાજ્યના પુરાતન સંશોધન ખાતાના અહેવાલમાં ચિત્ર સહિત પ્રગટ કરી હતી. આ નોંધમાં ડૉ. શાસ્ત્રીજીએ એ મૂર્તિઓ બૌદ્ધ હોવાનું વિધાન કર્યું હતું. આ વિધાને જૈનમૂર્તિશાસ્ત્રના અભ્યાસીઓમાં ઠીક ઠીક ઉહાપોહ જગાવ્યો હતો.

ડૉ. શાસ્ત્રીજીના આ વિધાનની વિરુદ્ધમાં શ્રી. સારાભાઇ મણિલાલ નવાબનો એક લેખ આ જ-'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકના વર્ષ પમાના ૫-૬ સંયુક્ત અંકમાં પ્રગટ થયો હતો. આ પછી શ્રી. નવાબનો આ સંબંધી જ બીજો અતિવિસ્તૃત લેખ ભારતીય વિદ્યા ભુવન અંધેરીના "ભારતીય વિદ્યા" નામક ત્રૈમાસિક મુખપત્રના વર્ષ ૧ ના અંક ૨ માં પૃ. ૧૭૯ થી ૧૯૪ સુધીમાં પ્રગટ થયો હતો. પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજીએ પણ, પોતાના વિહાર દરમ્યાન એ મૂર્તિઓનાં પ્રત્યક્ષ દર્શન કર્યા પછી, ડૉ. શાસ્ત્રીજીના વિધાનની વિરુદ્ધમાં, એક લેખ 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના વર્ષ ૬ ના ૧૧મા અંકમાં પ્રસિદ્ધ કર્યો હતો.

ગયા અંકમાં પ્રગટ થયેલ પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી મહારાજનો આ લેખ જોયા પછી પુરાતત્ત્વ અને જૈનમૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસી ડૉ. શ્રી. હસમુખલાલ ધીરજલાલ સાંકળિયા એમ. એ., એલએલ. બી., પીએચ. ડી. તરફથી અમને નીચે મુજબ પત્ર મળ્યો હતો.

**પુના તા. ૨૧-૭-૪૧**

**" મુનિરાજ શ્રી. ન્યાયવિજયજીનો મહુડીની જૈન પ્રતિમાઓ વિષે લેખ વાંચ્યો. આ મૂર્તિઓ જૈન છે એ નિઃશંક છે, જો કે ડૉ. શાસ્ત્રીએ એમને પૂરતાં કારણો સિવાય બૌદ્ધ કહી છે. આ વિષે મેં પણ એક લેખ ૧૯૪૦માં અમારી કૉલેજના બુલેટીનમાં લખ્યો હતો. જેની કોપી તમને આજે Book Post થી મોકલી છે. જો આપને યોગ્ય લાગે તો " સત્ય પ્રકાશ "માં એ વિષે આવતે મહીને ઉલ્લેખ કરજો.**

**" ડૉ. શાસ્ત્રીને ભાઈ નવાબ અને મુનિજીના લેખોની પ્રતો મોકલી, યોગ્ય સુધારો કરવાની વિનતિ કરવી જોઈએ. અને મહુડી અને આસપાસનાં સ્થળોમાં વધારે શોધ કરી પ્રાચીન જૈનધર્મના ગુજરાતમાંથી વધારે અવશેષો મેળવવાની વડોદરા સરકારને જૈનો તરફથી વિનતિ થવી જોઇએ.**

**લી૦ હસમુખ ધી. સાંકળીઆના યથાયોગ્ય**

ડૉ. સાંકળીયાના આ પત્ર માટે અને તેમણે કરેલી મહત્ત્વની સૂચના માટે અમે તેમનો આભાર માનીએ છીએ. અને તેમણે " વડોદરા રાજ્યમાંથી મળેલી કહેવાતી બૌદ્ધ મૂર્તિઓ " એ મતલબના અંગ્રેજી મથાળા નીચે "Bulletin of the Deccan College Research Institute" [ ડેક્કન કૉલેજના સંશોધન વિભાગની પત્રિકા ] ના ઇ. સ. ૧૯૪૦ના માર્ચ મહિનાના વોલ્યુમ ૧ ના નં.

૨-૪ના અંકમાં જે અંગ્રેજી ભાષાનો લેખ પ્રગટ કર્યો છે તેનો ગુજરાતી અનુવાદ તથા એ મૂળ લેખ અહીં પ્રગટ કરીએ છીએ.

અમને ખાત્રી છે કે આ વિષયના અભ્યાસીઓને આ લેખ અવશ્ય ઉપયોગી થઇ પડશે. તેમજ ડૉ. શાસ્ત્રીજીને પણ આ અંગે ફરીને વિચાર કરવા પ્રેરણા કરશે. તંત્રી

# "વડોદરા રાજ્યમાંથી મળેલી કહેવાતી બૌદ્ધ મૂર્તિઓ"

ગત વર્ષ, વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાને વીજાપુર તાલુકાના મહુડીગામમાંથી કેટલાંક શિલ્પ મળ્યાં છે.[૧] એમાં કોલ્હાર્કના[૨] મંદિરમાંથી મળી આવેલી ચાર ધાતુમૂર્તિઓ પણ હતી. ડૉકટર શાસ્ત્રીએ, એ સંબંધી કેટલીક વિચારણાના અંતે, એ મૂર્તિઓને બૌદ્ધ મૂર્તિ તરીકે ઓળખાવી છે. પણ નીચે જણાવ્યા પ્રમાણે તેમનો આ નિર્ણય સાચો હોય એમ લાગતું નથી.

જે મૂર્તિઓ સંબંધી વિચારણા કરવાની છે તે, 'રીપોર્ટ'ના પ્લેટ નં. ૪, ૫ અ, ૫ બ અને ૬ માં છપાયેલ છે. અહીં આપણે તેને અનુક્રમે આકૃતિ નંબર ૧, ૨, ૩ અને ૪ તરીકે ઓળખીશું.

બધી મુખ્ય આકૃતિઓ પુરૂષોની છે અને ધ્યાનમુદ્રામાં પદ્માસનમાં બિરાજિત છે. તેમને **उष्णीष**, લાંબી કાનની બૂટો અને સ્થિર નેત્રો છે. (ખાસ કરીને આકૃતિ નં. ૧). આકૃતિ નં. ૧ અને ૨ ની પાછળ લંબગોળ **प्रभा** છે. જ્યારે આકૃતિ નં. ૩માં સાત ફણાવાળો સર્પ પ્રભા રચે છે. આકૃતિ નં. ૨, ૩ અને ૪ ની જમણી અને ડાબી બાજુએ પુરૂષ અને સ્ત્રી છે કે જે લલિતાસનમાં બેસેલ છે. અને તેમની પાછળ લંબગોળ **प्रभा** છે. દરેક મૂર્તિ ઊંચી પીઠિકા [પબાસન] ઉપર બિરાજમાન છે, આ દરેક પીઠિકા [પાબસન] ઉપર જુદી જુદી તરેહનું કોતરકામ કરવામાં આવ્યું છે. આકૃતિ નં. ૧ ની પીઠિકા ઉપર ધર્મચક્ર અને તેની બન્ને બાજુએ એક એક હરિણ છે. આકૃતિ નં. ૨ની પીઠિકા ઉપર આઠ ઊભી આકૃતિઓ છે. આકૃતિ નં. ૩ ની પીઠિકા ઉપર એક પરિશ્રમથી બનાવેલ સુશોભન છે. એમાં પરસ્પરમાં ગૂંથાયેલ સર્પના ગુંચળા મુખ્ય પ્રતિમાના કમલાસનને ઊંચે પકડી રાખે છે અને બન્ને ખૂણામાંની નાગની મૂર્તિને આગળ ધરી રાખે છે. આ સર્પાકૃતિ એક ચાર પાયાવાળી પીઠિકા ઉપર સ્થિત છે. અને એ પીઠિકાના આગળના ભાગમાં મનુષ્યની નવ અર્ધઆકૃતિઓ (Busts) છે. નં. ૪ની આકૃતિની પીઠિકાનો થોડોક ભાગ તૂટી ગયેલો જણાય છે. કેવળ જમણી બાજુના ખૂણામાં સિંહાસનના સિંહો અને લલિતાસનમાં સ્થિત એક પરિચારકની આકૃતિ બાકી રહેલ છે.

ડૉ. શાસ્ત્રીએ બરાબર સૂચિત કર્યું છે તે પ્રમાણે, મુખ્ય આકૃતિઓની ઓળખાણ માટે, ઉપર જણાવેલ પરિચારકોની આકૃતિઓને સાચી રીતે ઓળખવી આવશ્યક છે. તેમણે એ આકૃતિઓને યક્ષ અને યક્ષી તરીકે ઓળખાવેલ છે તે બરાબર છે, પરન્તુ સાથેસાથે તેઓનું માનવું છે કે એ પરિચારકોની આકૃતિઓ **જંભલ** અને **હારિતી**ની છે અને જૈન યક્ષો યક્ષીઓની નથી. આ ઉપરથી છેવટે તેમણે નિર્ણય કર્યો છે કે મુખ્ય મૂર્તિઓ બુદ્ધની છે અને જૈન તીર્થંકરની નથી.

૧. 'એન્યુઅલ રીપોર્ટ' ૧૯૩૯ પૃષ્ઠ ૬-૧૧. ૨. પૃ. ૬

બધી આકૃતિઓના બહુ ઊંડા અભ્યાસ પછી મારું એવું માનવું છે કે ડૉ. શાસ્ત્રી પોતે કરેલ મૂર્તિઓની પિછાનમાં ખોટા છે અને એ મૂર્તિઓ જૈન છે.

આ વાતને પુરવાર કરવા માટે એ મૂર્તિઓ ( નં. ૨ અને ૩ ) અને તેના પરિચારકોની આકૃતિઓ સંબંધી જુદો જુદો ઊહાપોહ કરવો જરૂરી છે, કારણ કે થોડીને બાદ કરતાં તેઓ ઘણી ખરી રીતે એકબીજાથી જુદી પડે છે.

નં. ૨ ની આકૃતિની ઓળખાણ માટે, યક્ષ અને યક્ષીની બાબતમાં આપણે નીચેની વાતોનો વિચાર કરવાનો છે.

૧ સમગ્ર શિલ્પમાં તેમનું સ્થાન.

૨ તેઓની બેઠક.

૩ તેઓના હાથનો મરોડ અને તેઓના હાથમાં રહેલાં ચિહ્નો.

૪ તેઓની પ્રભા.

નંબર ૧ અને ૨ માં ઉલ્લિખિત વસ્તુઓ એવી છે કે જે મોટે ભાગે જૈન યક્ષ અને યક્ષીમાં[1] મળી આવે છે, અને બૌદ્ધ કે હિંદુ દેવોના પરિચારકોમાં નથી મળી આવતી.

નંબર ૩ની બાબતમાં ડૉ. શાસ્ત્રીએ લખ્યું છે તે મુજબ યક્ષના હાથમાંનાં ચિહ્નો 'સ્પષ્ટ' નથી. તે જમણા હાથમાં બીજપૂરક અને ડાબા હાથમાં નકુલીશ જેવા દેખાય છે. આમ છતાં ચિહ્નોની ઓળખાણ આપણને તાત્ત્વિક સહાય કરતી નથી, કારણ કે તે જેવા દેખાય છે તે જ હોય તો પણ આવાં ચિહ્નો ધારણ યક્ષ અને જંભલની અંદર સામાન્ય છે. આથી કેવળ આના આધારે આપણે કશો નિર્ણય ન કરી શકીએ.

યક્ષીએ પોતાના ડાબા હાથે પોતાના ખોળામાં બેસેલ બાળકને પકડી રાખ્યું છે, જ્યારે તેના જમણા હાથમાંની વસ્તુ સ્પષ્ટ નથી.

બન્ને આકૃતિઓને પ્રભા છે જે બતાવે છે કે તે દૈવી વ્યક્તિઓ છે.

આ સંપૂર્ણ દેખી શકાતો ( અથવા 'આંતરિક' ) પૂરાવો એમ સિદ્ધ કરતો જણાય છે છે કે બાજુની આકૃતિઓ જૈન યક્ષ અને યક્ષીની હોઈ શકે.

આ અનુમાનને નીચેની બાબતોથી પુષ્ટિ મળે છે:

૧ મૂર્તિની પીઠિકા ઉપરની આકૃતિઓનો અભ્યાસ.

૨ આકૃતિ નંબર ૧ ની પ્રભાના પાછળના ભાગમાં મળતો લેખ.

૩ બાહ્ય પૂરાવો.

આકૃતિ નંબર ૨ ની પીઠિકા ઉપરની આઠ ઊભી આકૃતિઓ, ડૉ. શાસ્ત્રી માને છે તે પ્રમાણે, અષ્ટદિગ્પાલ હોઇ શકે. જ્યારે આકૃતિ નંબર ૩ની પીઠિકા પરની નવ અર્ધ આકૃતિઓ (Busts) ( જેમાંના નંબર ચાર, પાંચ અને છની મુખાકૃતિઓ નષ્ટ થઇ ગઇ છે, પરન્તુ તેમના મસ્તકને બતાવનાં ચિહ્નો જોઈ શકાય છે. ) નવ ગ્રહોની હોવી જોઇએ.

હવે જૈન મૂર્તિવિધાનશાસ્ત્ર આ બન્નેને ( આઠ દિગ્પાલ અને નવ ગ્રહોને) મધ્યમ કોટીના દેવો તરીકે સ્વીકારે છે અને નવગ્રહ જૈન તીર્થંકરની, મોટે ભાગે પિત્તળની દશમી

[1] જુઓ: 'બુલેટીન ઓફ ધી ડેક્કન કૉલેજ ઇન્સ્ટીટ્યુટ' ના પૃષ્ઠ ૧૫૭-૧૬૨ માં છપાયેલ મારો 'જૈન યક્ષ અને યક્ષિણીઓ' શીર્ષક અંગ્રેજી લેખ.

શતાબ્દિ પછીની[1] મૂર્તિઓની પીઠિકાઓ ઉપર કોતરેલ જોવામાં આવે છે, જ્યારે બૌદ્ધ મૂર્તિવિધાનશાસ્ત્રમાં જૂના કાળના શિલ્પોમાં અષ્ટ દિગ્પાલ જોવામાં આવે છે, પરન્તુ પાછલા કાળની કાંસાની મૂર્તિઓમાં તો બહુ જવલ્લે જ જોવામાં આવે છે અને મારો ખ્યાલ છે તે પ્રમાણે નવ ગ્રહ તો બિલકુલ મળતા જ નથી.

ડૉ. શાસ્ત્રી પોતે કહે છે તે પ્રમાણે આ મૂર્તિઓ પાછલા કાળની છે અને તેથી પીઠિકા પરની આકૃતિઓના આધારે પણ મુખ્ય આકૃતિઓ જૈન છે, નહિ કે બૌદ્ધ.

વળી આકૃતિ નંબર ૧ની પ્રભાવલી ઉપરના લેખના[2] ટૂકડાની અંદર જે **શ્રાવક** શબ્દ આપવામાં આવેલ છે તે મોટે ભાગે બૌદ્ધ સમર્પણલેખોમાં મળતો નથી, પણ જૈન લેખોમાં તો એ બહુ જ સામાન્ય છે.

બાહ્ય પુરાવા અંગે નીચેની વાતો ખ્યાલમાં રાખવા યોગ્ય છે. અત્યાર સુધીમાં કાંસાની–પિત્તળની અને તાંબાની પણ–મૂર્તિઓ હિંદુસ્તાનના મુખ્યત્વે ત્રણ પ્રદેશોમાંથી મળી છેઃ—

ઉત્તર–પૂર્વ અને પૂર્વ ભારત (બિહાર, બેંગાલ, નેપાલ અને તિબેટ) માંથી, ગૂજરાત રાજપૂતાનામાંથી, અને દક્ષિણ ભારતના દેવળોમાંથી.

પહેલા પ્રદેશમાંથી મળતી કાંસાની મૂર્તિઓ મોટે ભાગે બૌદ્ધ (ઘણે ભાગે તાંત્રિક સંપ્રદાયની) અને કેટલેક અંશે હિંદુ હોય છે. પરન્તુ તેમાંથી કોઈક જ જૈન હોય છે. બીજા વિભાગમાંથી મળતી મૂર્તિઓ મોટે ભાગે જૈન અને હિંદુ હોય છે અને બૌદ્ધની એક પણ નથી હોતી અને ત્રીજા વિભાગમાંની મૂર્તિઓ મોટે ભાગે હિંદુ, થોડેક અંશે જૈન (દિગમ્બર) અને જવલ્લે જ બૌદ્ધ હોય છે.

કેવળ આ આધારે પણ ઉત્તર ગૂજરાતની અંદરથી બૌદ્ધ મૂર્તિ–અને તે પણ આટલા પાછલા કાળની મળે એ નવાઈ પામવા જેવું છે, કારણ કે ઈસ્વી સનની આઠમી શતાબ્દિમાં આ પ્રદેશમાં બૌદ્ધ ધર્મ બિલકુલ હીનશક્તિ થઈ ગયો હતો.

આ ઉપરાંત આ આકૃતિમાં મળે છે તે પ્રમાણે **જંભલ** અને **હારિતી** પાછલા કાળની કાંસાની બૌદ્ધ મૂર્તિઓની સાથે જોડાયેલ મળતા નથી.

કેવળ જૂના કાળના બૌદ્ધ શિલ્પીઓએ એ પ્રમાણે કર્યું હોવું જોઈએ, પણ પાછલા કાળની બૌદ્ધ મૂર્તિઓમાં **જંભલ** મોટે ભાગે એકલો જ મળે છે, જ્યારે **હારિતી**ની આકૃતિ જવલ્લે જ મળે છે.

અંદરના અને બહારના બન્ને પૂરાવા એમ સિદ્ધ કરે છે કે પરિચારકોની આકૃતિઓ જૈન યક્ષ અને યક્ષીની આકૃતિઓ છે અને મુખ્ય આકૃતિ જૈન તીર્થંકરની છે.

આ જ રીતે નંબર ૩ની આકૃતિમાંની મુખ્ય મૂર્તિ પાર્શ્વનાથની હોવી જોઈએ અને પરિચારકોની આકૃતિઓ ધારણ યક્ષ અને **પદ્માવતી** યક્ષીની હોવી જોઈએ.

---

૧ જુઓઃ મારો 'જૈન મૂર્તિવિધાનશાસ્ત્ર' શીર્ષક (અંગ્રેજી) લેખ.

૨ 'રિપોર્ટ' ના ૨૮મા પૃષ્ઠ પરના પરિશિષ્ટ ડી મુજબ મી. ગદ્રેનુ માનવુ છે કે આ લિપિ ઇસ્વીસન બસોની બ્રાહ્મી લિપિ છે, જ્યારે ડૉ. શાસ્ત્રીનું માનવુ છે (પૃ. ૭) અને તે બરાબર છે કે આ આકૃતિઓ પાછળના કાળની છે.

આ મૂર્તિની ઓળખાણની વધુ પુષ્ટિ નવાબે પ્રકાશિત પદ્માવતીની[૧] (પાટણના ખેતરપાળના પાડામાંની શાંતિનાથના દેરાસરમાંની) મૂર્તિની અંદર મળી રહે છે. દેવી સર્પના ગુંચળાઓ ઉપર રહેલ કમળ ઉપર લલિતાસને બિરાજેલ છે અને પૂજન કરતા નાગ અને નાગિની તેના બન્ને ખૂણા ઉપર છે. આવી જ આકૃતિઓ દેવીના બન્ને ખભાઓની બાજુઓમાં પણ બતાવવામાં આવેલી છે. આ સર્પાકૃતિ આપણી [પ્લેટ પાંચ (બ)] આકૃતિની પીઠિકા ઉપરની સર્પાકૃતિ સાથે બરાબર મળતી છે. ફેર ફક્ત એટલો જ છે કે આપણી આકૃતિમાં, પદ્માવતીની મૂર્તિની અંદર છે તે પ્રમાણે નાગની મૂર્તિઓ દેવીના બેઠકની બિલકુલ નીચેના ભાગમાં નથી.

બીજી ધ્યાન આપવા લાયક વાત એ છે કે (યક્ષિણી) પદ્માવતીને ફક્ત બે જ હાથ છે અને તે આપણી આકૃતિમાંની યક્ષિણીની માફક જ બેસેલ છે.

સાચી વાત તો એ છે કે મેં આ પત્રમાં બીજે સ્થળે લખ્યું છે તે મુજબ જૈન મૂર્તિ-વિધાનશાસ્ત્ર બરાબર વ્યવસ્થિત થયું તે પહેલાં જુદી જુદી યક્ષિણીઓને કેટલા હાથ હોવા જોઈએ એ સંબંધી કશું નિશ્ચિત વિધાન ન હતું. આ વસ્તુ જુદા જુદા પ્રદેશની મૂર્તિમાં જુદી જુદી રીતે મળતી હતી.

આકૃતિ નંબર ૧ (પ્લેટ ૪) અને આકૃતિ નંબર ૪ [પ્લેટ ૬ (અ)] કે જેમના ઉપર ખાસ કોઈ ચિહ્નો નથી તે પણ જૈન તીર્થંકરોની હોવી જોઈએ અને નહીં કે બૌદ્ધની. આકૃતિ નંબર ૧ ની પીઠિકા ઉપરનું ધર્મચક્ર અને તેની બન્ને બાજુના હરણ એ કેવળ બૌદ્ધ ચિહ્ન જ નથી, કારણ કે મથુરામાંથી મળેલ જૂના કાળની સંખ્યાબંધ મૂર્તિઓ ઉપર એ જોવામાં આવે છે.

**વિદ્વાનોની વધુ જાણ માટે આ લેખ મૂળ અંગ્રેજી ભાષામાં અક્ષરશઃ નીચે આપીએ છીએ.**

# The So-called Buddhist Images From The Baroda State.*

*By*

**H. D. Sankalia**

The Archaeological Department of the Baroda State found last year a number of sculptures from Mahudi, a village in the Vijapur taluka.[1] Among them were four metal images, discovered

૧ જુઓ નવાબ સંપાદિત 'જૈન ચિત્ર કલ્પદ્રુમ' પ્લેટ ૨ આકૃતિ ૬.

* Reprinted from "Bulletin of the Deccan College Research Institute, Vol, 1, nos. 2–4, March 1940.

1 Annual Report, 1939, pp. 6–11

from the Kotyarka temple.[2] Dr. Shastri after discussing them at some length declared them to be images of Buddha, a conclusion which does not seem to be correct as shown below.

The figures under discussion are those published on plates IV, V (a), (b) and VI (a) of the *Report* and here called Figs. 1, 2, 3 and 4 respectively.

All the principal figures are of males and seated on a lotus-seat in *padmasana*, and *dhyanamudra*. They have **usnisa**, long ear-lobs and staring eyes (particularly Fig. 1). Figs. 1 and 2 have behind them an oval *prabha*, whereas behind Fig. 3 the *prabha* is formed by a sevenhooded serpent. Figs 2, 3 and 4 have to their proper right and left, a male and a female, seated in **lalitasana**, and have an oval *prabha* behind them. All the figures are seated on high pedestals, each of which is differently carved; on that of Fig. 1 is a *dharmacakra* and deer on its either side; on that of Fig. 2 eight standing figures. The pedestal of Fig. 3 has an elaborate decoration : interlocking serpent coils supporting the *kamalasana* of the central figure, and projecting a worshipping Naga-figure in each corner. This serpent motive itself rests on a fourfooted pedestal, having 9 busts of human beings, on its front face. The pedestal of Fig. 4 seems to be partly broken, only the lions of the *simhasana*, and an attendant figure in *lalitasana* in the right hand corner remain.

For the identification of the main figures, as Dr. SASTRI has rightly pointed out, it is necessary to identify correctly the attendant figures mentioned above. He has rightly identified them as Yaksa and Yaksi, but further thinks that they are Jambhala and Hariti and not Jaina Yaksas and Yaksis. He consequently concludes that the central figures are those of Buddha and not of Jaina Tirthankaras.

The writer after a very minute study of all the figures thinks that Dr. SASTRI is wrong in his identification and that the figures are Jaina.

In order to prove this it is necessary to discuss the two

2 Ibid., p. 6.

images (Figs. 2 and 3) and their attendant figures separately, for they are distinct in many respects except a few.

For the identification of Fig. 2, we have to consider the following points in the case of the Yaksa and Yaksi :—

1 Their position in the entire sculpture.

2 Their sitting posture.

3 The gestures of and symbols in their hands.

4 Their *prabhas*.

Nos. 1 and 2 are those which are usually found in the case of Jaina Yaksa and Yaksi[3] and not in those of all such attendants of Buddhist or Hindu deities.

With regard to point No. 3, the symbols in the hands of the Yaksa are not 'distinct' as Dr. SASTRI has already remarked. They look like the *bijapuraka* (r.h.) and a *nakulisa* (l.h.). However, the recognition of the symbols does not help us matirially for even if they are as they look to be, these symbols are common to both Jambhala and Dharana Yaksa; hence we cannot decide on this score alone.

The Yaksi is supporting with her left hand a child, which is sitting on her lap, while the object in her right hand is not distinct.

Both the figures have got a *prabha* indicating thereby that they are some divinities.

This purely objective (or 'internal') evidence seems to show that the side figures may be Jaina Yaksa and Yaksi.

Further corroboration of this inference is found from :—

1 The study of the pedestal-figures of the image.

2 The inscription found on the back of the *prabha* of Fig. 1.

3 External evidence.

The eight standing figures on the pedestal of Fig. 2 may be the *Astadikpalas*, as Dr. SASTRI thinks; whereas the nine bu-

3 SANKALIA, "Jaina Yaksas and Yaksinis," in this Journal, pp. 157-62

sts (of which Nos. 4, 5, and 6 seem to be effaced, but the strokes indicating their heads are seen) on the pedestal of Fig. 3 must be the *Navagrahas*.

Now Jaina iconography recognises both these secondary divinities, and the *Navagrahas* are found sculptured on the pedestals of the images of Jaina Tirthankaras–usually brass, from about the tenth century onwards;[4] whereas in Buddhist iconography *Astadikpalas* may be found represented in early sculptures but rarely, if ever, in later bronze images, while, so far as the writer is aware of, the *Navagrahas* are not found at all.

According to Dr. SASTRI himself our figures are late, and so on the evidence of pedestal-figures again, the central figures are Jaina and not Buddhist.

Further, the fragmentary inscription on the *prabhavali* of Fig. 1 mentions the word *Sravaka*[5] which is not usually found in Buddhist dedicatory inscriptions but is common in Jaina inscriptions.

In the external evidence the following facts have to be noted. So far bronzes–including brass and copper images–have come principally from three regions in India: from N. E. and E. India (Bihar, Bengal, Nepal and Tibet); from Gujarat-Rajputana; and from the temples of S. India. The bronzes from the first area are mostly Buddhist (often of the Tantric School) and to a certain extent Hindu, but very few of them are Jaina; those from the second are mostly Jaina and Hindu, Buddhist none at all; those from the last are mostly Hindu and slightly Jaina (Digambara) and hardly any Buddhist.

On this ground alone, it would be surprising to find Buddhist–and that too late–images from N. Gujarat, for Buddhism was a spent force in these parts by the 8th century A.D.

---

4 See SANKALIA, "Jaina Iconography," NIA, 2. 497-520; Ross Volume. pp. 335-358.

5 Roport, Appendix (d), p. 28. Mr. GADRE thinks that the script is late Brahmi of c. 200 A.D. whereas Dr. SASTRI thinks (p 7) and rightly that the figures are late.

Moreover Jambhala and Hariti are not found associated with Buddha in the manner depicted here in late Buddhist bronzes. Only a few early Buddhist sculptures may have done so. In the later Buddhist iconography Jambhala is usually found alone, whereas Hariti's figures are scarce.

Both the objective ( ' internal ' ) and external evidence thus prove that the attendant figures are Jaina Yaksa and Yaksi and the central figure a Jaina Tirthankara.

Likewise the central image in Fig. 3 must be Parsvanatha and the attendant figures the Yaksa Dharana and Yaksi Padmâvati.

Further confirmation of the identification of this image is to be found in an image of Padmavati (from the temple of Sitalanatha in Khetarpala's Pada at Patan) published by NAWAB[6] The goddess is seated in *lalitasana* on a *kamala* (lotus) *supported by serpent coils and a worshipping Naga or Nagini in its either corner.* Similar figures are also shown on either side of the shoulder of the goddess. This serpent-motif is *exactly identical with that represented* on *the pedestal of our figure* [Pl. V, (b)], *with this difference that in our figure the* Naga figures are not exactly below the goddess' seat, as in the Padmavati figure.[7]

Another point to be noted is that (the Yaksini) Padmavati is two armed only and seated exactly as the Yaksini in our figure.

As a matter of fact as I have shown elsewhere in this Journal, before the Jaina iconography came to be canonized there was no fixed rule as to the number of arms the different Yaksinis should have. This varied to a certain extent, according to the region where the image was made.

Figs. 1 (Pl. IV) and 4 [Pl. VI, (a)] which have no other characteristic features must also be Jaina Tirthankaras and not Buddhas. The *dharmacakra* and a deer on its either side on the pedestal of Fig. 1 is not necessarily a Buddhist symbol, for a number of early Jaina images from Mathura have it.

---

6 NAWAB, Jaina Citrakalpadruma (in Gujarati V.S. 1936, Ahmedabad), pl. II, Fig. 6.

7 With a view to observing the similarity both these figures are here reproduced. See Figs. 1-2. ( આ ચિત્રો અમે આપી શક્યાં નથી. તંત્રી )

# સંયતિરાજ

લેખક–મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

પ્રાતઃકાલનો વખત છે. મંદ મંદ વાયુની લહરો વહી રહી છે. બાલ ભાસ્કર આકાશ પટ પર પોતાનાં પ્રકાશકિરણો ફેલાવતો અંધકારના વિજયના ગૌરવથી આગળ વધી રહ્યો છે. આવા સમયે એક મુનિરાજ પાંચાલ દેશના વિશાલ અરણ્યમાં એક તરૂવરની નીચે ધ્યાન મગ્ન ઊભા છે. તેમના ચ્હેરા ઉપર તપસ્યાનું તેજ, બ્રહ્મચર્યનું ઓજસ, જ્ઞાનનો પ્રકાશ અને ચારિત્રનો પ્રતાપ ચમકી રહ્યાં છે. તેમનું મૌનવ્યાખ્યાન સાંભળવા જંગલનાં અનેક પશુ પંખીઓ તેમના ચરણે બેઠાં છે. નિર્ભય બનેલા મુનિ મહાત્મા આત્મચિંતનમાં મગ્ન બની સહજાનંદ લૂંટી રહ્યા છે.

मिथ्यात्वशैलपक्षच्छिज्ज्ञानदम्भोलिशोभितः ।

निर्भयः शक्रवद् योगी, नन्दत्यानन्दनन्दने ॥

"મિથ્યાત્વરૂપ પર્વતની પાંખને છેદનાર એવા જ્ઞાનરૂપ વજ્ર વડે શોભાયમાન. શક્રની જેવા નિર્ભય યોગી આનંદરૂપ નંદન વનને વિષે આનંદ–સહજાનંદ અનુભવે છે."

આ સમયે કંપિલાનો રાજવી સંયતી પોતાના મિત્ર સાથે શિકાર માટે વનમાં આવ્યો છે. આખા જંગલને તેણે હાથી અને ઘોડાઓથી ઘેરી લીધું છે. જંગલના પશુ પોતાની રક્ષા માટે દોડાદોડ કરી મૂકે છે. કેટલાએક પશુઓ તો મુનિરાજના ચરણે બેસી અભયની ભિક્ષા માગી રહ્યા છે. મુનિજી મૌન છે. ત્યાં દૂરથી શિકારી રાજા એક હરણ પાછળ દોડતો ચાલ્યો આવ્યો. તેનું બાણ છૂટયું અને એક મૃગલીને વાગ્યું. મૂર્ચ્છા ખાઈને એક ચીત્કાર સાથે જ જમીન પર પટકાઈ તેણે પ્રાણ છોડયા. રાજા ઉત્સાહભેર આગળ વધ્યો ત્યાં ઝાડની નીચે વેલના ઓથમાં જાણે તપાવેલું સોનું હોય એવા ચમકતા દેહવાળા એક મુનિરાજને જોયા. જોતાં જ એને ભય લાગ્યો. મારુ બાણ આ મહાત્માને તો નહિ વાગ્યું હોય? આ હરણિયું આ ઋષિ–મહર્ષિનું તો નહિ હોય? અહા! મેં આમનો મહાન અપરાધ કર્યો છે! આવા તપસ્વી અને ત્યાગી મહાત્માને દુઃખિત કરવાથી તેઓ મને શ્રાપ તો નહિ આપે? એમ વિચારતો રાજા મુનિરાજની સમીપે આવ્યો. ઘોડા પરથી નીચે ઉતરી કંઈક ભક્તિ, ડર અને પ્રેમથી મુનિરાજના ચરણે શિર ઝુકાવ્યું. મુનિરાજ મૌન હતા. મુનિરાજના મૌને રાજાને અકળાવ્યો. ક્ષણભર તેને ડર અને ભય ઉત્પન્ન થયા કે રખેને આ મહારાજ મને શ્રાપ આપે! રાજા વધુ વિનમ્ર બની પોતાનો પરિચય આપતાં બોલ્યોઃ 'મુનિવર! હું પંચાલ દેશનો રાજા સંયતિ છું, આપ મારો અપરાધ માફ કરો! હે મુનિવર! આપ તપસ્વી છો, સંયમી છો, મારા અપરાધથી કુપિત થઈ મને શ્રાપ ન આપશો. તપસ્વીઓ લબ્ધિધારી હોય છે. તેમના કોપ ભાજન બનનારને તેઓ શ્રાપ આપી શકે છે. હે ગુરૂદેવ, મારો અપરાધ માફ કરો અને મને આશીર્વાદ આપો!'

આ સાંભળી મુનિરાજ બોલ્યાઃ 'હે રાજન્! તને અભય હો; તું ડરીશ નહિ. હે

રાજન્! તું અભયી બન અને આ બધા જીવોને અભયદાન આપ. હે રાજન્! તું વિચાર, આ નિરપરાધી નિર્દોષ જીવોને મારવાથી તને શું લાભ છે? જો તો ખરો, તારા બાણુથી વિંધાયેલું આ હરણિયું કેવું તરફડે છે! અરે તેના કરૂણ ચિત્કારથી આ જંગલનાં પક્ષીઓ રડી રહ્યાં છે, પશુઓ નાસી રહ્યાં છે. અહીં આ બધાં કેવી શાન્તિથી બેઠાં હતાં. હું મૌનપણે આત્મમગ્ન રહી નિજાનંદ અનુભવી રહ્યો હતો. મને એમનાથી લેશમાત્ર ડર ન હતો, એમને મારાથી લેશપણ ડર નહોતો.'

રાજા–પ્રભુ મને એ જ આશ્ચર્ય થાય છે કે આ જંગલી પશુઓથી આપ કેમ ડરતા નથી. જુઓ, તેઓ મારાથી ડરે છે, હું તેમનાથી ડરૂં છું.

મુનિરાજ–હે રાજન્! સાંભળ આવા સાધુઓને ડર શાનો હોય?

एकं ब्रह्मास्त्रमादाय निघ्नन् मोहचमूं मुनिः ।
बिभेति नैव संग્रामशीर्षस्थ इव नागराट् ॥

"એક બ્રહ્મજ્ઞાનરૂપ શસ્ત્રને ધારણ કરી મોહરૂપ સેનાને હણતા મુનિ સંગ્રામના મોખરા ઉપર રહેલા મદોન્મત્ત હાથીની પેઠે ભય પામતા નથી."

હે રાજન્, હજી વધુ સાંભળ:

चित्ते परिणतं यस्य, चारित्रमकुतोभयम् ।
अखंडज्ञानराज्यस्य तस्य साधोः कुतो भयम् ।

"જેનાથી કોઈને ભય નથી એવું ચારિત્ર જેના ચિત્તમાં પરિણમેલું છે, એવા અખંડ જ્ઞાનરૂપ રાજ્યવાળા સાધુને કોનાથી ભય હોય?"

હે રાજન્! જે જીવ બીજા જીવોને અભય આપે છે તે જ જીવ બીજાથી નિર્ભય બની શકે છે. જે જીવ બીજા જીવોને ભય, ત્રાસ, કષ્ટ અને દુઃખ આપે તે જીવ નિર્ભયતાનો આનંદ મેળવી શકતો નથી. હે રાજન્! જો તારે સાચા નિર્ભય બનવું હોય તો તું પણ દરેક પ્રાણીને માટે અભયદ બની જા!

રાજા–પ્રભો! આપનો ત્યાગ, આપનું તપ, આપનું ચારિત્ર અદ્દભુત છે. પણ આ રાજ્ય–મહેલાતો, બગીચા અને વૈભવ કેમ છોડી શકું?

મુનિરાજ–રાજન્! તારા અંતઃચક્ષુ ઉઘાડ! આ રાજ્યપાટ, ઘરબાર, બગીચા ને વાડીઓ આમાંથી અમર શું છે? આ બધું છોડીને એક દિવસ જવાનું છે, પછી આવી ક્ષણભંગુર વસ્તુઓ પર મોહ અને મમતા શી?

રાજા–પ્રભો! આપ કહો છો તે સમજાય તો છે. મેં જોયું છે કે ઘણાએ શ્રીમંતોના ગગનચુમ્બી મહેલો જમીનદોસ્ત થઈ ગયા છે. અરે, મારા પોતાના બગીચા સુદ્ધાં સૂકાઈ ગયા છે. ઘણીવાર મને એમ થાય છે કે શું આ બધું છોડીને આપણે જવું પડશે!

મુનિરાજ–રાજન્! જે જન્મ્યો તે મરવાનો જરૂર. જેનું જન્મ તેનું મૃત્યુ અનિવાર્ય છે. **"पुनरपि जननं, पुनरपि मरणं"** સંસારી માટે સદા છે જ. હે રાજન્! આ તારૂં રૂપ કે જેના ઉપર તને વધુ મમતા–મોહ છે તે વિનશ્વર છે; વીજળીના ચમકાર જેવું ચપલ છે. હે રાજન્! તારી સ્ત્રી, પુત્ર, મિત્રો, માતા–પિતા, બન્ધુઓ તને છોડીને ચાલ્યા જશે. ત્હારા દુઃખમાં તેઓ ભાગીદાર નહીં બની શકે કે તેમના દુઃખમાં તું

ભાગીદાર નહીં બને. હે રાજન્! મૃત્યુ અનિવાર્ય છે. સ્વજનો સ્વાર્થી છે. અને આ વસ્તુઓ વિનાશી છે. આ ભોગ ને વિલાસોની ક્યાંય તૃપ્તિ નથી, એમાં ક્યાંય સુખ નથી. રાજન્! "**तृष्णा न जीर्णा वयमेव जीर्णाः**" એ યાદ રાખજે! અનાદિકાલથી આ જીવ આ સંસારનાં સુખો ને દુ:ખોને ભોગવતો આવ્યો છે છતાં તે તૃપ્તિ નથી પામતો.

सुखिनो विषयातृप्ता नेन्द्रोपेन्द्रादयोप्यहो ।
भिक्षुरेकः सुखीलोके ज्ञानतृप्तो निरञ्जनः ॥

"વિષયથી નહિ તૃપ્ત થયેલા ઇન્દ્ર, ચક્રવર્તિ, વાસુદેવ કે રાજા મહારાજાઓ વગેરે પણ સુખી નથી, જ્યારે જ્ઞાનથી તૃપ્ત થયેલા અને નિરંજન-કર્મમલથી રહિત એક ભિક્ષુ સાધુ સાચા-ખરા સુખી છે."

હે રાજન્! અમારા જેવા સાધુઓને જે સુખ, જે શાન્તિ અને જે આનંદ છે તે સંસારીઓને-તમારા જેવા રાજા મહારાજાઓને નથી. રાજન્! કાજળના ઘર જેવા સંસારમાં રહેતો, સ્વાર્થમાં તત્પર સમગ્ર લોક કર્મથી લેપાય છે, પણ જે જ્ઞાન વડે સિદ્ધ પુરુષ છે તે લેપાતો નથી.

રાજા-પ્રભુ આપની વાત હવે મને સમજાય છે. આપની અમૃત વર્ષાવનારી આ વાણી મારા હૃદયને ખળભળાવી રહી છે. મને લાગે છે કે મારાં આટલાં વર્ષોમાં મને જે શાંતિ, સુખ અને આનંદ નહોતાં મળ્યાં તે અત્યારે પ્રાપ્ત થયેલાં છે. પ્રભુ! મને સમજાવો કે સુખ ને દુઃખ શું છે?

મુનિરાજ—રાજન્! સાંભળ:

परस्पृहा महादुःखं निःस्पृहत्वं महासुखम् ।
एतदुक्तं समासेन लक्षणं सुखदुःखयोः ॥

"પારકાની આશા—લાલસા કરવી એ મહાદુઃખ છે અને નિસ્પૃહપણું એ મહાસુખ છે. સુખ અને દુઃખનું આ સંક્ષેપથી લક્ષણ કહ્યું છે."

રાજા—પ્રભુ, આ તો આપે મારા હૃદયની વાત કહી દીધી. ઘણા વખતથી મને એમ થતું હતું કે સુખ ક્યાં છે? આપે આજે મને માર્ગદર્શન કરાવ્યું. પ્રભુ સ્પૃહાના નાશનો માર્ગ બતાવો.

મુનિરાજ—

छिदन्ति ज्ञानदात्रेण स्पृहाविषलतां बुधाः ।

"આત્મજ્ઞાની પુરૂષો જ્ઞાનરૂપ દાતરડા વડે સ્પૃહારૂપ વિષવેલીને છેદે છે."

રાજા—પ્રભુ, હવે તૃપ્તિ શાથી થાય છે તે બતાવો એટલે બસ.

મુનિરાજ—રાજન્! સાંભળ—

पीत्वा ज्ञानामृतं भुक्त्वा क्रियासुरलताफलम् ।
साम्यताम्बुलमास्वाद्य तृप्तिं याति परां मुनि ॥

"જ્ઞાનરૂપી અમૃતનું પાન કરીને, ક્રિયારૂપ કલ્પવલ્લી-સુરલતાનાં ફળને ખાઈને: અને

સમતા પરિણામ—સામ્યભાવરૂપી તામ્બુલનું આસ્વાદન કરી મુનિ—સાધુ મહાન્ તૃપ્તિ—સાચી શાન્તિને પામે છે. ''

સંયતીરાજ—બસ પ્રભો, આપે ''**જ્ઞાનાંજનશલાકયા**'' મારાં અંતઃચક્ષુ અને ચર્મ ચક્ષુ ઉઘાડયાં છે. આજે મને સાચી દૃષ્ટિ, સાચું જ્ઞાન પ્રાપ્ત થયું છે, પ્રભો, મને આ શાશ્વત સુખનો ભાગીદાર બનાવી આપના જેવો બનાવો !

મુનિરાજ—રાજન્, શાશ્વત સુખમાં કોઇ કોઇને ભાગીદાર બનાવી શકતું નથી, જે આત્મા સ્પૃહા—આશા છોડી સંતોષ-તૃપ્તિને સ્વીકારી ક્ષણિક સુખોના મોહને છોડે છે તે સ્વતઃ ઊર્ધ્વગામી બની આત્મકલ્યાણ કરે છે.

આ પછી શિકાર ખેલવા આવેલો રાજા સયતી રાજ્યપાટ, મહેલ, બાગબગીચા, કુટુંબ પરિવાર છોડી સંસારના સમસ્ત જીવોને માટે ''અભયદ'' બની પોતે નિર્ભય બને છે. છેવટે આત્મકલ્યાણકારી ગર્દભાલી મુનીશ્વરનો તેમને મેળાપ થાય છે અને બન્ને પોતપોતાનાનું જીવનવૃત્ત જાણી આત્મકલ્યાણના પથે આગળ વધે છે. *

# શ્રી કુલ્પાક તીર્થ

લેખક:—**મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી**

( ગતાંકથી ચાલુ )

**તીર્થને નુકશાન**

આ રીતે દક્ષિણનો ઇતિહાસ અને વસવપુરાણ જોતાં વિક્રમની તેરમી શતાબ્દિના પ્રારંભમાં મહાન્ ધર્મક્રાંતિ થયેલ છે જેમાં વસવરાય મુખ્ય પાઠ ભજવે છે. તે લિંગાયત સંપ્રદાયનો નાયક હતો, તેણે સ્વધર્મનો પાયો રોપવા માટે ત્રણ સૂત્રો નક્કી કર્યાં હતાંઃ (૧) લિંગધારક મનુષ્ય સર્વોત્તમ મનુષ્ય છે જેના માટે આત્માનું બલિદાન આપવું. (૨) લિંગ રહિત મનુષ્ય બ્રાહ્મણ હોવા છતાં અધમ છે માટે તેને બળવાનનો આશ્રય લઇ લિંગ બંધાવવું અથવા મારી નાખવો. અને (૩) **જૈન મંદિરોમાંની જૈન મૂર્તિઓ ટુકડા કરીને ફેંકી દેવી અને તેના સ્થાને તે મંદિરમાં લિંગ પધરાવી દેવાં.** વસવમંત્રીએ આ વિશિષ્ટ સૂત્રો સ્વીકાર્યાં હતાં અને તે પ્રમાણે કામ કર્યું હતું, તેણે લિંગહીન રાજાના ભંડારના પૈસાથી લિંગધર્મવાળાનો સત્કાર કર્યો હતો, પોતાને ત્યાં જંગમો ( લિંગાયત ભકતો ) નો અખાડો જમાવ્યો હતો. (અ. ૩૯) કે જેઓ વિજ્જલના મૃત્યુ માટે પ્રપંચ રચતા હતા અને અનેક મંદિરોનો ધ્વંસ કરીને વામિયા થયા હતા. છેવટે તેના પ્રપંચમાં જગદેવ સપડાય છે અને જગદેવના હાથે વિજ્જલનું મધ્યરાત્રિએ મૃત્યુ થાય છે. આ ઘટના પછી જગદેવ કે વસવ વધુ વખત જીવ્યા નથી. આ દરમ્યાન કલ્યાણીથી દૂરના કર્ણાટકના પ્રદેશમાં લિંગધર્મના પ્રચારનું કાર્ય જોરશોરથી શરૂ થઇ ગયું હતું.

* આમાંનો સંવાદ ઉત્તરાધ્યયનસૂત્રના સંયતીય અધ્યયનના આધારે લખ્યો છે, વચમાં વચમાં મહોપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજકૃત જ્ઞાનસારઅષ્ટકમાંના કેટલાક અષ્ટકોના શ્લોકોનો સંવાદમાં ઉપયોગ કર્યો છે.

આ બધી વસ્તુસ્થિતિ ઉપરથી એવા અનુમાન ઉપર આવવું પડે છે કે વિજ્જલરાયના મરણ પછી લિંગાયતોએ કલ્યાણીથી ૧૫૦ માઈલ દૂર કુલ્પાકમાં પોતાનો અડ્ડો જમાવ્યો હતો અને ત્યારથી કુલ્પાકજીમાં પણ એક સોમનાથનું મંદિર અસ્તિત્વમાં આવ્યું હતું. આ જ અરસામાં જગન્નાથજી, પંઢરપુર, ચાંદવડની ગુફા, કોલ્હાપુર વગેરે સ્થાનોમાં પણ જૈન મંદિરો પર આક્રમણ થયાં હોય એમ સંભવે છે. પરંતુ પ્રસ્તુત લેખમાં વિષયાન્તર થઈ જવાના ભયથી એ સબંધી લખવું ઉચિત ધાર્યું નથી.

કુલ્પાકજીમાં લોકવાયકા એવી છે કે વસવરાયે કુલ્પાકજીના જૈન મંદિરમાંથી જિનમૂર્તિને ફેંકી દઈને તે જ મંદિરમાં શિવલિંગની સ્થાપના કરી હતી. પછી જૈનોએ નજીકમાં જ જૈન મંદિર તૈયાર કરી તેમાં માણેકસ્વામીની પ્રતિષ્ઠા કરી હતી. પ્રત્યેક લિંગાયત જનોઈના બદલે લિંગ ધારણ કરે છે અને તેના મૃત્યુ બાદ તેની સમાધિ ઉપર એ જ લિંગની સ્થાપના કરવામાં આવે છે. આ રીતે પણ સોમનાથના મંદિરમાં અનેક લિંગનો વધારો થયો છે. એ સોમનાથનું મંદિર અત્યારે વિદ્યમાન છે. અને તેનાથી ૨૦૦ ફીટની દૂરી પર એ માણેકસ્વામીનું જિનમંદિર પણ વિદ્યમાન છે. એટલે વિક્રમની તેરમી સદીના પ્રારંભમાં આ તીર્થને મોટી ખરાબીમાંથી પસાર થવું પડયું હતું.

જો કે આ માન્યતાનાં સીધાં પ્રમાણો મળતાં નથી, પણ તત્કાલીન ઈતિહાસગ્રંથ અને લોકવાયકા ઉપરથી આમાં સત્યાંશની પ્રતીતિ થાય છે.

આ કટોકટીના પ્રસંગ પછી લગભગ સવાસો વર્ષ જતાં શ્રીજિનપ્રભસૂરિએ કુલ્પાકજી માહાત્મ્ય લખ્યું છે. અને બીજાં દોઢસો વર્ષ જતાં શ્રી સોમધર્મગણિએ તેની યાદ આપી છે. તેમજ 'હીરસૌભાગ્ય' કાવ્યમાં તથા શિલાલેખોમાં તેનો ઉલ્લેખ થયો છે.

## શ્રી કુલ્પાકતીર્થમાંના લેખો

શ્રી કુલ્પાકતીર્થમાં નીચે મુજબ લેખો મળ્યા છે:

### પહેલી ઓરડીમાંના લેખો

[१]...(1) [1]द्धर्मद्रुमकंधरः श्रितनरः श्रीदेवका(र) (2) **श्रीतपागच्छनायक सुविहितशिरोमणि...(3)...साध्वी श्रीनंदप्रभागणिनी संघा...(4)...णा सा. सरवण सा. (सो) (5)...प्रहिरपट्ट वि श्रीकल्ल...।**

( આ લેખ બહુ ત્રુટક છે )

[२] (1) **सारहार: श्रीणांवर: सुन्दरः पायात्त्रः शम...(2) श्रीदेवसुन्दरसूरिशिष्योपाध्याय श्रीजयचन्द्रगणयः (3) सुन्दरीप्रवरसाधुसाध्वीपरिवारपरिवृताः संघमु...(4)धर संघाग्रसर मा. तेजा संघानुग का० रामास० (5)....(श्केनत्रिवढस्वातसम्मा) श्रीसंघसहितः पत्नी स० ।**

[३] (1)...**६९ शाक १३३३ वीराषस** (2) **संघवी मालदवी चुघा(चुचा)णसीसुलु** (3)**घो (चो)राघसृसंघमरा**...(4)...(5)...

---

૧ અહીં તેમજ આગળ કૌંસમાં આપેલ આ અંગ્રેજી આંકડા મૂળ લેખની તે તે અંકની પંક્તિને સૂચવવા માટે આપ્યા છે.

( આ ત્રીજો લેખ શિરોબંધ રહિત લિપીમાં અને મારવાડી ભાષામાં છે. )

[૪-१] (1) संवत १४६५ वर्षे चैत्रवदि ५ मणघोर जारीसुत साणत हुणसि श्रीमाणकदेवप्रणमिता।

( આ લેખ ઉપર કોરેલો છે. એના અક્ષર જુદા પડે છે તેથી તે પ્રક્ષિપ્ત હોય એમ લાગે છે. )

[૪-२] (1) ॥र्द० ॥ सं० १४८१ वर्षे श्रीमाणिकस्वामिभूव-(2) ॥ ने सा० कामासुत गुणराज सहजराज हंस-(3) ॥ राज पासराज दसेराज देवराज जात्रा सफल (4) संघवी पाल्हानि संघि बाई षेहसरि माता ।

( આ લેખ શિલાના જમણા ભાગમાં છે )

[૪-३] (1) ॥र्द०॥ संवत् १४८१ वर्षे श्रीमाणिकस्वामिभुव-(2) ॥ ने सो० जेसंगसुत वजेसीह जात्रा सफल (3) ॥ संघवी पाल्हानि संघि माता गोदीबाई ।

( આ લેખ શિલાના ડાબા ભાગમાં કોતરેલ છે )

[५-१] (1) ॥ संवत १४८१ वर्षे चैत्रशुध ५ सोमेश्री

[५-२] (1) ॥९॥ स्वस्ति श्रीमाणिकस्वामि संवत् १४८७ वर्षे शाके १३५२ प्रवर्तमाने (2) ॥ वैशाख मासे साहजितहार्सिदवितअमाहाया वीभु पश्यति ॥

[५-३] (1) मलधारगच्छीय (2) श्रीविद्यासागर (3) सूरि ।

(આ લેખના બે પેટા લેખોની ત્રણ લીટી શિલાના જમણા ભાગમાં અને ત્રીજા પેટા લેખની લીંટી ત્રણ ડાબા ભાગમાં છે.)

(६) (1) स्वस्ति श्रीमत्पदांभोज । भेजुषा सन्मुखी सदा । तस्मै देवाधिदेवाय । श्रीआदिप्रभवे नमः ॥१॥ संवत १७६७ वर्षे । (2) चैत्रशुद्धदशमी पुष्यार्कदिने विजयमुहूर्ते श्रीमाणिक्यस्वामिनाम्नः आदीश्वरभगवतो बिंबरत्नं प्रतिष्ठितं । दि-(3)ल्लीश्वर पातशाह श्रीओरंगजेब आलमगीरपुत्र पातशाह श्रीबहादरशाहविजयराज्ये । सुबादार नव्वाब (4) महम्मदयुसफखान बहादर सहाय्यात् तपागच्छे भट्टारक श्रीविजयप्रभसूरिशिष्य भ० विजयरत्नसू-(5)रिवरे सति पंडित श्रीधर्मकुशलगणिशिष्य पंडित केसरकुशलेन चैत्योद्धारश्च कृतः... (6) केन प्राकारः कारितः । शाके १६३३ प्रवर्तमाने...।

(લેખાંક ૧, ૨ અને ૬ ની લીપી સમાન લાગે છે.)

[७] (1) ॥ संवत् १४८१ वर्षे तपागच्छाधिराज श्रीभट्टारक ॥ (2) ॥ श्रीरत्नसिंघसूरि ॥ प्रसादेन श्रीस्तंभतीर्थे मं० सीतासुत (3) ॥ मं० लाखणसी । सुत मं० करणजस मं० कूंपा मं० वापापुत्रः ॥(4)॥ मं० डारा मं० विजयसीं मं० डारापुत्र मं० देवधर सं० ॥(5 ॥ बसक् श्राविकादि सपरिवारैः श्रीमाणिक्यस्वामि प्र-॥ (6) ॥ भु तीर्थाधिराज सर्वसमघं त्रिसंधिमग्रे नमस्कार ॥

## બીજી ઓરડીમાંના લેખો

[૮-૧] (1) [1]॥ ई० ॥ स्वस्ति श्री माणिक्यदेवोस्तु श्रेयसे श्रेयसे सतां...। (આ શ્લોક ઉપરના ભાગમાં છે.)

[૮-૨] (1) स्वस्तिः श्री संवत १४८७ ।
(આ પેટા લેખ શિલાના જમણા ભાગમાં ત્રણ–ચાર લીંટીમાં છે.)

[૮-૩] (1) स्वस्ति श्री...१४८७ ।
(આ પેટા લેખ શિલાના ડાબા ભાગમાં ૩-૪ લીંટીમાં છે. આ શિલા અર્ધી ભીંતમાં દબાઈ ગઈ છે.)

[૯] આ લેખ બિલકુલ ઉકલતો નથી.

[૧૦-૧] भूमिवारहठकानमस्कररुद्रठ (આ લીટી ઉપરજ કોરેલ છે અને પ્રક્ષિપ્ત લાગે છે.)

[૧૦-૨] संवत् १४७९ वर्षे माहशुदि ११ र(वे)त...भट्टारक द्रां (?) सोमसुंदरसूरिशिष्यश्रीभट्टारक...(2) श्रीउदयसुंदर...राणज्ञानकगणि उमादर्शगणि विमलसंयमगणि राजवर्धनगणि(3) चारित्रराजगणि रत्नशेखरमुनि रत्नप्रभगणि तीर्थशेखरगणि विवेकशेखरगणि (4) धीरकलशगणि साध्वी विजयरत्निगणि की संवेगणलावदय मतिला(भ)नृहलादि (5) परिवारयुताः श्रीजिनशासनप्रौढप्रभावक क्षं० (क्षालयविजयगणि)।

[૧૧] જુઓ લેખ ૧૪ એક લેખના આ બે કટકા ઊંધા ચોડી દીધા લાગે છે.

[૧૨-૧] (1) सं० १४६९ सा लीबासुत सा कान्हा (सी) (2)...वरदे सुत सानादुयुमादिरमात ।

[૧૨-૨] (1)...संवतु १४६९ सा आल्हापपालसुना (2) षुरणश सं० वलभ ४६९ चै० सुद ४ भ०...।

[૧૨-૩] (1) ॥ई०॥ संवत् १४८१ वर्षे श्रीमाणिकस्वामिभुवने सा० रतासु-(2) ॥ त हंसराज हराज कामराज धुरमा जात्रा सफल (3) ॥ संगवी पाल्हानि संघि माता संपूरी बाई (4) प्रणमति ।

[૧૩] (1)...वीतराग सा० श्रीराणामुधासुनु सा (2)...सा० षोषटधणसी सुनु सा० धामा सा नाग (3)...आसा सोमा सुनु माणकदेवच्ये प्रणामितं...(4) मका फुलनी तथा फुगा तीलंग राइ बिइ बंदिछो...(6)रिका दंडु क्षेडु सांवतु

---

[1] 'श्रीतीर्थक्षेत्र कुल्पाक' નામક હિન્દીભાષાના એક પુસ્તકમાં આ લેખ નવમા લેખ તરીકે આ પ્રમાણે આપવામાં આવ્યો છે:

(૨૫) श्रीमाणिक्यदेवभुवने ।
स्वस्ति श्रीः संवत १४ ।
स्वस्ति श्री माणिक्यस्वामिप्रसादात् १४८७ वदी वेशाखमासे श्री प्रा ।
संवत् १४८७ वर्षे शाके १३५२ प्रवर्त्तमाने...मासे माणिक्यस्वामीयात्रायां...
...सायरसुन...।

१६६५ सर्वजितनाम मावक (7)...धाणसी सुनु सा० छागदेधामा (प्रभु) गोपाळ चंद्रा...(8)... नावापा सु(नु) क्षेत्रसुदधि माणिकस्वामी (9)...नस्का रु० २००० सा० आला (गममलसा०)

[૧૪] જુઓ લેખ ૧૧. એક લેખના આ બે કટકા શોધી ચોડી દીધા લાગે છે.

## પેઢીની પાસે ઓરડીની બહાર

[૧૫] લેખ છે. લીપી સુંદર છે પણ અક્ષરે ઝીણા છે તેથી લેખ ઉકલતો નથી.

## વચલી ઓરડીની બહાર

[૧૬] પડિમાત્રામાં મોટા અક્ષરોમાં છે. કોતરણી મરોડદાર છે, છતાં ઉકેલવામાં બહુ મુશ્કેલી પડે તેવો છે.

## શિખર પર ત્રાંબાની પટ્ટીમાં ધ્વજાદંડનો લેખ

[૧૭] संवत् १९६६ शाके १८३१ प्रवर्तमाने मासोत्तमे मासे पोषमासे कृष्णपक्षे तिथौ ११ शुक्रवासरे जैन श्वेतांबर श्रीसंघकी तर्फसे श्रीकुलपाकजी मंदिरे फिर वमरकल पालटराया वीर संवत २४३६।

## ગાદીપરના લેખો

ગાદી ઉપરનો ભાગ [૧૮] (1) ॥ श्री संवत् १४८३ वर्षे देव श्री माणिक्य स्वामी । तपोगच्छाधिराज श्री सोम- (2) ॥ सुंदरसूरिचरणारविंद साधुपरिवार परिवृत पं. शांतिशगणिसदुपदेशपेशली (3) ॥ भृत ज्ञानरत सो. पाल्ही मलु सो. धनपालु सुत परमार्हत सो०...हीर श्रमणोपा- (4) ॥ सक (सुं)गक श्री माणिकस्वा(मि) क्षिराब्धिदेवं सर्वदैवत्रिसंध्यं समुपासते तदा (5) ॥ (सो) मा सो. पुमादगत (6) वार २५००१ चैत्र वदि ५।

(આ લેખની લીપી–અક્ષરો–સંસ્કારિત અને સુંદર છે)

ગાદી નીચેનો જમણો ભાગ [૧૯] (1) संवत् १४...(2)...(3) पुत्र सा विरश्री पासदेवि । पुत्र श्रीधर (4) देवराज माणि(क्य)क्षीतो कुलपपाक श्री (5)... (6) देवराज...।

ગાદીની નીચેનો ડાબો ભાગ [૨૦] (1) संवत् १४७५ वर्षे (घात) शुदि ११ खौ(कन्या) हर (2) वंषे रा० पासुसुत सं० उसराज पुत्र रत्नसिं(3)ह माता शउराई भार्या श्रीमुडबाई खुदिता श्री माणिक...।

(આ લેખની લીપી અને જમણા ભાગના લેખની લીપી બન્ને સમાન છે. અને ગાદીના ઉપરના ભાગના લેખની લીપીથી ભિન્ન છે.)

ગાદીની નીચે વચલો ભાગ [૨૧] આ સ્થાને લેખ છે પણ બહુ જ બેઢબ અને બનાવટી જેવો લાગે છે. અક્ષરો દેખાવા છતાં વાંચી શકાય એવા નહી હોવાથી એ લેખ નથી લઈ શકાયો,

[૨૨] श्रीमन्नाभिनन्दन वृषभजिनो वृषभलांछने ऋषभः ॥
तत्सूनुभरतचक्री–बिम्बकृता–यक्षकोटिरः ॥ १ ॥

प्रलम्बकीकरमुद्रा-मरकतमणिनिर्मिता वृषभमूर्तिः।
पुंडरीकगणधरप्रतिष्ठिता महिमधामाऽभून् ॥ २ ॥
मागत्कद्वापि कियद्गता वा तत्र कियत्काले।
लंकापुर्यां रावण-भार्या-मंदोदरीमहिता ॥ ३ ॥
तत्र स्थितिः षण्मासाया मंदोदर्यापि सायरे मुक्ता।
तत्रापि कियत्कालैर्ज्ञाता ... ... ... ... ... ॥ ४ ॥

......॥ ५ ॥......। श्रीशंकरनाम्न... ...॥ ६ ॥ ... ... उद्धार तत।... ॥ ७ ॥ ... ...। शुभलग्ने बिम्ब यदा... ...॥ ८ ॥... ...प्रणिता : श्रीविजयसेनसूरीश्वरादि।...शिष्यः श्रीवाचकमणि ॥ ९ ॥

चन्द्र-रस-तर्क-बाणा (१६६५) ऽब्दे हस्तभे च शशिवारे।
चैत्रसित पूणिमायाममलमूर्तिः प्रतिष्ठिता रम्या ॥ १० ॥
विहिता या प्रतिपूज्यः माणिक्यस्वामिनां जगद्रत्ना।
ऋद्धि बुद्धि सिद्धि वृद्धि प्रतिष्ठितानन्दिता भविता ॥ ११ ॥

... ...श्रीमाणिक्यसागरादानी ता. द्वा. भा. प्रा....मा।

[२३] संवत् १४७९ वर्षे श्रीमाणिक्यस्वामि तपागच्छे भट्टारक श्रीभुवनसुंदसूरि सपरिवारेण कोठारी सांवतसुत...संघवी पुनसी पुत्र माता पुत्र परिवारेण यात्रा कृता।

[२४]... ... ...उदारबुद्धिपर... ...।

[२५] संवत् १४८१ (वर्षे) स्व ॥ श्री ॥ प्र ॥...ज्ञाति सह। गुरु भट्टारक श्रीसोमसुन्दरसूरिपादाः श्री पं. शांति...प्रसादेन सार्थवाह नरसी सह विजपाल माता बाई सोमा पुत्र सहायतः......श्रीसंघगगनवत्प्रभाभिः श्रीमाणिक्यजिन... श्रीसंघान्विता... ...।

[२६] श्रीमाणिक्यस्वामिप्रसादतः संवत्......चैत्रसुदि पडिवा सोमवारे संघवी सहिता... ... ...१।

[२७] श्री संवत् १४८१ वर्षे चैत्र वदि ४ सोमवासरे...गच्छाधिराज भट्टारक श्रीरत्नसिंहसूराणां प्रसादात् ...... शुभतीर्थे यात्रा म० अलसीवा......प्रपुत्र म. घासी म. कर्मसी वा-रत्नीपुत्र म. धन्ना अत्रोगा......स महाकुटुम्ब श्रीसंघाग्रणी जात्रा परिपूर्णा सदिव।

[ २८ ] श्रीमद् भगवत्करचरणाश्रित वर श्रीदेवसूरिवर : उपकार प्रशस्त स्मरं श्री तपगच्छनायक सूरिहितशिष्य......गणानिकरः भट्टारकसूरि...साधु लक्ष्मीसागरगणितीर्थं य लच्छी...जितचूलार्चित...सुंदर......।

'श्री तीर्थक्षेत्र कुलपाक' નામક યતિ શ્રી બાલચંદ્રાચાર્યજીલિખિત હિન્દી ભાષાના પુસ્તકમાં કેટલાક લેખો આપેલ છે. પણ ઉપરના નં. ૧થી ૨૧ સુધીના લેખો અમે જાતે તપાસીને લીધા છે તેથી તે પ્રમાણે આપ્યા છે અને નં. ૨૨થી ૨૮ સુધીના લેખો ઉક્ત પુસ્તકમાંના લેખો ઉપરથી આપ્યા છે. કારણ કે અમે તેને મેળવતાં તે બરાબર લાગ્યા છે.

આ લેખો સંબંધી વિચારણા હવે પછી જોઇશું. (ચાલુ)

# વિદ્વાનોને આમંત્રણ

## 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો ત્રીજો વિશેષાંક

# દીપોત્સવી અંક

[ એની યોજના ]



'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું સાતમું વર્ષ આવતા અંકે શરૂ થાય છે. સાતમા વર્ષની શરૂઆત 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ત્રીજો વિશેષાંક **દીપોત્સવી અંક** પ્રકટ કરીને કરવાનો અમે નિર્ણય કર્યો છે.

પ્રથમ વિશેષાંકમાં અમે ભગવાન મહાવીર સ્વામીના જીવન–ચરિત્ર ઉપર પ્રકાશ પાડતી સામગ્રી આપી હતી અને બીજા વિશેષાંકમાં ભગવાન મહાવીર સ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષનો જૈન ઇતિહાસ આપ્યો હતો. આ ત્રીજો વિશેષાંક એ બે વિશેષાંકના અનુસંધાનમાં જ પ્રગટ કરવાનો હોઈ તેમાં વીર નિર્વાણ સંવત ૧૦૦૦થી વીર નિર્વાણ સંવત ૧૭૦૦ (વિક્રમ સંવત ૫૩૦થી વિ. સં. ૧૨૩૦) સુધીના સમયનો જૈન ઇતિહાસ આપવાનો છે. એટલે કે એમાં શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ પછીથી લઈને કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ સુધીનો જૈન ઇતિહાસ આપવાનો છે.

આ યોજના પ્રમાણે ઉપર જણાવેલ ૭૦૦ વર્ષના જૈન શ્વેતાંબર સંપ્રદાયના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડતા, ખાસ કરીને ઇતિહાસ, સાહિત્ય, કળા, શિલ્પ–સ્થાપત્ય કે પુરાતત્ત્વ વગેરે વિષયોના લેખો આ વિશેષાંકમાં આવી શકે.

**ઇતિહાસ**—આ વિભાગમાં તે અરસામાં થઈ ગયેલા મહાન ધર્મગુરુઓ–જૈનાચાર્યો, જૈન સાધ્વીઓ, ગુરુપટ્ટપરંપરા, ગચ્છો, જૈન રાજાઓ, જૈન રાજવંશો, જૈન મંત્રીઓ, શ્રાવકો, શ્રાવિકાઓ વગેરેનાં પ્રમાણભૂત જીવન–ચરિત્રોનો તેમજ તે કાળની રાજનૈતિક, સામાજિક કે ધાર્મિક વિશિષ્ટ ઐતિહાસિક ઘટનાઓનો સમાવેશ થઈ શકે.

**સાહિત્ય**—આ વિભાગમાં એ સાતસો વર્ષમાં રચાયેલ આગમને લગતું-આગમો ઉપર પ્રકાશ પાડતું (ટીકા વગેરે રૂપ) સાહિત્ય, સંસ્કૃત-પ્રાકૃત ભાષામાં રચાયેલા બીજા અનેક વિષયોના નાના મોટા ગ્રંથો, એ ગ્રંથકારોનાં જીવન-ચરિત્રો, જૈન લીપીનો વિકાસ, તે વખતની પઠન-પાઠન શૈલી તેમજ એ સાતસો વર્ષના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડતા ગ્રંથોનો પરિચય વગેરે વિષયોનો સમાવેશ થઇ શકે.

**કળા**—તે વખતની જૈન કળાનું સ્વરૂપ, જૈન ચિત્રકળા, લેખનકળા આદિનો વિકાસ, જૈન કળાનો પ્રભાવ અને તેનું વૈશિષ્ઠ્ય વગેરે આપી શકાય.

**શિલ્પસ્થાપત્ય અને પુરાતત્ત્વ**—એ વખતમાં સ્થાપન થયેલાં જૈન તીર્થો, દેરાસરો, અન્ય ધર્મસ્થાનકો તેમજ તેના સ્થાપકોને લગતી હકીકત; એ સમય ઉપર પ્રકાશ પાડતા શિલાલેખો, ત્યારના જૈન સ્થાપત્યની વિશેષતા, એ સ્થાપત્ય અને વર્તમાન સ્થાપત્યની તુલના અને એ કાળ ઉપર પ્રકાશ પાડતા પુરાતત્ત્વના અવશેષો વગેરે વિષયોનો આ વિભાગમાં સમાવેશ થાય છે.

આ સમયમાં થયેલાં તીર્થો, દેરાસરો, શિલાલેખો, હસ્તલિખિત ગ્રંથો કે બીજી કોઇ બાબતોનાં ચિત્રો અમને મળશે તો તેને પ્રગટ કરવા માટે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે.

આ વિશેષાંક વધુમાં વધુ ઉપયોગી બને એવી અમારી ઉમેદ છે, અમારી આ ઉમેદની સફળતાનો આધાર પૂજ્ય મુનિરાજો અને અન્ય વિદ્વાનો તરફથી મળનાર લેખસામગ્રી ઉપર છે.

અમે સૌ પૂજ્ય મુનિમહારાજોને તથા અન્ય વિદ્વાનોને સાદર વિનંતી કરીએ છીએ કે તેઓ ઉપરના વિષયોને લગતા, આધારપૂર્ણ, મુદ્દાસર અને ટૂંકા (બનતાં સુધી આ માસિકના ૬ થી ૮ પૃષ્ઠમાં સમાઇ શકે તેવડા) લેખો બની શકે તેટલા વધુ પ્રમાણમાં મોકલીને અમારા આ પ્રયત્નને સફળ બનાવવામાં અમને સહાયતા કરે !

—**વ્યવસ્થાપક.**

લેખો વગેરે ભાદરવા વદિ ૧૦, તા. ૧૬-૯-૪૧ સુધીમાં નીચેના સરનામે મોકલી આપવા—

વ્યવસ્થાપક, **શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
જેશિંગભાઇની વાડી, ઘીકાંટા, **અમદાવાદ.**

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## નું

## છઠ્ઠા વર્ષનું

## विषय-दर्शन

### પ્રતિકાર



### સાહિત્ય

## ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય

# ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ

## તત્ત્વજ્ઞાન



## સ્તુતિ–સ્તોત્રાદિ



## તંત્રીની નોંધ



## ચિત્ર